# નિવેદન

ઈ સ ૧૯૬૧ના વર્ષની ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી પ્રગટ કરતા અમને આનદ થાય છે પ્રો હસિતભાઈ હ બૂચે આ સાથેની સમીક્ષા તૈયાર કરી સવેળા આપી છે એ માટે એમને અભિનદન આપીએ છીએ

આ કાર્યવહીને અમે ગુજરાત સાહિત્ય સભાનુ એક અગ ગણીએ છીએ અને એ વિશિષ્ટતા જળવાઈ રહે એ માટે વિદ્વાન સમીક્ષકો અમને ઉદાર સહકાર ચીવટપૂર્વક આપે એવી અમો વિનતિ કરીએ છીએ પ્રકાશકોએ પોતાના પુસ્તકો મોકલી આપી અમોને સહકાર આપ્યો છે એ માટે એમનો આભાર માનીએ છીએ અને પોતાનો સહકાર ચાલુ રાખી અમારા કાર્યને પ્રોત્સાહન આપશે એવી આશા રાખીએ છીએ

ઈ સ ૧૯૫૯ અને ૧૯૬૦ના વર્ષોની સમીક્ષા હજુ અમને મળી નથી પણ તદ્દન નજીકના સમયમા મળવાની આશા રાખીએ છીએ મળતા જ એ બેઉ છપાવી ચાલુ વર્ષમા જ પ્રગટ કરવાની અમારી ભાવના છે

આ કાર્યવહીમાં 'રણજિતરામ સુવર્ણચદ્રક-પ્રદાન'ના સમારભ અને જુદે જુદે સમયે થયેલા જયન્તી વ્યાખ્યાનોની કારવાઈ પણ સમાવી લેવામા આવેલ છે

| | |
|---|---|
| | લિ |
| બેચે ટાઈનની હવેલી | ચૈતન્યપ્રસાદ મો. દીવાન |
| ત્રણ દરવાજા પાસે | કેશવરામ કા. શાસ્ત્રી |
| અમદાવાદ-૧ | ધીરજલાલ ધ. શાહ |
| તા ૨૦-૪-૬૩ | મા મત્રીઓ ગુ સા સભા |

# અનુક્રમણિકા

# ગુજરાત સાહિત્ય સભા—અમદાવાદ

## તરફથી

# ઓગણીસસેં એકસઠનું ગ્રંથસ્થ વાઙ્મય

સમીક્ષક હસિત હ. બૂચ

આ સમીક્ષા અંગે વાંચ્યું, વિચાર્યું અને લખ્યું એ સમગ્ર સમય દરમિયાન તાજો રહ્યો છે ઊંડા આભારનો ભાર. સ્વાધ્યાયનો આવો લાભ આપવા માટે 'ગુજરાત સાહિત્ય સભા'નો હું આભારી છું. સાગરરસના આપણા એક જાણીતા લેખકમિત્રે એક મિજલસમાં મળતાં છેડી આપેલી 'જો જો, સમીક્ષા સમયસર આપશો તો અવગુણ કહેવાશે!' હતો તો એમાં એ જ રજ, જે સહુ સંબંધકર્તાના મનમાં રહ્યો છે. '૬૨ના ડિસેમ્બરના છેલ્લા સપ્તાહમાં હું સમીક્ષા સુપરત કરી રહ્યો છું, તે ધાર્યા કરતાં બે મહિના મોડું જ છે. આ માટે સાચે જ દિલગીર છું. સંજોગોની વાત શ્યાં કરું? વિલંબ એ વિલંબ.

સભાનું નિમંત્રણ મને જુલાઈ ૧૯૬૧ના ત્રીજા સપ્તાહમાં મળ્યું. તે પછી મને મળેલાં '૬૧ના કુલ ૩૩૬ પ્રકાશનો પૈકી ૧૨૫ થી વધુ '૬૨ના માર્ચ–એપ્રિલમાં અને બીજાં પાત્રીસેક ડિસેમ્બરની અધવચ સુધીમાં મળ્યાં. પ્રગટ થાય તેમ તેમ ટૂંકે ગાળે પુસ્તકો મોકલવાની પ્રથા કેટલાક લેખકો–પ્રકાશકોએ અપનાવી, તેથી સમીક્ષાના કાર્યમાં સુવિધા સચવાઈ છે. આ પ્રથા વ્યાપક બને તો? અગાઉ એક સમીક્ષકે (પ્રા. અનંતરાય મ. રાવળે) નોંધ્યું છે તેમ, અન્યત્ર મોકલાય તે સાથે વાર્ષિક સમીક્ષકને પુસ્તકો નિયમિત મોકલાતાં રહે તો આ પ્રવૃત્તિ વ્યવસ્થિત પણ બને. વાર્ષિક સળંગ સમીક્ષા અમુક વધુ સમય તો લે જ. હા, હમણાંનો વિલંબ વધુ પડતો થયો છે એ સાચું છે. મોકલાતાં પુસ્તકોની નિયમિત ત્વરિત સમાલોચના મળતી રહે એવી અપેક્ષા આજે તો વિવેચનમાસિક મળે ત્યારે જ સંતોષાય એવી સ્થિતિ છે. સભાએ જાહેરાત–પત્રો લખ્યા અને સભાની ઇચ્છા પ્રમાણે

મેં ૫નો લખ્યા, તેનો એકંદર ઉત્તર સંતોષકારક વળ્યો છે એ પણ સાભાર નોંધુ.

કવિતા, નાટક, નવલકથા, વાર્તા, ચરિત્ર-પ્રસગચિત્ર હાસ્ય, વિવેચન-સશોધન, નિબંધ, ભાષા-પિંગળ, બાળ-કિશોર સાહિત્ય તથા વિજ્ઞાન—એવા અગિયાર વિભાગોમા સમાવાયેલા ૩૩૬ પ્રકારનો પૈકી પ્રથમ આવૃત્તિના સ્વતંત્ર ૨૫૫, ભાષાંતર ૪૮ અને પુનર્મુદ્રણ ૩૩ છે કેટલાક પુસ્તકોને તેના મુખ્ય અશને અનુલક્ષીને અમુક વિભાગમા મૂક્યા છે મહત્ત્વની ગણાય એવી કૃતિઓની વીગતે વિસ્તૃત સમાલોચના કરી છે, તેમ સર્વ કૃતિઓનો યથાવકાશ-યથાશક્ય વિચાર કર્યો છે પરિણામે ધાર્યાથી વિસ્તાર વધ્યો છે મોકલાતા પુસ્તકો એ છૂટની અપેક્ષા રાખે એમ માનુ છુ

'૬૧ના આ સમસ્ત સાહિત્યફાલ પર એક ઊડતી નજર કરી લઉં તો એમા કાવ્ય, નવલકથા અને વિવેચન વિભાગો પ્રમાણમા વધુ સખ્યામા સભારવાયોગ્ય કૃતિઓ આપે છે બાળકિશોર સાહિત્યમા પણ કેટલીક કૃતિઓ લક્ષ ખેંચે છે કવિતામા 'પુનરપિ', 'આર્દ્રા', તુલસીદલ', ઇંગિત', 'મહેક', 'જાહ્નવી' જેવા સગ્રહો, નવલકથામા 'અતરપટ', 'યુગના એંધાણ', 'મનખાવતાર', 'રેવા, તારા વહેતા વારિ' 'ગુર્જરપતિ મૂળરાજદેવ', 'આરણ્યક' અને ધીરે વહે છે દોન જેવી સ્વતંત્ર-અનૂદિત કૃતિઓ, વિવેચનમા 'નભોવિહાર', 'સશોધનની કેડી, 'વાર્તાવિમર્શ', 'આચાર્ય હરિભદ્ર', 'કાનેનપર અધ્યયનગ્રંથ', ઉપાયન અને 'રવીન્દ્રદર્શન', વાર્તા-વિભાગમા 'હૃદયદાન' કે 'નીલ ગગનના પંખી' અને 'એક સાજની મુલાકાત', નાટકમા સુવર્ણરેખા' 'રાખની દૃઢ અને કાળનાં ચક્ર' કે 'કાયાપલટ' અને 'આતર રાષ્ટ્રીય એકાંકીઓ, ચરિત-પ્રસગચિત્ર ગુચ્છમા સિકાર પછી હિન્દી ને ગોમતીવાર' બાળકિશોર વિભાગમા 'માણ મોતી, મોતીનો દાણો', 'ચગડોળ', 'વાતાવિહાર, 'નીરપસની તણખો બાજે ઘર, જીવનનુ ખમીર', 'ત્રિભુવનદાસ ગજ્જર' 'રવીન્દ્ર જીવનસૌરભ', નિબંધ વિભાગમા 'ગુજરાત એક પરિચય', વિશ્લેષણ કે 'વા મો શાહનુ સજસ્મરણ ભાષા પિંગળ-ગુચ્છમા 'ગુજરાતી-હિંદી કોશ', 'સાહિત્યદાનના વિશિષ્ટતા દાખવે છે વિજ્ઞાનવિભાગમા 'પુરા વ નુ વિદ્યા 'આપણી ખનિજ સપત્તિ' કે 'ઋતુચર્યા' જેવા પ્રકાશનો સુરેખ હેતુ સિદ્ધ કરતા જણાશે 'પરિચય ટ્રસ્ટ'ની શ્રેણીની પુસ્તિકાઓ સમગ્ર રૂપે આવકાર માગી લે તેવી છે હાસ્યવિભાગમા 'સાથે બેસીને વાચીએ' અને 'મનમા આવ્યુ' યાદ કરવા યોગ્ય છતાં, આ વિભાગ

પ્રમાણમાં ઓછો સંતોષ આપે છે. નિબંધવિભાગ વિશે ય સમગ્રપણે એવું જ કહી શકાય. ટૂંકી વાર્તાનો વિભાગ અણધારી રીતે મુકાબલે સમગ્રતયા નબળો પડ્યો છે. વિજ્ઞાનવિભાગમાં આપણે ઘણું સિદ્ધ કરવાનું બાકી જણાશે. '૬૧ના સાહિત્યફાલમાં આમ છતાં ઉપર નોંધી છે એવી કેટલીક રોનક–ખુશ્બુ છે. આ સમસ્ત ફાલ દ્વારા જે વૈવિધ્યભર્યો ભાવનાત્મક અને બૌદ્ધિક પુરુષાર્થનો મને પરિચય થયો છે, તેનો હર્ષ અહીં માત્ર ઉલ્લેખું છું. એ ય ઉમેરું કે આપણાં પ્રકાશનો ઉત્તરોત્તર વધુ સુઘડ અને કળામય સ્વરૂપે હવે પ્રગટ થાય છે. લોકપ્રિય સાહિત્યપ્રકારોનાં કેટલાંક પુસ્તકો પ્લાસ્ટિકના પારદર્શી ઉપરણાની શોભા ય લાવ્યા છે; એ ટકાઉ જાતનાં પસંદ થાય તો ઇષ્ટ છે. મુદ્રણશુદ્ધિ અને જોડણીશુદ્ધિની ચીવટ હદથી વધુ ઉપેક્ષિત જણાઈ છે. તેમાં શિષ્ટ લોકપ્રિય લેખકોના પ્રકાશનો ય ઘણીવાર ઝડપાયા જોઈ ગ્લાનિ પણ થઈ છે. લેખકો–પ્રકાશકો આપણી આ પરિસ્થિતિ વિશે વધુ ચિંતા ન સેવે?

કવિતા–વાર્તા–નવલકથા–વિવેચનમાં પાશ્ચાત્ય અને અમેરિકી વિચાર–શૈલીની નવીન છાટ, અરૂઢ અને પ્રયોગશીલ કલ્પન–ચિંતન–નિરૂપણનું વલણ, આપણી શિષ્ટ પરંપરાના સુભગ પ્રવાહમાં ક્યારેક ક્યારેક યથાર્થ રીતે તાજગી લાવે તેમ ભળ્યાં છે. એની રંગદર્શી વૃત્તિ–છટા ક્યારેક હદ ભાગતી–ઉવેખતી ય લાગે, છતાં વિશેષતઃ એનું કલ્પનાબળ સમગ્રપણે આવકાર માગી લે તેવું જણાય છે. વિશેષે નવલકથા–વાર્તામાં જાતીય આકર્ષણનો પ્રશ્ન, જ્યાં પ્રયોગને નામે વિદેશીની છાયા જ બને છે ત્યાં, માત્ર 'છે તે આવું છે' એવા વાસ્તવને સ્વીકારીએ તો ય, 'મગન'ના અતિરેકની ચીડ માથે ચડાવીએ તો ય, કંઈક કલાસંયમ માગે તેવો જણાય છે. એમાંની દૃષ્ટિ ય ક્યારેક ક્યારેક ચિંત્ય ગણાય. આ દૃષ્ટિથી કવિતા–વિવેચન બેઉ ઠીક ઠીક સ્વસ્થ આ વર્ષે જણાયા છે. નવલકથામાં મનોવિશ્લેષણનું પાસું પ્રગટ કરવા જતાં આપણે વચ્ચે વચ્ચે ભાષ્ય–વિવરણ–ચર્ચાના તત્ત્વની પકડ ઢીલી પાડતા હોઈએ એવું ય જરૂર લાગે છે. ગ્રામજીવનની વાસ્તવિક પન્નાલાલ–શૈલીની સૃષ્ટિનું નવલકથા–વાર્તામાંનું આકર્ષણ હજી ચાલુ લાગે છે, પણ નોંધપાત્ર તો છે શહેરી જીવનના ઊંચા અને મધ્યમ વર્ગના આલેખનનું વધતું પ્રમાણ. નીચલા મધ્યમ થરને પૂરતી વાચા અપાઈ ન લાગે એ ય ધ્યાન ખેંચે ખરું. સ્વાતંત્ર્યોત્તર સમકાલીન રાષ્ટ્રીય જીવનનાં બેઉ પાસાં, એની મહેક અને બદબૂ બેઉ, કવિતા–વાર્તા–નવલકથા–પ્રસંગચિત્ર ચરિત્રા-

દિમાં કેટલીક કૃતિઓ કલાત્મક રીતે સ્પષ્ટ કરે છે. સ્વાતંત્ર્યોત્તર સિદ્ધિઓ યોગ્ય રીતે સ્મૃતિબદ્ધ થઈ છે, છતાં એની ત્રુટિઓ પણ સર્જકની નજરે ચડી છે એ ઘણી કૃતિઓમાં દેખાતી હકીકત છે શહેરનાં સુખી શ્રીમંત કુટુંબો પ્રત્યે નવલકથામાં વધેલું વલણ વિશાળ મધ્યમવર્ગીય વાચક સમુદાયને આકર્ષક થતું હશે, છતાં એનું ધ્યેય યા કલાસ્વરૂપ સરવાળે અદ્ધર જ રહેતું લાગે છે. વસ્તુસામગ્રીની દૃષ્ટિએ, આ સમીક્ષા લખાય છે એ '૬૨નો અંતભાગ રાષ્ટ્રીય પ્રજાજીવનના ઠીક ઠીક સુપ્ત અને વ્યસ્ત થઈ ગયેલા પ્રવાહની ક્રાન્તિ–જાગૃતિ–દૃઢતાની ઝાંખી કરાવતો હોવાથી, હવે પછીના આપણા સાહિત્યમાં એની સર્જનાત્મક તસવીર ઊપડશે એવી આશા રાખી શકાય. '૬૧નો સાહિત્યફાલ, એનો લલિત વિભાગ કેટલીક એવી તેજસ્વી કલમ દાખવે છે, કે એ આશા સાર્થ પણ કહેવાય.

સમીક્ષાને અંતે આપેલી સમીક્ષિત ગ્રંથોની યાદી એક હકીકત લક્ષમાં લાવશે. આપણાં કેટલાંક પ્રકાશનો વધતા જતા વાચકવર્ગને ન પરવડે એવાં મોઘાં થયાં છે. મોંઘવારી, પુરસ્કારાદિ એમાં કારણભૂત હશે એવાં કારણો વાજબી ય છે. તો પણ આ હકીકત સંબંધકર્તાઓ સાહિત્યપ્રચારની દૃષ્ટિથી અવલોકે એ હવે જરૂરી છે.

વિભાગવાર સમીક્ષા આરંભતાં અગાઉ એક ઋણભાવ વ્યક્ત કરું છું. કાવ્યવિભાગમા 'સાન્નિધ્ય' અને સંપાદન 'યાદવાસ્થળી'ની સમીક્ષા સુહૃદ શ્રી. ઈશ્વરપ્રસાદ જોશીપુરાએ સભાની સંમતિ અને મારી વિજ્ઞપ્તિને સ્વીકારી લખી આપી છે. સમીક્ષાની પૂર્વતૈયારી–લખાવટના આ સવાએક વર્ષના ગાળામાં જે મિત્રો અને આપ્તજનોએ રસ–સહકારની મમતાથી મને કૃતાર્થ કર્યો છે એ વિશે ઝાઝું શું લખું ?

## કવિતા

આ વિભાગનાં કુલ ૩૫ પ્રકાશનોમાં ૨૭ સ્વતંત્ર,
૭ અનૂદિત અને ૧ પુનર્મુદ્રિત છે.

**પુનરપિ : સ્વ. શ્રી. કૃષ્ણલાલ શ્રીધરાણી**

ટૂંકા ગાળામાં પણ સર્જકતાનો આકર્ષક ઉન્મેષ પ્રગટ કરી ગયેલા કવિ શ્રીધરાણીનો '૬૧ મા બહાર આવેલો આ કાવ્યસંગ્રહ વિષય પ્રત્યેના અભિગમ અને અભિવ્યક્તિની વિલક્ષણ સમકૃતિથી આપણું ધ્યાન ખેંચે

તેમ છે. નવો માર્ગ શોધતા કવિની એમાં ઉત્સાહભરી 'મથામણ' છે. એમાંનું બળ અને એની તાજગી ચોટ પકડે છે, તેમ કવિતા અસલ રૂપની આડે પણ વચ્ચે વચ્ચે આવ્યા કરે છે, છતાં સમગ્રતયા 'પુનરપિ' ગુજરાતી કવિતાની વર્તમાન સાધનાનું એક વિશિષ્ટ પાસું અવશ્ય દાખવે છે. 'દર્શનો વિનોબાનાં', 'વાડને વાચા થાય', 'એક પ્રસ્તાવનાને', 'કાઠિયાવાડ', 'અંગત મંત્રી' કે 'હાથરસનો હાથી'–એ આ સંગ્રહની નોંધપાત્ર રચનાઓ છે. શ્રી. ઉમાશંકર જોશીનો પ્રવેશક પામેલ 'પુનરપિ'માં અંતે આવતું 'કાવ્ય-વસ્તુવિચાર' નામક ટિપ્પણ, કંઈક પથરાઈ ગયેલું ય લાગતું હોવા છતાં, વિચારણા અને રજૂઆતના ચમકારા બતાવીને નવીન કવિતાનું કેટલુંક મંથન પણ સ્પષ્ટ કરે છે.

ત્રેવીસ રચનાઓના 'પુનરપિ' સંગ્રહનું મોખરાનું કાવ્ય છે 'દર્શનો વિનોબાનાં.' કવિએ કાવ્યને સ્પષ્ટ કરતાં રેખાચિત્રો પણ સાથે જોડ્યાં છે. સ્પર્શ વ્યક્તિને નિમિત્ત કરી કવિએ કહ્યું છે મહાન પુરુષ વિશે જ. એની આસપાસના સંદર્ભમાં કવિ એના વ્યક્તિત્વને વિચારે છે. "ઊંચે પરોઢનો તારો (એકલતાનું માનસ)", "યાત્રા પદપ્રતનું પાનું", "બ્રહ્મચર્ય અણુ-માપ્યું એવું, (પાન અણીશુદ્ધ નાગરવેલનું જી રે!)" જેવામાં જણાતો પ્રતીક-લયનો ચમકારો, "વચમાં વચમા રેંઉંયો એનું નામ કરે હરાજ!" કે "કોઈ ઉગાડશે ચીભડાં એમાં, કોઈ ઉગાડશે રૂ" જેવી પંક્તિઓમાં દેખાતો આ સંગ્રહની શ્રી. ઉમાશંકરે બતાવેલી વિશિષ્ટતારૂપ કટાક્ષ (જે કયારેક નર્યો વક્ર દર્શન રૂપેય મૂર્ત થાય છે), અથવા "માનવકુળના દુઃખનો ભારો, મુમુક્ષુનું પાથેય; ઊગરવું કે ના બચવું જગને, ઉગારવામાં...સાધકનું શ્રેય!" જેવી પંક્તિમાં વરતાતી વિચારણાની વિલક્ષણતા આ કાવ્યનું વૈશિષ્ટ્ય સૂચવે તેમ છે. આ ચિંતનાત્મક ચરિત્રકાવ્ય એમાંની દૃષ્ટિ અને વધુ તો રજૂ-આતથી સંગ્રહનું મહત્ત્વનું કાવ્ય બને છે.

આરંભના લયહિલ્લોળ અને ચિત્રાંકનથી આકર્ષક 'વાડને વાચા થાય' કાવ્ય કવિની–સૌંદર્યઝંખનાનું પ્રશાંત સ્વરૂપ પ્રગટ કરે છે. રોજિંદી અનુભૂતિને અહીં આહ્લાદક વાચા પ્રાપ્ત થઈ છે. "ઓરડો મારો આંખ વીચીને, સાગરે રાતના ડૂબકી ખાય" કે "ઝાખરે ઝાખરે જીભ છૂટે" જેવી પંક્તિઓ સ્મરણાંકિત થઈ રહે તેવી છે. 'એક પ્રસ્તાવનાને' કાવ્ય પણ સામાન્ય વ્યવહારમાં કવિની સંવેદનાએ અનુભવેલી રમણીયતાનો મજાનો ઉદ્ગાર છે. શ્રીધરાણીની શબ્દક્રીડાની એક ઝલક એમાં ય છે. 'કાઠિયાવાડ'માં નેમભર્યો

શબ્દચિત્રો સાથે 'મસુનોધનો મધુપ્રમેહ' (સીતાફળીની છાય તજેની કમર જોઈને) જેવુ પ્રતીક છે, તો 'ત્રાબાવર્ગી 'બાઈ ને કાગજે નદકિશોર' જેવી પક્તિમા શ્રી રાણીને લોકજીવન-નોમ્હાળની જે નાસૂઝ છે તેને દેખાય છે 'બાથ ટબમા' કે દામ્તરનુ દીવાનખાનુ' અવનવી પશ્ચાદ્ભૂમા કવિની ચિતન-શીલતાની ઝનક દેખાડે છે તો 'હિમાનસની ચેતવણીનુ ગીત', 'આવુ-આવુ રે ગુજરાત', 'હાથરસનો હાથી', 'ઑસ્ટ્રેલિયાઈ મૅગબાઈ', 'ઉતાવળુ શુભ', 'કાશ્મીરા!', 'બીજો ચન્દ્ર' આદિ રચનાઓમા વિના વિષયવૈવિધ્ય ઉપરાત પ્રાસગિકતાની કાવ્યક્ષમ રૂપે અવનોકવાની-આલેખવાની શક્તિ જણાય છે કવિ જ્યા-જ્યારે કિશોરજીવનના સ્મરણમવેદનને મૂર્ત કરે છે-શબ્દચિત્રમા યા પ્રતીકસામગ્રીમા ત્યા ત્યા એમને સહજ સફળતા મળે છે એ વાત પણ આ સગ્રહમા છાની રહેતી નથી 'અગત મત્રી' કાવ્યની કટાક્ષગર્ભ કથાનુ કનાપાસુ ય એની પ્રતીતિ આપે એમ છે

'બીજો ચન્દ્ર' જેવી કઈક વાચ્ય-વિવરણ રૂપ થતી રચના, એક બાજુ ગદ્યાળુ રચના જેવી તો બીજી બાજુ "કન્યા હતી કુમારી આજ એ ગગા-સ્વરૂપ, (સ્વર્ગવાસી મિસ્ટર તરગની) ખૂણે બેઠી ચૂપ!'મા છે તેવી 'પગ ડગે વગા'ની વૃત્તિનુ આવિષ્કરણ દાખવતુ કાવ્ય 'ઉત્સવનો સોમવાર', કે પછી 'શેક્સપિયરની કબર કને' સગ્રહના સામાન્ય થઈ રહેલા કાવ્યો કહી શકાય

પ્રવર્તમાન સમયની ઝીણી-મોટી અનુભૂતિ પ્રત્યેની 'પુનરપિ'ના કવિની જાગૃતિ-સંવેદનશીલતા, વિચારની તરલ તેમ ગભીર ગતિ, કલ્પનાની રમણીયતા કે પ્રગલ્ભતા, અર્થક્ષમ વિવિધતા સમર્થ રીતે ઝીલતી બાની, કવિને ફાવી જતી માત્રામેળની લયછટા, કે સગ્રહમા લગભગ સર્વવ્યાપ્ત કટાક્ષ-સામગ્રીની ધારદાર તેજસ્વિતા આ સગ્રહના ગુણ-પાસા છે. તો, ભાષા-કલ્પના-વિચાર-ભાવાદિમા પ્રવેશતી સભાન અરૂઢતા કે વાચ્યતા ત્વરિત લક્ષ્યવેધ સાધવા જતા રહી જતી અદ્ધરતા-ક્યારેક-સદિગ્ધતા 'અર્ધસુપ્ત માનસના બુદ્બુદ', 'અગત માનસમૂર્તિઓ' અથવા 'સપાદન ની અતિકાળજી' યા સ્વૈરવૃત્તિ, 'પુનરપિ'ના કાવ્યોને 'નવી કવિતાના માત્ર એક સીમાચિહ્ન' રૂપે ય દર્શાવે તેવુ બને એની એ વિનમ્રતા સહેતુક છે, સાચા કવિનુ પ્રદાન છે જમાને જમાને સર્જ માત્રે માટે અનિવાર્ય પણ છે, એટલુ ય 'પુનરપિ'નો સહૃદય ભાવક રીમરવાનો જ આવા સુસર્જ્ સગ્રહમા ગુણ-ક્ષતિઓ ટાળવા જેવી હતી

**આર્દ્રા : શ્રી. 'ઉશનસ્'**

ચિંતનશીલ પ્રૌઢ કવિતા આપતા શ્રી. 'ઉશનસ્'નો આ નવો કાવ્ય-સંગ્રહ છે. એમાંનાં ૮૮ કાવ્યો–ગીતોમાં ઊર્મિની સેર વહેતી રહે છે, છતાં એનું વ્યક્તિત્વ વિશેષે તો વિચારશીલતાનું વરતાય છે. કલ્પનાબળ, શબ્દપ્રભુત્વ અને અર્થગાંભીર્ય એની વિશિષ્ટતા રૂપ સિદ્ધિ છે. કવિ સમગ્રપણે સ્વસ્થતા, ભદ્રતાની છાપ ઉપસાવે છે. ભારતદર્શનની આ ગુચ્છમાંની કવિતા કે પ્રેમભક્તિની આર્દ્રતા પ્રસારતી કવિતા 'આર્દ્રા'નાં 'પ્રસૂન'થી જુદાં પડતાં–તરી આવતાં અંગો કહી શકાય. પ્રણયકાવ્યો ઓછાં છતાં વાત્સલ્ય-ભાવનાં કુટુંબચિત્રો દર્શાવતાં કાવ્યો ધ્યાન દોરે તેવાં છે. 'અમૃતને પ્રાર્થના', 'જમુના અને તરંગ', 'સ્વયંવર', 'પ્રીતની બારમાસી', 'ફરીથી વતન', 'ભલે ઊંઘતી શ્રાન્તિ', 'ગાડાવાટે', 'એ જિન્દગી', મુંબઈ–સુએઝ સૉનેટ યુગ્મ, હેમંત–વસંતમાં વર્ણનાત્મક કાવ્યો કે ભારતદર્શનમાંની થોડી કૃતિઓ આ સંગ્રહની મહત્ત્વની રચનાઓ છે.

સંગ્રહનાં ચિત્રાત્મક તેવાં જ વિચારમંડિત પ્રકૃતિકાવ્યોમાં, "વસંત –ગર્ભિણી દિક્કી ઋતુ આ તીવ્ર ફૂલ શી, સંકેલે સર્વ પ્રવૃત્તિ, ગર્ભાવસ્થ યથા વધૂ" ('હેમંતશિશિર'), પ્રતિપદાના ચન્દ્રને નિરૂપતી પંક્તિઓ "કો'ક રસિયા હોઠની જાણે મરડ... .આકાશને ઈંડે પડી ઝીણી તરડ" જેવામાં કવિનું કલ્પનાકૌશલ્ય દેખાશે. 'વર્ષા વિદાય'ના ચિત્રમા "જાણીતી રંગ ગંધોની જૂની નાટકમંડળી, ઊજવી ઉત્સવો હાવાં ઊપડી ગૈ બીજે સ્થળે" જેવી, કે બીજે "ઠરીને હિમની વર્ષા વૃક્ષો વલ્લરી ડૂંખ પે, જામતી એ જ આકારે મૂછમાં દૂધ તાર શી" જેવી પંક્તિમાની તરંગસ્ફૂર્તિ સ્પષ્ટ છે.

ભારતદર્શનકાવ્યસમુચ્ચયમા કવિની રાષ્ટ્રીય સંવેદના, વિચારશીલના અને આલેખનકલાની અચ્છી તસવીર મળે છે. ત્યાય ભાકરા–નંગલને યાદ કરતાં 'ભાખરા દંગલ'ની કરુણગર્ભ શબ્દક્રીડા કવિ સૂચક રીતે કરે છે જ. યંત્રસંસ્કૃતિ મિત્ર રૂપે આવે છે કે શત્રુ રૂપે એ શંકા ઉચ્ચારી કવિની શ્રદ્ધા તરત જ આવાહન દે છે: "તુ આવ, હું તને જ દૈશ પલટી, પ્રથા આર્યની." નૂતન ભારતને ગાતા આ કવિની પંક્તિ, "થોડોક મુજને દો કરી પ્રાચીન તો ઠીક" સંગ્રહમા સૂચક કેન્દ્ર બની રહે છે. અભિવ્યક્તિની અને અવલોકનની વર્તમાન વિશેષતાઓ સત્કાર્યો છતા કવિનું હાડ તો એ જ બોલે છે. 'ગાધીજીને' સભારતાં આદર્શનો અપભ્રંશ આરસ કરતી પ્રજા પર કે પછી '૧૫મી ઑગસ્ટ, ૧૯૫૮'ને ગાતાં "એક સમય જે દિલ્લી-

તણું દુર્લભ ઈંદ્રાસન, પૂર્વપરિશ્રમ ઉતારવાનું આજે નો નિદ્રાસન" દ્વારા અગ્રણીઓ પર પણ કટાક્ષ છે.

'ફરીથી વતન'માં શહેર–ગામડાં અને બે પેઢીઓ વચ્ચેનો વિચ્છેદ ચોટદાર ઉઠાવ પામ્યો છે. 'ભરે ઊંઘતી–'માં મધ્યાહ્ને વિરમતી શ્રમિત ગૃહિણીનું ચિત્ર ભાવાર્દ્ર બન્યું છે. 'રંગતાળી' કે 'મઝા પડે છે'માં ઉપાડ અચ્છો તો નિર્વહણ સાધારણ નીવડે છે. 'શ્રમીણ–કવિ–ફિલસૂફ રે'તાં સંસ્કૃતિ રચાશે'ની ઊંડી ભાવના સેવતા કવિ, તેથી જ કદાચ 'આ સઘળી રુક્ષતા' અને 'સહુ ક્લેશદાહ' મટે તે અર્થે જીવનમાં અને 'વર્ણે શબ્દે' અમૃત ઝમે એવી પ્રાર્થના સંગ્રહના આરંભે જ કરે છે.

ક્યારેક ક્યારેક અર્થક્ષમ છતાં કઠિન અને સમાસપ્રચુર થતી ભાષાના (વચ્ચે વચ્ચે રમતિયાળ અને પ્રાસાદિક પણ એ થઈ શકે છે) પડ તળે શ્રી. 'ઉશનસ્'નું જે ભાવનામયું સૌંદર્યરાગી અને વિચારલક્ષી કવિમાનસ 'આર્દ્રા'માં અનુભવાય છે, તે આ સંગ્રહને આવકારપાત્ર ઠેરવે તેમ છે.

**તુલસીદલ : શ્રી. સુંદરજી ગો. બેટાઈ**

મધુર સૌમ્ય જીવનદૃષ્ટિ' અને સ્વાભાવિક નિસર્ગપ્રેમને સૌંદર્યયુક્ત, પ્રૌઢ ને પ્રાસાદિક બાની–લયમાં નિરૂપતા કવિ શ્રી. બેટાઈનો આ સંગ્રહ–સાત વિભાગોમાં, મમ્મ્સ્તોકી 'ધમ્મપદ'ના અનુવાદની છૂટક વાનગી તથા અગાઉ ગ્રંથિકા રૂપે પ્રસિદ્ધ થયેલી 'સદ્‌ગત ચન્દ્રશીલાને' રચના સહિત, પંચાવન રચનાઓ આપે છે. સંગ્રહની શ્રેષ્ઠ કૃતિ થતી 'સદ્‌ગત ચન્દ્રશીલાને'–અંજલિ–રચના, 'ભવ તો–', 'પૂરાં પચ્ચાસની પૂંઠે', 'આવજે, બંધુ આવજે!', 'પાછો વનનજી ગાઓ', 'શ્રાવણી વિદાય' અને 'ધમ્મપદ'ની કેટલીક સમશ્લોકી વાનગી આ સંગ્રહની સુંદર રચનાઓ છે પ્રા. ઉપેન્દ્ર પંડ્યાએ સંગ્રહનો કરેલો 'આસ્વાદ' પણ સંગ્રહનું મહત્ત્વનું અંગ ગણાય.

પ્રથમ વિભાગનું 'ભવ તો–' ગીત સંગ્રહનું પ્રતિનિધિકાવ્ય બન્યું છે. કવિને મન ભવ કાચો પારો યા મારગ ઉતારો નહિ, પણ આત્માના દીના દીવાથી ચૈતન્યપૂર્ણ તુલસીક્યારો છે. કલ્પના, ભાવ અને નિરૂપણમાં શ્રી. બેટાઈની વિશિષ્ટતા આ નાનું ગીત ઠીક સૂચવે છે. વેદનાભર્યા પુનર્દર્શનને વાચા આપતા 'નીંદરા ઢંઢોળાણી'– પદમાં પણ કવિની લોકગીતકથાની ફાવટ વરતાય છે. 'ધીરે ધીરે'માં આનંદી પાપને શી એમ પૂછીને કવિ વિશ્વમાંથી પીયૂષ ધીરે ધીરે પીવાની વાત કરે છે, તે આ કવિની પ્રકૃતિનું

પ્રતિબિંબ પાડે છે. 'રજનીને રૂંવે રૂંવે રૂપેરી ઉજાસ' ('અમોલી મિરાત') જેવી સહજલલિત પંક્તિ પણ આ ગુચ્છમાં ગુંથાયેલી છે.

'આજ કેવું કષ્ટ છે!' એ બીજા ગુચ્છના કાવ્યમાં ય યુગસંવેદન સાથે "વરવું શું? શું નરવું? વિવેકહત હા અમે!" જેવું મથન છે, 'આનજે, બંધુ-'માં કવિની ભાવનાશીલ જીવનનિષ્ઠાના સંદર્ભમાં મૃત્યુને ગરવું ભાવસભર્યું સંબોધન છે, પરંતુ 'પૂરાં પચ્ચાસની પૂંઠે' રચના, તેમાંના સુભગ કલ્પનાતત્ત્વ અને શ્રદ્ધાભાવ સાથે "જગને અર્પ્યું તે શું મે? અર્પવાનું ય શું જ છે? સત્કાર્યું જગ, સત્કારું અલ્પ હુ તુલસીદલે" ઉદ્ગારોમાં નીતરતી નિખાલસતાને લીધે સહેજે વધુ લક્ષ ખેંચે છે 'સદ્ગત ચંદ્રશીલાને' કાવ્ય સંગ્રહની ઉત્તમ રચના થઈ છે એમાં કવિનો કલ્લોલતો ઉજ્જ્વલ દામ્પત્યભાવ, સૌમ્ય-સ્વસ્થ જીવનદર્શન, સુરુચિયુક્ત આયોજન પામેલું પ્રકૃતિ-ચિત્રણ, બાની-લયની પ્રસન્ન ગંભીરતા શ્રી બેટાઈની કવિત્વશક્તિનું સુભગ દૃષ્ટાંત છે તે પછીના વિભાગોમાં કચ્છમાંના પોતાના શૈશવના સ્મરણોને સ્વાભાવિક જીવંત શબ્દચિત્રોમાં મઢી લેતું અને અંતે મંગલકરુણ ચિંતનને ય હળવી કલમે સૂચવી દેતું ગીત 'પાજે વતનજી ગા'યું', કવિની સૌંદર્ય-પરખ દર્શાવતું 'વંદું ન શે?', દરિયાઈ વાતાવરણ જમાવતું નાવિક નાયક—નાયિકાનું સંવાદગીત 'શ્રાવણી વિદાય', ઉપાડથી આકર્ષક 'દરિયાપીર', કે કિશોરસહજ સ્મૃતિઠીબળનું ચિત્ર આલેખતું 'દિવાસ્વપ્ન' સારી રચનાઓ છે. 'ધમ્મપદ'ના કેટલાક ખંડોનો સમશ્લોકી અનુવાદ પણ પ્રાસાદિક અને ભાવવાહી થયો છે. પરંતુ અસંતોષ એક જ વાતે રહે કદાચ, કે 'ઇન્દ્રધનુ' યા 'નિશીથાંજલિ'ની સમૃદ્ધિ આ સંગ્રહમાં ઓછી જણાય છે પ્રકૃતિસ્થાનોને વર્ણવતા ચોથા વિભાગના કેટલાક કાવ્યો શ્રી બેટાઈની આવા કાવ્યોમાં સામાન્યપણે વર્તાઈ છે એવી સિદ્ધિના હકદાર ખરાં? 'નિશીથાંજલિ'નું 'અલ્વામેરી' ગીત યાદ કરનારને અહીંના 'અલનામેરી જામ સે'થી સંતોષ ભાગ્યે જ થાય 'નિવૃત્ત થતો પત્રકાર'માંનો કટાક્ષ ધાર ખોઈ બેસે એટલી હદે કથનાત્મક બન્યો છે, અને 'છે ને અજબ?'માંય વાચ્યાર્થપ્રાધાન્ય ખૂંચે જ છે પ્રાસંગિક કટાક્ષતત્ત્વ શ્રી બેટાઈમાં ઘણીવાર પાંખું પડતું જણાશે

'તુલસીદલ'માં સમગ્રપણે વિચારતાં શ્રી. બેટાઈ જાણે થાક-ઉતારતા લાગે છે, છતાં મંગલમય ચિંતન, તગપદી લોકગીતની સમૃદ્ધિછટા, પ્રકૃતિના ગુંથાતા આવતા સુરેખ આહ્લાદક ચિત્રો, પ્રણય અને વાત્સલ્યના

ભાવનો ગુંજારવ, કે પ્રાસાદિક તેમજ ગરવુ પ્રૌઢ નિરૂપણ 'તુલસી દલ'ને આ વર્ષનો એક નોંધપાત્ર સંગ્રહ કરે તેમ છે જ

**જાહ્નવી : શ્રી. નાથાલાલ દવે**

'કાલિન્દી'ના કવિના નામે ગાજે મળતો આ સંગ્રહ સાત વિભાગોમા ૧૧૮ રચનાઓ આપે છે રાષ્ટ્રીયતા, ભક્તિ, પ્રણય, પ્રકૃતિ અને વિનોદ-કટાક્ષનાં કાવ્યો વૈવિધ્ય સ્પષ્ટ કરે છે નીતો મધુર સૌંદર્યાનુરાગ, રાષ્ટ્રના નવનિર્માણનો ઉત્સાહ, સાપ્રતના ક્ષણચિત્રોનુ માર્મિક નિરૂપણ, કવચિત્ પ્રણયમસ્તીનો રંગ 'જાહ્નવી'મા ઠીક આકર્ષણ પ્રેરે છે ગીતરચનાઓ પ્રમાણમા વધુ સફળ થઈ છે અને લોકભોગ્ય–આમભોગ્ય કાવ્યસ્વરૂપ પરની કવિની હથોટી તો સગ્રહનુ વૈશિષ્ટ્ય પણ બને તેમ છે માર્દવ–સૌંદર્યયુક્ત વર્ણનોમા કલ્પનાની અપૂર્વતા–નવીનતાનો અભાવ, વિચાર ભાવ કે પ્રસગમા રૂઢ યા અણિયુ વિનાનો દેખાઈ આવતો ચમત્કાર, ક્યારેક તો કથન કાવ્યરૂપ ન પકડે તેવુ ય નિરૂપણ, વચ્ચે વચ્ચે નડતો પ્રસ્તાર, અનુસ્વાર ક્ષતિ–પ્રાસાર્થે, કવચિત્ ગદ્યાળુ થતી લખાવટ, અથવા સ્થૂળ યા રૂઢ થતુ હાસ્ય, 'જાહ્નવી'ની મર્યાદાઓ હોવા છતા, શિષ્ટ કવિતા અને આમભોગ્ય કવિતાનો સમગ્ર સુમેળ તેને વિશિષ્ટતા આપે તેમ છે શ્રી ડોલરરાય માકડનો પ્રવેશક અને ઉપરણાના પાખિયા પરની શ્રી હીરાબેન પાઠકની નોંધ આ ગુણવિશેષ નોંધે છે જ.

આરંભનુ 'પ્રભાત ગીતસગ્રહની એક સપૂર્ણ સુભગ રચના છે ભાવનશીલ કવિની વાણીની પ્રસન્ન ઉચ્ચ ગતિ તેમા દેખાય છે "ગહન ગગનની નિબિડ નીલિમા દે તુજને આહ્વાન, ઊર્ધ્વ પ્રતિ દે પાખ પ્રસારી નાના છાંડ નિશાન, ગાયે જા, દિલભર શ્રદ્ધાના ગાન અખૂટ નિઃશકી; "જાગો રે મનપખી!" ગહન અનુભૂતિની પ્રાસાદિક રમણીય અભિવ્યક્તિ રજૂ કરતુ આ કાવ્ય સગ્રહમા યથાર્થ અગ્ર સ્થાને છે 'ધરતી હિંદુસ્તાનની'–ની સરલતા, વેગીની ચાલ ભાવની લગની આકર્ષક છે, માત્ર એનુ લંબાણ નિવારવાયોગ્ય ખરુ 'પનટાય ધરતી ભારતની', 'ધરતીના સાદ' કે "કામ કરે એ જીતે રે આ જગ, કામ કરે એ જીતે આવડો મોટો જગ આપણો, નહિ બીજી કઈ રીતે?" જેવા ચોટદાર ઉપાડવાળી રચના, આ પ્રકારની સારી કૃતિઓ થઈ છે ઉદ્બોધનગીત કવિની કલમને ઠીક ફાવે છે "મનકે પારિજાત ધીરે ટપટપ છાનાં ફૂલ ખરી" કે "મેધતણી જ્યા મોરલી બોલે, રેણુ ઉછાળી વીજળી ડોલે, મેડુલિયાને માડવે જામે નાચ એ ન્યારા ર" જેવી શુભગ સલૂણી

કુદરતની તસવીર દોરી દેતી પંક્તિઓમાં કવિની રસિકતા વ્યક્ત થાય છે. સ્વરાજગંગા અંગ્રેજીની જટામાં અટવાયાનું વેદનાગર્ભ કટાક્ષનિરૂપણ, પારસી ગૃહસ્થ મુખે ૧૫ મી ઑગષ્ટનું આલેખન કે "નવો જમાનો, નવા જ કાનૂન, નવા ટેક્સ, ફોર ગૂડ ઍન્ડ વર્સ્ટ; પ્લાન નરી પબ્લિશ થઈ ચાલી, અને ફિકરી પે યૂ મસ્ટ", અથવા આઝાદીના પ્રથમ પ્રભાતે સૂઝતી ટકોર, "જરા થોડા સમારંભો, જરા વધુ કાર્ય... જરા ઓછાં નિવેદનો, જરા વધુ મૌન", 'જાહ્નવી'ની કવિતાની વ્યંગવિનોદકલા સૂચવે છે. 'સત્યમેવ જયતે'નો સીધો પથગતો કટાક્ષ આ શક્તિનું તરત યાદ આવતું નિર્બળ પાસું કહેવાય. 'મિલન', 'યાદ', 'સ્વજન', 'શું ગયું?' 'મારું ગીત ગવાયું' સારી રચનાઓ નીવડી છે કવિની કોમળ-મધુર સંવેદના એમાં કે ચોટ લઈ પ્રગટ થાય છે. 'જાહ્નવી'ની કેટલીક રચનાઓ કાવ્યરસિયા વર્ગને તો સામાન્યતઃ સારી સંખ્યાની રચનાઓ વિશાળ વાચકસમાજને ગમે તો નવાઈ નહિ.

### ઇંગિત : શ્રી. હેમંત દેસાઈ

કવિના તારુણ્યની મસ્તી અને મહેક, એની મથનશીલતા અને ખુમારી, ઋજુતા અને તીખાશની ય સૌષ્ઠવયુક્ત છટાળી અભિવ્યક્તિ પ્રગટ કરતો આ એકસો બે કાવ્યોનો સુઘડ અને નમણો કાવ્યસંગ્રહ આ વર્ષનો એક આવકારપાત્ર અને આશાસ્પદ સંગ્રહ છે. 'મિલનહોરી', 'શીખ,' 'હજી ય', 'ઋતુચક્ર', 'શ્રાવણ', 'મધરાતે', 'પાછલી રાતથી પ્રભાત', 'કાળ-કોશ' 'સમાધાન', 'હાર', 'કદર કીધી', 'જિંદગાની', 'નવું ભજન', કે 'આવજો! આવો!' જેવી રચનાઓ આ યુવાન કવિના મિજાજ અને કવિત્વના વૈવિધ્યસૂચક સારાં દૃષ્ટાન્તો ગણાય સંગ્રહમા એ તરી આવે છે.

પ્રણયસંવેદનનું નિખાલસ-મોકળું ગાન- 'હું આમ તો ચાહત ના તને કદી, પૂરી પિછાની હત રે શકયો યદિ' માંનું સૂચિત મૌગ્ધ્ય કવિનાં પ્રણયકાવ્યોનું આકર્ષક પ્રેરક અંગ બન્યું જણાય છે. મીઠાશ અને દર્દ પીત પયોધરોની સ્મૃતિ કે 'રૂપ તો બહાનું બન્યું' છે ફક્ત મહોબતનું 'જેવી સૂક્ષ્મતા, મા ક્યારેક પાસમાનું સલૂણું અળગું ય અનુભવી 'છલના!' છલના!' નો પુકાર, કે ક્યારેક વળી 'હોરી ગઈ વીતી ગુલાલ મેલ, મન!' માની વ્યાકુળતા,-એ બધું જ ઊર્મિ અને ચિંતનની સ્વાભાવિકતા દાખવી સુરેખ રૂપે પ્રગટ થયું છે. પ્રણયકાવ્યો સમગ્રપણે ગુલાલ છવાયાં અને વાર્તાલાપી સરળતા-નિખાલસતાથી આકર્ષક

પડે છે તેવો તરંગાતિરેક, ઘણી વાર અદ્ધર ગહેરી અનુભૂતિ તસવીર, કે તે હદની સભાનના 'નંદિતા'ની વિલક્ષણતા છે. સાહસિક કલ્પના, અર્થગંભીર સંશ્લિષ્ટ તેમજ લોકવાણીની રગ પકડી શકતી બાનીછટા, દૃષ્ટિની વેધકતા અને જીવન અવનવી સંવેદના 'નંદિતા'ના અનુગામી સંગ્રહની પ્રતીક્ષા સાર્થ કરાવે એમ છે.

**પંચામૃત : શ્રી. બટુકરાય પંડ્યા**

એંશી રચનાઓનો કવિનો આ પ્રથમ સંગ્રહ કાવ્યસ્વરૂપ અને વિષયના સારા એવા વૈવિધ્ય સાથે કવિની શક્તિ અને મર્યાદાનું પ્રતિબિંબ પાડે છે. કવિની વિશેષતા રોજિંદા વ્યવહારમાંથી લાધેલી વિનોદ–કટાક્ષની સામગ્રીની હળવી રજૂઆતમાં અને સાહજિક અભિવ્યક્તિમાં રહી જણાય છે. "એ વાત કહીને જાવું છે, એક ગીત સહજનું ગાવું છે; આ અલકમલકના મેળામાં હૈયાને હળવું થાવું છે" એમ જાહેર કરતા કવિ મુગ્ધ મનની દશાને શિખરિણીના સ્ફુરણ શી કહી શક્યા છે, કે 'ફરતાં ફરતાં'માં વાતોલાપી છટા ભેગી ગૂઢ વેદનાનેય સૂચવી શક્યા છે, અને કલાપીનગરના યાત્રાસ્મરણને નિરૂપતાં "શાયરી રડતી હતી? ના, ભાંગલા ફાટકની ઓથે ગાય ભાંભરતી હતી" જેવી વેધકતા લાવી શક્યા છે, એ આ સંગ્રહના રસજ્ઞ ભાવકની નજરમાં તરત ચડે તેવી સિદ્ધિ છે. 'ભૂલ્યો નથી', 'પ્રકાશના પગથારે', 'અભિસાર' 'મિલનવધાઈ' જેવી રચનાઓ સારી નીવડી છે કવિની ભાષાછંદની સહજ હથોટી (ક્યારેક દૂષિત) અને વ્યાપક અનુભવ–અવલોકન સાથે ચકોર દૃષ્ટિ જોતાં હાસ્યને કવિ વધુ મર્માળું ને ધારદાર રાખવાની ચીવટ રાખે, સંક્ષેપની કલા તરફ વધુ લક્ષ આપે, કાવ્યભોગે પ્રાસ–શબ્દની ચિંતા ન કરે, સભા–રંજની ચમકારાને કંઈ નહિ તો આવા સંગ્રહમાં તો મર્યાદિત રૂપે જ પ્રવેશ આપે, તો 'પંચામૃત'ના કવિ પાસે કલમ–હૃદયની ઓછી સંપત્તિ નથી જ.

**ખંડિત સમણાં : સ્વ. શ્રી. સાલિક પોપટિયા**

પાકિસ્તાનનિવાસી પ્રણયકવિ શ્રી. પોપટિયા 'નયનધારા' પછીથી 'ખંડિત સમણાં'ની દર્દીલી મીઠાશ કાવ્યરૂપે વહેતી કરી વિદાય પણ લઈ ચૂક્યા છે. 'સ્નેહના સાતત્યપૂર્ણ કાવ્યોનું સર્જન હવે મારો સ્વભાવ થઈ ગયો છે' એવી નિખાલસ વાત કરતા શ્રી. સાલિક કહે છે "અમે દિલમાં લાગી વિરહની જલનથી, દીધી આગ ચાંપી સિતારે સિતારે" અને ઉમેરે છે, "મને કોઈ વાતે ન ફાવ્યું જગતમાં, જીવનની સમીક્ષા કરીને હું થાક્યો;

અને એક ટકરાઈ તૂટી ગયેલા જિગરની પરીક્ષા કરીને હું થાકયો." 'ખંડિત સમણાં'નો આ કવિભાવ જેટલો વ્યાપક એટલો જ ચોટદાર થયો છે. કલ્પનારસિક, નિખાલસ આવેગભર્યું નિરૂપણ કવિની લેખિનીને સ્વભાવગત જ લાગે છે. આંધી વીખરાશે, માળામાં પંખીઓ મીઠું ચહકશે, કે પ્રેયસીના આગમને જીવન મહેકી ઊઠશે એવી ઉલ્લાસભરી આશા ક્વચિત્ ક્યારેક ઝળકતી હોવા છતાં કવિની પ્રિય અને સહજ ઊર્મિ ઘવાયેલા હૈયાની જ છે. કવિનું એ જ જીવનબળ બને છે– "નયન રુદન ખોઈ દે તો જીવતનો ગુજારો કેમ થતે?"–આ વિષાદ ગમગીની ભગ્નતામાં કવિનું ગુલાબી હૈયું સ્વત્વ તો ખોતું નથી જ. પ્રિયતમાની દૃષ્ટે ન મળે તોયે એનાં ગીત લખવાની તો કવિ પરવાનગી માગે છે જ, એમાં સંસ્કારી નાજુકાઈ ઊપસે છે: "કહું છું ક્યાં તમારી કેશલટની છાંયડી આપો? તમારાં ગીત લખવાની ફક્ત પરવાનગી આપો!" લાગણીનાં તીવ્ર વમળોના વેધક આલેખનમાં ય કલાત્મક નકશી ઊઠ્યા કરતી હોય છે તે તો "ગુલાબી ગાલ પર પડતા શરમના શેરડા નીરખી, ઘડીભર વીજળી આકાશમાં વળ ખાઈ જાએ છે", કે "સ્વચ્છ ગગન જાણે કે મુજ સ્વપ્નસ્થ નયનનું દર્શક", યા "રડે છે મૂંગી મૂંગી યાદમાં કોની અરે ઝાકળ?"મા પ્રતીત થાય છે જ.

વચ્ચે વચ્ચે દેખાતી કથાનાત્મક રજૂઆત, રસઆવેગ આડેનો પ્રસ્તાર, કલ્પના–શબ્દ–વિચાર સુદ્ધાંનું પુનરાવર્તન, ગીતરચનામાંય યતિભંગની અસુંદરતા, "લાવણ્યતા" જેવી ભાષાક્ષતિ અને અનુસ્વારદોષની વ્યાપકતા જેવી ક્ષતિઓ આ ઊર્મિકવિની સરલ સુરેખ રસિક અને સચ્ચાઈભરી મસ્ત રચનાઓના મનહર વાતાવરણમાં કંઈક કઠે અવશ્ય. 'ભગ્નદિલ' 'સાલિકનો ચહેરો' હવે લુપ્ત થતાં, પ્રા. નગીનદાસ પારેખના પ્રાસ્તાવિક લખાણમાં ય જેની કવિતા માટે આશા વ્યક્ત થઈ છે તે 'ખંડિત સમણાં'ના કવિની રચનાઓ હવે વધુ આપણને નહિ મળે એ દર્દ છે જ; તો પણ, મીઠાશભરી આ દર્દીલી વાણી ગુજરાતી કાવ્યરસિક વર્ગને ફરી ફરી યાદ કરવી ગમશે.

### દીપજ્યોતિ : શ્રી. અમીદાસ કાણકિયા

'સવિશેષ ચમત્કૃતિ'નો દાવો ન કરતી, ૧૯૩૮થી ૧૯૬૦ વચ્ચેની ૧૦૭ શિષ્ટ રીતિની રચનાઓનો આ સંગ્રહ સુઘડ સ્વસ્થ આલેખન, ગીત કરતા છાંદસ્ રચના પરતું વધુ પ્રભુત્વ, ઉદ્‌બોધન–અંજલી–રાષ્ટ્રભક્તિ અને ક્યારેક ભક્તિની રચનાઓમાં વધુ સારું ભાવાલેખન અને પ્રૌઢ ભાષાની

થયાં છે. સંગ્રહમાંનાં પ્રકૃતિકાવ્યો થોડાં છતાં કલ્પનાની તાજી ચિત્રાવલિથી અને ભાવગૂંથણીથી મહત્ત્વનાં છે. 'આ શ્રાવણિયાનાં જલ વરસે, ઝરમર ઝરમરતાં ફોરાં રે; કોઈ વીંઝાળે નભમોરડી, દડદડ દડદડતાં બોરાં રે' માં શરદની 'દિનની ભૂખરી જાય, રાત્રિ ઉડાડી મૂકની, કાંનના મુખથી જાણે યશોદા માટી લૂછી'માંનું સજીવ થતું સૌંદર્ય અથવા 'આભ ખાલી સાવ મુજ ખિસ્સા સમું' જેવું વેધક સાંપ્રતગૂંથણુ લક્ષ ખેંચે છે. જીવનસંઘર્ષની વરવી બાજુ કવિ વિવિધ કાવ્યોમાં નવી પ્રતીક યોજનાથી નિરૂપે છે. એમાં બહુધા પડકારની વૃત્તિ છે તે નોંધપાત્ર ગણાય. અભિમન્યુ જેવી ખપવાની રણઘેલછા આ ફક્કડ કવિની ઝિંદાદિલી સરસ સૂચવે છે. 'કાળ-કોરા'ના અંતનો યા 'નવું ભજન'નો વ્યંગ પણ કવિની શક્તિનું એક વિશિષ્ટ પાસું સૂચવે છે.

પ્રણયકાવ્યોમાં ક્વચિત્ ભાવ-કથન-પ્રતીકનું પુનરાવર્તન, વચ્ચે વચ્ચે ઇતર કવિઓનાં કાવ્યોની સારી છતાં નિવાર્ય અસર, કલાવિધાનની દૃષ્ટિથી લાંબી રચનાઓનું કંઈક સંકલનશૈથિલ્ય જેવી અપૂરૂપ 'ઇંગિત'માં મળતી હોવા છતાં, શિષ્ટ પ્રણાલી તથા નવી છટાનો સુમેળ દાખવતી અભિવ્યક્તિકલા, કવિની સૌંદર્યપરખ, કવિતાના અંતસ્તત્ત્વ પ્રત્યેની સાચદિલી, 'ના ગાનમાં સૂર બસૂર છેડજો, કર્તવ્ય એ આપણું, એ જ સંસ્કૃતિ'માં છે તેવી વેદના વચ્ચે ય લલકારવાની શ્રદ્ધા, કવિના આ પ્રથમ કાવ્યસંગ્રહને ઉમંગભર્યા આવકારનો અધિકારી અવશ્ય ઠરાવે છે. પાછિયાં પરનો શ્રી. 'ઉશનસ્'નો આસ્વાદ- આવકાર તેથી જ સાર્થ ગણાય.

**મહેક : શ્રી. ગની દહીંવાલા**

મસ્ત સુલાયમ હૃદય, ઝળકતી કલ્પના અને સ્વાભાવિક સુમધુર બાનીના આ કવિનો 'ગાતાં ઝરણાં', પછીનો સંગ્રહ-'મહેક' કવિની ગઝલસ્વરૂપની ફાવટ અને વ્યાપક સહાનુભૂતિ પ્રગટ કરે છે. 'મને થતું', 'મને આપો', 'તમન્ના', 'ચઢી ગયા'તાં વાતે', 'સમયનો ભિસ્તી', 'ખોવાણું રે સપનું', 'કવિધર્મ', 'મોરી ગુજરાત', 'કોણે દીધો શાપ?', 'મોજા', 'હે વૃક્ષ વિશાળ!' જેવી રચનાઓ 'મહેક'ની માતબર મૂડી જણાશે. પ્રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનો આમુખ અને પ્રા. 'ઉશનસ્'નો પરિચય આ સંગ્રહને પ્રાપ્ત થયો છે.

"સંઘર્ષના કોમળ હાથોએ હૈયાને બહુ પસવાર્યું છે"—ગાતા કવિની દિલાવરી, કવિના કર્તવ્યમાં ફૂલોને પાનખરની વાત ન કહેવામાં કે નાભિમાની કસ્તૂરીનું ભાન જગાડવામાં પ્રગટ થાય છે. પૃથ્વીને અશ્રુબિંદુ કહીને કવિ આંસુનિકંદનની

વાત તેથી જ મિથ્યા કહી શકે છે. "નથી ક્યારેય માગ્યુ, આભનું કિસ્મત મને આપો... ધરાની લાજ ખાતર શીશ તો ઉન્નત મને આપો"માં વાચા પામતી કવિની ખુમારી સરસ નીવડી છે. કવિની આશા એમાંથી જ ફૂલે છે, "પુનઃ વ્હાણે પ્રગટશું, સાંજના જો આથમી જાશુ" કે "પડીશું તો ગગનના ઘૂમરેથી મેઘુલા રૂપે, ઊરે ફળની તમન્ના લઈને માટીમાં મળી જાશું." 'મહેક'ની આ મસ્ત વીરતા આમ વિવિધ કાવ્યોને પ્રાણમય બનાવે છે.

"નાની શી અલબેલી મોગરાની ડાળ જેમ, મહેકંતી પાછલી રાત! એની જેમ મહેકો હો, મોરી ગુજરાત", અથવા "ગુંજી રહો કલ્યાણ કોકિલા બેસી શત શત ડાળ... હે (ભારત) વૃક્ષ વિશાળ!" અને "આષાઢી બીજલડીઓએ પ્હેર્યો વિદ્યુત્ હાર" કે 'સમયના ભિસ્તી'ની નવીન રૂપકયોજના કવિ ગનીની ભાષા, કલ્પનારસિકતા અને ભાવનાપ્રિયતાની ઝલક બતાવે તેમ છે. "તમે તરણું ઉપાડી લો અને પર્વત મને આપો"ની દિલાવર-દિલી પણ એ જ રીતે યાદ આવે તેમ છે.

પ્રોત્સાહક વિચારતર્કનું ક્યારેક કાવ્યક્ષમ ન થઈ શકવું, 'કવિ નર્મદને'-માં છે તેવું શૈથિલ્ય, 'તાપી રેલ હોનારત'માં આવી ગયું છે તેવું નિવેદન-તત્ત્વ, અને લખાવટમાં ક્વચિત્ દેખાતી ગદ્યાળુતા અને અશુદ્ધિ સંગ્રહની કચાશ બતાવે છે, છતા પ્રણય, પ્રકૃતિ, રાષ્ટ્રપ્રેમ ચિંતનનાં કાવ્યોની સમગ્ર સૌરભ ગમી જાય તેમ છે. ઝીણું દર્દ છતા કોકિલની માફક કૂજતો આશા–શ્રદ્ધા ધ્વનિ 'મહેક'ની ગરવી સંપત્તિ છે.

**નંદિતા : શ્રી. વિનોદ અધ્વર્યુ**

પચીસ કાવ્યોની, કવિનુ પ્રથમ પ્રકાશન બનતી 'નંદિતા' કાવ્યગ્રંથિકા કદમા નાની પણ શક્તિસૂચક છે. અનુભૂતિ અને અભિવ્યક્તિની વિશિષ્ટ ને વિલક્ષણ મુદ્રાની છાપ ઉપસાવતા આ સંગ્રહમા 'વૃદ્ધ', 'મુસાફરો', 'તૃષ્ણા', 'સ્મૃતિ', 'રાજગરો', 'સંવત્સર', 'દિનાંતે', 'માણેકઠુ' કે 'અરમાન' જેવી કૃતિઓ કવિની શક્તિનાં વિવિધ પાસાને સારી રીતે છતા કરે છે. અંધારી રાતને ય રોમાંચિત કરતું બીજનું સ્મિત, પોઝરાતે ધ્રૂજતી નજરને લંબાવી તારલાથી તાપવા મથવાની વાત, રોજિંદો રસ્તો ય રાતરાણીની ફોરમ વળગી પડતા ન કઠે એ અનુભૂતિ, જેમ કવિની રસિકતા–સૂક્ષ્મતા દાખવે છે, તેમ "ભટકતા શ્વાન શો સૂર્ય ચૂંથી રહ્યો ચગદ્દતી ચંપવો" યા "ડૂબ્યા જનતણા ઉપર ઊડતા જતા શબ સમું, પાતળી પારદર્શી હવામા હવે જગત તરતું હતું" જેવાં ચિત્રાંકનોમાં કલ્પનાની પ્રગલ્ભતા પણ વરતાય છે. 'પ્રય · ઘાગ'

વિશેષતા દાખવે છે. આ સંગ્રહની ગણનાપાત્ર કૃતિઓ છે: "પનાઘાતે તારા', 'આત્મપ્રતારણા', 'કો ઝંખના જાગે', 'આશીશ મા! ઓવાવીશ મા!', 'ડુંગરમાં દવ', 'ધન્ય વીર ગઝાલી', 'તોગે', 'કાલોઇડિમ', 'નર્તતિ નિર્બંધ', કે 'દીપજ્યોતિ'.

"પોતાનું જે શોભવે પ્રાપ્ત સ્થાન, એ સર્વે હો અલ્પ તો યે મહાન" જેવી અર્થાંતરન્યાસી રજૂઆત, "ગાજતા પડઘા ગૂઢ કાવની કરતાલના" જેવું ચિત્રાંકન, અથવા સંગ્રહમાં સર્વાંગ અનુસ્યૂત ભાવનાશીલતાનો ઊજળો તાર 'દીપજ્યોતિ' નું વાચન રુચિકર બનાવે છે. વર્ણસગાઈ–નામધાતુનો વધુ પડતો શોખ, અનુસ્વારપ્રયોગની કેટલીક કચાશ, તુંગભદ્રાના બંધની તસવીરમાં જણાય છે તેવું વારંવાર ડોકાયા કરતું કાવ્યરસથી અલિપ્ત થઈ રહેલું પ્રગટ ચિંતન, મોળાં મુક્તકો, જેવી 'દીપજ્યોતિ'ની ઊણપ અને '૪૫ પછીની આગળી કવિતાની લક્ષણનો સામાન્ય અભાવ છતાં, અસહકાર સમયના આ કવિનો બીજો– આ વર્ષનો આ સંગ્રહ કવિની શિષ્ટ રજૂઆત અને ભાવનામયતાનો પ્રકાશ એવો તો વેરે છે જ, કે એમની જ પંક્તિઓ સાંભરી આવે છે, "ઝાંખી ઝાંખી તોય છે એ પનોતી, ચૈતન્ય કેરી, કણિકા અનેરી."

## મંદાર : શ્રી. કુસુમબહેન ઠાકોર

કેટલીક હિંદીની મળીને ૧૧૫ રચનાઓ આપતા આ સંગ્રહમાં પ્રેમ-ભક્તિનો ઉલ્લાસ, રીસ, પ્રાર્થના, આરત અને તન્મયતાની ઊર્મિથી તરબોળ ગીતકવિતાની મધુર ભેટ મળે તેમ છે. 'હેલ ભરી સંસારની', 'સખ હાર ગઈ', 'એવું ના માગીએ', 'શિવમાં સમાણી જેમ કાશી', 'હીંચકો', 'પંચતત્ત્વોની પીડા', કે 'ઓઢણી' જેવી રચનાઓ એમાંના ભાવાલેખન યા એમાંની છટાથી ધ્યાનપાત્ર રચનાઓ છે. "ભર ભર જામ દિયો નંદલાલે, ચૌદ ભુવન વિસરાયો", "ઓઢી અગમ–નિગમની ઓઢણી રે, વચમાં સતતું એક ગુલાબ... ચારે છેડે બાંધ્યા બંધ ચિંતના રે, કોરે કોરે કોરા કમળની વેલ" જેવી પંક્તિઓ કવયિત્રીની ભાવમસ્તી અને શૈલીનું ઠીક પ્રતિનિધિત્વ રજૂ કરે છે. ભાવ કે નિરૂપણની એકવિધતા અને પરંપરાની વધુ પડતી સાક્ષાત્કૃતિ, 'જાવાં હતા' માં વરતાય છે તેવી પ્રાસની કેટલીક અસુભગતા, ક્યારેક દેખાતી લાગણીની ઓછી ઘનતા, કે 'પ્રેમ રસ' માં છે તેવી સારા આરંભ પછીની શિથિલતા જેવી ક્ષતિઓ હોવા છતાં પ્રેમભક્તિની મધુર સરવાણી જેવી આ

કવિતા 'વિદ્યુત્ કળીના આછેરા ઉજાસ' વધુ સ્થિર અને સઘન ફેલાવે તેવી આશા પ્રેરે છે.

**અર્થના : શ્રી. સુરેશાબહેન મજમુદાર**

પ્રા. મંજુલાલ મજમુદારના ગુણદર્શી પરિચય સહ બહાર પડેલો ૬૬ રચનાઓનો આ સંગ્રહ પ્રકૃતિ, ઉત્સવો, અંગત જીવનના પ્રસંગો, રાષ્ટ્રીયતા અને પ્યાત વસ્તુને છાંદસ કાવ્યો, ખંડકાવ્યો, સંગીતિકા અને ગીતો રૂપે રજૂ કરે છે. "જીવનજલ આ કેવું ઝરે! સમયપ્રવાહે સરે સર્પ શું, ક્ષણ નવ ક્યાંયે ઠરે" જેવું સારું આલેખન છે, કેટલુંક સારું અર્થાંતરન્યાસી ચિંતન પણ મળે છે અને સ્ત્રીજીવન-સ્ત્રીહૃદયનું નિખાલસ કોમળ ઓજસવંતુ નિરૂપણ તો સતત રુચિકર સ્વરૂપે પ્રાપ્ત થાય છે; છતાં કેટલીક છાંદસ ચૂક, ખંડકાવ્ય જેવા સ્વરૂપની કાચી રજૂઆત, બોધચિંતનની સીધી કથનાત્મકતા, ક્યારેક લપટા પડતા શબ્દપ્રયોગો કે ક્વચિત્ 'ઉરનો ધાધરો ઘૂમે, એને સંયમની કિનાર' જેવું સંદિગ્ધ રહેતું કલ્પન નિવારવાજોગ છે જ. સંસ્કારિતા, રસિકતા, ભાવનાશીલતા અને સાદી શોભા ધરાવતી આ કવિતા કવયિત્રીના ભાવિ અર્પણને વધુ વિકસિત કરે તેવી આશા અવશ્ય સેવીએ.

**પ્રદાન : શ્રી. છોટાલાલ ધ. ચકડી**

૧૯૩૦ થી '૪૩ લગીની પ્રધાનતઃ કિશોર વયની ૩૯ રચનાઓના આ વર્ષે પ્રગટ થતા આ સંગ્રહમાં પ્રશસ્ય વર્ણનશક્તિ, સારી એવી છંદહથોટી, પ્રૌઢ-શિષ્ટ ભાષા અને યુગદર્શનની પ્રબલતા લક્ષ ખેંચે તેવી આશાસ્પદ છે. 'વાડાસિનોરનો વાણિયો', 'હૈયાની આરસી', 'વસંતના વ્હાણાં' જેવી રચનાઓ કરતાં પ્રાધાન્ય છે 'યુદ્ધને આવકાર' જેવી તત્કાલીન દેશકાળની તસવીર દોરતી રચનાઓનું. "વધો અનલ જા(ઝા?)ળ, ઓ! સતત ઉચ્ચ શૃંગે બઢો, બળી ભસમ છો થતી જગતપાપની શૃંખલા, પછી જ જગ જાણશે રસપદો અહિંસાતણાં; તું આવ, નવસર્જને કપટકંટકો કાપતાં" જેવી પંક્તિઓ ('યુદ્ધને આવકાર') કવિની ભાવના અને રચનાની બેઉ બાજુ પ્રગટ કરે છે. સગ્ધરાની તૂટ, છંદ કે પ્રાસ અર્થે 'જગતપંથડે', 'મુદ્રાં', (પાંખના અર્થમાં) 'પાંખડી' જેવી કલાવિધાનની કચાશ અથવા 'સચેત ભિક્ષુ'માં છે તેવું ફિસ્સું વસ્તુગ્રંથન, વિચાર કે ભાવને કલ્પનામય સ્વરૂપ ન મળતાં જતી થતી કથનાત્મકતા 'પ્રદાન'ની ઊણપરૂપ છે. આવા આશાસ્પદ કવિની રચનાઓ વધુ કલાત્મક રૂપે સાતત્યધારો એવું જરૂર ઇચ્છીશું.

**આકાંક્ષા : શ્રી. સુધીર દેસાઈ**

ગઝલ, ગીત, છાન્દસ રચનાઓ મળી ૬૦ કૃતિઓનો સૌષ્ઠવભર્યો આ સંગ્રહ 'નદી' બનવા દઉં', 'આકાંક્ષા', 'કાગળમાં ફૂલ પેઠું', 'તું ચાલ્યો મઝધાર', 'યાચના' કે 'શું છોડ્યું' રચનાઓમાં ઠીક ચમકારા દાખવે છે. પ્રિયાના રૂપના ફુવારાથી મૂંઝાતી પાંપણોનું ગાન ગાતા કવિ "ભલે આ ભવ ગયો, હજુ પર ભવ તો બાકી છે"ની ખુમારી સાથે પ્રણયનો ભાવ સારી રીતે લલકારી શક્યા છે. ઊર્મિની તીવ્રતા, નિખાલસતા અને સંસ્કારિતા કવિની વિશેષતા જણાય છે. કલાવિધાનની સફાઈ કે સુંદરતા તેને પૂરતા પ્રમાણમાં મળી શકી હોત તો? અનુસ્વારઅભાવનો અતિરેક, 'ભલે થપ્પડ તમે મારો!' જેવી કવિતાની સદ્‌ભાવનાને ભડકાવતી ઉક્તિ, યતિ, ભાષા–છંદની વચ્ચે વચ્ચે ખટકતી ક્ષતિઓ, કલાત્મક એકાગ્ર અભિવ્યક્તિનો સામાન્ય અભાવ, 'આકાંક્ષા'માંથી ચાળવા જેવી અધૂરપ ગણાય. "ઊમેરી પુષ્પની સુગંધ, ગગનથી ચાંદની લાવું" જેવું સરસ ગાઈ શકતા કવિ પાસે વધુ સારા સંગ્રહની આશા કેમ ન રખાય?

**ખંડકાવ્ય ચતુષ્ટય : સદાનંદી મુનિશ્રી છોટાલાલજી**

વર્ધમાન સ્વામીની અંતિમ દેશના રૂપ લેખાતા 'ઉત્તરાધ્યયન સૂત્ર' પર આધારિત ચાર કથાનકકાવ્યોનો આ સંગ્રહ, વૈરાગ્ય–સદાચાર ઉપદેશીને કેટલીક સારી છંદહથોટી અને વર્ણનશક્તિ બતાવે છે ભાષા શિષ્ટ સુગમ છે. હરિગીતની કચાશ સ્પષ્ટ થાય છે. ભાવુક કાવ્યરસિકોને બોધ અને રસ આપતા આ કાવ્યો મુનિશ્રીનો સાહિત્યપ્રેમ પણ પ્રગટ કરે છે

**'શ્રી સત્યનારાયણની કથા–કાવ્યમાં' : શ્રી. નર્મદાશંકર જે. દેસાઈ**

મદ્રાસનિવાસી આ ધાર્મિક ગૃહસ્થની આ રચના ૬૨૦ કડીઓમાં સરળ શિષ્ટ સ્વરૂપે સત્યનારાયણકથાનું પદ્યરૂપ આપે છે. કૌટુમ્બિક ઉપયોગમાં આવે એવી રચના છે.

**સાન્નિધ્ય : શ્રી. હસિત બૂચ**

૧૯૬૧ના ગણનીય કાવ્યસંગ્રહોમાં મોખરાનું સ્થાન મેળવનાર આ સંગ્રહનાં કુલ ૧૧૯ કાવ્યો સ્વરૂપ–નિરૂપણ–વસ્તુ–ભાવનું રુચિર વૈવિધ્ય ધરાવે છે 'સુગેયતા, પ્રાસાદિકતા અને ઊર્મિપ્રધાનતા'ના આગવા પડતાં લક્ષણો ઉપરાંત ચિંતનનો રંગ પણ 'સાન્નિધ્ય'માં ભળેલો છે કવિએ પોતાની ઉપાસ્ય દેવતાને સન્નિષ્ઠા અને ગાંભીર્યપૂર્વક, અનન્ય ભાવથી અને તન્મયતાથી આરાધી છે એની પ્રતીતિ આ સંગ્રહની ઘણીખરી કૃતિઓ કરાવે છે.

આત્મલક્ષી ઝોક વધુ દેખાડતી આ રચનાઓમાં 'અવરનો અણસારો' સાર્થક કરતી સાંપ્રત પરિબળોએ પ્રેરેલ વિષાદ-પડકાર-શ્રદ્ધાની વિચાર-ભાવગૂંથણી પણ જણાશે. 'હાથ ગુંથાયા', 'હું-તું', 'ચાંદની ગમે કે ગમું હું?' 'ચંપાનું ફૂલ' કે 'ઘડી તાકો ને ઘડી ફેરાં' જેવાં પ્રણય-કાવ્યો કવિની મુગ્ધતા, મસ્તી, શુદ્ધ-ઉચ્ચ પ્રણયભાવના નિરૂપે છે. સંગ્રહનું આકર્ષક પાસું પ્રગટ કરતા આ કાવ્યોમા તેમજ 'આ શ્રાવણ છે', 'અવસાન' આદિ રચનાઓમાં પણ નવીનતર કવિતાની રૂપ-રંગની કેટલીક ચમત્કૃતિ તથા ભાવાવેખનની વિવિધ છટા સધાઈ છે. પ્રકૃતિગીતો, અંજલિ-કાવ્યો અને રાષ્ટ્રપ્રેમનાં કાવ્યોમાં પણ મંથન અને ચિત્રશક્તિનો સારો ખ્યાલ મળે છે.

કવિની ગુજરાતભક્તિ ભારતભક્તિની અખિલાઈમાં પરિણત થઈ છે. એ જ કારણે 'હુ ભારતનો ગુજરાતી' કે 'જય તારો ગુજરાત' જેવાં કાવ્યો, એની સમર્થ અભિવ્યક્તિને કારણે ઠીકઠીક લોકપ્રિય પણ બન્યાં છે. ભારતદર્શન દ્વારા કવિને રાષ્ટ્રની જાગ્રત નવશક્તિનો—એની અનેક-દેશીય સિદ્ધિનો જે પરિચય થયેલ છે, તેનું સોલ્લાસ આલેખન 'ભાકરા નંગલ', 'બિહારવંદના', કે 'ખડકવાસલા'માં તેમજ સાપ્રતે પ્રેરેલ વિષાદમંથન ક્યારેક ચિંતનાત્મક તો ક્યારેક પ્રતીકાત્મક રૂપેય 'આ આવણ છે', 'સતિપો કહેવાય છે', 'તજવો ના સંગાથ', 'ગાંધીપ્રતિમા જોઈને' 'દિલ્હી ડાયરી' જેવી રચનાઓમાં વ્યંગકટાક્ષ લઈને રજૂ થયેલ છે. 'પડકારને પડકારવો ના મર્દને મુશ્કેલ છે' યા 'ઊંચે ઊંચે પણ પણ વાદળ છે, કૈં રાખ નથી' યા 'આ અંધારે વિકટ સ્ફુરતી જ્યોત છે પૂર્ણ ધીર, મારે તો કેવળ કદમ આ માંડવો નેક વીર'નો ભાવ આવાં કાવ્યોમા લક્ષ ખેંચે તેમ છે જ. ઋતુઋતુના લાક્ષણિક સાજ લઈ આવેલા 'પરોઢ તારું, માગશર', 'વાદળની આડમાં', 'ફાગણ રંગ ગુલાલ' કે 'પોષની રાત આ'માં કવિહૃદયની અવનવી ભાવસ્થિતિ અને નિરૂપણની રસિક છટા વ્યક્ત થાય છે. 'પિતા' કે 'નિશ્ચય' જેવાં સોનેટ, 'આવડ્યું' કે 'ના શકું' જેવી ગઝલરચનાઓ, વિનોદની મર્મરથી સજ્જ 'ઉત્પ્રેક્ષા ને અનન્વય' યા 'ખાનગી' જેવાં મુક્તકો, કેટલીક ચોટ દાખવતી પરંપરિત માત્રામેળ રચનાઓ, આજની કવિતામાં તરી આવે તેવી રાસરચનાઓ 'સાન્નિધ્ય'નાં આકર્ષક ગીતો સાથે ઠીકઠીક રોચક વિવિધતા પૂરી પાડે છે.

નૈસર્ગિક સંગીતક્ષમતા ધરાવતી વાણી અને કાવ્યોચિત પરિ-

સ્થિતિઓ ઝડપી લેવાની કુશળતા કવિની શક્તિ સૂચવે છે તે સાથે, ‘ગહન’માં જોવાની અને ‘ગહનનો રંગ’ ગમ્યાની કવિની ભાવના વધુ વ્યાપક-સમૃદ્ધ બને, કલ્પનાની ઉન્નતતા અને છટા વિશેષ સધાય, અને રચનાસૌષ્ઠવની સમાનતા ક્યારેક ઓછી પ થાય એવી અપેક્ષા ‘સાન્નિધ્ય’ના કાવ્યો વાચનારને જાગે ખરી પ્રા જયંત પાઠકના યથાર્થદર્શી ટિપ્પણ અને મિતાક્ષરી આસ્વાદનો લાભ પામેલો આ સંગ્રહ આપણા એક ગણ્ય ઊર્મિકવિની ‘ભૂત-ભાવિની વચમાં રહ્યો, એઉને હવે સાધુ’ની ભાવના ગાઈને વિરમે છે આપણે અભિલાષા રાખીએ કે ‘સાન્નિધ્ય’ના અનુગામી કાવ્યસંગ્રહમાં કવિની શક્તિ એ ભાવના ખીલવીને ‘સાન્નિધ્ય’ના કનાગુણનીય અધિકતર યશસ્વી સમૃદ્ધિ પ્રગટ કરે *

### આલાપ : શ્રી. પિનાકિન્ ઠાકોર

પ્રૌઢ પ્રાસાદિક લય-બાની, સૌમ્ય ભાવુકતા, પ્રકૃતિ-પ્રણય-રાષ્ટ્રજીવન-પરમ તત્ત્વની સામગ્રી દ્વારા મૂર્ત થતી ગુણજ્ઞ અને શોધક દૃષ્ટિ કે સૌન્દર્યપ્રિય કલારુચિને કારણે કાવ્યરસિકોમાં આદર પામેલો ‘આલાપ’ આ વર્ષે બીજી સવર્ધિત આવૃત્તિ પામ્યો છે સોળ બીજી રચનાઓ, શ્રી બાલમુકુન્દ દવેની આસ્વાદ નોંધ અને શ્રી ‘સુન્દરમ’નું વિચારપ્રેરક પુરોવચન આ નવી આવૃત્તિની પૂર્તિ બને છે પુરોવચનમાં ગાંધીયુગ પછીની કવિતાનું અવલોકન સમગ્રલક્ષી ન થયું હોવાથી અને ક્વચિત્ તો કાવ્યની અસલી આસ્વાદ્યતાના વિચારથી થોડુંક છેટુંય ગયું હોવાથી ચિંત્ય બને તેવું પ થયું છે ‘આલાપ’ની આ બીજી આવૃત્તિ કવિના નવા સંગ્રહની અપેક્ષા કાવ્યરસિકોમાં પ્રેરશે

### ઉમર ખય્યામની રુબાયત : અનુ૦ શ્રી. શશીકાન્ત નીલકંઠ

ફિટ્ઝરાલ્ડના અંગ્રેજી અનુવાદની ભૂમિકા પર આધાર રાખી શ્રી નીલકંઠે ગુજરાતીમાં આપેલી આ કૃતિ તેના પ્રાસાદિકતા રમણીય ભાવસૃષ્ટિ અને કાવ્યમય ચિંતનના સરળ અવતરણને કારણે, પ્રા અનંતરાય મ રાવળે યથાર્થ સૂચવ્યું છે તેમ ખય્યામને ગુજરાતીમાં ઉતારતી રચનાઓમાં અગ્રસ્થાનની અધિકારી છે રુબાયત ૧-૩ માં મળે છે તેવું વેગીલું ઉદ્‌બોધન, ૫૬-૪૦-૬૭-૬૮ માં છે તે મસ્તી ૧૪-૧૫ ૪૬-૪૭ માંનો વૈરાગ્ય કે ૧૧ મી કડીમાંની પ્રસન્નહિતા, ‘ પ્યાલો લો ને ! જીવનમદિરા માણુજો મોજથી ને, જૂનાં વસ્ત્રો ગમગીનીતણાં બાળજો આ વસંતે ચેતો ! ટૂંકો સમય બહુ છે કાળને ઊડવાને રે આ ઊડ્યો ! ફફડ કરી પાંખ પ્હોળી કરીને ’ માં છે તે

* સમીક્ષક શ્રી ઈશ્વરપ્રસાદ જોશીપુરા

ભાવાર્થ તાદૃશ કરતી ગતિશીલતા અનુવાદક અનાયાસ કલાથી ગુજરાતીમાં આણે છે. 'નિરજન', 'સ્વરગ', 'મશકરી' જેવી છૂટ યા અનુસ્વારની ક્ષતિ, કે છંદાનુસાર જોડણીની વિકૃતિ, ક્યારેક પ્રાસની અસુભગતા જેવી કલાનિરૂપણની ખામીઓ દૂર થઈ તેવી છે. અનુવાદકની ખય્યામફિલસૂફીની પ્રારંભની રજૂઆત તેમજ ચિત્રસમજૂતી કૃતિનાં મહત્ત્વનાં પાસાં નીવડે છે. ખય્યામમા મસ્તી-વૈરાગ્યના બન્ને સૂર સંભળાય છે, છતાં "કોનું થાશે રસભવન જ્યાં આપણે ચાલી જાશું" જેવા ઉદ્ગાર એનો સાચો ખ્યાલ આપે ખરો. "શૂન્યની ઉષા છે" તથા "ઝટપટ" આવવા ખય્યામ યાત્રીઓને તેડે છે, એ કેવુ સૂચક છે? સમગ્રપણે આ અનૂદિત રુબાયત-સંચય એની રસિકતા, તાત્વિકતા અને શિષ્ટતાથી આકર્ષક બન્યો છે.

**છાંદોગ્ય ઉપનિષદ : અનુ૰ શ્રી. વાસુદેવ મ. જોષી**

સામવેદના છાંદોગ્ય બ્રાહ્મણના છેલ્લા આઠ અધ્યાયોનો આ ગદ્યાનુવાદ વિસ્તૃત વિવરણ, શાબ્દિક સમજૂતી, આખ્યાયિકા સાથે સુબોધક શૈલીમાં લખાયો છે. તત્ત્વજ્ઞાન, કર્મ અને ઉપાસનાનું અહીં વ્યવસ્થિત અને કુશળ નિરૂપણ મળે છે. ભાષા સમગ્ર રીતે સુવાચ્ય થઈ છે. વિવરણમાં સંક્ષિપ્તતા અને એકાગ્રતા સાધી શકાઈ હોત તો રજૂઆત વધુ પ્રભાવશાળી થઈ શકત. જિજ્ઞાસુ-અભ્યાસી વર્ગને આ ભાષાન્તર બોધક તથા ઉપયોગી થશે.

**સુભાષિત રત્નમાળા : અનુ૰ (નામ નથી) [સસ્તું સા વ. કાર્યાલય]**

વિદ્યાર્થીસમૂહને અનુલક્ષીને તૈયાર કરાયેલો ૩૦૮ સુભાષિતોનો આ ગદ્યાનુવાદ સદાચાર, પુરુષાર્થ, સત્સંગ, જ્ઞાન આદિ વિષે બોધક સામગ્રી પીરસે છે. માયાવિચાર, અવતારવંદના, કાન્તા કે ગૃહસ્થધર્મમાં દામ્પત્યધર્મ વિષેના શ્લોકો જેનાં ચૂંટણીની મર્યાદા જળવાઈ હોત તો સંગ્રહનું લક્ષ્ય વધુ સારી રીતે સિદ્ધ થાત. અનુવાદ સુઘડ થયો છે.

**ચારુ ચર્યા : અનુ૰ શ્રી. સુરેશ ત્રિવેદી**

આચાર્ય ક્ષેમેન્દ્રે રચેલા ઉપદેશ-નીતિના ૧૦૦ શ્લોકોનો પ્રા. ત્રિવેદીએ કરેલો આ ગદ્યાનુવાદ વ્યક્તિ અને સમાજની ઉન્નતિને ચીંધે છે. દૃષ્ટાંત ગૂંથણી ને અનુવાદની વિશદતાથી સંગ્રહ વિદ્યાર્થી-યુવાન વર્ગને ઉપયોગી થશે.

**સૂક્તાવલિ : અનુ૰ સ્વામી આત્માનંદ ગિરિ.**

૧૯૦૮માં સિંધી શ્રીગુરુપ્રસાદ સંપાદિત મૂળ કૃતિનો આ ગદ્યાનુવાદ ધર્મ, ગુરુ, વિદ્યા, વાણી, સદ્ગુણાદિના શ્લોકો આપે છે. મૂળ શ્લોકોનું સ્વરૂપ વિચારલક્ષી હોવાથી સમગ્ર રૂપ વ્યાપક થયું છે. અનુવાદ સરળ છે.

**નવમંત્ર પ્રયોગાવલિ : શ્રી. રમણલાલ ક. શાસ્ત્રી**

શ્રીમદ્ ભાગવતમાથી છોંતેર પ્રયોગો સાથેના મંત્રો સમજાવતી આ કૃતિ એમાના મંત્રોના અનુવાદ ઉપરાત વિશિષ્ટ વિચારશીન માહિતી પણ આપે છે સમગ્ર ગ્રંથ લેખકની ભાગવતના ઊંડા સન્નિષ્ટ અભ્યાસી તરીકે છાપ પાડે છે તંત્રવિદ્યા માત્ર શક્તિપૂજા સાથે જ સંલગ્ન ન હતી અને તંત્રના અંશો ભાગવતમા હોવા જોઈએ એ આધારે લેખકે સંશોધકની રીતે સ્પષ્ટતા કરી આપી છે. આ ગ્રંથનો આશય ભાગવતનો તંત્રઅંશ સ્ફુટ કરવાનો છે ભાગવતકારનુ ઋષિત્વ લક્ષમા લેતા કામ્ય કર્મોની સિદ્ધિ માટેના મંત્રો એમના ગ્રંથમાં હોય એ વાત સમજી શકાય એમ છે પ્રયોગોની શુદ્ધિ અને અને સંપૂર્ણતાનુ મહત્ત્વ લક્ષમા રાખીને શ્રી શાસ્ત્રીએ માત્ર મંત્રો નહિ, પણ તેનુ વિધાન, યંત્ર પણ આપેલ છે મંત્રોના વિધાન સાથે લેખકે મંત્રમહાર્ણવ મંત્રમહોદધિ વગેરે ગ્રંથોમાથી પણ સંગ્રહ અહીં કર્યો છે, પરંતુ સૌથી મહત્ત્વનો ભાગ તો છે ઉપાસના યોગના અંગો વિષયક ગ્રંથમાના પ્રયોગોના સત્યાસત્યની તારવણી એના અવિશુદ્ધ આચરણ પર જ અવલંબે છે તંત્રશાસ્ત્ર વિશેની કેટલીક સામાન્ય લોક ગેરસમજૂતી દૂર કરવામા આ ગ્રંથ મદદરૂપ થાય તેમ છે બુદ્ધિ શુદ્ધ અને મન નિષ્કામ હોય તો જ સકામ કર્મ વધુ ઝડપથી સિદ્ધિ થઈ શકે એ તંત્રશાસ્ત્રની વાતનુ રહસ્ય તો નિષ્કામપણુ પ્રેરવામા જ છે મંત્રની સહાયથી સકામ પ્રયોગો સિદ્ધ કરવાથી મનુષ્ય કર્મના બંધનમા પણ પડે છે એ મુદ્દો ગ્રંથમા વધુ સ્પષ્ટ કરવો આવશ્યક હતો તંત્રશાસ્ત્રનો મૂળ ઉપદેશ ઉપાસના અને બ્રહ્મસાક્ષાત્કારનો છે તે લેખકના ધ્યાનમા છે જ એ તો આમુખ દ્વારા જણાય છે મંત્રોમાથી મંત્રોદ્ધાર દર્શાવી શકાયા હોત તો પણ ગ્રંથનુ એ પાસું વધુ સમર્થ નીવડત, કારણ મંત્રનુ મહત્ત્વ તેમાના બીજભૂત વર્ણમા રહેલુ છે તંત્રશાસ્ત્રના અભ્યાસમા સહાયક આ ગ્રંથ શ્રી શાસ્ત્રીને 'ભાગવત'ના એક પ્રખર અનુરાગી–અભ્યાસી રૂપે રજૂ કરે છે 'ભાગવત'ના વધુ અભ્યાસગ્રંથો લેખક દ્વારા ગુજરાતી વાચકવર્ગને સુલભ થાય એવુ ઇચ્છીશુ

**નારદ ભક્તિસૂત્ર : અનુ૦ ડૉ. શિવાનંદ અધ્વર્યુ**

'નારદ ભક્તિસૂત્રના' વિવરણસહ મૂળ અંગ્રેજી અનુવાદ (હૃષિકેશના સ્વામી શ્રી શિવાનંદ સરસ્વતી લિખિત) નો આ ગુજરાતી ગદ્યાનુવાદ છે મૂળ વિવરણકારે આકૃતિને 'ભક્તિયોગની એક અસાધારણ વૈજ્ઞાનિક' રચના

કહી છે. પ્રેમરૂપ ભક્તિનું સ્વરૂપ, ભક્તિની પરિભાષા, ભક્તિનાં ફળ, જ્ઞાન અને ભક્તિ, ભક્તિ તથા લોકવ્યવહાર વગેરે વિષે આ ગ્રંથ પ્રકાશ ફેંકે છે. અનુવાદમાં સૂત્ર, શબ્દાર્થ, વાક્યાર્થ પછી વિવરણ એવી યોજના છે. વિવરણની વચ્ચે વચ્ચે આલંકારિક રજૂઆત રસિક વાચન બને છે. તે સાથે લોકવ્યવહારમાં ભક્તિ સિદ્ધ ન થાય ત્યાં લગી ફળનો ત્યાગ કરવો-એવા કેટલાક મુદ્દા વધુ સ્પષ્ટ કરવાની આવશ્યકતા રહે છે. આવા અનુવાદમાં પૂત્ર, વિવરિત, દ્દ્દ, વિષિષ્દ, બાલિસતા યા પ્રકાશકિય જેવી જોડણીભૂલો દૂર કરવાનો શ્રમ ઇષ્ટ હતો. અનુવાદ સમગ્રતા સુગમ થયો છે.

**ચંદ્રહાસાખ્યાન (પ્રેમાનંદ): સં૦ શ્રી. અનંતરાય રાવળ-ધીરુભાઈ ઠાકર**

પ્રેમાનંદના આરંભકાળના એક આખ્યાનકાવ્યનુ આ સંપાદન જાણીતા અભ્યાસીઓ દ્વારા પ્રાપ્ત થતા પ્રેમાનંદના અભ્યાસીઓને એક વધુ સુવિધા પ્રાપ્ત થઈ છે. પ્રવેશક સઘન શૈલીમાં કવિ અને કૃતિનાં મહત્ત્વનાં પાસાઓનું દિગ્દર્શન કરાવી શકયો છે અને ટિપ્પણ પણ અભ્યાસની સારી એવી ભૂમિકા પૂરી પાડે છે. કડવા પરત્વે છે તેની પાદટીપ, કવિનું નાકરની કૃતિ અંગેનું ઋણ જેવા મુદ્દા અભ્યાસનિષ્ઠાની પ્રતીતિરૂપ છે. કવિનો મૂળ સંસ્કૃત કથા સાથેનો સંપર્ક સપાદકોને નહિવત્ લાગ્યો હોવાથી મૂળ કથા વિષે વિસ્તૃત રજૂઆત નથી. એવી રજૂઆત થઈ હોત, કે દ્દષ્ટાન્તો પરત્વે પ્રેમાનંદના બહુ ગવાયેલા ગુજરાતીપણાની વધુ ઊંડી ચિકિત્સા કરી શકાઈ હોત, તો આ સંપાદનનું સ્વરૂપ વધુ પૂર્ણ થઈ શકત એમ લાગે છે. કાવ્યસ્વરૂપ અને કવિ વિષેના પ્રવેશકખંડો અગાઉ 'નળાખ્યાન'ના સંપાદનના પ્રા. અ. મ. રા.ના ભાગોનું પુનર્મુદ્રણ છે, તેમાં યોગ્યતા છે જ; છતા એવો ઉલ્લેખ હોત તો ઠીક થાત. સપાદનનો મોટો ગુણ ટૂંકમાં મહત્ત્વનું બધું રજ થયુ છે તેમા છે

**ચંદ્રહાસઆખ્યાન (પ્રેમાનંદ): સં૦ શ્રી. ઈશ્વરલાલ ર. દવે-રમેશ મ. શુક્લ**

પ્રેમાનંદરચિત 'ચન્દ્રહાસ આખ્યાન' નું આ સંપાદન કવિ અને કૃતિ વિષે વિસ્તૃત પ્રવેશક અને ટિપ્પણ સાથે પ્રગટ કરાયું છે. સંપાદકોની મહેનત ને ચીવટ લક્ષ ખેંચે છે. પ્રા. રાવળ- ઠાકરે પ્રારંભની કૃતિ 'જ્યાં એમાંનું ગુણદર્શન મુખ્ય રાખ્યું છે, ત્યારે આ સંપાદનમાં 'ચન્દ્ર૦'માં પ્રારંભની બતાવી છે. અગાઉના સંપાદનો (બૃ. કા. દોહન- ૨ અને પ્રા. કાવ્ય-માળાનાં) માં ૨૦મું કડવું ૧૯મું ગણાયું તે ભૂલ ચાલુ રહી એવો પ્રા. રાવળ-ઠાકરનો ખુલાસો આ સંપાદનમાંના એ બાબતના નિર્દેશ કરતાં વધુ

પ્રતીતિકર લાગે છે. પ્રેમાનંદ–નાકર તુલનાની વીગતમાં, પ્રે. ની કેટલીક ક્ષતિ નાકરની ય ખરી એ બતાવવું જરૂરી હતું. 'લાવ્યો કન્યાય જી'–એ મેધાવિનીની અભિલાષા, સંપાદકે સૂચવે છે તેમ, અપ્રસ્તુત ખરી? વિદ્યાર્થીઓના ઉપયોગને લક્ષમાં લેતાં સંપાદન કંઈક વિસ્તૃત કે મોંઘું ખરું, પરંતુ પ્રેમાનંદ કવિ અને પ્રસ્તુત કૃતિના અભ્યાસની દૃષ્ટિએ સંપાદકોનો શ્રમ અને તેમની વિવેચના કિંમતી જ ગણાય.

**રસિકવલ્લભ (દયારામ) : સં૦ શ્રી. કેશવરામ કા. શાસ્ત્રી**

શુદ્ધાદ્વૈત વેદાન્તસિદ્ધાન્ત અને પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તો પદ્યરૂપે નિરૂપતી આ કૃતિની કવિની લખેલી પ્રતને જ આધારે આ સંપાદન થયું છે એ આ સંપાદનની મોટી વિશિષ્ટતા છે. અર્થહાનિ થાય ત્યાં જ શબ્દફેર કરવાની સંપાદકની ચીવટ યોગ્ય છે. સંપાદકનું લક્ષ ભાષાવિચાર પર ઠીક ઠીક કેન્દ્રિત છે. એય એક રીતે તો અભ્યાસી માટે કિંમતી ભેટ જ છે. 'રસિકવલ્લભ'ને કાવ્યગ્રંથ તરીકે નહિ, પરંતુ સિદ્ધાન્તના પદ્યમય તરીકે ઓળખાવવામા રહેલું સંપાદકનું નિખાલસ દૃષ્ટિબિંદુ જણાશે. જુદું પ્રગટ થનારું 'અધ્યયન' સાથે બહાર આવી શક્યું હોત, તો કૃતિના સાહિત્યિક અભ્યાસમાં વધુ ઉપયોગી નીવડત. અગાઉનાં ચાર સંપાદનો વિદ્યાર્થીઓને દુષ્પ્રાપ્ય થયાં હોવાથી આ સંપાદનમાં એવું અંગ આશીર્વાદરૂપ થાત. કવિના દેવનાગરી હસ્તાક્ષર તેમજ કવિના પટ્ટશિષ્યના પ્રપૌત્ર શ્રી જીવણલાલ છ. જોષીની લખેલી પ્રમાણભૂત કવિજીવનતવારીખ આ સંપાદનના મૂલ્યમા વૃદ્ધિ કરે છે. એક સહૃદય અધિકારી વિદ્વાન દ્વારા સાંપડતું આ સંપાદન દયારામની આ કૃતિને માત્ર સુલભ નહિ, યોગ્યસ્વરૂપે ય સુલભ બનાવે છે.

**જંબૂસ્વામી રાસ (યશોવિજયજી) : સં૦ શ્રી. રમણલાલ ચી. શાહ**

'દ્વિતીય હેમચન્દ્ર' અને 'વૈદિક શંકરાચાર્ય જેવું સ્થાન' એ શબ્દોમા અંજલિ પામેલા મહોપાધ્યાય શ્રી યશોવિજયજી (ઈ. ૧૫૮૯–૧૬૮૮ વચ્ચેના) એ રચેલા 'જંબૂસ્વામી રાસ'ની, મૂળ કવિની હસ્તપ્રતને આધારે સંપાદિત થયેલી આ કૃતિ, અગાઉના આ સંપાદકના સંપાદન 'નલદવદંતી રાસ' જેવી જ મહેનત, વ્યવસ્થા અને કાળજી દાખવે છે. પ્રસ્તાવનામા સંપાદકે આનંદઘનના સમકાલીન આ કવિના જીવન, લેખન અને સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને ગુજરાતી 'જંબૂસ્વામી' વિષેની રચનાઓ ઉપરાંત પ્રસ્તુત કાવ્યની સમીક્ષા મિતાક્ષરી છતા સુરેખ શૈલીમાં કરી છે. ટિપ્પણ પણ ઉપયોગી છે. પ્રસ્તુત કૃતિની સાલ વિષે પૃ. ૩૮ અને પૃ. ૫૭ પર ફેર કેમ હશે?

આ ભાવવાહી અર્થચારુ કાવ્યનું સંપાદન મુનિશ્રી પુણ્યવિજયજીનો આશીર્વાદ અને યશોવિજયજીનું પુરોવચન પામ્યું છે. વિવેકયુક્ત અને સમગ્રલક્ષી સંપાદન શ્રી. શાહને યશ અપાવે તેવું છે.

**શામળ : સં૦ શ્રી. 'અનામી' (રણજિત પટેલ)**

આ લોકપ્રિય મધ્યકાલીન પદ્યવાર્તાકારની ગુજરાતી તેમજ વ્રજ–હિંદીની રચનાઓમાંથી ચૂંટેલી વાનગીઓનું સંપાદન શામળની શક્તિનાં લગભગ બધાં પાસાં પ્રગટ કરે છે. શામળના છપ્પા કરતાં ય રસ જળવાય, કવિશક્તિ વરતાય એમ તેની પદ્યવાર્તાઓમાંની ઝલક છતી કરવી, તેય આટલાં પૃષ્ઠોમાં, એ જહેમત ને વિવેક માગે જ. શ્રી. 'અનામી'એ વાર્તાના પ્રસ્તુત સંદર્ભને ટૂંકી પણ દ્યોતક રીતે બતાવીને શીર્ષકો પણ આકર્ષક બાંધી આપ્યાં છે. કવિનું સમસ્યા તત્ત્વ 'પદ્માવતી'માંથી દર્શાવાયું છે. સંપાદનનો પ્રવેશક અભ્યાસલેખ નીવડ્યો છે; એમાંય આરંભનું તુલનાત્મક દર્શન કવિતની છટા પણ દર્શાવે છે. આ વાર્તાકારકવિની ઇતર સ્વરૂપની સમીક્ષા, 'ઊડતા પરિચય'માં પણ તુલનાત્મક વિવેચન, 'અખંડ લહરી રસની દૃષ્ટિએ' આ કવિને ન મૂલવવાની સ્વસ્થ સમજ આદિ મહત્ત્વના અંશો છે. સંપાદકે 'અખંડ લહરી રસ'ની ભૂમિકા, એના કવિતની આલોચનામાં લયજી નથી એ નોંધવું ઘટે. શામળ-પ્રેમાનંદની કક્ષાચર્ચામાં પ્રા. બ. ક. ઠાકોરનો અભિપ્રાય સંભારવા યોગ્ય નહિ ? સંપાદકે શામળની રચનાઓનું નાનું દર્પણ દૃષ્ટિપૂર્વક રજૂ કરી અભ્યાસીઓને એક મહત્ત્વનું સંપાદન આપ્યું છે.

**દયારામ : સં. શ્રી. ભોગીલાલ સાંડેસરા**

પ્રાચીન-મધ્યકાલીન ગુજરાતી ભાષા-સાહિત્યના સુપ્રસિદ્ધ વિદ્વાનને હાથે આપણા લોકપ્રિય ઊર્મિકવિ દયારામની રચનાઓનું આ સંપાદન તૈયાર થયું છે, તે સંપાદકના આ ક્ષેત્રમાંના કાર્યમાં યશપૂર્તિરૂપ છે. 'સતસૈયા' (વ્રજ) અને વિશેષત કવિની ઊર્મિકવિતામાંથી અહીં ચૂંટણી કરાઈ છે; કવિની સૈદ્ધાન્તિક રચનાઓનું પ્રતિનિધિત્વ મર્યાદિત છે તે યોગ્ય જ થયું છે. પદો-ગરબીઓમાંથી થયેલો સંચય રસ અને શક્તિ બંનેને યથાર્થ પ્રગટ કરે છે. અભ્યાસપૂર્ણ પ્રવેશકમાં સચક અવતરણો તેમજ મહત્ત્વની ટીપ, સમગ્ર વિચારણા અને વિશિષ્ટ વીગતો પણ સમાઈ છે 'બહુ ભાષામય રચનાઓને કુતૂહલમૂલક પ્રયોગો'થી વધુ ન ગણવાની થયેલી સ્પષ્ટતા સંપાદકની સ્પષ્ટ અને ઝીણી નજર બતાવે છે. કૃતિ અંગ પર મોઝ ભાર દઈને પણ વ્યક્તિ દયારામ વિશે નિખાલસ નિરૂપણ થયું છે. કવિના કવિત્વ-કલાવિધાન પર

કંઈક વધુ વીગત હોત અને વિશિષ્ટ શબ્દોની સમજૂતી ઉમેરી હોત તો આ સંપાદન વધુ દીપી ઊઠત એમ લાગે છે ટૂંકામાં ઘણું સમાવી લેવું આ સંપાદન કવિ દયારામની રચનાઓના આસ્વાદ તથા અભ્યાસમાં ફરી ફરી યાદ કરવા જેવું તલસ્પર્શી અને સુરેખ બન્યું છે

**પદ્મ અને પોયણાં (કવિ નાનાલાલ) : સં૦ શ્રી. શિવશંકર પ્રા. શુક્લ**

'મોહપની મોહિની' અને 'જોગીઆની જ્યોતિ'નો સમન્વય સાધતા કવિ નાનાલાલની છેલ્લી મહત્ત્વાકાંક્ષી અને સામર્થ્યદ્યોતક બૃહદ્ કૃતિ 'હરિસંહિતા'માંનાં વીણેલા ગીતો અને કાવ્યોનો આ ગુચ્છ સંપાદકે ભાવભર્યા હૃદયે તૈયાર કર્યો છે ભાવ-કલ્પના-વાણી-લયની કવિની વિવિધ છટા અને સભર શક્તિ અહીં પણ ઠીકઠીક પ્રતિબિમ્બિત કરાઈ છે રસિકતા અને શુચિતાની એમાં સુભગ મેળવણી છે "ત્યાં તો પંચવટીના પંચર ના હે હરિ! હરિ! થયા પંચામૃત ભરિયેલ ઘટુલડા, રે હરિ! હરિ!" જેવી ચિત્રકતા ચંદનિયા આકાશ-પૂરકેગી સાહ્ણીઓ-વોમ્ભડા ઉષા જેવા વિશેષણ, કે 'જગના જોગી-જોગણો', 'દિગ્વિજય વિચરતા', 'શ્રીમાગના ધ્વજ' આદિની ભવ્યતા જોતા જ જાણે થાય છે, 'ઝણુમ્યા મહત ઝાંઝોના ઝણુકાર" સંપાદકે રસજ્ઞ દૃષ્ટિથી સંચય કર્યો છે એમાં સંપાદનપદ્ધતિ સમજાવાઈ હોત, પ્રત્યેક રચનાનો મિત સંદર્ભ બતાવાયો હોત, આવશ્યક ખૂબી ખામી-અર્થ દર્શનનું અંગ ઉમેરાયું હોત, તો? સંપાદનમાં વાણી કેય રચનાઓ ઓછી મૂકવાની પણ જરૂર જણાત છે પ્રવેશક કંઈક વધુ વિવેચનાત્મક થાય એવી આશા પણ ભાગ્યે જ અસ્થાને હોય હરિસંહિતા'ની ગ્રંથત્રયીમાંથી ચૂંટેલા 'આ ચયનનું સૌંદર્ય મૂળના સંદર્ભમાં જ છે' એ સંપાદકની વાત વાજબી જ છે, છતાં એની એવી પ્રતીતિ આવા સારા સંચયમાં ઉપજાવી શકાય ખરી 'હરિસંહિતા'ની કેટલીક ઉજ્જ્વલ મધુર વાનગી આ સંપાદન દ્વારા વિશાળ વાચકવર્ગને સુલભ બને છે, એનો યશ સંપાદકની ભાવના અને મહેનતને જાય છે એમ નોંધીશું

**વાદળ (સ્વ. પુ. જો ભટ્ટ) : સં૦ શ્રી. કૃષ્ણકાન્ત કડકિયા**

નરસિંહરાવ-બોટાદકર સમયના સ્વ શ્રી પુરુષોત્તમભાઈ જો ભટ્ટે અંગ્રેજ કવિ શેલીની જાણીતી રચનાનો કરેલો પદ્યાનુવાદ 'વાદળ પરિ૮' વતી શ્રી કડકિયાએ અહીં સંપાદિત કર્યો છે છંદનો પ્રવાહ સરળ પરંતુ ભાષા પૂરતી મધુર નહિ એવી આ અનુવાદરચનામાં ચિત્ર ઊપસતું નથી

સંપાદકે મુદ્રણક્ષતિઓ ભૂલીએ તો પણ, કૃતિનું ટૂંકું પણ વિવેચન કરવું જરૂરી હતું ઉત્સાહી સંપાદક પામે એવી આશા જરૂર સેવીએ

## લગ્નગીતો અને લોકગીતોની ગૂંથણી : સં૦ શ્રી. રંભાબહેન ગાંધી

નાટ્યક્ષેત્રે જાણીતા લેખિકા બહેને આપણાં લગ્નગીતો લોકગીતો, રાદનનાં અને ગરબાનાં ગીતો, સળંગ વહ્યાં જતાં રસાળ અને વચ્ચે વચ્ચે માર્મિક વિવરણ પર તરતાં રાખીને અહીં સંપાદિત કરી આપ્યાં છે લોકગીતોને તાજી કરી આપવાનો આ પ્રયાસ સહ્ય છે આની રચનાઓમાં વ્યક્ત થતું આપણું ગૃહજીવન સમાજચિત્ર, નિસર્ગદર્શન ન્હાનું સર્વભોગ્યપણું આદિ પ્રત્યે વિવરણમાં અંગુલિનિર્દેશ કરાયો છે સાપ્રતની વિચારણા પણ એમાં ગૂંથાઈ છે ચૂંટણીમાં કંઈક વધુ નાવીન્ય વિવરણને કંઈક વધુ સઘન, ખાસ હેતુ ન સરે ત્યાં હળવી લખાવટ પ્રત્યે કંઈક વિવેક, પુનરુક્તિ યા બિનજરૂરી અંગ્રેજી પ્રયોગો અંગે તકેદારી આવશ્યક હતી આધુનિકતા પર વ્યંગ જ કરવાની રસમ પણ હવે તો જૂની-લપટી થયેની નથી? જૂના લોકગીતોમાંનું એક્ષણિયું નિરૂપણ 'માણેક પસ ભરવા' જેવી સૃષ્ટિ જ્યાં લોક'ને હવે શમણેય આવવી કઠિન ત્યાં એ જમાનાની ગીતોની રસવાહિતા ય કદાચ ચિત્ય, જેવા મુદ્દા સ્પર્શ પામવા ઘટતા હતા સમગ્ર રીતે રસાળ માર્મિક વિવરણવાળી આ ગૂંથણી લોકભોગ્ય થાય તેવી છે

## જાદવાસ્થળી : સં૦ શ્રી. હસિત હ. બૂચ

'જાદવાસ્થળી વર્ણન' અને 'કેફ વિષે' એ બે કવીશ્વર દલપતરામનાં જાણીતાં કાવ્યોનું આ નાનકડું સંપાદન મદ્યનિષેધ સપ્તાહ નિમિત્તે પ્રગટ થયું હોઈ સરકારની દારૂબંધીની નીતિના પ્રચારસાહિત્ય તરીકે ય એનો સમુચિત ઉપયોગ થઈ શકે તેમ છે પશ્ચિમના સુધારાના બેફામ આક્રમણના જમાનામાં કવીશ્વરે ભાગવતપ્રોક્ત પ્રસંગ વર્ણવીને પોતાની મર્મીલી રીતે મદ્યપાનના અનિષ્ટો બતાવ્યાં છે અને 'કેફ વિષે'માં બોધ સાથે ચાતુર્યની રમઝટ પણ જોવા મળે છે સંપાદકની પ્રસ્તાવના સંક્ષેપમાં કવીશ્વરની કાવ્યરીતિનાં આગવાં લક્ષણો તારવી સહૃદયને વાચના પ્રેરે એ રીતે કાવ્યના રસતત્ત્વો પણ તારવી આપે છે ટિપ્પણ પણ આ પુસ્તિકાના વાચનને સુવાચ્ય બનાવે તેમ છે *

* સમીક્ષક શ્રી ઈશ્વરપ્રસાદ જોષીપુરા

## નાટક

આ વિભાગનાં કુલ ૧૬ પ્રકાશનોમાં ૯ સ્વતંત્ર અને ૭ રૂપાંતરિત-અનૂદિત છે.

### સુવર્ણરેખા : શ્રી. શિવકુમાર જોષી

પ્રણયત્રિકોણ ! નવી કલમનું ય એ જ વળગણ ! ના, અહીં છે તે પ્રણય-ત્રિકોણનું વસ્તુ તો માત્ર નિમિત્ત ભૂમિકા જ લાગે છે. એ વચ્ચે આધુનિક સુશિક્ષિત સમજુ અને સ્વમાની નારીને કેન્દ્રમાં રાખીને લેખકે, માત્ર બંગાળી પાત્ર-વાતાવરણની નવીનતા જ નહિ, નાટકના આણુરૂપ ચિંતનની ય-ભાવનાની ય નવીનતા ઉપસાવી છે.

અહી એવી યુવતી છે સુવર્ણરેખા, દેશભક્ત રાયચૌધરીની તેજસ્વી પુત્રી. એનો બાળપણથી પ્રિય સાથી તે ક્રાંતિકારી સામ્યવાદી યુવાન શેષાદ્રિ. '૪૨ની લડતમાંના સામ્યવાદી ઢંગથી છછેડાઈને સુવર્ણરેખા વકીલ યુવાન અભિજિત સાથેનું લગ્ન વધાવી લે છે. જેલમાંથી સરકારે મુક્ત કરેલો શેષાદ્રિ હવે એને મળવા આવે તેય એને રુચતું નથી. બીજી બાજુ ભોળા મુનીમ મનોજ્બાબુની સરળતાથી અને પિતરાઈ ભાઈઓની ખટપટથી સુવર્ણરેખાની નિષ્ઠા અંગે અભિજિત વહેમી થાય છે અહી જ નાટકનું ખરું કેન્દ્ર સર્જાય છે, કારણ સુવર્ણરેખા અભિજિતને વચ્ચે પડવા ના કહી પોતાની રીતે શેષાદ્રિને દૂર રહેવા સમજાવવા માગે છે. એના શબ્દો, " આ યુગની નારીને સ્વમાન ( સતીત્વ જૂનો શબ્દ ) બળગતાં આવડે છે." અને એનો પ્રશ્ન, "એક બાજુ તમારા જેવો (અભિજિત) આધુનિક કેળવણી પામેલો પશ્ચિમના રંગે રંગાયેલો ઉદાર સમાજમા વસતો પુરુષ, બીજી બાજુ દેશને સ્વતંત્ર કરવા માટે જાતને મુઠીમા રાખીને ફરનાર પુરુષ, એવા બે પુરુષોને હાથે પણ આજની સ્ત્રીને પોતાની રીતે પોતાના જીવનનો નિર્ણય લેવાનો અધિકાર સ્વીકારાય નહિ, એ આ યુગનું આશ્ચર્ય નથી ?"-નાટકની કરુણતાની આધીનું એક પાસું છતું કરે છે, તેમ આપણી એક નવી સામાજિક સમસ્યા પણ સૂચવે છે. સુવર્ણરેખા આ નાટકનું સહુથી જીવંત તેજસ્વી પાત્ર છે.

નાયક શેષાદ્રિ કોણ જાણે કેમ, જિદ્દી ને કાયર પણ બતાવાયો છે! જો કે સુવર્ણરેખાના થનાર સંતાનનો જનક પોતે છે-અભિજિત નહિ એ એની ભ્રમણા કુશળતાપૂર્વક લંબાવીને લેખકે નાટ્યસૂઝ દાખવી છે. સારુના મૃત

દેહનીય અદમ ન રાખી સંશયગ્રસ્ત અલિજ્જિત સ્થળ છોડી જાય એય કંઈક કઠુગું લાગે છે એના સમગ્ર પાત્રદર્શનમા એ વિસગત પણ લાગે દારૂના નાદે, સમજુ લાવકો દાક્તર પ્રમોધ, સગર્ભા સુવર્ણરેખાની તબિયતની દરકાર છોડી ચાલ્યો જાય છે એ ય વિચિત્ર લાગે છે રોષાદ્રિની શ્રમણા પણ દારૂને લીધે જ—એમ દારૂની લત જ્યા ત્યા આણી લેખકે કઈક કૃત્રિમતા ય સર્જી જણાય છે ખલપાત્રો પ્રબળ દોરાયા નથી એ ઔચિત્ય છે, કારણ, નાટકની ગૂચ આધુનિક મનોમથન દ્વારા ધેરી બતાવી છે ગૌરમોહનની પત્નીનુ પાત્ર તેથીજ ખાસ અગત્યનુ નથી લાગતુ. સવાદો ક્યારેક લબાઈ જતા (ઊર્મિલ પાત્રો ખરાં ને?) લાગે છે અને જોડણી—મુદ્રણની ક્ષતિઓ કંઈક હદ બહાર જતી ય દેખાય છે આવી છે કેટલીક નબળી બાજુ, છતા આ નાટક તેના વિશિષ્ટ વાતાવરણ, આધુનિક સમસ્યાની સમર્થ રજૂઆત, સુવર્ણરેખા સમુ ગૌરવભર્યું તથા મધુર તેજસ્વી પાત્ર અને આકર્ષક પ્રસગ-યોજનાથી નાટ્યરસિક વાચક તેમજ પ્રેક્ષકને લેખકની એક સારી ભેટ રૂપ નીવડ્યુ છે આ વર્ષની નાટ્યરચનાઓમા એનું સ્થાન અગ્ર પદે ઠરે એવી એની સપત્તિ છે

## વિનાશને પથે : શ્રી. ધીરુબહેન પટેલ

પશ્ચિમના વ્યક્તિસ્વાતંત્ર્યના વિચારની એક નવી આધીનુ ચિત્ર ઉઠાવતુ આ ત્રિઅંકી નાટક, શીર્ષક ઘેરુ છતા આશાવાદી દૃષ્ટિથી અંતે ઊજળુ થયુ છે આપણા ભાગતા કુટુમ્બજીવનનો એક પ્રશ્ન વૃદ્ધોનુ શું કરવુ એ થયો છે! આ નાટકની કારુણ્યમૂર્તિ વિધવા લલિતાને એના સતાનો વૃદ્ધોના નિવાસમા મૂકીને આ કૂટ કોયડો ઊકલી ગયાનુ માને છે, પણ માનવમન! એ કોઈ જડ સ્થૂલ યોજનાનુ રમકડુ ઓછુ છે? એમા જ એની અસાધારણ મહત્તા અને કરુણતા ય છે તો! ધનને કેન્દ્રસ્થાને મૂકી માણસની ઉપયોગિતા વિચારવાની હવા આપણા કુટુમ્બનેય હચમચાવી રહી છે એનુ દર્દ લેખિકાએ લલિતાનુ પાત્ર સચોટ રૂપે વર્ણવીને વ્યક્ત કર્યું છે

વૃદ્ધાશ્રમમા મોકલાયેલી કુટુમ્બવાત્સલ્યની ભૂખી લલિતાને એની એ શ્રમણા સામે નક્કર વાસ્તવ બનાવ્યા કરતી અપરિણીતા વૃદ્ધા માલતી બુદ્ધિપ્રધાન પાત્ર તરીકે નાટકના વિચાર સઘર્ષને તીવ્ર રાખે છે સહૃદય નોકરડી રાધાનુ પાત્ર નાનુ છતા જીવંત બનીને મુખ્ય પાત્રની સમજ્મા ટેકારૂપ બને છે પશ્ચાદ્ દર્શનની રીતે વચ્ચે યોજાયેલા લલિતાના પૂર્વ-જીવનનુ દશ્ય આપતા અકમા ય સ્ત્રીપાત્રો જ મુખ્ય છે

નાટક વિચાર-પ્રશ્નથી જ પ્રેરાયેલું હોવાથી વસ્તુતત્ત્વ મંદ છે અને સંવાદો પણ સંભાષણરૂપના કંઈક લાંબા છે. ભાષાકક્ષા સ્વાભાવિકતાથી વેગળી ઘણીવાર રહે તે અવશ્ય ખૂંચે જ છે. 'માનવ પ્રયોગો પડી ય નાશ નહિ પામે' એ શ્રદ્ધા, માલતીનું ભાવનાશીલ પરિવર્તન નાટકની મુખ્ય રગ ને લેખિકાની દૃષ્ટિ બતાવે છે; પરંતુ વિચારપરિવર્તન, સંભાષણ-વિસ્તાર છતાં તે પૂરતું પ્રતીતિકર થતું જણાતું નથી.

સ્ત્રીપાત્રોને જ તખ્તા પર રાખીને, આપણો ઉગ્ર થઈ રહેલો સામાજિક કોયડો આવા વિચારગંભીર સ્વરૂપે નાટકમા આણવા માટે, સારી લખાવટ માટે લેખિકાને યશ ઘટે છે જ. આવાં નાટકો ભજવી ન જ શકાય તો તે આપણી તખ્તાની ય મર્યાદા કેમ ન માનવી ? યોગ્ય માવજતથી આવા પ્રયોગો થવા ઘટે. શ્રી. અક્ષયકુમાર ર. દેસાઈ નો પ્રવેશક લેખિકાની સાહિત્ય-સેવા અને નાટકના પ્રશ્નને વિશદ રીતે રજૂ કરે છે.

### પ્રેક્ષક માફ કરે : શ્રી. રંભાબહેન ગાંધી

પ્રસંગની નાટ્યાનુકૂલ પસંદગી અને કેટલીક નવી આયોજના, ચાતુર્ય-ભર્યો સંવાદ, તેમ જ હાસ્યપોષક સંજોગ–સ્વભાવની સાહજિક પરખ આ નવ એકાંકીઓના સંગ્રહની વિશેષતા છે. 'અવલંબન' કે 'તિમિર અને જ્યોતિ' જેવી ગંભીર રચનાઓ, 'શેઠજીનાં સગાંવહાલાં', 'સિનેમાનું સર્જન' કે 'પ્રેક્ષક માફ કરે' જેવી હાસ્યના તરંગ ઉઠાવતી, પણ કોઈક ને કોઈક જીવન-સત્યની અવગણનાનું કારુણ્ય સૂચવતી રચનાઓ જેવી જ સફળ નીવડી છે. 'અવલંબન' તેમાંની વીતેલી ઘટનાને ચાલુ નાટકમાં પ્રત્યક્ષ કરાવની કલાત્મક યોજના અને તેમાંના કરુણ ભાવનાશીલ વસ્તુદર્શનથી અને 'શેઠજીનાં સગાં-વહાલાં' તેમાંની ઉઠાવદાર પાત્રસૃષ્ટિ, ખાસ તો આધેડવયી કેસર-ગુલાબના વિસાદના 'દાંડિયા રાસ'માંથી વેરાતા રૂઢપ્રયોગો–કહેવતો વગેરેના તણખાઓથી ચમકદાર થતા સંવાદથી રચનાઓ વધુ સફળ થઈ છે. 'સંસારના વાયરા'માં છે તેવું ફિસ્સું, 'આઘળે બહેરું'માં છે તેવો પ્રહસનનો સીધો આયાસ, અતિથિ દેવો ભવ' તેમ બીજે ય કાંઈક વધુ પડતો ખૂંચે તેવો અંતનો અસ્તાર કે તેની શિથિલતા, 'સિનેમાનું સર્જન'માં છે તેવું એકધારાપણું, 'આધળે બહેરું' કે 'મૃગજળ' કે 'પ્રેક્ષક માફ કરે'મા છે તેવું અગાઉથી કળી શકાય તેવું આયોજન કે પ્રચલિતપણું, ઉપરાંત 'ફરી પાછો અદમ્ સળવળ્યું' 'આવાગમન' 'અકપતીય' જેવી યા બીજી અનુસ્વાર-વિરામ ચિહ્ન–જોડણીની અશુદ્ધિઓ આ સંગ્રહમાંથી ટાળવા જેવાં હતાં. તખ્તાની સરસ સૂઝ ધરાવતાં,

આભાસના પતનની કરુણતા ચીતરતા આ નાટકમા હૃદયની ભદ્રતા વિના વૈજ્ઞાનિક પ્રતીતિતાની દશા કેવી નીવડે તેનુ દર્શન છે રોમાચક વાર્તાતત્ત્વ પણ કૃત્રિમ લાગે એ હદની સાહિત્યિક સવાદભાષા–છગ, છેવ્ને ડૉ આભાસની પત્ની પતિના લોહીથી ત્યાનો રૂમાલ નિચોવતી બતાવાય છે તેવી નાટકી દશ્યયોજના, અજાણી યુવતી દર્શનાને જે રીતે ઘરમા રખાય છે તેમાની અપ્રતીતિકરતા, બધા જ પાત્રો સામાન્યત વિલક્ષણ તે ઠીક પણ દર્શન જેવા પાત્રની અતમા જ દેખાતી સ્વત્વઝખક, પરાકાષ્ઠાની મદતા જેવી ઊણપ છે, છતા આ નાટક એના નવીન વાતાવરણવાળા વસ્તુથી, કેટલીક સૂચક પ્રતીકયોજનાથી, પાત્રોના માનસચિત્રણ અને દશ્યગુણથી વિશિષ્ટ બન્યુ છે

બીજા એકાકીઓ શ્રી જ્યોતિ વૈદ્યના છે તેમા 'શાહ–બાદશાહ' ઘેરી ભાવજમાવટ, સુરેખ પાત્રાલેખન અને (બિહુત કાનાના અપવાદે) સમર્થ સવાદકલાથી સહેજે સફળ થતુ એકાકી છે કલાત્મક સમાપનવાળુ ભારવાહી એકાકી ચિરતન માતૃત્વ' મુખ્યપાત્ર વસુમહેનના આલેખન અને ઘેરા કરુણથી વિશિષ્ટ બન્યુ છે

'ઓજસતા' જેવા કે અનુસ્વાર અભાવથી માંડીને 'યુવતિ' સાનિધ્ય' સ્મિત' જેવા ભાષા–જોડણી દોષો, અત તો સામાન્યત મુખ્ય પાત્રના મૃત્યુથી જ એવી લખ્યુ, પ્રસગ–યોજના સામાન્યત ઘેરી જ, સગ્રહની નબળી બાજુ બને છે તો ગ્જૂઆતમા દેખાતી તખ્તાની સમજ, મર્યાદિત પાત્ર યોજના, સવાદમા ધબકતુ રસિક કલ્પનાસૌષ્ઠવ, રચનામા સ્ફુર્યા અને ઝળક્યા કરતુ જીવનચિતન તેની જમાગાજુ પણ છે, એ કેમ ભુલાય? એક ત્રિઅકી અને ચાર એકાકીનો આ ગુચ્છ નાટ્યરસિકોને ગમશે

**નાટ્ય કુસુમો : શ્રી. મધુસૂદન પારેખ**

વિશેષત માધ્યમિક શાળાના વિદ્યાર્થીવર્ગને ભજવવા રુચે તેવા સોળ એકાકીઓના આ સગ્રહમા રોજિંદા સમાજજીવનનુ પ્રતિબિબ અને અચ્છો કટાક્ષ–વિનોદ મળી રહે છે સ્વભાવની ખાસિયતોને ઉઠાવ આપતુ પાત્ર-નિરૂપણ, સ્વાભાવિક સવાદકલા, અને આકર્ષક પ્રસગ પસદગી સગ્રહને રોચક કરે છે 'જેવી બાવા અને 'શિરસ્તા' જેવી રચનાઓ સારી નીવડી છે ક્યારેક પ્રસગનુ નાટ્યીય સ્વરૂપ (સસ્તા સોદા મા છે તેવુ), કેટલાક પ્રસગોનુ તત્કાલીનત્વ, અતને આકસ્મિક બનાવવાની સામાન્ય દૃષ્ટિ, ઉપાડમા જ થઈ જતું સમાપનસૂચન, વરતાય છે તેવી અતની બિનઅસરકારકતા જેવી ત્રુટિઓ તરત નજરે ચડે છે તો પણ પાત્રવૈવિધ્ય, સરળ સવાદ,

મજાનું કટાક્ષતત્ત્વ અને તખ્તા-લાયકીનો સારો ગુણ જોતાં સંગ્રહ વ્યાપક લોકપ્રિયતા પામે તેવો નીવડ્યો છે.

## નેતા-અભિનેતા : શ્રી. જયંતી પટેલ

ભવાઈ અને પ્રહસનનું અવનવું સંયોજન અને તીખા કે ચચરાટદાર વ્યંગની આતશબાજી ઉરાડતું આ નાટક તખ્તાને અને નાટ્યરસિકોનેય ગમી જાય તેવું છે. એના આયોજન વિષે અંતમાં રંગલો કહે છે કે નાટક પૂરું થાય છે, તે તો સગવડ ખાતર જ! અરે, નાટકનું વિલક્ષણ મંગલાચરણ જ ક્યાં ઓછું કહે છે: "હે ડાયરેક્ટર દેવને સમરું ને લાગું ટિકિટબારી પાય" અને પછી તો થીમ દરિયે ફગાવવાનું, કલાનું પાણી મેલવાનું અને ગોળમાં ડગી વાણી કહી દેવાનુંય વચન અપાય જ છે તો! નાટકની આ મર્યાદા

મજાનું કટાક્ષતત્ત્વ અને તખ્તા–લાયકીનો સારો ગુણ જોતાં સંગ્રહ વ્યાપક લોકપ્રિયતા પામે તેવો નીવડ્યો છે.

**નેતા–અભિનેતા : શ્રી. જયંતી પટેલ**

ભવાઈ અને પ્રહસનનું અવનવું સંયોજન અને તીખા કે ચટાકેદાર વ્યંગની આતશબાજી ઉરાડતું આ નાટક તખ્તાને અને નાટ્યરસિકોનેય ગમી જાય તેવું છે. એના આયોજન વિષે અંતમાં રંગવો કહે છે કે નાટક પૂરું થાય છે, તે તો સગવડ ખાતર જ! અરે, નાટકનું વિલક્ષણ મંગલાચરણ જ ક્યાં ઓછું કહે છે. "હે ડાયરેક્ટર દેવને સમરું ને લાગું ટિકિટબારી પાય" અને પછી તો થીમ દરિયે ફગાવવાનું, કલાનું પાણી મેળવવાનું અને ગોળમાં ડડી વાણી કહી દેવાનુંય વચન અપાયું જ છે તો! નાટકની આ મર્યાદા નથી પણ વિલક્ષણતા છે. સળંગસૂત્રતા છે જ, પણ સૂક્ષ્મ સ્વરૂપની. આજનાં રાજકારણ, શિક્ષણ, સિનેરંજનની દાંભિકતા, પોકળતા અને અનીતિને લેખકે સૂક્ષ્મદર્શક યંત્ર-જેવા કટાક્ષથી ઉપસાવી આપીને કલાત્મક એકસૂત્રતા સાધી આપી છે. ખડખડાટ હસાવે ને મૂછમાંય મલકાવે તેવા પ્રસંગો સંજોગો અને ઉદ્‌ગારોમાં એ જ ધારવાળો દોર પરોવાઈ ગયો છે. રંગલો, રંગલી, લલ્લુ ચમચો, નેતા, સાધુ, ખટપટશંકર, બોસ, ખાસાહેબ–એ બધા પાત્રોનું વ્યક્તિત્વ જ કટાક્ષતત્ત્વને પ્રત્યક્ષ કરી આપવા માટે છે. મગજ બાજુએ મૂકે તે જ નેતા યા અભિનેતા બની શકે, નવા જમાનાનું સુખ એ કે 'સમજે સૌ, પણ કોઈ બોલે નહિ' (પેલી અંગ્રેજી કહાની King And His New clothes જેવું જ કંઈક), અભણ રંગલાને ભણેલો લલ્લુ કહે· "મારું પણ કંઈક એવું જ છે! હું તો બહુ જ ભણેલો છું!"–જેવી કટાક્ષ ચિનગારી ધારી અસર ઉપજાવે છે. ભવાઈની અતિ છૂટ પર કાબૂ બતાવતું, ઠઠ્ઠાચિત્રોની મંજૂષા સમું, ટૂંકી માર્મિક ઉક્તિઓથી વેગીલુંય બનું, વાર્તાસ્વરૂપની અદ્ભુતતામાંય આકર્ષણ પ્રેરતું આ નાટક, ગંભીર વાત હસતાં-હસાવતાં કાનમાં કહી યા મનમાં પ્રેરી ટકી જાય તેવું બન્યું છે.

**સુખની શોધ : શ્રી. કવિ ગોવિન્દરાય મો. વ્યાસ**

સ્રીપાત્રો વિનાની–એવી જાહેરાત સાથેની, કવિશ્રી બાલકૃષ્ણ વ્યાસનાં ગીતો સાથેની, જાતભાતના પાત્રોથી ભરચક, તખ્તા પર ગોળીબાર–અપહરણ–આપઘાતથી માંડીને પ્રભુ–ભજન સુધીના દશ્યો પૂરા પાડતી, સંઘરાખોરીથી શ્રમયજ્ઞ અને અસ્પૃશ્યતાથી શ્રમદ્યૂક સુધીની વાતો રજૂ કરી દેતા આ નાટિકા જૂની ઢબે લખાઈ છે. પ્રસંગ–પાત્રના પગરા ઘણી વાર નાટ્યકી,

સંવાદનું એકઢાળિયાપણું, વધુ પડતી કહેવતની છટા, નિબંધિયું શીર્ષક, ગંભીર જોડણી–ભાષા ક્ષતિઓ, આદર્શવાદી સત્યકામના મોંમાં બેત, આપઘાતની અંતિમ પળોમાંય સઘનરાયનાં ડાહ્યાંડમરાં ભાષણ, નાટિકાને નિર્બળ બનાવ્યા કરતી એવી ક્ષતિઓ છે જ. લેખકની ભાવનાશીલતા, અવલોકન–શક્તિ અને ક્યારેક પાત્રને ઉઠાવ આપવાની શક્તિ જોતાં આપણે એમની પાસે વધુ સંતોષકારક રચનાની આશા રાખી શકીએ.

**જીવન એ કર્તવ્ય છે : શ્રી. મગનલાલ પરીખ**

એક એકાંકીસંગ્રહ આપી ચૂકેલા લેખકનું આ ત્રિઅંકી નાટક સારા નાટકની આશા પ્રેરે તેવું વસ્તુ યોજે છે. મિથિલાના રાજા શિવસિંહ, તેની રાણી, ત્યાં આવતા કવિ વિદ્યાપતિ અને કવિપત્ની અનુરાધાની આસપાસ વાર્તા ગૂંથાઈ છે. રાણી અને કવિપત્નીનાં પાત્રો મુકાબલે સારાં થયાં છે. વિદ્યાપતિએ મિથિલાને પ્રેમભક્તિથી ઘેલી કરી તેમ રાણીને ય, જેમાં મિથિલાને માથે આવ્યું યુદ્ધ, એ વસ્તુ નાટકના સંઘર્ષ માટે સુંદર જ ગણાય. શિથિલ પ્રસ્તારભર્યો વસ્તુવણાટ, અસ્વાભાવિક રહેતો સંવાદ, ગીતોની–ખાસ તો અંકને અંતે કઢંગી ગૂંથણી, સારી વસ્તુપસંદગીને અન્યાયકર્તા થયેલી ત્રુટિઓ છે. લેખકની શક્તિ, આવી રચનાને સૂક્ષ્મ કલાલક્ષણોથી શોભતી કરે એવી આશા વધુ પડતી ઠરાવે એવી તો નથી જ.

**રાખની હૂંફ અને કાળનાં ચક્ર : શ્રી. પરમસુખ પંડ્યા**

વિદેશી આધારનો હળવોક ટેકો લઈ નિજના સત્ત્વથી શોભી ઊઠેલું આ નાટ્યદ્વિદલ, લેખકના પ્રકાશનસંયમનું ય ગરવું પાસું સૂચવે છે. બન્ને નાટક સત્ત્વ પાત્રાલેખન અને સ્વાભાવિક સંવાદકલા ધરાવે છે, જ્યારે પહેલું તો એના વાતાવરણ, પ્રસંગતત્ત્વવિકાસ અને વિચારઅંશથી ય ભાતભર રચના નીવડ્યું છે.

✓ 'રાખની હૂંફ' ૧૯ વર્ષો પહેલાં લખાઈ ચૂકેલું, ૧૯૬૬નો સમય પશ્ચાદ્ભૂ તરીકે સ્વીકારતું ત્રિઅંકી નાટક છે. ઉદાર ગૃહસ્થ અને મુંબઈના સફળ એડવોકેટ માધવલાલનાં શાણાં ચતુર સમભાવી રસિક પત્ની નૌતમબા નાટકનું મહત્ત્વનું પાત્ર છે. એમની પરણેલી નાની બહેન વિમળાના દંતર પુરુષ પ્રત્યેના સ્નેહાકર્ષણને–વિસંવાદી થયેલા દામ્પત્યને, પોતાના રાખ કરાયેલા જૂના પ્રણયના દૃષ્ટાંતથી એ જ– નૌતમબા જ યોગ્ય રીતે વાળે છે. વચલી પેઢીની વિમળા જ સંક્રાન્તિનું મંથન અનુભવે છે; આથમની પેઢીનાં નૌતમબા અને ઊગતી પેઢીની તેમની શિક્ષિત પુત્રી નીલમ નિર્ધ-

યાત્મક ભૂમિકા પર છે. નીલમ-જયંતનુ જોડું તો લેખકની નવી પેઢી-પરની આશાભરી મીટ પણ સૂચવે છે. માધવલાલ, જયંત અને વિમળાનો પ્રેમી કવિ રસિકલાલ,-ત્રણે સમજુ, સ્વસ્થ અને ભદ્ર પાત્રો છે. આકર્ષણ સ્વાભાવિક છતા લગ્નજીવનનું સુખ તે પરના સ્વસ્થ સયમથી સર્જાય એ નૌતમબાના વિચારનો ઉઠાવ માધવલાલના પાત્રથી દીપે છે લગ્નમાં ઠરતી નીલમની શ્રદ્ધા પણ લેખકની વિચારણાનું એક વાસ્તવિક પાસું છે. વિમળા પણ અંદરથી સાચી સ્ત્રી જ બતાવાઈ છે; તેમ ખલપાત્ર થવાની હદે સરતું અરુણનું પાત્ર અંદરથી સડ્યું નથી જ. પાત્ર કરતા આંતરસંઘર્ષ દ્વારા જ, મનોવિશ્લેષણ દ્વારા જ પરાકાષ્ઠા સર્જાઈ હોવા છતા વસ્તુપ્રવાહ સરળ વહ્યો છે એ નોંધવું રહ્યું. અભિનયની સૂક્ષ્મ અદ્રાને અવકાશ મળે એ રીતની ઝીણી-મોટી દૃશ્યયોજના પણ ધ્યાનપાત્ર છે. નૌતમબા, નીલમ, માધવલાલ કે રસિકલાલ જેવાં પાત્રોના સર્જન દ્વારા સમગ્ર નાટક પ્રાણભર્યું બન્યું છે, તેમ ગરતું રહ્યું છે.

બીજું દ્વિઅંકી નાટક 'કાળના ચક્ર' સ્વરૂપે પ્રસંગમૂલક છતાં આધુનિક દામ્પત્યની એક વિશિષ્ટ મનોવિશ્લેષણાત્મક તસવીર પણ આપે છે. પાત્રાલેખન, વસ્તુઆયોજન કે વિચારસામર્થ્યમાં 'રાખની ઠંડ' જેવું મનભર આ નાટક નથી નીવડ્યું. પોતાના એક સમયના પ્રિયતમ ડૉ. બંસીધરના દામ્પત્યજીવનમાં ફૂલકયારી જ મહેકતી રાખવામા સફળ થતી માધવી અહીં મંગલપાત્ર છે. ડૉ. બંસીધર પ્રત્યે સ્નેહ છતા એની પ્રવૃત્તિ યા સંવેદના તરફ બેદરકાર પત્ની બંસરી, પૂનામા અકસ્માતથી ઓચિંતો બંસીધર મૃત્યુ પામ્યાની ભૂલભરી ખબરને પરિણામે પલટાઈ સાચી સહચરી બની રહે છે. અકસ્માતઘટના નાટકની ક્રિયાત્મકતાને કંઈક વેગ આપે છે; છતાં છાપ પડે છે વસ્તુની મંદતાની જ. પાત્રો થોડા છતા ઉઠાવ પામ્યાં નથી.

બન્ને નાટકો સુખી ગુજરાતી કુટુમ્બજીવનના ચિત્રો બને છે એ તેમાંના પ્રશ્નોની દૃષ્ટિથી ય સૂચક મર્યાદા માનવી ઘટે વચમા ક્યારેક સંવાદ વધુ લાંબા થવા જાય છે એ ય કળાય છે આવી એક અનિવાર્ય અને બીજી નાની મર્યાદા છતા આ નાટ્યગ્રંથ આપણા રૂપાન્તર નામે આવતાં નાટકો માટે એક સારું દૃષ્ટાંત બને તેવો ગુણસમૃદ્ધ છે.

**ઉદ્દીનો વર અને બીજાં નાટકો : રૂ૦ શ્રી. ભાઈલાલ પ્ર. કોઠારી**

સફળ રૂપાન્તરોના ગુચ્છ જેવો ત્રણ નાટકોનો આ સંગ્રહ તખ્તાયોગ્યતા અને સાહિત્યિક ગુણવત્તાથી નોંધપાત્ર બને છે. ઉદ્દીનો વર, શ્રી.-એસ. ઈ.

જ્હોનસનના 'Her Step Husband'નું ગુજરાતી વાતાવરણની સ્વાભાવિકતા પામી શકતું રૂપાન્તર છે. જાતે ઊભાં કરેલાં મિથ્યા મૂલ્યોની ઘેલછામાંથી ઊભા થતા વિચિત્ર સંજોગોનું હાસ્ય, ચબરાક સંવાદયોજના અને કેટલુંક સારું પાત્રદર્શન ધરાવતા 'ઉર્મીનો વર' માં કેટલીક અસ્વાભાવિક ઘટના રજૂઆત આવી જાય છે ખરી. બધા ગોટાળાનો સુખરૂપ ઉકેલ પણ પૂરતી પ્રતીતિ દાખવતો ન ગણાય. 'હાશ, ભગવાન, નિરાંત થઈ!' જર્મન લેખક શ્રી. રોડરિક બેનેડિક્સના નાટક 'Eigen Sibn'નું આ સંગ્રહનું આકર્ષક નીવડનું રૂપાન્તર છે. ધાર્યું બોલાવવાની જ, માત્ર નાટકનાં પુરુષપાત્રોની ધૂન–હઠમાંથી જાગતાં સ્ત્રીપાત્રોનાં મોટાં રૂસણાનું મસ્તી મચાવતું વાતાવરણ ઠીક જામ્યું છે. અલ્પ વસ્તુ છતાં ત્વરિત રમતિયાળ અંત અને ખાસ તો સંવાદની ચતુરાઈથી આ રૂપાન્તર સફળ છે. એમાં માત્ર મોતી–મનસુખની ભાષા સ્વાભાવિક થઈ હોત તો? 'શ્રીમંતાઈની ભીતરમાં'–શ્રી જે. બી. પ્રિસ્ટલીના 'Inspector Calls' નાટકનું આ રૂપાન્તર રહસ્યમય ઘટનાનું વાતાવરણ લાવે છે અને એના ગંભીર કટાક્ષથી જુદું તરી આવે છે. એમાં રજૂઆતનું એકધારાપણું રચનાને પ્રગતાવાળી કરે છે. ગિરીશ જેવા પાત્રની પ્રતીતિ કરતા પણ અસર કરનારી ન ગણાય. ભદ્ર ઊજળા વર્ગની અભદ્રતા યા પોકળતા પર કટાક્ષ ફેંકતા આ નાટકમાં વૈકુંઠલાલ અને તેથીય વધુ તો શીલા પરની દોષારોપણરજૂઆત પણ કંઈક વધુ પડતી થતી લાગે. ગુજરાતી વાતાવરણ આ રૂપાન્તરમા પૂરતું જામતું ભાગ્યે જ કહેવાય; પણ એ તો કદાચ એમાંના મર્યાદિત પાત્રવર્ગસ્વરૂપને લીધે હશે. સમગ્રતયા નાટ્યસૂઝ, વિનોદસૂઝ અને અભ્યાસલક્ષિતા ધરાવતો આ રૂપાન્તરગુચ્છ એના રચનાર લેખક દ્વારા આવા વધુ રૂપાન્તરો મળે એવી યોગ્ય અપેક્ષા પ્રેરે છે.

## આંતરરાષ્ટ્રીય એકાંકીઓ : સં. ચુનીલાલ મડિયા

જગતની આઠેક ભાષાઓનાં કુલ તેર એકાંકી રૂપાન્તરોનો આ સંગ્રહ સમગ્રતયા સંપાદક તેમજ રૂપાન્તરકર્તાઓને યશ આપે એવો છે આપણા નાટ્યરસિક વર્ગ માટે એમાં કેટલુંક દિશાસૂચન પણ પ્રત્યક્ષ થાય છે. 'અવાજને તાંતણે' 'ત્રિમૂર્તિ' યા 'ઉદ્દગિયુ' પ્રયોગશીલ રજૂઆત આના સ્પષ્ટ દૃષ્ટાંતો ગણાય. પાત્ર–ઘટનાની સર્વસામાન્ય રુચિનેય તૃપ્તિકર નીવડે એવી રચનાઓ 'વઝીરની વહુઓ', 'ખેપ દો', 'સાગરના ઊંચાં', 'દેવદ્વારે' સમી સહેજે આ સંગ્રહમા લક્ષ ખેંચે છે. સંગ્રહમાં વ્યાપક

વસ્તુ સામાજિક, તે ય લગ્નસમસ્યાવિષયક છે. રૂપાન્તરકલાની દૃષ્ટિથી પાત્ર–વાતાવરણ–સંવાદ પરત્વે આ રચનાઓ સફળ છે. 'મોટા કાકાની મૈયત' (મધુકર રાંદેરિયા) નો અંત ઠીક ન હોય તોય કટાક્ષ ધારદાર છે. 'ગૃહશાંતિ' (ઉમાશંકર જોષી) રૂપાન્તરની બરાબર હવા ફેલાવતું નથી, પણ માત્ર બે જ પાત્રો વચ્ચેનો ચતુર સંવાદ કુશલ નિર્વહણ પામ્યો છે. 'દેવ દ્વારે' (મડિયા)નો દૃશ્યતાગુણ તેમજ ચોટદાર અંત, 'સાગરનાં છૈયાં' (અશોક હર્ષ) નું સજીવ પાત્રનિરૂપણ ને ગતિશીલ પ્રસંગતત્ત્વ, 'ત્રિમૂર્તિ' (સંતપ્રસાદ ભટ્ટ) નું સંકુલ કલ્પન અને અમૂર્ત વાતાવરણ વચ્ચેય વિકસતું કથાનક, 'ઉંદરિયુ' (હસમુખ બારાડી)માં માત્ર શ્રીમતી અ ની જ ઉક્તિ, સંબોધન ઉક્તિ પર મજાથી રસાતું વસ્તુ, 'વઝીરની વહુઓ' (ચન્દ્રવદન મહેતા) માં છતી થતી સ્વભાવની વિલક્ષણતા અને પ્રસંગની રમૂજ, 'અવાજને તાંતણે' (સુરેશ જોષી) માંની સળંગ સ્વગતોક્તિનું માનસદર્શન અથવા 'ખેલંદો' (મડિયા) માંનું માણસૂર જેવું બળવાન પાત્રચિત્રણ યા સાદ્યંત નાટ્યાત્મકપણું, આ સંગ્રહનાં વિશિષ્ટ પાસાં દર્શાવે તેમ છે. વિશેષે મનોઘટનાલક્ષી નવાં એકાંકીઓને વિશ્વ-સાહિત્યમાંથી એકત્ર કરી અહીં શકિતમત રૂપાન્તરો તરીકે રજૂ કરવામાં સંપાદકે અદ્યતન અભિરુચિ યોગ્ય રીતે સાકાર કરી છે; વિશાળ નાટ્યરસિક વર્ગનેય સંપાદક વીસર્યા નથી તે એનું પૂરક શુભ પાસું છે. આપણા તખ્તા અને નાટ્યસાહિત્યના વિકાસમાં ઉપયોગી–પ્રેરક નીવડે તેવો આ સંગ્રહ સંપાદક દ્વારા આવા વધુ સગ્રહોનો પુરોગામી નીવડે એવું ઇચ્છીશું.

### કાયાપલટ : અનુ૦ શ્રી. 'સુન્દરમ્'

જર્મન કવિ–નાટ્યકાર અર્ન્સ્ટ ટોલરના કવિત્વમય નાટક Transfigurationનો આ અનુવાદ આપણી એક સમર્થ ભાષાન્તરકૃતિ છે. પદ્યની નિકટ જતી વાણીમા કવિત્વભર્યા સંવાદો અને વિવિધ દૃશ્યયોજના વચ્ચેનું મનોચિત્રણ આ કૃતિનું મોટું આકર્ષણ છે. 'દેશ વિનાના મનુષ્ય' તરીકે તેજોવધ અને અવહેલના અનુભવતો જુવાન શિલ્પી યહૂદી ફ્રીડરીશ જર્મનીના સૈન્યમાં યુદ્ધમેદાને પણ ઝૂકે છે. ત્યાંય એ તો અનુભવે છે માત્ર જડતા ને ક્રૂરતા. હતાશ ફ્રીડરીશને એની બહેન આશાને માર્ગે વાળે છે અને ફ્રીડરીશની શ્રદ્ધા નવી પેઢીમા વળે છે. નાયક ફ્રીડરીશ અને તેની મા વચ્ચેના આરંભના સંવાદથી નાટકનું વિચારભર્યું વાતાવરણ સાકાર બની રહે છે. સંવેદનશીલતાની તીવ્ર માત્રા તો સતત પ્રસરે છે જ. તખ્તા પર

આવતી ને બોલતી હારપિન્જરની આકૃતિઓ, પ્રોફેસર, પાદરી, મુદ્દસૈનિક, નાયકને દગો દેતી પ્રેમસી ગાબ્રિયેલ, કારખાનાનો કર્મચારીવર્ગ—આાણી પાત્રસૃષ્ટિ નાયકના મનોમંથનને ઘેરુ બનાવતુ વાતાવરણ પૂરુ પાડે છે સામ્રત રાજ્યવાદે સર્જેલી માનવની અવદશાને સવેદનશીલ નાયક દ્વારા સ્ફુટ કરતુ, રંગભૂમિની કેટલીક નવી આયોજનાને તક આપતુ, પાત્રનાટ્કની હવા જમાવી શકતુ, આસ્વાદની શક્તિને ય સૂક્ષ્મ કરતુ આ નાટક, ટોલરની આ અનુવાદકે ગુજરાતીમા ઉતારેલી કૃતિઓ વહેલી પ્રગટ થાય એવી અપેક્ષા જગાડે છે આરંભનો કવિપરિચય અભ્યાસશીલ છે

**શકુન્તલા : અનુ૦ શ્રી. જશવંત ઠાકર**

કવિગુરુ કાલિદાસની સુપ્રસિદ્ધ નાટ્યરચનાનો આ મુક્ત અનુવાદ અભિનેયતાને પ્રાધાન્ય આપીને કરાયો છે, છતા સાહિત્યિક છટા પણ ઠીક પ્રગટ કરી શક્યો છે શ્લોકોને સ્થાને વચ્ચે વચ્ચે ગીતો, દશ્યોમાથી કયા ટુંકાવી કે કાઢી શકાય તેની વીગતે દોરવણી, જેવી વીગતો અનુભવી કલાકાર અનુવાદકની તજ્જ્ઞતાસૂઝ દાખવે તેમ છે આરભના લેખમા શ્રી રામપ્રસાદ બક્ષીએ સાત અંક પણ ઓછા થઈ શકે તે સૂચન કર્યુ છે, અને અનુવાદની ભાષાચૂકની ય માર્મિક નોંધ કરી છે જ 'ન મારતા'નો નેપથ્યસાદ પદ્યરૂપ પામ્યો હોત, મૃગવર્ણનના શ્લોક ટુકાવાઈને ગદ્યરૂપ પામ્યા હોત 'તોયે તેનુ સત્ય તો પામીશ જ'મા વરતાશે તેવુ લયનુ ખોડગાતુ વહન યોગ્ય કાળજીથી પલટાવુ હોત તો? દુષ્યતનો 'નયનથી નયનો ન મેળવ્યા' શ્લોક સારો નીવડ્યો છે, તેમ તેની પૃ ૧૦૦ પરની ઉક્તિ પણ અસરકારક થઈ છે, એ જોતા અનુવાદક માટે આવી ચીવટ સુકર જ મનાય 'શાકુન્તલ'નો રગભૂમિની આવશ્યકતા વિચારીને થયેલો આ અનુવાદ સમગ્રતયા સુશ્લિષ્ટ અને રસવાહી થયો છે

**ઓથેલો : અનુ૦ શ્રી. જયંત પટેલ**

કેવળ વિદ્યાર્થીઓ અને સામાન્ય વાચકો પૂરતો મર્યાદિત હોવાના એકરાર છતા ઠીક ઠીક સફળ ને સુવાચ્ય હોવાથી વ્યાપક ઉપયોગ પામી શકે તેવો આ ગદ્યાનુવાદ ભાવક્ષમ અને બળવાન સવાદ, વાતાવરણને જીવત બનાવે તેવા ભાષાના કેટલાક રૂઢપ્રયોગો, સુરેખ વસ્તુઆલેખન અને સરળ વહેતી લખાવટથી સારો નીવડ્યો છે 'મારુ વ્યક્તિત્વ બે ભાગમા- બે વ્યક્તિઓ વચ્ચે વહેચાઈ ગયુ છે' અથવા 'ભયાનક પરિસ્થિતિઓથી ભરેલી મારી જિદગીથી પ્રભાવિત થઈ મારા પ્રેમમા પડી' જેવી પંક્તિઓનો

અનુવાદ વધુ છટા લાવી શકત; તેમ, 'ખરાબ કુટેવો' જેવી ભૂલ પણ સહેજ કાળજીથી નિવારી શકાત. અનુવાદક શેક્સપિયરની બીજી રચનાઓનેય, કંઈક વિશેષ સાહિત્યિક હેતુ સહ ગુજરાતીમાં આપે એવું ઇચ્છીશું.

**નાટક બેસી ગયું : અનુ૦ શ્રી. વ્રજ મો. ઓઝા**

ફટાકડાના પટારા જેવું કૉલેજિયનોનું પ્રેક્ષકટોળું રાહ જોઈ અકળાતું હોય ત્યારે છેલ્લી ઘડીએ પણ પડદા પાછળ ભજવતારાંઓ જે 'નાટક' ભજવવામાં પડ્યાં છે તેનું માર્મિક ને વ્યંગાત્મક આલેખન, ચોટદાર પાત્રનિરૂપણ અને આકર્ષક સંવાદ દ્વારા રજૂ કરતું, મૂળ મરાઠીમાં પ્રા. આષ્ટિકરે લખેલું આ એકાંકી ગુજરાતીમાં આપીને અનુવાદકે કૉલેજોને એક અચ્છું સૂચક પ્રહસન પૂરું પાડ્યું છે. અતિશય પણ જ્યારે વાસ્તવમાં ડોકિયું કરાવે ત્યારે જે કરુણનું સૂચન થાય તે આમાં હોવાથી કૃતિ મજાની નીવડી છે.

## નવલકથા

આ વિભાગનાં કુલ ૪૯ પ્રકાશનોમાં ૨૯ સ્વતંત્ર, ૭ અનૂદિત અને ૧૩ પુનર્મુદ્રિત છે.

**અંતરપટ : શ્રી. 'સ્નેહરશ્મિ'**

પ્રાસાદિક ઊર્મિકવિ શ્રી. 'સ્નેહરશ્મિ'ની આ પ્રથમ નવલકથા એના આયોજનસ્વરૂપ, એમાંનો વસ્તુપટ, એની કલમછટા અને એમાંની ભાવવિચારની સભરતાથી આ વર્ષની એક મહત્ત્વની નવલકથા બની છે. ગ્રામપુનર્રચનાના અસ્પૃશ્યતા અને યુવાન–યુવતીના પ્રેમસંબંધના વિશ્લેષણથી હેતુલક્ષી તેમજ આહ્લાદકર બનેલી આ નવલકથાનું સ્ત્રીપાત્ર પની તો ગુજરાતી વાર્તાક્ષેત્રનું એક યાદગાર પાત્ર ખરું જ, પણ સાથે નરહરિ કેશુ કે ગૌણ પાત્રો રૂપે આવતાં નર્મદા–જડી–આર્યસમાજી દયારામ–લલ્લુ–ગોમતી જેવા પાત્રો પણ સુરેખ-જીવંત બન્યા છે. લેખકનું કવિત્વ, ચિંતન, અધ્યયન અને ગ્રામીણ જીવનનું અવલોકન નવલકથાને મનભર રૂપ આપે છે.

નર્મદા, પની, મનહર અને કેશુના મુખે આપકથનીના પાંચ વહેળા 'અંતરપટ'નું સ્વરૂપ વિશેષત્વ સર્જે છે. સંયમશીળો આદર્શવાદી સેવક નરહરિ ઉચિત રીતે આમાં જાતે મૂક છે, છતાં સમગ્ર પ્રવાહમાં સતત ધ્યાન રોકી લે છે એ લેખકની કલાસૂઝ ગણાય. વાર્તાઆયોજનની દૃષ્ટિથી આ સ્વરૂપ જેવું ભયસ્થાન સૂચવે તેવું પુનરાવર્તન અને છેલ્લા બે ખંડોમાં

વરતાય છે તેવો પ્રસ્તાર ના વૈવિધ્યભર્યા પ્રસંગોની હારમાળા અને જીવંત પાત્રાલેખનની ગુણવત્તા અનુભવના એ ઊણપ ખૂચે તેવી ઓછી જ દક્ષિણ ગુજરાતના નાનકડા ગામ સોનવેલમા લેખક વાર્તા લઈ જાય છે ત્યારે ત્યારે તો વાચનારાઓને ય 'અંતરપટ' ખૂબી ભર્યો લાગે છે એવા વાચકોને ફરિયાદ કરવાનુ મન થાય, જ્યારે બૌદ્ધિક ચમત્કારથી આવતી લાંબી ચર્ચાઓ આવે છે, જ્યારે પાત્રો શિષ્ટ ભાષામાં બોલવાની ધૂનમા મગ્ન થઈ જાય છે સ્વરૂપ જ આત્મવૃત્તાન્તનુ છતા આલેખનમા કવિત્વઝાગ તેમજ ચર્ચાભાર–તત્ત્વવિચાર ઘેરા બની રહે છે, નવલકથાનો સમય લક્ષમા લેતા અપવાદરૂપ ગણી લેવાય કે તાલીમ–વાતાવરણ લક્ષમા લેવાય તોયે હરિજનયુગલ પતી કેશુ કવિની સહૃદયતાનો ભાર વધારે ઉપાડતા જણાય છે ત્યારે ત્યારે પરંતુ આ નવલકથાનુ કલાસ્વરૂપ વિચારતા, એમાંના ભાવનાશીલ આશય તેમજ ચિંતનશીલ કાવ્યમય અભિવ્યક્તિ મર્યાદા બને છે ત્યાય નવલકથાની ઊંચી કક્ષા જ સ્થાપે છે સળંગ એકાગ્ર વેગીલી વાર્તા માત્ર હોય એવી નવલકથાની, આવા સ્વરૂપ પાસે અપેક્ષા રાખી ન શકાય વાર્તા ગૌણ રહે પણ ખાસ તો મળે પાત્રો દ્વારા જીવનદર્શન અને તેમના ઉદ્ગારો દ્વારા ચિંતન ને કવિતા, એવુ નવલકથાનુ રૂપ આપણે ત્યા રૂઢ નથી 'અંતરપટ' એ રીતે નવે માર્ગે વળવાનો એક સન્નિષ્ઠ પ્રયત્ન છે

હરિજન પતી સુખી કુટુમ્બની છતા ઉજળિયાત વસ્તીના જે તેજો ભંગ–અપમાન સ્હેતા વિષમ અનુભવો વચ્ચે વનોવાય છે–અરે, જાતના સમા જમાય માલિન્યનો આઘાત લહતુ જેવા દ્વારા પામે છે નરહરિ પાણીના વમળમાથી પતીને ઉગારે છે યા પ્લેગમા તેની સાથે સેવાકામ ઉપાડે છે કે પોતાનોય સ્નેહ પ્રગટ કરે છે કેશની ઊંડી ક્રિકેટમેચ જે હવા રેલાવે છે ગોમતીનુ માતાસ્વરૂપ જે મનોહર ચિત્ર સર્જે છે નરહરિના વિદ્યાર્થી કાળની જે ઘટનાઓ આરંભને ઝબકતો કરે છે કે નરહરિ–પતી કેશુ વચ્ચે જે આભિજાત્યભર્યુ નિખાલસ અને અનિવાર્ય પ્રેમમથન કલાત્મક આને ખન પામીને છેવટ સ્વાભાવિક સંયમનુ માંગલ્ય સર્જે છે નવલકથાનો અંત જે મિશ્ર સૂક્ષ્મ રૂપ દાખવે છે અને સમાજનો ? પતીના વિશિષ્ટ માનસ ઘડતરનો ? કેશુ પતી વચ્ચેની ગૂઢ જુદાઈનો ?–એવા વિવિધ પ્રશ્નો પૂછીય અજબ રીતે ધ્વન્યાત્મક રહેતુ આ નવલકથાનુ શીર્ષક –'અંતરપટ'ની આ પક્ષ તેમજ સંગીન એવી કેન્દ્રીય સામગ્રી છે પ્રથમ નવલ યા પણ અનુભવી લેખકહથોટીની સરજત છે, એ જોતા એનુ જ માન મનમા રહે છે, ક

તેથી જ વાર્તામા વણાઈ ગયુ છે. પાત્રસ્વભાવદર્શનની કલાત્મક સૂક્ષ્મતા, વાર્તાની સંશ્લિષ્ટ ગૂંથણી કે વર્ણનનું કવિત્વસોહતું પૂરણ 'યુગનાં એંધાણ'-મા નથી, છતા વિશદ લખાવટ પામેલું એમાનું સાંપ્રત સંકુલ સમાજદર્શન અને પહોળી રેખાઓમાય ઊપસતું કેટલુંક પાત્રાલેખન તેના સંતર્પક અંશો છે. ગ્રામીણ જીવનના વસ્તુને વ્યાપક સંદર્ભમા વિચારવાની–આલેખવાની લેખકની વિશિષ્ટતા આપણી મર્યાદિત ફલકની ગ્રામવાર્તાઓમા ભાત પાડે તેવી ખરી જ. 'યુગના એંધાણ' એ રીતેય નોંધપાત્ર કૃતિ છે. સ્વાતંત્ર્યોત્તર ગ્રામીણ ગુજરાતનો વાર્તાત્મક દસ્તાવેજ થવા ઉપરાંત આ કૃતિ સુવાચ્ય અને રસપ્રદ પણ હોવાથી આવકારયોગ્ય નીવડે છે

**મનખાવતાર : શ્રી. પન્નાલાલ પટેલ**

"આ મનેખ... જન્મ્યુ છે... લડવા ને એક-બીજાનું લોહી પીવા"–એની ગામડાના ખેડૂત સંસારમા સાક્ષાત્કૃતિ કરાવતી અને છતા માણસાઈ તો છે સહનશીલતામા-ને ક્ષમામા જ એની સૂચક પ્રતીતિ કરાવતી, સવિશેષ સ્ત્રીપાત્રો દ્વારા ઉપસાવાતી આ નવલકથામા સ્ત્રીજીવન દ્વારા મૂર્ત થતો ઈર્ષ્યા ને પ્રેમથી પૂર્ણ મનખાવતાર લેખકની જાણીતી અદાથી વર્ણવાયો છે. આણે વળાવેલી સાવકી દીકરી રૂખી સાથે તેની ભલી સાસુ ગંગા માટે મોકલાયેલો સાડલો બહાર આવતા જ 'મનખાવતાર'ની ભીષણ પ્રપંચલીલા પણ હાહાકાર મચાવી મૂકે છે. એનું સૂત્રસંચાલન યાદગાર પુરવાર થતી ખલપાત્ર–રૂખીની ઓરમાન મા ચંચળ ઠેઠ લગી એની ગજબની આવડતથી જાળવે છે, કે નિખાનસ માવો (રૂખીનો વર) ને ગંગા પણ એમા હવાતિયા મારતા થઈ જાય છે. કારુણ્યમૂર્તિ અને વાર્તાનું કેન્દ્ર રૂખી પોતાના મૌનથી એ ઘેરી હવામાં વધારો કરે છે અને અંતની પરાકાષ્ઠા સર્જે છે. અલબત્ત, આ સમસ્ત આંધીનું મૂળ તો ચંચળની અતૃપ્ત નિષ્ફળ પ્રીતિ જ જેને એ ચાહતી હતી તે રણછોડ ગંગાને પરણ્યો ને મર્યો ત્યા લગી તેનો ન જ થયો–એ વાર્તાની પૂર્વઘટના જ. આની આયોજના લેખકની ઝીણી કલાસૂઝ પ્રગટ કરે છે.

ચંચળ, ગંગા, રૂખી અને ગૌણ પાત્ર હીરા સુદ્ધા આ નવલકથાની સ્ત્રીપાત્રસૃષ્ટિ કેવી જીવંત–સુરેખ થઈ છે તેના સ્પષ્ટ ઉદાહરણો છે. પુરુષ પાત્રોમાં તો માવો જ કઈંક વધુ લક્ષ પામ્યો જણાશે. આ સર્વમા ગંગાનું વલોવાઈ વલોવાઈ અંતે મધુર સાર આપતું પાત્ર લેખકની કલાશક્તિનું ઊજળું દૃષ્ટાન્ત છે; તો રૂખી અને ચંચળનું ય મથન આકર્ષક તો છે જ.

હવા પણ લેવા મથે છે; છતાં એ પુરુષાર્થ પણ અધૂરો રહે છે. સરપંચની ચૂંટણી લગી, પંચ સભાસદોનાં અપહરણ–દારૂ–ખૂન–ધમકી–જુવા આદિના પ્રપંચચક્રમાં જાતેય સીધી કે પરોક્ષ રીતે ખેંચાઈ જતા, નીચા કુળના છતાં નવી વ્યવસ્થામાં અગ્રણી થયેલા નરસિંહભાઈ આ નવલકથાનું એક મહત્ત્વનું પાત્ર છતાં નવાં બળોમાં નિયમન યા શુદ્ધિ કે સાચી સમજ લાવી શકતા નથી. એમની નિષ્ફળતા જ વાર્તામાં ગંભીર છે; મનોરમા કે વકીલ નાનાભાઈની અસફળતા છેડો આવ્યાની હતાશા પ્રેરતી નથી–બલ્કે, દાજીના વલણને નવી દિશા પ્રત્યે કંઈક પણ સક્રિય કરવામાં તેમનો હિસ્સો વરતાય છે.

ક્યારેક લંબાઈ ગયેલી ચર્ચાઓ, ક્યારેક પાત્રોક્તિની ભાષાનું અસ્વાભાવિકપણું, 'વિસાદ' 'લાંચ્છન' જેવા અશુદ્ધ પ્રયોગો, કૌટુમ્બિક હિતરક્ષાની મર્યાદામાં ગ્રસ્ત દાજી પિતરાઈ રણજિતભાઈના પુત્રવધૂ પુષ્પા સાથેના દુરાચાર પ્રત્યેય તટસ્થ હોય એવી સારા પાત્રચિત્રણની ય ક્ષતિ, અનેક પાત્રો અને પ્રસંગોના વીગત ભર્યા સંસાર વચ્ચેય મંદ રહેતો વસ્તુપ્રવાહ, જેવી આ બે ભાગની નવલકથાની ખામીઓ એની સમગ્ર સુવાચ્યતાની આડે ઓછી આવે છે. ગ્રામજનતાના ઘર અને ચોરા–ચૌટાના અનેક નાના–મોટા પ્રસંગો અને એથીય વધુ સંખ્યામાં વિવિધ પ્રકૃતિનાં સ્ત્રી–પુરુષ પાત્રો છતાં, લેખક એમાંથી 'યુગનાં એંધાણ' પ્રગટ કરતી સારી વાર્તા આપી શક્યા છે. કોઈ પાત્ર નિશ્ચિત રીતે આદર્શલક્ષી નથી એ તો આ વાર્તાની પાત્રાલેખનકલાનું તથા તેના આશયનું સફળ પાસું મનાય તુલનાત્મક વિચાર કરતાં દાજીનાં 'લોકો સાહેબ' (ભાભીમા) –પત્ની, શાન્તાગૌરી, પુષ્પા, મનોરમા આદિ સ્ત્રી પાત્રો કરતાં પુરુષપાત્રો–દાજી, નાનાભાઈ, નરસિંહભાઈ, રણજિતભાઈ, દિવરિયો અક્કુ વાળંદ મોહન જેવાં પાત્રો વધુ પ્રભુત્વ નીવડ્યાં છે 'યુગનાં એંધાણ'-ની ભૂમિકા કુટુમ્બ કરતાં સમાજ વધુ રખાઈ હોવાથી તેમ હશે? પ્રસંગ રજૂઆતમાં વિસ્તાર રોકતી ચૂંટણીવિધાની તસવીર એમાની ઝીણી અવલોકનશક્તિ યથાર્થલક્ષિતા અને સુરેખતાથી નવલકથાનુ મહત્ત્વનું અંગ નીવડે છે. આરંભનું પ્રકરણ, તેમાંયે ઉપાડ ઊર્મિરંગ્યો થઈ આકર્ષક થાય છે. ગુજરાતના પાટીદાર સમાજની ઝીણી–મોટી વીગતો તો ભારે સાહજિક ઉઠાવ ધારે છે. ગામડા અને શહેરનો નાનાભાઈ દ્વારા ઉખેળાયેલો સવાલ ગ્રામીણ જીવનના સંક્રાન્તિકાળના સંઘર્ષમાં વિલીન થતો જણાય છે એય સૂચક અને યોગ્ય છે. દાજીની દૃષ્ટિ ગામડું અણુઘડ શહેર ન બને એની ચિંતા સેવે છે જ. ગામડું છોડવાથી તેના પ્રશ્નો ટળતા નથી એ નક્કર સત્ય

રક્ષિત રહી શક્યા છે!), હિંદી જબાનમાં બોલતા પાત્રની વાણીનું બિન-જરૂરી ગુજરાતીકરણ, પ્રો. પ્રફુલ્લભાનુ દ્વારા નિહારેન્દુની દશાના હેવાલનું લંબાણ, ઉપસંહારમાં સંન્યાસી બનેલ ત્રિલોકેશ્વરનું નાયકને આત્મહત્યાને માર્ગેથી પાછા વાળવા માટેનું અદ્ધર લાગતું આગમન, અંતમાં વિશાખાના વધુ એક પત્રને લાવીને તે પહેલાં સિદ્ધ થયેલી વ્યંજનાત્મકતાને થયેલી હાનિ, કે ચન્દ્રશેખરનો પાત્રવિકાસ યા નિહારેન્દુની પાત્રરજૂઆતમાં રહી ગયેલી કચાશ, 'રેવા, તારાં વહેતાં વારિ'ની મર્યાદાઓ વરતાય છે જ. પરંતુ ઉમા–વાચસ્પતિની દ્વિધાવૃત્તિની આકર્ષક ચિત્રણા, નીલોત્પલા–ઉમા કે નીલોત્પલા–અરુણાના મિલનમાં ઊપસતું સ્વાભાવિક રમ્યત્વ, પરાશરનું ઉદાત્ત સમર્પણ કે ત્રિલોકેશ્વરનું ભવ્યત્વ, ઉમાને ફૂલો ધરતા વાચસ્પતિનું ફોટામાં અણધાર્યું ઝડપાવું–એ ઘટનાની વાર્તાનુકૂલ યોજના, 'રંગમંજિલ'માં વાચસ્પતિના પ્રથમ આગમને સર્જેલી હવાનું ચિત્રાંકન, તે સમયે તેની તો અન્યત્ર ત્રિલોકેશ્વર–પરાશર–પ્રો. પ્રફુલ્લભાનુની વિચારશીલ ઉક્તિઓ, વિશાખા જેવા સળંગ આકર્ષક પાત્રનું નિર્વહણ, પ્રકરણના અંતને નાટ્યક્ષમ વળોટ આપતી વાર્તાસૂઝ, પરાશર–પ્રો. પ્રફુલ્લભાનુનું સંઘર્ષક્ષણોનું મિલન, સંતપ્ત ઉમા પર વત્સલ પિતા પરાશરનો મૂક અશ્રુઅભિષેક, વિશાખાની પાળેલી પારુ બિલાડીની વાચસ્પતિ–વિશાખાને સ્ખલનથી ઉગારતી પ્રતીકયોજના, અનુરાધા–નીલોત્પલા–અરુણા જેવાં ગૌણ પાત્રોનું ય સુરેખ વિશિષ્ટ આલેખન, આરંભ જ "સુકાન ઠીક સંભાળ ઉમા!" જેવા સૂચક ઉદ્ગારથી મંડાય એ કલાસૂઝ, રેવા પ્રવાહ–તટની કાવ્યમય ચિત્રાત્મકતા, આજના સંક્રાન્તિકાલે ઉમા–પ્રો. પ્રફુલ્લભાનુ કે નીલોત્પલા–અનુરાધા અથવા વાચસ્પતિ–ચન્દ્રશેખર–વિશાખા જેવા અને સંધિસ્થાને ઊભેલા પરાશર અને તટસ્થ ત્રિલોકેશ્વર જેવા પાત્રોની વાર્તાનુકૂલ આયોજના અને તે દ્વારા લગ્નસમસ્યા પરત્વેની સમજદાર ઉદાર મંગલ દૃષ્ટિનું સૂચન આદિ અંશો આ નવલકથાની મોટી એવી ગુણસંપત્તિ સ્પષ્ટ કરે તેમ છે જ. લેખકની વિચારણાને સાકાર કરવા પરાશર અને વાચસ્પતિનું પાત્રયુગ્મ ઠીક કામિયાબ થયું છે. ઉમાનું 'બેબી'પણું, નીલોત્પલાનું સ્વત્વપ્રાકટ્ય, અનુરાધાનું સ્વાસ્થ્ય, વિશાખાનું પાવિત્ર્ય, સ્ત્રી પાત્રોની વિવિધતાનું સારું પ્રતિનિધિત્વ સળંગ રીતે સાધે છે. વર્ણનની તાજગી અને ચારુતા, મનોમંથનની આકર્ષક રજૂઆત, પ્રસંગોની વાર્તાનુકૂલ લખાવટ, પાત્રોની વ્યક્તિત્વચિત્રણા, અને આશયની ઉદાત્ત સ્વાભાવિકતા, 'રેવા, તારાં વહેતાં

પાનોના તર્કની બીજી બાજુ ન પીને લેખક રજૂ કરે ને પાત્રવિચારનું વિવરણ કરે એ રીતિ કંઈક પ્રમાણસર રહી હોત તો? 'છીંકણી કેરી દાબડી' કે 'દાતણ કેરા ગોદા' નો પ્રત્યયપ્રયોગ અને 'ટોક પર ગીન મારવી' જેવો ગ્રામ્ય વગતાતો પ્રયોગ પણ ટાળી શકાયો હોત મેળો આણા ટાણે ગમતી ગીતોની રમઝટ જેવી અચ્છુ આલેખન પામતી વિશેષતા પણ લેખકની રૂઢિ થઈ ટોવાથી આકર્ષણ જમાવતી નથી બાકી સાસુવહુસંબંધ–વેવાઈસંબંધની નાની અમથી ચિનગારી પર વાર્તાનો જે જ્વાળા–પ્રસાર પ્રત્યક્ષ કરાયો છે તેમા સાધન્ત વેગવાળી વાર્તા ગૂંથવાની લેખકની હથોટી સંવાદ–વર્ણનાદિમાં ગ્રામજીવનની ઝીણી વેરી વીગતો ચિત્રાત્મક કરી દેતી લખાવટ, પ્રસંગ–બયાનમા કવિત્વની સજાવટ, મંગળ વ્યંજનાત્મક અંત, જેવી આ નવલકથાની સિદ્ધિ 'મળેલા જીવ' ની જેમ સુભગતા યા 'માનવીની ભવાઈ' ની ભવ્યતા આગળ ઓછી જ, તો યે 'મનખાવતાર'ને સુવાચ્ય ઉપરાંત કલાત્મક રચના તો કરે છે જ

**રેવા, તારાં વહેતા વારિ : શ્રી. ચન્દ્રવદન શુક્લ**

✓ચાણોદ–પાવાગઢ–વડોદરા–મુંબઈ–અમદાવાદ–એમ વિસ્તૃત પટ પર વેગથી વહેતી, આરંભ–અંતને રેવાની સંગીતમય–પુનિતકર સંનિધમાં આહ્લાદક સ્વરૂપે આયોજતી, અનેક સુરેખ હૃદયસ્પર્શી પ્રૌઢ–યુવાન પાત્રોનું કલાત્મક–માર્મિક દર્શન કરાવતી, ગંભીર તેમ ચબરાક સંવાદકલા તથા સંયમિત કલ્પનાસુભગ વર્ણનરીતિની છટા દાખવતી, પ્રસંગોની આ રીતે ભાવસ્–ગૂંથણીની નાટ્યક્ષમતા સાથે મનોવિશ્લેષણની પણ કેટલીક મનોરમ ચિત્રણા સાધી શકતી, આજના 'અતિ દીર્ઘ સંધિકાળ' દ્વારા સૂચિત 'અંધાધૂંધીના એંધાણ' ને ચીતરીને ય મંગલ ઉપસંહાર દ્વારા સાંપ્રતમાં આશા રોપતી કાવ્યમય શીર્ષક (એમા સંબોધનનું અલ્પવિરામ કેમ જતું કરાયું હશે?) સાથે સાં । સલુણા ઉપરણાની રમણીયતાથી આકર્ષણ પ્રેરીને પ્રકરણે પ્રકરણે વાર્તા–ચિંતન–કવિતાના વાતાવરણમાં મગ્ન કરી મૂકતી આ નવલકથા આ વર્ષની એક મહત્ત્વની કૃતિ ગણાય લેખકની પ્રથમ લખાયલી પરંતુ ગ્રંથરૂપે પ્રસિદ્ધ થવામા ત્રીજા ક્રમે આવતી આ કૃતિ આપણા નવલકથાક્ષેત્રે એક શક્તિવન્ત કલમની પ્રતીતિ કરાવે તેમ છે

એમ તો, જો રીતે–ભાષાની કેટલીક અશુદ્ધિઓ સંવાદમા વચ્ચે વચ્ચે અનાવશ્યક પ્રસ્તાર અને આડંબર, પ્રો પ્રફુલ્લનાથને પ્રાણપાત્ર તરીકે રજૂ કરતા આવી ગયેલી કેટલીક અસ્વાભાવિકતા–અપ્રતીતિકરતા (એનેજમા એ ઠીક

દેરાણીનું વહાલપભર્યું મળવું, વકરેના ઘાથી બેભાન નાથિયાની ડોળી લઈને રણયાત્રા કરતા ભગત ને વિશેષે રૂપાને થના અનુભવો, એ ટોમાય જરખ ને ગીધડાનો ત્રાસ, કબ્જાના વૈદરાજનો ઔષધઆશ્રમ, એવા વિવિધ શબ્દચિત્રો આમા નિરૂપણ પામ્યા છે 'મીંઢીના પાદ જેવી પહોળી આંખો', 'વનની ડાળ જેવા લોહકા સાથળ', 'ખાલી થયેલા લોટની કોથળી જેવુ વીનુ મો', 'ઝાંકરા ઢીબણિયું તારોડિયું', 'ધરડી બાઈડીના ફાટી ગયેલા સેથા જેવી જબરી ચિરાડ', જેવા દૃષ્ટાન્તોમા છે તેવી પ્રગલ્ભ ચિત્રાત્મકતા કે બીજા પ્રકૃતિવર્ણનોમાય છતી થાય છે તેવી પ્રકૃતિવર્ણનની સમૃદ્ધિ લેખકના ગ્રામીણ દર્શન અને નિરૂપણની છટા બનાવે છે.

આ લેખકની શક્તિ એમની મર્યાદા પણ બની રહેતી લાગે છે સતત ઘેરા રંગની પાત્રચિત્રણા, રોમાચક આલેખન પર નજર રાખતા પ્રસંગોની પ્રતીત થતી એકધારી અતિરંગીનતા, વાસ્તવાલેખનની પકડથી વિસંગત અપાર્થિવ તત્ત્વોની રજૂઆત, સંવાદ તેમજ વર્ણનમા કઠે તેવી કેટલીક ગ્રામ્યતા, સંકલનામા શિથિલતા લાવતો પ્રસ્તાર, કેટલુક પુનરાવર્તન અને વચ્ચે વચ્ચે રજૂઆતમાની વિસંગતિ, કેટનાક ઉદ્‌ગારો અને પ્રસંગો સુદ્ધાની જુગુપ્સા જાગૃત વાચના, એવી એવી મર્યાદા 'મીંઢી વીરડી'ના વાચકને તરત નજરે ચડે તેમ છે પરંતુ લેખકની ગ્રામજીવન અને ગ્રામીણ પ્રદેશની ભરપૂર અનુભૂતિ, એનો મર્મ પકડતી કલ્પના, જીવંત નીવડતી ચિત્રણા, અસરની પ્રતીકપરંપરા, પાત્રાલેખનશક્તિ, ભાષાની તળપદી સમૃદ્ધિ, બીજા ભાગમા અતિશય થતા છતા રસપ્રદ તો થતા જ એવા ઉપકથાનકોને ગૂથતી યુક્તિ, તત્કાલ તો વહેણમા ખેચી જ જાય તેવી પ્રસંગગ્રથનની રીતિ આ નવલકથાને લોકપ્રિય ઉપરાંત લક્ષપાત્ર પણ ઠરાવે તેમ છે આ કુશળ વાર્તાકાર વધુ કલાસંયમયુક્ત નવલકથાઓ આપે એવી આશા એમની કારણ, અનુભવ, કલ્પના અને કલમ ઉપરાંત ભાવસભરતાની એમની સિદ્ધિ એવી આકાક્ષાને વાજબી બનાવે તેમ છે

**એકલતાના કિનારા : શ્રી. ચન્દ્રકાન્ત બક્ષી**

નાયકના આત્મવૃત્તાન્ત રૂપે, ફકરાઓમા ગૂથેલી, બુદ્ધિચાતુર્ય અને ચતુરાઈથી ઓની જાણતા પાત્રોની વિલક્ષણતા સ્ફુટ કરતી આ નાની નવલકથા લેખકના શહેરી જીવન-માનસના માર્મિક અવલોકન અને વેધક ઉપરાંત પ્રગલ્ભ આલેખનની શક્તિ સૂચવે છે વધુ પડતા સ્વલક્ષી-સ્વતંત્ર પાત્રોની વિલક્ષણ સૂઝ અને કરુણતા સાથે લેખક છેવટ સમાધાનની દિશા સૂચવી

વારિ'ને એક રમ્ય નવલકથા બનાવે છે. કેટલીક કલામસંયમ અને થોડી વધુ સાત્ત્વ વાર્તાસૂઝ વિકસીને લેખક પામે આથી પણ વધુ સત્ત્વપુષ્ટ નવલકથાઓ આપાવે એવી આશા આ નવલકથાના વાચને જાગે છે જ.

**કાળુભારને કાંઠે : શ્રી. મનસુખલાલ ઝવેરી**

મૃત યુવાનની વાસનાનો ક્ષય કરવા કરાતા 'લીલ'ના રિવાજની ગ્રામીણ પશ્ચાદ્ભૂવાળી આ નાની પણ કલાઘાટ પામેલી નવલકથા લેખકની શક્તિ માટે આશા પ્રેરે છે. કાઠી દરબાર સુન્દર, લખડી, ટપુની મા અને અંબાના પાત્રો સુયોગ્ય રજૂઆત પામ્યાં છે. લાક્ષણિક મરોડ સાથેની સૌરાષ્ટ્રની બોલી અને નિરૂપણની કલ્પનાસમૃદ્ધિ અભિવ્યક્તિને વ્યક્તિત્વયુક્ત કરે છે. અંધારી અમાસનું કાળુભારનું દશ્યાંકન, અંતનું ઊર્મિઘેરું વેગીલું ચિત્રણ, પ્રતીકોની વચ્ચે વચ્ચે પાત્રોચિતતા અને સચોટતા, કે પાને પાને પ્રગટતું ગ્રામીણ ધરતીનું વાસ્તવભર્યું સ્વરૂપ આ નવલકથાની જમાબાજુ છે. પાત્રાલેખનમાં નાના પ્રવાહમાં વધી પડેલી સંખ્યાને કારણે જોવા મળતી અસ્પષ્ટતા, વાર્તાના સળંગ વહનમાં વિક્ષેપ કરતી ગૌણ—ગત ઘટનાઓની ઉતાવળી રજૂઆત, અદ્ભુત તત્ત્વોની પ્રત્યક્ષ સહાયથી આધુનિક રુચિને રહેતી અતૃપ્તિ, વાર્તાના પ્રણયવસ્તુમાં નિમિત્ત બનેલો પૌત્ર અને એમાંની અસુભગતા, 'કાળુભારના કાંઠે'ની એવી મર્યાદાઓ હોવા છતા લેખક બીજી વધુ સારી, સમૃદ્ધ નવલકથાઓ આપે એ આશા યોગ્ય જ છે.

**મીઠી વીરડી (ભાગ, ૧-૨) : શ્રી. હેતશંકર મહેતા**

સૌરાષ્ટ્રના ગ્રામજીવનની ખુશબૂ અને બદબૂ તીવ્ર રૂપે ફેલાવતી અને સાસુના સર્વભક્ષી ક્રોધાગ્નિ છતાં સમર્પણનું અમૃત બહાદુરીથી અર્પતી નાયિકા પુત્રવધૂ રૂખીની ઊજળી કથની ચીતરતી આ નવલકથા 'આજુબાજુના જીવન' ને 'જોરાતા શબ્દોની સભર છાબ' મા પ્રગટ કરે છે. ભૂંડપ અને ભ્રષ્ટતાના વિકરાળ અવતાર સમી પટલાણી સાસુ, એની આગળ લાચાર પરંતુ પ્રેમ, નિ:સંતાન હોવાથી સતત દઝાડાતી અને ગર્ભ રહ્યા પછી જૂઠા-ગંદા આરોપથી અકળાવાતી છતા સ્વત્વની શ્રદ્ધાથી ઝૂઝી સાવિત્રી માફક મૃત્યુના મોમાથી પતિને ઉગારી લાવતી સતી સમી નાયિકા રૂખી, 'ભાયડાને હળવે હળવે હેળવવા'ના ખ્યાલથી રૂખીએ અધીગે કરેલ તેનો ભોળિયો વર નાથિયો, સિદ્ધાન્તનિષ્ઠ સરલ ભગતજી, તેમની દીકરી રાધા, વિધવાજુ માતાજી, ભ્રષ્ટ જરાગોર, કચ્છના વૈદરાજ—એ સર્વ નાનાં-મોટા પાત્રો વાર્તાપટને ધબકતો રાખે તેવાં સચોટ છે. પટલાણી-રૂખીનો વિવાદ, જોગણી—

એકવિધપણું અને પ્રસ્તારપ્રેરિત શિથિલતા તેમાં આવી જાય છે. લેખકનો આશય કલાકાર પાત્ર–નાયકના પિતા ત્રિલોચન દ્વારા વિવરણ પામ્યો હોવા છતાં, નાયિકાની યૌવનઆંધી યા નાયકના ધીરોદાત્ત વ્યક્તિત્વ દ્વારા ભાગ્યે જ મૂર્ત થયો લાગે.

વડીલ વસંતરાય, એમનો નાનો ભાઈ રંગીલરાય, સુશીલા, અનિતા અને રાહુલનાં પાત્રો ઠીક ઊપસ્યાં છે. રંગીલરાયનું પાત્ર સફળ રીતે વિકસ્યું છે. રાહુલ–અનિતા એકરંગી છતાં આકર્ષક આલેખન પામ્યાં જણાય છે. આરંભમાં પ્રભાવ પાડતું ત્રિલોચનનું પાત્ર પછીથી વાર્તાવણાટમાં ઓતપ્રોત નીવડતું નથી. અનિતાનો સ્વચ્છંદ, તેમાંય તેની બેફામ વાતચીત ક્યારેક સહૃદયના ગુમાવે તે હદે ખેંચવામાંય પાત્રને હાનિ થઈ લાગે કોઈને. એની યૌવનવિકૃતિ પ્રત્યેનું વસંતરાય, સુશીલા ને રાહુલનુંય વલણ ધૈર્ય–ઔદાર્ય–આભિજાત્યનું બતાવાયું છે તે લેખકની કલાસૂઝ અને જીવનદૃષ્ટિ સુભગ રીતે પ્રગટ કરે છે. ગંભીર શસ્ત્રક્રિયા પછી પણ પીલુ છટાદાર સંવાદ કરે, માર્મિક કટાક્ષ અને બુદ્ધિચમક દાખવતી ચર્ચાઓ ઉપરાંત વિચારશીલ ઉદ્બોધનો વાર્તાતત્ત્વ પર સરસાઈ મેળવી લે, બિન–ગુજરાતી કામેશ્વર 'પ્રચલિત' કરતાં વધુ શુદ્ધ ગુજરાતીમાં બોલે, કે 'નવાં નિશાન'નો ખયાલ માંડવા માટે ઠીક ઠીક મર્યાદિત વસ્તુ–વાતાવરણની ભૂમિકા રખાય–એ આ નવલકથાની કાચી કડીઓ હોવા છતાં ભાષા–જોડણીની કેટલીક અશુદ્ધિઓ વીસરીએ તો, નવલકથા કેટલાક ચમકદાર કટાક્ષ–ચિંતન અને મનોસંઘર્ષ–નિરૂપણથી તેમજ અલ્પ વસ્તુવી પણ આકર્ષક ગૂંથણથી વાંચવી ગમે તેવી છે.

**શ્રાવણી : શ્રી. શિવકુમાર જોષી**

ચિતોડ, શ્રીનાથજી, ઉજ્જૈન, મથુરાં, વૃંદાવન, પ્રયાગ, બનારસ કે જગન્નાથપુરી, એમ સાસુની બાધા પૂરી કરવા ઠીક ઠીક કુટુમ્બકબીલા સાથે પ્રવાસયાત્રા ખેડતી અને તાજું લગ્ન છતા બાધા પૂરી ન થાય ત્યાં લગી પતિની રીસ–ગેરસમજનેય વેઠી લેતી, પછી તો દામ્પત્યની કુંજમાં સ્ત્રી સ્વરૂપે પોતે રસ સીંચી શકે યા કેમ તેની ય મથામણ અનુભવતી અને છેવટ શ્રદ્ધાપૂર્વક પતિમાં સમાતી, માબાપની યાત્રા અપૂર્ણ રહેલી તેથી અતૃપ્ત રહેલા પ્રાચીન શ્રવણની માનસ–કન્યા રૂપે ઓળખાવાયેલી નાયિકા વિનોદિનીને કેન્દ્રમાં યોજતી આ નવલકથા શેરદલાલ મામા ગોપાળભાઈ, પ્રગલ્ભ હેમપ્રભા, શેરમજાસિયા ત્રિલોચન, શાસ્ત્રી દેશપાંડે, ઉપરાંત વિનોદિની–પરીક્ષિતને સુરેખ રીતે આલેખે છે. વિનોદિનીઆગમને નિર્મોહાનંદનું કે પછી વિનોદિનીના પ્રભાવે

જણાય છે. કલ્પનાની ચમત્કાર અણી દેખાડતા શબ્દચિત્રો, અર્થગર્ભ ચિન્તનાત્મક વાક્યો, વર્ણનમાં ભેળવાતી પ્રગલ્ભતા ને વેધકતા લેખકની નિરૂપણની અતિ બતાવે છે બ્રેન વિનાનો યથાર્થવાદનો બહુ મોટો 'ડોઝ' લઈ ચૂકેલો, ગાળોમાં માનસિક સહારો જોતો, ઊંચાઈને રોગ કહેતો, એક પુરુષ માટે એક સ્ત્રી=એક લાડુ માટે એક કમર એવું સમીકરણ ગોઠવતો, રિસાયેલી પત્નીથી વિખૂટો નાયક નીલ રાહુ પોતાના કિશોર જીવન અને જુવાનીના જાતીય સબંધ વિશેના વિચાર-અનુભવનું બયાન કરે છે, તેમાં બીજા ધૂની ને શિથિલ પાત્રોય યાદ થઈ વણાઈ રહે છે પોતાની ડાયરીમાં મિત્ર અમરદત્ત માતા સાથેનું ય વર્ણન કરે, કિશોર નાયકને બ્લાઉઝ ઊંચું કરી એક પરિણીતા ઇશ્વરના ધમકારા સમજાવે કે એવા બીજા સહેતુક ઉલ્લેખોની કુત્સિતતા નવલકથાના મનોવિશ્લેષણાત્મક રૂપને હાનિ કર્યા વિનાય, સંયમિત થઈ શકી હોત એમ લાગે છે નાના ગામોમાં વહેતો આવતો બુઢાપો, 'ઇનિશ્ટ્રિક આત્મા પહેલાની રાતોની જેમ વધુ લબાતો' જેવા ચિત્રો લેખકની કલ્પનાની તાકાત બતાવે છે તે જોતા તેનો સંયમ કઠિન તો ન જ ગણાય 'એમ્લતા એ જ માણસની ખરી સ્થિતિ જેવું દર્શન ઝબકે, છતા પાને પાને વેરાય તો જાતીય ભૂખની જ વાતો-સ્મૃતિ-કલ્પના-અનુભૂતિ એવા વિલક્ષણ મિશ્રણવાળી આ નવલકથા એના ગૂઢ માગસભાવને વીસરાવે તે હદે કુત્સિતતાનું વાસ્તવ રજૂ કરે છે લેખકની શક્તિ તેમની કલ્પના-શક્તિમાં કલમની સાહસિક છટામાં અને પાત્રમાનસ પૃથક્કરણમાં છે એ શક્તિ અને વસ્તુસભારની સમરસ સઘનતા પ્રેરે તેવું ઇચ્છીશું

**નવા નિશાન (ભાગ, ૧-૨) ' શ્રી. સારંગ બારોટ**

લેખકનો આશય સ્પષ્ટ કરતું આ નવલકથાનું પાત્ર ત્રિલોચન કહે છે તેમ નવી પેઢીએ ખાસ તો જૂના સામાજિક પરંપરિત પ્રવાહથી અલગ થઈને યુવાન-યુવતીઓએ ઠીક લાગે તેમ સ્વતંત્ર બુદ્ધિથી અને સ્વાનુભવ પછી પોતાના માર્ગ પર નવા નિશાન આંકવાના છે-એ વાત પ્રગટ કરતા મથની આ બે ભાગની નવલકથા, એની પશ્ચાદ્ભૂ તરીકે સ્વીકારે છે મુંબઈનું એક વૈભવશાળી અને આધુનિક કુટુમ્બ નવિ । અનિતા સુખ અને સ્વાતંત્ર્યમાં ઊછરીને યૌવન પ્રગલ્ભતા જૂના મિત્ર-પ્રેમી રાહુલની સ્વસ્થતાથી અકળાઈ બીજા મિત્રથી સગર્ભા થઈ ઘર છોડી નૃત્યશિક્ષક કામેશ્વરના આશરે પડી છેવટ નિષ્ફળતાનું સત્ય અનુભવી ઇષ્ટ માર્ગે પાછી ફરે છે-એવા વસ્તુના અલ્પ આધારે લેખકે વાતા બહલાવી છે પરિણામે વાતાવરણનું

પ્રતિચ્છવિ! ભાષા–જોડણીની કચાશ પણ છે જ. આવી મર્યાદાઓ હોવા છતાં સંજયનું ભાવિનીની ગેરહાજરીમાંનું મંથન, ટપલનું ચોથું ખાનું–તેમાંની છબી અને તે દ્વારા ભાભીનણંદના સખ્યનું ચિત્રણ, રૂપાની મસ્તી, ગોપાની ગૂંચની વિશ્વનાથ–રૂપા પરની અસરની છબી, કેટલીક અતિશયતા છતાં સ્નમાની ગોપાનું ઘીના દીવા જેવું વ્યક્તિત્વનિરૂપણ, કેટલીક સારી પ્રતીકરચના અને એકંદર રસપ્રદ કથાપ્રવાહ, 'હસતા આંસુ' ને સુવાચ્ય નવલકથા બનાવે છે.

## વિવિધ ભારતી : શ્રી. જયા ઠાકોર

નાટક–સંગીતના હળવા કલાપ્રયોગો પાછળની લગની–ઘેલછાના અન્ય કર્તવ્યો સાથેના આધુનિક સંઘર્ષને નાયિકા દુલારીના ચરિત્ર દ્વારા રજૂ કરતી આ નવલકથા ઠીકઠીક એકવિધ અને પાખી નીવડી છે. 'ગ્રૂપલાઇફ' વ્યક્તિના જીવનને ચૂંથી કેવી કરુણતા સર્જે છે તે બતાવાયું છે. દુલારીની કથની રૂપે રજૂઆત છતાં પાત્રાનુસાર ઉદ્‌ગારોની કેટલીક અવ્યવસ્થા, અંતની ઉપદેશાત્મકતા, પાત્રનિરૂપણ સમગ્ર રીતે શિથિલ, આજે ભદ્ર સમાજમાં શહેરોમા અનુભવાતી સમસ્યા મહત્ત્વની છતાં એનું સમર્થ વહન કરવા પૂરતી વસ્તુવિધાનની અસમર્થતા, 'વિવિધ ભારતી'ના એવા દોષો જોતાં, રસપ્રદ નવલકથાએ આપી શકતાં લેખિકા આ કૃતિ પરત્વે આપણને નિરાશ કરે છે. પ્રશ્નની પસંદગી અને નાયિકાના દિપતાનું પાત્ર, અલબત્ત, આ નવલકથાના સુભગ અંશો જણાય છે.

## મનોરમા : શ્રી. મોહમ્મદ માંકડ

પુરુષપરિચય સત્કારતી છતા સ્પર્શથી વ્યાકુલ થતી નાયિકા કુમારી મનોરમા અને નિષ્ઠાની ફિકર કરતા કરતા તેના તરફ સ્થૂલ આકર્ષણ પણ અનુભવતો–લપસતો પ્રોફેસર નાયક લલિત, જેવા બે મુખ્ય વિચિત્ર' પાત્રોની આ કથા મહેન્દ્ર–સરોજનું મધુર સરળ દામ્પત્યચિત્ર પણ રચી આપે છે. મનોરમાને ધોબી ય સ્પર્શી લે, લલિત કૉલેજમા ય ભાન ભૂલે, જૂનો પરિચય તેથી દાક્તર સુમંત પણ છૂટ લે, દિવાળીને જોડી લલિત રજા મગાવે ને મળે, લલિત ધૂની ઉપરાંત વચ્ચે અણુપડ થાય છતાં સમભાવ-યોગ્ય હોય તેવું આલેખાય, એવી કેટલીક અયોગ્યતા–અસ્થિરજૂઆત સાથે સાથે વધુ પડતો વાર્તાલાપ, જાતીય સ્ખલન જ સત્ય એવી હવીવી હવા, કૌંસમાં-લેખકની ચિંતનપૂર્તિ, જોડણી–અનુસ્વારની ક્ષતિઓ પણ અહીં છે. ઉપસંહાર પછીની ઘટનાઓ પણ વાચકને તૃપ્ત કરવા લેખક યોજે છે!

ત્રિભુવનનુ પરિવર્તન, પ્રગલ્ભ હેમન્તાની અતિછૂટ, કેતન ખોવાતા વિનો દિનીનુ વલણ પરતુપ્રસાદની મદના જોનાં તો તરત જ કાની પાત્રસખ્યા, આયોજનની એકવિધતા, અતનો વ્યભારફેર દ૯ કરતા આગળ સરે એ હકીકત, જન્મથી લગ્ન લગી બાધા ચુકાઈ જાય તે શક્ય છતા રજૂઆતની અપૂરપ, એવી ક્ષતિઓ 'શ્રાવણી'ને નડે છે ખરી એનુ આકર્ષણ છે વિવિધતાભર્યા ભારતવર્ષનમા અને તેમાય કુભમેળાના વર્ણનમા, એમા અનુસ્યૂત ઠગાઈ-ચિતન-રહસ્યભરી વાતાવરણના ચિત્રણમા, જુવાન પાત્રોના ચબરાક સવાદમા, રમતિયાળ ઉત્સવમા, શીર્ષકની કલ્પનામા આર્થિક (જો ગી-ભૂતો ઠીક ઠીક, તે સિવાય) લખાવટમા અને દામ્પત્યસબધની સૂચને સૂક્ષ્મ નાજુકાઈથી ઉકેલવામા. લેખક પ્રસગો જે રસપ્રદ રૂપે તાદૃશ કરી શકે છે, કલ્પના-ચિતન-લખાવટનો જે મેળ સાધવે છે તે જોતા, સકલનાની અને વસ્તુરેખુચની અધિક સમૃદ્ધિ દાખવતી પ્રૌઢ નવલકથાઓ તેઓ આપે એવુ પ્રતીત [illegible]

હસતાં આસુ : શ્રી. જયા ઠાકોર

ગ્રામીણ ગૃહજીવનની સાદી નિષ્પાપ મધુરતા અને શહેરના ધનિક ઘરની મનસ્વી વિનાશી જિદગીનુ વિરોધચિત્ર નિરૂપીને લેખિકા, સ્ત્રીના સમર્પણ-સ્નેહ દ્વારા જ એના તથા સસારના માહાત્મ્ય શ્રદ્ધા અહીં વર્ણવે છે વિદ્યાનાથ રભાબહેન સજય ગોપા ભાવિની રૂપા-એ સર્વ પાત્રો ઠીક આલેખન પામ્યા છે, છતા સમગ્ર રીતે પાત્રનિરૂપણની કળા તો ગામ તના વિદ્યાનાથના કુટુબચિત્રણમા જ વધુ સફળ છે દીનાનાથની કેટલીક ગૂઢ વિનાસવૃત્તિની રજૂઆત, ઠેઠ સુધી જડ઼ો એકમાર્ગી અને જડ જેવો નાયક સજય ગોપાના પાત્રની કેટલીક આદર્શઘેલછા ભાવિનીના પાત્રપરત્વે વિશે ષણોનુ રગરોગાન સાથી પસદગીમાં રૂપાનુ તાત્કાલિયાપણુ, લેખિકાના પાત્ર-નિરૂપણને શિથિલ કરે તેવી કેટલીક મર્યાદા ગણાય સ્ત્રી-પુરુષનુ અન્યોન્ય પૂરકત્વ આ નવલકથામા મૂર્ત કરવા લેખિકાની નેમ પણ ભાગ્યે જ સાર્થ થઈ કહેવાય ગોપા-ભાવિની સાથેના સબધમા ધનનાનસાને જ પાયામા રાખતી નાયની વૃત્તિ સઘર્ષ પરાકાષ્ઠાની યોગ્ય ભૂમિકા પણ રચતી નથી પ્રસગવૈવિધ્ય ઓછુ તેથી વાર્તાનો પ્રસ્તાર પણ દખાઈ આવે તેમ છે અત પણ ભાવિનીના ઉપકારની ભેટ જેવો થઈ ગયો છે। રજનાને બીજવર સાથે જોડી એક સરસ પાત્રને દયાપ્રેરક શા માટે બનાવાયુ હશે એય અકળ રહે છે ગોપા-રૂપા તો ગોમા ત્રિના કુમુ-કુસુમની જ પાખી

નાયિકા તૃષા, અનુભવઘડ્યા પાવઘા મામીમા, વેઈટર પરમેરામ, શિકાર-વાળો મહમદ—એ પાત્રો જીવન્ત બન્યા છે ખનપાત્ર મધુર પણ ભાત પાડે છે. સ્વમાની લવિંગિકા પણ ઝબકારો તો બતાવે છે જ

શ્રીધરની માના મૃત્યુનો પ્રસંગ, નૈનિતાનનુ ભદ્ર સમાજનુ મુક્ત-વિલાસી વાતાવરણ કાશ્મીરની પ્રકૃતિ, ટ્રેઇનમા શ્રીધર-તૃપ્તિનુ મિલન, ઊર્મિલ મથનને વાચા આપતા મે અવાજ આદિમા લેખકની કલમ કલ્પનાના સુભગ અંશો છતા થાય છે જો કે પ્રસંગોની વચ્ચે ઘેરી રંગીનતા, માતાની એવી જ અસ્વાભાવિકતા, ઊર્મિની શ્રદ્ધાનુ કેટલુક અપ્રતીતિકર નિરૂપણ, વાતવાતમા વિનાસચેષ્ટાએ ચઢી જતા સ્ત્રીપુરુષોનુ અતિપ્રમાણ, અથવા 'જિંદગીના જીવનનો નાચો તાર', 'કુતુહલતા', 'વાતસીત', 'બહુધા અંશે', 'શાતવન', 'માહ ભર્યાં', 'સન્માનપૂર્વકતા', 'ઉર્મિ', 'શિતળતા' જેવી યા અનુસ્વારના વ્યાપક ઉચ્છેદ સમી ક્ષતિઓ આવા વાર્તાનિષ્ઠ માઅવશ્ય ગંભીર ગણાય 'પ્રેમની તૃષા હોય, પ્રેમની તૃપ્તિ હોય એવુ સામ્રાજ્ય' અંતે લાવતા તૃપ્તિ અને તૃષા બન્ને શ્રીધરની સહચરીઓ રહેવાનુ નક્કી કરે એવો ઉપસંહાર મધુર ખરો પણ અસામાન્ય પણ ખરો જ ને? આત્મકથનની ગીતિયોજના, મનોમથન સાથેનુ વૈવિધ્યભર્યું સફળ પાત્રાલેખન, પ્રસંગચિત્રાનની આકર્ષક હથોટી કલ્પનામંડિત અભિવ્યક્તિમા વચ્ચે વચ્ચે મનોરમ થતી નર્મિતા 'તૃષા અને તૃપ્તિ'મા લેખકની શક્તિની સૂચક હોવાથી જ લેખક પાસે વધુ સુયોજિત નવલકથાઓની અપેક્ષા રહે છે

**અગ્નિ અને આરતી : શ્રી. પ્રાણ પરદેશી**

અગ્નિ ગણાતી પણ સંસ્કારી સ્ત્રી ગણિકા કામિની–સિદ્દી તથા શ્રીમંત કુલીન યુવતી આરતી સાથે પોતાને પ્રાણ પરણ્યી કહાવતા નાયક અશોકને ગૂથીને, અંતે સિદીના સમર્પણસ્નેહે આરતી–અશોના સુખાન્ત દામ્પત્યની વાર્તા લાવતી આ નવલકથામા, પ્રકાશકે 'અનુચિત પ્રસંગોની ગૂથણી વિવિધ પૂર્ણ દશ્યો નો કરેલો ઉલ્લેખ ન જોઈએ તો પણ પ્રવેશક અને કૃતિ સમગ્રમા વ્યાપ્ત ભાષા ને જોડણીની ધણી અશુદ્ધિ અને અરુચિકરતાથી લખાવટના નબળા અંશો તો પ્રવેશી ગયા છે જ સૂચન કરતા કથનનુ વધુ પ્રમાણ એક જ પાત્ર માટે જયા–કામિની સિદી એવા ત્રણ નામો યા નાયકને પ્રાણ પરદેશી પણ કહેવાય એવી નામયોજના અંતમાર નાયકનુ વિલક્ષણ વર્તન, સવાદનુ ક્યારેક જોખમાઈ જતુ ગૌરવ અને ઠીક ઠીક વ્યાપક કૃત્રિમ પણુ, પિતા પ્રત્યે આરતીની ઉદ્ધતાઈનુ આલેખન, પરદેશગમન સામાન્ય

હેતુનું ચોક્કું સર્જકની કલમને ધારી દિશામાં ન ધકેલે તો લેખકની વર્ણનશક્તિ, પ્રસંગચિત્રણા અને સંકલના ઉપરાંત કેટલુંક પાત્રદર્શન એક આશાસ્પદ નવલકથાકારની પ્રતીતિ અવશ્ય કરાવે તેમ છે.

**આશા અને રેણુકા : શ્રી. રતિલાલ ગિ. શાહ**

ગુજરાત અને ગુજરાત–ભારત બહાર આફ્રિકા સુધી વિસ્તરતી, આશા–રેણુકા–રેવા કે વિશ્વનાથ–પ્રતાપરાય–સૂર્યકાન્ત જેવી કેટલીક સારું આલેખન પામેલી પાત્રસૃષ્ટિ દર્શાવતી, બે વાર સગાઈવિચ્છેદથી વિનાકારણ તિરસ્કૃત આશા છેવટ ભાગ્યબળે તેમજ નિષ્ઠાથી ગરીબ સુધીરને પરણીને ય સુખનો દિવસ જુએ છે અને રેણુકા જાહેર જીવનમાં પડીનેય સ્ત્રીત્વ જાગતી રાખી સૂર્યકાન્તને યોગ્ય માર્ગે વાળી એને પરણે છે એવું બતાવતી આ નવલકથા સુવાચ્ય થઈ છે. રેવાનો હૃદયપલટો, લગભગ બધાં જ પ્રૌઢ પાત્રોનું મંગલસ્વરૂપ, આશા સુધીર પાસે પત્ર લખાવે છે તે પ્રસંગ, સમકાલીન રંગોની પૂરણી જેવાં સારાં પાસાં વચ્ચે, ક્યારેક ક્યારેક વરતાય છે તે અતિસ્પષ્ટતા અને અસ્વાભાવિકતા, આલેખનમાં કથનાંશનું પ્રાબલ્ય, વર્ણનકલાની રૂઢ સાદાઈ, 'યુષ્પ્ત વયની ઉમ્મરવાળાં' 'કૌમાર્ય જીવન' 'જોશ જોવામાં' 'ન કરજો' 'ભાવી' 'સાંજના નવ વાગ્યાનો' 'દંબક' જેવા ભાષા–જોડણી દોષો, 'આશા અને રેણુકા'માં છે. સુધીરનું પાત્ર પણ વિકાસ દાખવતું નથી. તો પણ, આશા–રેણુકા જેવાં ભિન્નગુણી અને તોયે એક સિક્કાની બે બાજુ જેવાં પાત્રોની જોડી, વિશ્વનાથ–રેવાનો સંસાર, સૂર્યકાન્તનું માનસદર્શન જેવી વાર્તાકારની શક્તિ પ્રગટ કરતી વીગતો જોતાં અને વાર્તાની સુવાચ્યતા જોતાં વાચકમાં વધુ સમૃદ્ધ નવલકથાઓની આશા જાગે તેમ છે જ.

**તૃષા અને તૃપ્તિ : શ્રી. પ્રહ્‌લાદ બ્રહ્મભટ્ટ**

'સત્ય કથાના દોરમાં કલ્પનાના પ્રસંગો પરોવ્યા' નું અને આ કથા (જાતીય પ્રશ્ન સાંકળતાં વાચકની જુગુપ્સાવૃત્તિ ઉત્તેજી શકતાં) ભયસ્થાનોથી સંપૂર્ણતઃ મુક્ત હોવાનો...દાવો નથી, પણ...જાગ્રત રહેવાનો પ્રયત્ન કર્યો' હોવાનું જાહેર કરતી આ નવલકથા અમદાવાદ, નૈનિતાલ અને કાશ્મીરની પશ્ચાદ્ ભૂમિકા રાખીને પાત્રોની આત્મકથનીને સ્વરૂપે આકર્ષક વાર્તા યોજે છે. પત્રકાર શ્રીધર, તેને ચાહતી અને પછી નૈનિતાલના માદક–મુક્ત વાતાવરણમાં શ્રીમંત ભ્રમરવૃત્તિના મધુકરને જાત સોંપી પસ્તાઈ, પાછી ફરીને કાશ્મીરમાં બીમાર શ્રીધરને ચાહતી થયેલી તૃપ્તિ ભેગી પોતેય શ્રીધરની થતી

બીજવરને પરણેલી, એનાં ઓરમાન સંતાનોને વાત્સલ્યથી પોતાનાં કરતી છતાં એના પૂર્વજીવન વિષેના જૂઠા આરોપથી સંતાપાતી અને છેવટ સુધી પોતાનું સ્ત્રીત્વ નિર્મળ અને પુનિતકર પ્રત્યક્ષ કરાવતી પૂર્ણા આસપાસ ગ્રામજીવનમાં તિમિર અને તેજનાં ચિત્રો રચી આપે છે. નંદા, વેણુ, ચન્દ્ર, રંગનાથ, જદુરાય, લંપટ ભીમજી, એનો શિકાર થતી સોમી–એ પાત્રસૃષ્ટિ ઠીક ઠીક આકર્ષક નીવડી છે. સારી જામતી આ સામાજિક નવલકથામાં નાગ કરડ્યા પછી દેડિયો મહુરવરની મદદથી સફળ કરી બતાવે છે એ પ્રયોગનો અદ્દભુત કંડે તે હદે વર્ણવાતો જણાશે. એ મુખ્ય પ્રસંગ પર વિસ્તારાતી વાર્તા કંઈક એકધારું વાતાવરણ પણ સર્જે છે. લખાવટમાં કેટલીક પુનરુક્તિ તેમજ અશુદ્ધિ પણ ખૂંચે જ. વિવિધ પાત્રો અને પ્રસંગોની આકર્ષક રજૂઆત કરી શકતા લેખક પાસે ગ્રામસમાજની વધુ કલાત્મક એકાગ્ર નવલકથાઓની અપેક્ષા રહે જ.

**બીજ પર ત્રીજ : શ્રી. 'ક્રૌલિક'**

'વાચકનું અંતર ધબકતું રાખવું' એજ લક્ષ રાખતી લેખકની કલમ આ નવલકથામાં બ્રાહ્મણસમાજનું એમની ધારીએ રોમાંચક બયાન આપે છે. કન્યાવિક્રયનું અનિષ્ટ, બીજવરની લાલસા, ગ્રામીણ વસતિના કાવાદાવા, એ પંકમાંય પંકજ જેમ ફોરતાં તત્ત્વોની અહીં સૃષ્ટિ છે. ગોદાવરીનું યૌવન માતૃત્વ અને સાહસિકપણું, કાકા વ્રજબલાલની દક્ષતા, ભદ્રાનું વ્યક્તિત્વ જેવાં આ નવલકથાના સારાં પાસાં છે. મારતર–ગોદાવરીના મેળાપચિત્રોમાં સુરુચિ વધુ જળવાઈ હોત, વર્ણનમાં ક્યારેક ઝબકતું કવિત્વ વાર્તામાં કંઈક વધુ સ્થિર થયું હોત, અંતનું ઊભડકપણું ટળાયું હોત, કે સંકલના વધુ લક્ષ પામી હોત તો? વાર્તા એકંદરે સુવાચ્ય ગણાય.

**પ્રીત પરોવાયાં : શ્રી. હરિલાલ ઉપાધ્યાય**

આ કરુણ પ્રણયકથા વ્યાપક જીવન, અવલોકન અને ચિંતનની સામગ્રીઓ હોવા છતાં સંકલનાની યોગ્ય કલાના અભાવે પૂરતી તાપ્તિકર થઈ શકતી નથી. મુખ્ય વસ્તુ તો છે આર્થિક પ્રતિષ્ઠાના ખ્યાલે વિખૂટાં કરાતાં 'પ્રીતે પરોવાયાં' સાવિત્રી–વાસુદેવની આમરણ જુદાઈનું, એની વેદનાનું. શીલ રક્ષવા જતાં દાદર પરથી પડીને અંતે મૃત્યુ પામતી સાવિત્રીની રાખ માથે ચડાવાય છે એ પ્રસંગ, સૌરાષ્ટ્રનાં જૂના રજવાડાંની તસવીર, કે પતિ જગદીશના અસંતોષ વેળાની નાયિકાની વેદના, જેવા અંશોમાં નવલકથા ઠીક ઠીક સફળતા દાખવે છે; પરંતુ નબળો ઉપાડ, અનુપકારક પ્રસંગટુકડાઓ, નાયક–

બની જાય તેવી રજૂઆત વગેરે ક્ષતિઓ વિચારતાં કૃતિ સમગ્રપણે એના આકર્ષક શીર્ષક, ઉદાત્ત આશય અને કલમ-કૌશલ્યની કેટલીક શક્તિને ૫ અન્યાયકર્તા થઈ જણાય છે. વધુ સ્વભાવિક વસ્તુયોજના અને પાત્ર-દર્શનની આશા આપણને લેખક શ્રી. પ્રાણુ પરદેશી પાસે રહે છે જ.

**રેતીમાં વહાણ : શ્રી. દામુ સાંગાણી**

'જ્યા જ્યાંથી વાચકને હાસ્યનો ઊભરો જાગ્યા કરે ત્યાં ત્યાંથી તે જગાડવાનો' 'પ્રયાસ' હોવાના એકરાર સાથે પ્રગટ થયેલી આ નવલકથા શ્રીમંતોની જ્યોતિષઘેલછા, યુવાન પાત્રોની ચમરાદ મસ્તી અને હાસ્યપોષક પ્રસંગો સફળ રીતે આલેખે છે. ટીમેટનો સ્વર્ગવાસ-જથ્થાબંધ અપમાન-સતવાદી કુંવારા માણુસનો શાપ નેવર ફેઈલ-રોયલ લહેકો-કોટપાટલૂનમાં કંગાળ કરતી કેળવણી જેવું સહેતુક ચતુર લેખન, પરદેશ વિષે જ્ઞાન ને દેશ વિષે અજ્ઞાન એવી દીકરી માટે ગર્વ લેતી શ્રીમંત માતા કે પ્રથમ પંચવર્ષીય યોજના શરૂ થઈ ત્યારથી બહેરો થઈ ગયાની નાયકની જાહેરાતાદિમા છે તેવો વ્યંગ; પ્રસંગોની નાટચાત્મકતા સરયૂ અને નાયક પંકજકુમારનું પાત્રાલેખન, એવી અહીંની સારી વિશેષતાઓ સાથે, સુરુચિ અને વાસ્તવિકતાનું કેટલુંક ઉલ્લંઘન તેમજ જોડણી-લખાવટની કેટલીક અશુદ્ધિ અને અધીરાઈ 'રેતીમાં વહાણ'ની મર્યાદાઓ પણ છે. હાસ્યરસિક નવલકથાના કલાસ્વરૂપની શક્તિ લેખકમા ઠીક પ્રમાણમા છે અને તેઓની કલમ આપણને વધુ સંતર્પક હાસ્યનવલકથાઓ આપે એવું ઇચ્છીશું, 'રેતીમા વહાણુ' વ્યાપક લોકપ્રિયતા મેળવે એવી કૃતિ થઈ છે.

**<u>સોના</u> : શ્રી. 'કોલક'**

ગ્રામીણ બ્રાહ્મણસમાજની આ કરુણ વાર્તા ધંધાની-પ્રતિષ્ઠા-પૈસાની ઘેલછા વ્યક્તિજીવનને કેવી છિન્નભિન્ન કરી નાખે છે એનુ હૃદયસ્પર્શી નિરૂપણ કરે છે. કિશોર આનંદ, ધીટ નરભેરામ, ભલા માસ્તર, સમજુ સોના અને લાચાર ગોપાલ આ નવલકથાના ધ્યાન ખેંચતા પાત્રો છે. 'ન લીધાલ્જે', 'એનાં ભૂરા વાળ' જેવા પ્રયોગો અને ભાષાની કેટલીક ગ્રામ્યતા 'સોના'ની લખાવટમા નડે તેવી ક્ષતિઓ છે વાર્તા વચ્ચે શિથિલ બના આરંભનું જીવંત ચિત્રાંકન, સોનાનું ગૂઢ મંથન, અંતની ઘેરી વેધકતા લક્ષપાત્ર નીવડે છે. નાની પણ ગ્રામસંસારને તાદૃશ કરતી આ નવલકથા રસપ્રદ નીવડી છે.

**<u>અન્નપૂર્ણા</u> : શ્રી. 'કોલક'**

લેખકની 'પૂર્ણા' નવલકથાના અનુસંધાનમા આવતી આ નવલકથા

**લક્ષ્મીનંદન : શ્રી. સ્વ૦ 'શયદા'**

'ઝંડાવંદન' નવલકથાની આ નવી આવૃત્તિ શેઠ લક્ષ્મીદાસ ખોટે માર્ગે ભૂલો કર્યા પછીથી લક્ષ્મીનંદન કઈ રીતે બન્યા એની કથા કહે છે. અછૂત કન્યા માયા અને શેઠની પુત્રી સરોજ આસપાસ જ કથા ગૂંથાઇ ગણાય. પ્રસંગ-પાત્રાદિની લેખકની યોજનાને જ વળગી વર્તવાની ચાલથી, વાતાવરણ-વાર્તામાં સ્વાભાવિકતાની છાપ ઊભી થાય એવો અંશ જૂજ છે. વાચકને થતાં સંબોધન, ઉતાવળિયો અંત, અસ્વાભાવિક સંવાદ પણ આ નવલકથાને સુવાચ્ય થતી રોકે તેમ છે. ભાષા-જોડણીની શુદ્ધિ-ઉચિતતા પણ લક્ષપાત્ર હતી.

**ઊર્મિ અને આશા : શ્રી. સારંગ બારોટ**

બીજી આવૃત્તિનું પુનર્મુદ્રણ પામેલી આ નવલકથા ઊર્મિલ પ્રણયત્રિકોણ છતાં નાયિકા આશાનું પાત્ર સારું વિકસાવે છે. બેઉને ચાહવાનું સમજતો નિરંજન ઊર્મિ અને આશા તરફ સન્નિષ્ઠ નથી વરતાતો એવું પાત્રનિરૂપણ, કે ઊર્મિનીસ્વૈરવૃત્તિ નવલકથાનું ભાવનાસ્તર નિર્બળ કરે છે. મૃત ઊર્મિની પુત્રી જયશ્રીના જીવનમાં ય એવી જ પ્રેમઘટનાની ઉપસંહારમાંની વાત કંઈક કૃત્રિમતા સર્જે છે; અલબત્ત, એ અપરિણીતા જ રહેવાનું વિચારે છે તે લેખકનો મંગલ હેતુ પ્રગટ કરે છે. લખાવટ અને સંવાદકલા રસાળ કહી શકાય.

**કંચુકી બંધ : શ્રી. શિવકુમાર જોષી**

બીજી આવૃત્તિ પામતી આ નવલકથા પ્રેમના પ્રબલ ઓઘને માતૃત્વની ઊર્મિ સમક્ષ ઝુકાવીને પ્રેમત્રિકોણનો ઊકેલ સર્જે છે. ધાર્મિક, રાજદ્વારી અને સામાજિક સંદર્ભમાં અનેક પ્રસંગો-પાત્રો વણતી આ નવલકથા ભાધાની છે; શીર્ષકની માયાથી મુક્ત! પાત્રનિરૂપણ અને આલેખનકલાના માણમાં સંકલના પ્રભાવશીલ નીવડી નથી એમ લાગે છે.

**પાછલે બારણે : શ્રી. પન્નાલાલ પટેલ**

<u>ત્રીજું પુનર્મુદ્રણ</u> પામતી આ સુશ્લિષ્ટ અને કલામંડિત નવલકથા લેખકની વાર્તાહથોટી દર્શાવે છે. વાર્તાનો કરુણ માતૃત્વની પુનિતકર ઊર્મિની ભૂમિકામાં સાદ્યન્ત સરસ આવિષ્કાર પામ્યો છે. કુંવરબાઈ-હમીરજીનું સરસ પ્રસન્ન દામ્પત્ય, ગલબાજીની નિષ્ઠાનું કારુણ્ય, ઠકરાણીનું જાજરમાન રજવાડી માનસ, કુંવરબાઈની વિખૂટા પાડેલા પુત્ર માટેની-એ 'મા' કહે તેની ઝંખના આકર્ષક રીતે સજીવ બને છે. સમગ્ર નવલકથા લેખકના કલાસંયમ અને

નાયિકાની પ્રીતનો નિર્દેશ તે ૧૪૧ મા પૃ પર આણુતો પ્રસ્તારગોખ, વાસુદેવના સહેરી મિત્રો, અધવચથી નવલકથામા ટપકવુ, 'માગલ્ય તત્ત્વ' પ્રયોગ દર્શાવે 'થી મારી અનુરાગ બનતા અને તેની—ભાષાની વધુ પ્રમાણમા અશુદ્ધિ, મુદ્રણથી ટતીય કોટાત્મ, આ નવલકથાની ગભીર ક્ષતિઓ કહેવી જોઈએ અનુભવ—અવલોકનની અને કેળવીક લેખનનીય શક્તિ લેખકમા છે તે જોતા 'પ્રીતમ પરાયા'મા આવી નિરાશા પ્રેરે તે મગદલ વાચકને મડે જ

## ભુઝાતો દીપક : શ્રી. 'પરિમલ'

'સુદર્શન અને સુબોધ'નો દાવો જાતે જ નિરર્થક કરતી, નાયકના ત્રણ ત્રણ સ્ત્રીઓ સાથેના અમર્યાદ ગીતવર્ણવાયેલા પ્રેમપ્રસગોની ગાથા થતી આ નવલકથા બિનાવશ્યક પ્રસગવૈપુલ્ય, શિથિલ સકલના, કૃત્રિમ શૈલી, જોડણી—ભાષાની અનેક અશુદ્ધિઓથી નબળી નીવડી છે પ્રથમ નાયિકાના ત્યાગથી ઊજળો બનાવાતો નાયક અકારણ વિકૃતિ ચિતરાયો છે શ્રી 'પરિમલ' પાસે વર્ણનશક્તિ છે, તો ઉચિત વસ્તુ યોજના ન દર્શાવે?

## કુર્યાત્ સદા મગલમ્ : શ્રી. સારગ બારોટ

પ્રથમ આવૃત્તિના પુનર્મુદ્રણ તરીકે પ્રગટ થતી આ નવલકથા સિનેરગી પાત્ર-પ્રસગ સૃષ્ટિ રચે છે આધુનિક સ્વતંત્ર મિજાજની અને પ્રગલ્ભ નાયિકા સુહાસને જેના પ્રિયતમ વિનો સાથે પરણાવવાની યોજનાઓ હાસ્યરસ પણ પૂરો પાડે છે અ૫ વસ્તુ સાધારણ પાત્રાલેખન અને એકવિધતાવાળી આ નવલકથાની કેળવીક ભાષાઅશુદ્ધિ નિવારવી ઘટતી હતી

## જિદગીના ફેરા : શ્રી. સારગ બારોટ

બીજી આવૃત્તિનુ પુનર્મુદ્રણ પામતી આ નવલકથા શહેર ગામડાના દ્વદ્વે સર્જેલી સામાજિક વિષમતા વચ્ચે હસાના નારીત્વને આલેખે છે નિર્મલ નાયક મહેશ વિધુર બને છે અને હસાનો પતિ નરહરિ પણ મૃત્યુ પામે છે એ યોજના કૃત્રિમ જણાઈ આવે છે

## મગલ સૂત્ર : શ્રી. ગુણવતરાય આચાર્ય

'૫૩ પછી આ વર્ષે બીજી આવૃત્તિ જોતી આ નવલકથા સારા પર્યાવરણ અને દિવાળી બા, જાદવજી અદા અને મન્સૂર જેવા સારા પાત્રાલેખનથી રોચક થઈ છે મગલમૂર્તિ શિવકોર અણુવિકરણ અને નીહારિકા અસ્થિર અને કઈક વેવુ પાત્ર છે પ્રસગો અને તેની ગૂથણી ઊભડક અદ્દર અત જેવો મર્યાદાવાળી આ વાર્તા વેરની વસૂલાતનો અને સ્ત્રી દ્વારા માગલ્યસર્જનનો પ્રશ્ન યોગ્ય રીતે સયોજી શકતી નથી

### લક્ષ્મીનંદન : શ્રી. સ્વ૦ 'શયદા'

'ઝંડાવંદન' નવલકથાની આ નવી આવૃત્તિ શેઠ લક્ષ્મીદાસ ખોટે માર્ગે ભૂલો, કર્યા પછીથી લક્ષ્મીનંદન કઈ રીતે બન્યા એની કથા કહે છે. અછૂત કન્યા માયા અને શેઠની પુત્રી સરોજ આસપાસ જ કથા ગૂંથાઇ ગણાય. પ્રસંગ-પાત્રાદિની લેખકની યોજનાને જ વળગી વર્તવાની ચાલથી, વાતાવરણ-વાર્તામાં સ્વાભાવિકતાની છાપ ઊભી થાય એવો અંશ જૂજ છે. વાચકને થતાં સંબોધન, ઉતાવળિયો અંત, અસ્વાભાવિક સંવાદ પણ આ નવલકથાને સુવાચ્ય થતી રોકે તેમ છે. ભાષા-જોડણીની શુદ્ધિ-ઉચિતતા પણ લક્ષપાત્ર હતી.

### ઊર્મિ અને આશા : શ્રી. સારંગ બારોટ

બીજી આવૃત્તિનું પુનર્મુદ્રણ પામેલી આ નવલકથા ઊર્મિલ પ્રણયત્રિકોણ છતાં નાયિકા આશાનું પાત્ર સારું વિકસાવે છે. બેઉને ચાહવાનું સમજતો નિરંજન ઊર્મિ અને આશા તરફ સન્નિષ્ઠ નથી વરતાતો એવું પાત્રનિરૂપણ, કે ઊર્મિનીસ્વૈરવૃત્તિ નવલકથાનું ભાવનાસ્તર નિર્બળ કરે છે. મૃત ઊર્મિની પુત્રી જયશ્રીના જીવનમા ય એવી જ પ્રેમઘટનાની ઉપસંહારમાંની વાત કંઈક કૃત્રિમતા સર્જે છે; અલબત્ત, એ અપરિણીતા જ રહેવાનું વિચારે છે તે લેખકનો મંગલ હેતુ પ્રગટ કરે છે. લખાવટ અને સંવાદકલા રસાળ કહી શકાય.

### કંચુકી બંધ : શ્રી. શિવકુમાર જોષી

✓બીજી આવૃત્તિ પામતી આ નવલકથા પ્રેમના પ્રબલ બોધને માતૃત્વની ઊર્મિ સમક્ષ ઝુકાવીને પ્રેમત્રિકોણનો ઊકેલ સર્જે છે. ધાર્મિક, રાજદ્વારી અને સામાજિક સંદર્ભમાં અનેક પ્રસંગો-પાત્રો વણતી આ નવલકથા સમાધાની છે; શીર્ષકની માયાથી મુક્ત ! પાત્રનિરૂપણ અને આલેખનકલાના પ્રમાણમાં સંકલના પ્રભાવશીલ નીવડી નથી એમ લાગે છે.

### ✓પાછલે બારણે : શ્રી. પન્નાલાલ પટેલ

ત્રીજું પુનર્મુદ્રણ પામતી આ સુશ્લિષ્ટ અને કલામંડિત નવલકથા લેખકની વાર્તાહથોટી દર્શાવે છે. વાર્તાનો કરુણ માતૃત્વની પુનિતકર ઊર્મિની પશ્ચાદ્ભૂમાં સાદ્યન્ત સરસ આવિષ્કાર પામ્યો છે. કુંવરબાઈ-હમીરજીનું સરસ પ્રસન્ન દામ્પત્ય, ગલબાજીની નિષ્ઠાનું કારુણ્ય, ઠકરાણીનું જાજરમાન રજવાડી માનસ, કુંવરબાઈની વિખૂટા પાડેલા પુત્ર માટેની-એ 'મા' કહે તેની ઝંખના આકર્ષક રીતે સજીવ બને છે. સમગ્ર નવલકથા લેખકના કલાસંયમ અને

કલાવૈભવની છાપ ઉપસાવે છે. ક્વચિત્ મળતી જોડણી–ભાષાની ક્ષતિ આવી નવલકથાના પુનર્મુદ્રણમાં તો નિવારવી જ ઘટે.

**ગ્રામલક્ષ્મી : શ્રી. સ્વ૦ રમણલાલ વ. દેસાઇ**

મૂળ ચાર ભાગોમાં ગૂંથાયેલી ગ્રામોદ્ધારની ગાંધીયુગી ભાવના અને પ્રવૃત્તિને કલાત્મક સ્વરૂપે વ્યક્ત કરી વિશિષ્ટ પુરવાર થયેલી 'ગ્રામલક્ષ્મી' નવલકથાનો સંક્ષેપ, સૌમ્ય સ્વસ્થ વિવેચક **શ્રી. અનંતરાય મ. રાવળ** જેવા અધિકારી રસજ્ઞ મર્મવિદ પામેલી મળે છે તે આ સંક્ષેપનું વૈશિષ્ટ્ય છે. સુવિસ્તૃત લોકપ્રિય નવલકથાનાં વિવિધ સુભગ પાસંઓ સંક્ષેપકાર સફળતાપૂર્વક પ્રગટ કરી શક્યા છે. સંક્ષેપના આમુખ તરીકે આવતી સમર્થ વિશદ વિવેચના પણ આ પ્રકાશનનું મૂલ્ય વધારે છે. સંક્ષેપની યોજનાની ટૂંકી માહિતી આપવાની અહીં અપનાવાયેલી પ્રથા હવે આપણે ત્યાં વિસ્તૃત થઈ રહેલી આ પ્રવૃત્તિમાં આવકારવા યોગ્ય ગણાય.

**કોકિલા : શ્રી. સ્વ૦ રમણલાલ વ. દેસાઈ**

ગાંધીયુગના લોકપ્રિય શિષ્ટ નવલકથાકાર તરીકે સ્વ. લેખકની શક્તિના વિકાસની સુભગ પ્રતિપદા નીવડેલી આ નવલકથા અહીં એના સંક્ષેપ સ્વરૂપે પુનર્મુદ્રણ પામી છે. ગૃહિણી કોકિલાનું પ્રેમમોહતું સ્ત્રીપાત્ર આપણા સાહિત્યનું એક ચિરંજીવી પાત્ર થયું છે એની સાક્ષી સક્ષેપના પુનર્મુદ્રણ દ્વારા ય મળી રહે છે. મુદ્રણ અને શબ્દ યા વાક્યરચનાની કેટલીક ક્ષતિઓ આવી નવલકથાના સંક્ષેપમાં શોભે નહિ જ.

## ઐતિહાસિક નવલકથા

**ગુર્જરપતિ મૂલરાજદેવ (પૂર્વાર્ધ–ઉત્તરાર્ધ) : શ્રી. 'ધૂમકેતુ'**

ઇતિહાસનિષ્ઠા, ભાવનાશીલ ગુજરાતપ્રેમ, વેગીલી જીવંત ઘટના–પરંપરા, પ્રાણવંત પાત્રનિરૂપણ, કુશળ રહસ્યપ્રાગટ્ય અને પ્રવાહી ચિત્રાત્મક શૈલીમાં ગુજરાતના સુવર્ણકાળ સમા સોલંકી યુગના પ્રણેતા–સ્થાપક મૂલરાજદેવને ગુજરાતની સંસ્કૃતિના અર્વાચીન આદ્ય સર્જક રૂપે પણ રજૂ કરતી આ નવલકથા આ વર્ષની ઐતિહાસિક નવલકથાઓમાં ગુણસમૃદ્ધિથી અગ્ર સ્થાનની અધિકારી નીવડે છે.

રસપ્રેરક કલાત્મક આરંભનું નિમિત્ત થતો ખેરાલુનો રાણો જેહુલ, પછી તરત જ દેખાતા અપરિગ્રહી કંથડીનાથ, મોડી રાતે તેની પાસે આવતી

રૂપવતી યુવતી, એમ વિસ્તૃત નવનકથાનું મંડાણ જિજ્ઞાસાનું વાતાવરણ જમાવી દે છે નિર્બલ સામંતરાજ, ખટપટી રાણી ભાટી, રાજપુરોહિત ઉમા ભટ્ટ, તેમનો તરવરતો પુત્ર અને પટીથી પ્રભાવશીલ ચકોર મંત્રીશ્વર માધવ, સૌરાષ્ટ્રના ગ્રાહરિપુની વાત લાવતી માધવી કે અધીર વીર મૂળરાજ જેવા પાત્રો, પાટણના નવુ થાતા તંત્રની વિવિધ બાજુ પ્રત્યક્ષ કરી આપે છે સોમનાથસંનિધમાં મૂળરાજને આવતું પાટણઉત્કર્ષનું સ્વપ્ન, મર્દ લાખા ફુલાણી સાથેનું દ્વંદ્વ અને કવિ માઢેયનું તે ટાણે વ્યક્તિત્વચિત્રણ, જેવા પ્રસંગો લેખકની કલાત્મક આલેખનની ઊંજળી સિદ્ધિ છે વાર્તાનો વેગ સતત સોહતો રહ્યો છે સુયોગ્ય સંવિધાનથી અને જીવંત પાત્રનિરૂપણથી પૂર્વાર્ધમાં બાહ્યાન્તર રાજ્યક્રાન્તિનો સંક્ષોભ અને ઉત્તરાર્ધમાં રાજ્ય જમાવવાની હવા લેખકે સર્જેલ છે ત્યાં માનવાના અમાત્ય રુદ્રાદિત્ય વ્યગ્રકુશળ બારપ, યુવરાજ ચામુંડ જોગી વરજલદેવ સાહણી પરખડી, રાણી ચૌલી માધવી, કલ્પનાશીલ ચિંતક થતો મૂળરાજ, આદિ સુરેખ પાત્રો ઉપરાંત વિગ્રહરાજની શિબિરમાં પ્રવેશવાનું મૂળરાજનું સાહસ, ચાપોત્કટ દ્વારા માનવપતિ મુંજના ભવ્ય મૃત્યુના² બયાનપ્રસંગનો સંવાદ વાર્તામાં રસ પૂરતો ચામુંડનો દોષ મૂળરાજની અગ્નિસમાધિ દ્વારા ઉપસંહારતી ભવ્યતા, જેવા પાસાઓ ઉત્તરાર્ધનેય આકર્ષક બનાવે છે

વિષ્ટિ પ્રપંચ વ્યૂહ યુદ્ધ દ્વંદ્વાદિથી રોમાંચક અને ગતિશીલ થતો ઘટના પ્રવાહ માધવી-મૂળરાજ જેવા પાત્રોનો આકર્ષક સભર વિકાસ લગભગ નાનાં-મોટા મોટા ભાગના પાત્રોનો વ્યક્તિત્વઉઠાવ, વાતાવરણને પ્રત્યક્ષ કરતી સંવાદયોજના, મધ્યકાલીન રહસ્યમય વાતાવરણ સર્જતી જોગી મંડ સિદ્ધ-સ્વપ્નાદિની ગૂંથણી, ઉપરાંત વાર્તાના વૈશિષ્ટ્ય સમી ઉચ્ચ ભાવનાશીલતા જેવી વિશેષતાઓની સાથે કેટલીક મર્યાદાઓ પણ ખરી જ ચમત્કારિક અંશોને અપાયનું મહત્ત્વ, પાત્રસર્જનની કુશળતાથી ક્યારેક વચ્ચે વચ્ચે મંદ થતું વસ્તુ લાઘવ અને રસનિષ્પત્તિની અનવદ્યતા પ્રત્યે કેટલીક શિથિલતા, પ્રસ્તારને લીધે અને પ્રસંગયોજનાને કારણે કેટલુંક પુનરાવર્તન અને એક-વિધપણું-ગુર્જરપતિ મૂળરાજદેવની રંગીલ ભવ્યતાની ઉત્કૃષ્ટતાને બાધક નીવડતી આવી કૃતિઓ અવગણવા સમી નથી તો પણ પ્રસંગ ચિત્રણની ઉજ્જ્વલતા પાત્રદર્શનની વૈવિધ્યમોહની કુશળતા, વાતાવરણમાં સતત છવાયેલી ભાવનામયતા, આરંભ-અંતની કલાત્મક રચના અને પ્રસાદી શૈલીનો ગુણપ્રભાવ, આ ઐતિહાસિક નવલકથાને ફરી ફરી વાંચવા પ્રેરે તેવા મળી શકાય.

**ભૂત રડે ભેંકાર : શ્રી. ગુણવંતરાય આચાર્ય**

રાજદ્વારી ચાંચિયાગીરીએ અનાથ કરેલાં ભૂખ્યાં નાગાં રખડતા સેંકડો બાળકોના ભેંકાર નારકીય અવાજથી–બળબળતાં કાળજાં વીંધી નાખતા આક્રંદથી દ્રવિત થઈ, સૌરાષ્ટ્રમાં માનવતાલક્ષી રાજકીય વ્યવસ્થા સર્જવા કટિબદ્ધ થયેલા ગુજરાતના નરરત્ન વીર મુસદ્દી અમરજીની આ ચરિત્રકથા તેની કારકિર્દીનો પૂર્વરંગ સુગ્રથિત વસ્તુ, જીવંત પાત્રાલેખન અને પ્રાણભર્યાં વર્ણનો દ્વારા પ્રગટ કરે છે. બક્ષીકુટુમ્બને સ્પર્શતી પ્રકરણ ત્રયી અને તેમાંય પિતા કુંવરજી અને પુત્ર અમરજી વચ્ચે સૂક્ષ્મ સાધન વિચારભેદ, આરંભમાં આવતું ગીરના જંગલમાંનું બીષણ આક્રંદચિત્ર, મોહનગરની તાતી વાણી અમરજીની અર્ધાંગના નાગરાણી ખુશાલની ટેક–બુદ્ધિમત્તા–વીરતા, કાચા કાનનો નિર્બળ નવાબ, ફકીર કમાલ, મહત્ત્વાકાંક્ષી નાની બેગમ, રજપૂત બાળકોની મા થવા બનું હોડમા મૂકતી સતી હાનીબાઈ, 'પાકેલા ફળમાં કોઈએ માત્ર એક કાપ મૂક્યો હોય એવા એના હોઠ' યા 'જાણે હજાર હજાર પાતકની આગમાં બળતા જીવોને પોતાના ભંડકમાં સંઘરતા રૌરવ નરકનું કમાડ જાણે ઊઘડી જતું હોય એવો અવાજ' અથવા 'સૌરાષ્ટ્રનો નકશો જાણે વનવગડામાં કો થાકેલો મુસાફર ઠંડીના દિવસોમાં પછેડી ઓઢીને સૂતો હોય તેવો' આદિમાં વ્યક્ત થતું કલ્પન, રાજકીય ખટપટ–વ્યૂહરચનાની વીગતોની રસવાહી યોજના, આ નવલ કથાની ચારુતાના કારણો નીવડે છે. અગાઉ લેવાયેલ વસ્તુની કેટલીક વીગતો આ નવલકથામાં ય દુહરાવાતાં લેખકના વાચકોને રસ ઓછો રહે એ મર્યાદા ભૂલી જઈએ, તો પણ શયનગૃહમાંની વસંત પૂરબિયાની લાંબી ઉક્તિ શીર્ષકનું નવલકથા માટે ઉચિત ખરું યા નહિ તેવો સંશય પ્રેતનું ભડકાવતું સ્વરૂપ કે લંબાઈ જતો ઉપસંહાર જેવી મર્યાદાઓ જરૂર આ નવલકથામાં ખૂંચે છે. વર્ણનશૈલીની ભભક અને પ્રસંગાલેખનની કુશળતા સાથે પાત્રચિત્રણનું આકર્ષણ 'ભૂત રડે ભેંકાર'ને સારી નવલકથા બનાવે છે.

**અર્જુન દેવ : શ્રી. ગુણવંતરાય આચાર્ય**

રૂંવાં ખડા કરતી ઘટનાઓની ઝમકભરી ચિત્રણા, અનેક નાનાં પાત્રોનુંય આકર્ષક નિરૂપણ, તત્કાલીન રાજ્યતંત્ર અને લોકજીવનની રિવાજ-બોલીની વીગતોની ગૂંથણી તેમજ ધાર પગીના પ્રવેશ પછીથી વેગીલી થતી વાર્તા લાવતી, આ નવલકથા ન્યાયી મહારાજા વિશલદેવ પાસેથી ગાદી પડાવી લેવા મથતી વીરમદેવની જાજરમાન વિધવા કમલાના પ્રપંચની

પશ્ચાદ્ભૂ રાખી વિશલદેવના પુત્ર અર્જુનદેવનાં ગૃહત્યાગ પછીનાં પરાક્રમો વર્ણવે છે. રાજવટને સોનાનો કુકડો માનતો વીરમગામનો કોળી ઠાકોર સામળ કે મશહૂર લાખો વણજારો વાર્તાના પ્રસંગોમાં મહત્ત્વનાં બનતાં આકર્ષક પાત્રો છે. લાખાની પુત્રી લાલન નાયિકા છે. દક્ષિણની વણજારની પ્રાપ્ત થતી વર્ણનસામગ્રીને આધારે લાખાની વણજાર–છાવણીનું વીગત-મઢ્યું આલેખન, લાલન–લાલીના અપહરણપ્રસંગની ખરગધ તથા કાળિયા અશ્વની જીવલેણ દોડ, ધારપગીની ઘોડેસ્વારી, પગીનો કોળી ઠાકોર દ્વારા થતો વધ, રાણી નાગલનું માતૃહૃદય, મહાઅમાત્ય નાગડ અને અર્ધાંગના શણગારનું શીગું મધુર ગૃહજીવન, વિધવા કમલાની હિંમત તેમજ ખબર, એ સર્ગમાં લેખકની વાર્તાકાર તરીકેની શક્તિનુ સારું પ્રતિબિમ્બ પડે છે; તો હદપારી વેળાનો નાનકનો ટાલ્લનો થતો સંવાદ, શીર્ષક પૂરું પાડતું મુખ્ય પાત્ર અર્જુનનું જ પાત્રનિરૂપણ ઝાખું અને કાચું, ક્વચિત્ શબ્દપ્રયોગ કે જોડણીમુદ્રણની કઈક વધારે અશુદ્ધિ, આ નવલકથાની મર્યાદાઓ પણ બને છે. વર્ણન, વીગત સંકલના, પાત્ર–પ્રસંગ ઉઠાવથી આકર્ષક નવલકથા 'અર્જુનદેવ' સુવાચ્ય તો થાય છે જ.

**અનંત ચાવડો : શ્રી. ગુણવંતરાય આચાર્ય**

પોતપોતાની પ્રણાલી–માન્યતામાં મસ્ત થઈ ઝૂઝતા અને ખપતા પાત્રો-વાળી આ નવલકથા, વિ. સં. ના ઉષઃકાલના સોમનાથી ચાવડા શાસનની પશ્ચાદ્ભૂમાં ગુજરાતના સાગર–સફરના અગ્રણી યુવાન અનત ચાવડાની પરાક્રમગાથા છે. મહારાજા કનકસેન, હેરોલ સધાર, શકરાજ નહપાન, રાની-પરજ દેવબા, અનંત ચાવડાની અર્ધાંગના યવન પત્ની, જેવી આકર્ષક અને પ્રતાપી પાત્રસૃષ્ટિ પ્રગટ કરતી આ નવલકથાનો આશય, ચાવડા–સધારની દિલાવર દુશ્મનાવટ ટાળી, ઐક્ય રચવાની અનંત ચાવડાની દૃષ્ટિ સાકાર કરવાનો છે. દરિયાઈ મિજાજ અને પ્રજાજીવનનો જીવંત ચિતાર, રાનીપરજ વસ્તીના મુક્ત ટેકીલા છતા જડ જીવનની ચિત્રણા, વર્ણનોમા ભાત ઉપસાવતી કલ્પના ચમત્કૃતિ, વિવિધ પ્રદેશોને વાર્તામા સફળ રીતે ગૂથતી અને વાતાવરણ જમાવતી વિવિધતાભરી યોજના, ટેક–શૌર્ય–ઝનૂન–પ્રેમ–દિલાવરી–વહેમ વ્યક્ત કરતી તત્કાલીન વીગતોની રજૂઆત, 'અનંત ચાવડો' ના વાર્તાપટને આકર્ષક બનાવે છે. નાયક પાત્રનું જ સાધારણ નિરૂપણ, પ્રસગોની વધુ પડતી અને તેથી કૃત્રિમ લાગતી વચ્ચે વચ્ચે ભભક, અતુભિકર સમાપન, કેટલીક મુદ્રણ-ક્ષતિ આદિ આ નવલકથાની નબળી બાજુઓ ગણાય. લેખકની ભાવનાશીલતા,

અભ્યાસ નિષ્ઠા, વર્ણનકળા અને વાર્તારચનાની સામગ્રી અહીં એવી તો છે જ, કે એનું વાચન પ્રેરક તેમજ આહ્‌લાદક અને રોમાંચક પણ નીવડે.

## રણમલ લાખા: શ્રી. ગુણવંતરાય આચાર્ય

કાળનાં અંધારગહ્‌વરોમાં ગૂઢ નરરત્નોને અને સમાજજીવનનાં વિધવિધ પાસાંઓને અભ્યાસનિષ્ઠ ભાવનાપૂર્વક સમકાલીન વાચકો સમક્ષ રસવાહક કલમે વર્ણવી બતાવતા અને એ દ્વારા ગુજરાતને પ્રેરણાની સામગ્રી પૂરી પાડતા, વિશેષત દરિયાઈ અને જવાંમર્દી વાતાવરણની પશ્ચાદ્‌ભૂ પર માનવતાની તસવીરો રચતા આ લોકપ્રિય નવલકથાકારની આ એક વધુ ઐતિહાસિક નવલકથા ઠીક ઠીક આકર્ષક થઈ છે. ત્વરાપ્રેરિત સંકલનાશિથિલ કે ઘેરી વર્ણનાત્મકતાની લઢણ અહીં પણ છે, છતાં એની મર્યાદા પણ જળવાઈ છે. મહત્ત્વ છે લેખકની દૃષ્ટિનું, વર્ણનકૌશલ્યનું અને સામાન્ય જનના અચંડ પુરુષાર્થોની ત્રુટક ઝાંખી સામગ્રીઓ દ્વારા જીવંત વાતાવરણ ઊભું કરતી વાર્તાનું. 'રણમલ લાખા'માં અનાથ કચ્છી કિશોર રણમલ, હિંમત કુનેહ નિષ્ઠા અને પરાક્રમથી મુંબઈનો મશહૂર સોદાગર બને છે તેની અને અંતે તેના ગુલામોના તારણહાર તરીકેના પ્રાણસમર્પણની પ્રેરક કથા વણાયેલી છે. અનંગસેન મલબારી, નાખુદા આલા પટેલ, નંદા, ભાગો ભારાડી, મોરપગી, ગોવાઓનો મુક્તિદાતા ભયંકર સક્કરબાર, કે જીવરામના પાત્રો પોતપોતાનું વ્યક્તિત્વ સારું પ્રગટ કરી શક્યાં છે. રણમલનું વિકાસશીલ પાત્રાલેખન જોતાં નંદા જેવા સ્ત્રીપાત્રનું વાર્તામા મહત્ત્વ છતાં અંતે નિર્વહણ સંતોષ આપતું નથી. દરિયાઈ ખેડ અને ઝપાઝપીની વીગતો, મોરપગીનો અખાડો, સક્કરબારનું ઉચ્ચ હેતુથી યોજાયેલું કાવતરું અને રણમલનું અપહરણ, માલબેટમાં ભાંગા ભારાડી પ્રત્યે નંદાના વાત્સલ્યનું, ધનકુંવર સાથે અંતે જળસમાધિ લેતા રણમલની ભવ્યતાનું કે મુંબઈની તત્કાલીન રાજ્યસત્તા-વેપારીઆલમના વિલક્ષણ સબંધનું આલેખન વાર્તામા આકર્ષણ રચી દે છે. કહેવતોની ગૂંથણી, વિચારમઢી જીવંત સંવાદકળા, વર્ણનમાની કેટલીક તાજગી અને જીવંતતા લખાવટની ગુણસંપત્તિ બને છે. પાત્રપ્રસંગની રસવાહિતા સિદ્ધ કરતી કોઠાસૂઝ હોવા છતા એકાગ્ર આકારસૌષ્ઠવ સર્જવાની ધૈર્યભરી નિર્માણ શક્તિની જે ઊણપ તેમજ એક લઢણની એક ઢાળિયા જમાવટનો ઉત્સાહ 'રણમલ લાખા'મા પણ છે જ. તેમ છતાં સમગ્રપણે વિચારતાં 'રણમલ લાખા' આ વર્ષની એક સારી ઐતિહાસિક નવલકથા જરૂર નીવડે છે.

## શત્રુ કે અજાતશત્રુ (ભાગ, ૧-૨) : શ્રી. 'જયભિખ્ખુ'

વૈશાલી ગણતંત્ર અને મગધ રાજતંત્રની રાજકીય સંઘર્ષકથની બે ભાગમાં રજૂ કરતી આ ઐતિહાસિક નવલકથા પચીસસો વર્ષો અગાઉનું વસ્તુ-વાતાવરણ પ્રત્યક્ષ કરી આપીને, કૌશલ્યપૂર્વક અર્વાચીન સંદર્ભને પણ ઉપસાવી આપે છે. બુદ્ધ-મહાવીરના જ જીવનકાળમાં એમના બંધુત્વ-અહિંસાના આદર્શની તથા સહુનો સરખો આદર કરી સહુના અવાજને માન આપતા ગણતંત્ર વૈશાલીની કસોટીની અને સામ્રાજ્યવાદી મગધની કૂટ રાજનીતિ અને પ્રચંડ સૈન્યશક્તિ દ્વારા વૈશાલીના વિનાશની અહીં વાર્તા છે મગધરાજ અજાતશત્રુ અંતે પોતાની સામ્રાજ્યલાલસાનો જ ભોગ થાય છે. વૈશાલી પડ્યું, છિન્નભિન્ન અને ભસ્મીભૂત થયું એનું કારણ એની અસાવધ આદર્શ-ઘેલછા તથા બંધુત્વ-શાંતિના ઓઠે અપનાવેલી સુંવાળપ-વિલાસિતા જ. લેખકે પ્રશસ્ય સંયમપૂર્વક બેઉ બાજુઓને યોગ્ય વાતાવરણમા રજૂ કરી છે; અલબત્ત, ગણતંત્રની વ્યવસ્થા જ મૂળમા તો શ્રેષ્ઠ એવું સૂચન મળી રહે છે ખરું. માણસને પશુ માનીને એકચક્રી રાજતંત્રના અંકુશ વડે અહિંસા ફેલાવવાની મગધનીતિ યા માણસને દેવ ગણી એને ધાર્યું કરવાની મુક્તિ આપવા ચાહતી ગણતંત્રની વૈશાલીદૃષ્ટિ, ઉભયના અતિરેકે વિનાશ આણ્યાનું ઇતિહાસ-દર્શન સૂચક રીતે નવલકથાકારે નિરૂપ્યું છે. આરંભે આવતું રાજકેદી પરિતાપપૂત રાજા શ્રેણિક બિંબિસાર અને રાણી ચેલાનું દામ્પત્યચિત્ર, મગધની ગણિકા મગધપ્રિયા-ફાલ્ગુની અને વૈશાલીના મુનિ વેલાકુલનો પાત્ર-વિકાસ, બિંબિસારના પુત્ર અને કથાનાયક મગધરાજ અજાતશત્રુનું સળંગ કારુણ્ય, ગૌણપાત્રો-ગણનાયક ચેટક, મહામંત્રી વર્ષકાર, કચરાજ, સુમંત્રજી, આદિનું સફળ આલેખન, મધરાત્રીના કેશકલાપમા શક્તિદાયક મધુગોલક-વૈશાલીની છંદશલાકાઓ-તેજોલેશ્યા સામે શીતલેશ્યાનો પ્રભાવ-ભવિષ્યકથન, નેત્ર કે મંત્રની શક્તિ-મહાશિલાકંટક અને રથમૂશલ જેવાં યુદ્ધયંત્રો,-ધર્માચાર્યો અને ગણિકાઓનો વ્યાપક ઉપયોગ આદિ દ્વારા તત્કાલીન વાતાવરણની જમાવટ, ગજ સેચનકનું મૃત્યુ, ફાલ્ગુની-વર્ષકારનું વૈશાલીને છિન્નભિન્ન કરી ભાગી જવું, મુનિ વેલાકુલનું સમર્પણ, ફાલ્ગુનીનું સેનામૂર્તિ સ્વરૂપે વિકસવું, આદિ આ નવલકથાના આકર્ષક સફળ પાસા ગણાય વિચારનિરૂપણ યા વર્ણનથી વચ્ચે મંદ પડતો વાર્તાપ્રવાહ, પ્રવચન યા સાર દ્વારા કેટલીક પુનરુક્તિની પદ્ધતિ, ક્વચિત્ સંવાદની અસ્વાભાવિક લઢણ, સુરશર્મા-વર્ષકારની દૃષ્ટાંતકથાઓ માટે બે સ્વતંત્ર પ્રકરણોની યોજના, આરંભમાં અજાતશત્રુના

પાત્રાનેખનની અસ્પષ્ટતા, સાગ્દર્શી વસ્તુને કારણે લંબાવાઈ ગયેલો લાગતો અંત, પ્રથમ ભાગનું કંઈક શિથિલ આયોજન અને કેટલીક મુદ્રણક્ષતિઓ 'શત્રુ કે અજાતશત્રુ' માં નબળી કડીઓ બનવા છતાં, સમગ્રપણે બે ભાગની આ ઇતિહાસનિષ્ઠ અને ભાવનાશીલ નવલકથા તે સમયના વાતાવરણને સજીવન કરતી પ્રાત્ર-પ્રસંગચિત્રણા સ્પષ્ટ સ્વરૂપે સિદ્ધ કરી શકી છે. વૈશાલીના ગણતંત્રની આંતરિક અશાન્તિ ખૂબ સફળ રીતે નિરૂપી ગણાય ભાગી પડેલું વૈશાની વાચકના ચિત્તને ઠેઠ લગી ઘેર્યા કરે છે, તેથી જ કથા-નાયકલક્ષી ઉપસંહાર ચોટ પકડતો નથી. ઇતિહાસના પ્રાચીન અસ્પષ્ટ આધારને લેખકે કલ્પના-વર્ણન-ભાવનાની વેધક દૃષ્ટિથી પ્રત્યક્ષવત્ કરી આપી આજના લોકશાહી-સામ્રાજ્યવાદી બંનેને ય સમજવા જેવી માર્ગદર્શક કથા રસિક સ્વરૂપે આપી છે. નવલકથાનો બીજો ભાગ લેખકની શક્તિનું સારું પ્રતિનિધિત્વ રજૂ કરતો જણાશે લેખક પાસે આથી પણ વધુ આહ્લાદપ્રદ નવલકથાઓ આપણે ઇચ્છીશું.

**ગોરી ધીરે ચલો ! પદ્મસેના : શ્રી. મોહનલાલ ચુ. ધામી**

અશોકપૌત્ર મહારાજા સંપ્રતિના સમયની જૈન ઇતિહાસની સામગ્રીથી ખચિત આ નવલકથામાં બે કથાનકપ્રવાહ જણાશે નંદવંશના ગુપ્ત ખજાના અંગેના બે અકગ તામ્રપત્રોનો ભેદ અને ગણિકાપુત્રી પ્રેમાતુર છતાં સંસ્કારી પદ્મસેનાનું કલાકાર આનંદ સાથેનું વફાદાર મુનીમ દેવદાસે પાર પાડેલું લગ્ન સરળ આર્યગોલક, એની તેજસ્વી પુત્રી દત્તા, મહાચોર મેનમિત્ર, મુગ્ધા પદ્મસેના, દેવદાસના પાત્રો અવ્યવસ્થિત વહેતા વસ્તુ વચ્ચેય ઠીક આલેખાયાં છે પાટલીપુત્રનો માઘપૂર્ણિમાનો મેળો, નરવેશે પદ્મસેનાની પ્રણય-ઝંખનાને વિમાર્ગે જતા અટકાવતી દત્તા મહત્તરાનું ચાતુર્ય, આર્યગોલકને પોતાની જાળમાં સેનમિત્ર ફસાવે છે તે પ્રસંગ પણ આકર્ષક છે, એકવિધતા, વધુ પડતી બોધક ચિંતનની ભેળવણી, પ્રસ્તાર અને ભાષાજોડણીદોષો નવલકથાને શિથિલ કરે છે

**ગોરી ધીરે ચલો ! દત્તા મહત્તરા : શ્રી. મોહનલાલ ચુ. ધામી**

સ્ત્રીને પ્રેમમાર્ગે સાવધાનીથી ચાલવા કહેતી ઉપર્યુક્ત નવલકથાનો જ આ ઉત્તરાર્ધ દત્તા મહત્તરાના પરાક્રમોને સ્ફુટ કરવા ચાહે છે પદ્મસેનાને ઉઠાવી લાવવાની કાપાલિક તામ્રચૂડની યોજના ઊંધી વાળી કાપાલિકને વીંધવાનું અને સેનમિત્રને ય નિષ્ફળ કરવાનું પરાક્રમ દત્તા કરે છે દુર્ભાગ્યે દત્તાની પરાક્રમકથા આડે બિંદુ શેખરની મુસાફરી અંગેની કથાનો મોટો

પાછળથી વાર્તામાં પથરાઈ રહે છે. નર્તકિ રૂપરેખા, ખટપટી સાધુ બિન્દુશેખર, વખત ચડતી પદ્મસેના, રાજગુપ્ત, જેવાં પાત્રો અહીં ઠીક લક્ષ ખેંચનારાં કહેવાય. અર્થાન્તરન્યાસી ઉપદેશક વાક્યોની અતિશયતા, બિનજરૂરી વિશેષણો, રૂપરેખાના નૃત્ય યા 'પ્રકૃતિની રમત'માંય ઉઠાવભર્યા ચિત્રણવર્ણનની સાધારણતા, 'ગોરી ધીરે ચલો !' જેવું લપટું શીર્ષક, વધુ પડતી જોડણી-ભૂલો અને શિથિલ ફિસ્સી કાચી અશુદ્ધ શબ્દ-વાક્ય-ની રચના-લખાવટ, કાદમ્બિનીની બિન્દુશેખરને મેળવવાની ઝંખનાની વાત અદ્ધર જ રહી જાય છે તે, મુખ્ય ખલનાયક તામ્રચૂડનુ વચ્ચે અદૃશ્ય રહેવું, ચમત્કારોની વધુ પડતી યોજના, કે સમગ્રતયા ચોટ ખોઈ બેસતી પાત્રચિત્રણા, નવલકથાને સામાન્ય બનાવી મૂકે છે. વાર્તાનુકૂલ વસ્તુ, સારી જહેમત અને કલમની કેટલીક ઝલક જોતાં લેખક પાસે આપણને નિરાશ કરે એવી નવલકથાની તો શેની જ અપેક્ષા હોય ?

**મહાઅમાત્ય ચાણક્ય (સંક્ષેપ) : શ્રી. 'ધૂમકેતુ'**

સિકંદરના ભારત આગમન કાળની, ચન્દ્રગુપ્તને ગુરુ ચાણક્ય વિષ્ણુગુપ્ત રાજકારણ ક્ષેત્રે તાલીમની દોરવણી આપે છે એ કથાને લેખકે અહીં સંક્ષેપ રૂપે યોજી છે. વૃદ્ધ આભિરાજનું દેશાભિમાન, ચાણક્યની દીર્ઘદૃષ્ટિભરી દોરવણી, ચન્દ્રગુપ્તની સ્ફૂર્તિ, તત્કાલીન છિન્નભિન્નતા અને તેજોદ્વેષ વગેરે સારી રીતે પ્રગટ થાય છે. ક્યાંક વિરામચિહ્નોની ચૂક નિવારવા યોગ્ય હતી.

**પહાડનાં પુષ્પો (સંક્ષેપ) : શ્રી. સ્વ. રમણલાલ વ. દેસાઈ**

'પ. પુ.'ના પ્રથમ ભાગનો સંક્ષેપ હોવાનું પ્રસ્તાવના પરથી જ જણાય તથા મૂલ્ય કંઈક વિશેષ જણાય છે, એ વિષે કાળજી લેવાની જરૂર બતાવતો આ સંક્ષેપ શ્રી. અક્ષયકુમાર ર. દેસાઈએ કર્યો લાગે છે ચિતોડના રાજવીરે આરંભેલી હત્યાઆંધીમાથી પોતાના પુત્રનો ભોગ આપીને ય ભાવિ રાજા ઉદયસિંહને બચાવી લેતી દાસી પન્નાના વીર સમર્પણ અને નિષ્ઠાભાવને વર્ણવતી આકૃતિ સંક્ષેપમાંય રસપ્રદ રહી છે.

**પાતાળનાં પાણી : શ્રી. ગુણવંતરાય આચાર્ય**

આ વર્ષે બીજી આવૃત્તિ પામતી આ ટૂંકી નવલકથાએ તવારીખના ગુણચોરોએ સૌરાષ્ટ્રની તવારીખ પર પાડેલા પાપના કેડાઓ નાબૂદ કરવાનો હેતુ દાખવીને, કલાત્મક નિરૂપણ પણ સાધ્યું છે. અંગ્રેજો અને દેશી રજવાડાની નજરે ગુનેગાર છતાં ટેકીલી અને બહાદુર મિયાણા કોમનું એમાં ચિત્ર છે. મિયાણો જુમાખાન, એની પ્રેમિકા સથવારી છબીબાઈ, લબાડ

પાત્રાલેખનની અસ્પષ્ટતા સાદ્દર્શી વનચુને કારણે લંબાઈ ગયેલો લાગતો અંત પ્રથમ ભાગનું કંઈક શિથિલ આયોજન અને કેટલીક મુદ્રણક્ષતિઓ 'શત્રુ કે અજાતશત્રુ'માં નબળી કડીઓ બનવા છતાં સમગ્રપણે બે ભાગની આ ઇતિહાસનિષ્ઠ અને ભાવનાશીલ નવલકથા તે સમયના વાતાવરણને સજીવન કરતી પાત્ર-પ્રસંગચિત્રણા રસપ્રદ સ્વરૂપે સિદ્ધ કરી શકી છે વૈશાલીના ગણતંત્રની આંતરિક અશક્તિ ખૂબ સફળ રીતે નિરૂપી ગણાય ભાગી પડેલું વૈશાલી વાચકના ચિત્તને કેડ લગી ઘેર્યો કરે છે તેથી જ કથાનાયકનથી ઉપસંહાર જોર પકડતો નથી ઇતિહાસના પ્રાચીન અસ્પષ્ટ આધારને લેખકે કલ્પના-વર્ણન-ભાવનાની વેધક દૃષ્ટિથી પ્રત્યક્ષવત્ કરી આપી આજના લોકશાહી-સામ્રાજ્યવાદી બળોને ય સમજવા જેવી માર્ગદર્શક કથા રસિક સ્વરૂપે આપી છે નવલકથાનો બીજો ભાગ લેખકની શક્તિનું સારું પ્રતિનિધિત્વ રજૂ કરતો જણાશે લેખક પાસે આથી પણ વધુ આહ્લાદક નવલકથાઓ આપણે ઇચ્છીશું

**ગોરી ધીરે ચલો! પદ્મસેના . શ્રી. મોહનલાલ ચુ. ધામી**

અશોકપૌત્ર મહારાજા સંપ્રતિના સમયની જૈન ઇતિહાસની સામગ્રીથી ખચિત આ નવલકથામાં બે કથાનકપ્રવાહ જણાશે નંદવંશના ગુપ્ત ખજાના અંગેના બે અડધા તામ્રપત્રોનો ભેદ અને ગણિકાપુત્રી પ્રેમાતુર છતાં સંસ્કારી પદ્મસેનાનું કલાકાર આનંદ સાથેનું વહાણાર મુનીમ દેવદાસે પાર પાડેલું લગ્ન સરળ આર્યગોનક, એની તેજસ્વી પુત્રી દત્તા, મહાચોર સેનમિત્ર મુગ્ધા પદ્મસેના દેવદાસના પાત્રો અવ્યવસ્થિત વહેતા વસ્તુ વચ્ચેય ઠીક આલેખાયા છે પાટલીપુત્રનો માનપૂર્ણિમાનો મેળો નરવેશે પદ્મસેનાની પ્રણય-ઝંખનાને વિમાર્ગે જતા અટકાવતી દત્તા મહત્તરાનું ચાતુર્ય આર્યગોનકને પોતાની જાળમાં સેનમિત્ર ફસાવે છે તે પ્રસંગ પણ આકર્ષક છે એકવિધતા વધુ પડતી બોધક ચિંતનની ભેળવણી પ્રસ્તાર અને ભાષાજોડણીદોષો નવલકથાને શિથિલ કરે છે

**ગોરી ધીરે ચલો! દત્તા મહત્તરા : શ્રી. મોહનલાલ ચુ. ધામી**

સ્ત્રીને પ્રેમમાર્ગ સાવધાનીથી ચાલવા કહેતી ઉપર્યુક્ત નવલકથાનો જ આ ઉત્તરાર્ધ દત્તા મહત્તરાના પગલાંઓને સ્ફુટ કરવા ચાહે છે પદ્મસેનાને ઉઠાવી લાવનારી કાપાલિક તાંત્રિકની યોજના ઊંધી વાળી કાપાલિકને વીંધવાનું અને સેનમિત્રને ય નિષ્ફળ કરવાનું પરાક્રમ દત્તા કરે છે દુર્ભાગ્યે દત્તાની પરાક્રમકથા આડે બિંદુ ગેખરની મુસાફરી અંગેની કથાનો મોટો

પડછાયો વાર્તામાં પથરાઈ રહે છે. નર્તિકા રૂપલેખા, ખટપટી સાધુ બિન્દુશેખર, વમળે ચડતી પદ્મસેના, રાજગુપ્ત, જેવાં પાત્રો અહીં ઠીક લક્ષ ખેંચનારાં કહેવાય. અર્થાન્તરન્યાસી ઉપદેશક વાક્યોની અતિશયતા, બિનજરૂરી વિશેષણો, રૂપલેખાના નૃત્ય યા 'પ્રકૃતિની રમત'માંય ઉઠાવભર્યા ચિત્રણવર્ણનની સાધારણતા, 'ગોરી ધીરે ચલો!' જેવું લપટું શીર્ષક, વધુ પડતી જોડણી-ભૂલો અને શિથિલ ફિસ્સી કાચી અશુદ્ધ શબ્દ-વાક્ય-ની રચના-લખાવટ, કાદમ્બિનીની બિન્દુશેખરને મેળવવાની ઝંખનાની વાત અદ્ધર જ રહી જાય છે તે, મુખ્ય ખલનાયક તામ્રચૂડનું વચ્ચે અદશ્ય રહેવું, ચમત્કારોની વધુ પડતી યોજના, કે સમગ્રતયા ચોટ ખોઈ બેસતી પાત્રચિત્રણા, નવલકથાને સામાન્ય બનાવી મૂકે છે. વાર્તાનુકૂલ વસ્તુ, સારી જહેમત અને કલમની કેટલીક ઝલક જોતાં લેખક પાસે આપણને નિરાશ કરે એવી નવલકથાની તો શેની જ અપેક્ષા હોય?

**મહાઅમાત્ય ચાણક્ય (સંક્ષેપ) : શ્રી. 'ધૂમકેતુ'**

સિકંદરના ભારત આગમન કાળની, ચન્દ્રગુપ્તને ગુરુ ચાણક્ય વિષ્ણુગુપ્ત રાજકારણ ક્ષેત્રે તાલીમની દોરવણી આપે છે એ કથાને લેખકે અહીં સંક્ષેપ રૂપે યોજી છે. વૃદ્ધ આંભિરાજનું દેશાભિમાન, ચાણક્યની દીર્ઘદષ્ટિભરી દોરવણી, ચન્દ્રગુપ્તની સ્ફૂર્તિ, તત્કાલીન છિન્નભિન્નતા અને તેજોદ્વેષ વગેરે સારી રીતે પ્રગટ થાય છે. કયાંક વિરામચિહ્નોની ચૂક નિવારવા યોગ્ય હતી.

**પહાડનાં પુષ્પો (સંક્ષેપ) : શ્રી. સ્વ. રમણલાલ વ. દેસાઈ**

'પ. પુ.'ના પ્રથમ ભાગનો સંક્ષેપ હોવાનું પ્રસ્તાવના પરથી જ જણાય તથા મૂલ્ય કંઈક વિશેષ જણાય છે, એ વિષે કાળજી લેવાની જરૂર બતાવતો આ સક્ષેપ શ્રી. અક્ષયકુમાર ર. દેસાઈએ કર્યો લાગે છે ચિતોડના રાજવીરે આરંભેલી હત્યાઆંધીમાંથી પોતાના પુત્રનો ભોગ આપીને ય ભાવિ રાજા ઉદયસિંહને બચાવી લેતી દાસી પન્નાના વીર સમર્પણ અને નિષ્ઠાભાવને વર્ણવતી આકૃતિ સંક્ષેપમાંય રસપ્રદ રહી છે.

**પાતાળનાં પાણી : શ્રી. ગુણવંતરાય આચાર્ય**

આ વર્ષે બીજી આવૃત્તિ પામતી આ ટૂંકી નવલકથાએ તવારીખના ગુણચોરોએ સૌરાષ્ટ્રની તવારીખ પર પાડેલા પાપના ડાઘાઓ નાબૂદ કરવાનો હેતુ દાખવીને, કલાત્મક નિરૂપણ પણ સાધ્યું છે. અંગ્રેજો અને દેશી રજવાડાની નજરે ગુનેગાર છતાં ટેકીલી અને બહાદુર મિયાણા કોમનું એમાં ચિત્ર છે મિયાણો જુમાખાન, એની પ્રેમિકા સથવારી છબીબાઈ, લબાડ

દંભી સામદખાન, ન્યાયી અમલદાર મહેતા, બલિયારીના માવજી શેઠ, જેવી જીવંત પાત્રસૃષ્ટિ અહીં છે. આકર્ષક વર્ણન અને વેગીલો વસ્તુપ્રવાહ જોતાં, આ નાની સુશ્લિષ્ટ નવલકથા વહેલા પુનર્મુદ્રણની અધિકારી હતી.

**દીવાન અમરજી : શ્રી. સ્વ. ચંદુલાલ જે. વ્યાસ**

આ વર્ષે નવી આવૃત્તિ પામેલી આ ઐતિહાસિક નવલકથા જૂનાગઢી રાજકારણની આગેવાની હાથમાં લેતાં અગાઉની તરવરતા યુવાન દીવાન અમરજીની વ્યવહારુ છતાં ભાવનાશીલ રાજકીય કોઠાસૂઝને કલામય સ્વરૂપે વાર્તાદેહ આપે છે. આરંભથી આકર્ષતો અને સળંગ રસપ્રદ થતો વાર્તાનો વેગ, પ્રસંગોની સજીવ રજૂઆત, દોલતરાય બક્ષી–બેગમ–અમરજીથી માંડી રૂપા કોળી સુધીની જોમદાર સુરેખ પાત્રસૃષ્ટિ, ઉપરાંત ચિત્રાત્મક ને સવેગ લખાવટથી આકર્ષક અને પ્રેરક બનતી આ નવલકથાની પ્રસ્તાવના શ્રી. ગુણવંતરાય આચાર્યે લખી છે.

**આરણ્યક : અનુ૦ શ્રી. ચન્દ્રકાન્ત મહેતા**

ડૉ. ચન્દ્રકાન્ત મહેતાએ શ્રી. બિભૂતિચન્દ્ર બંદોપાધ્યાયની કાવ્યમય નવલકથાનો કરેલો આ અનુવાદ, નાયકના છ વર્ષોના અરણ્યનિવાસની કારુણ્યગર્ભ રમણીય આત્મકથનીને સ્વરૂપે, આપણને 'અરણ્યની ગદ્ય કવિતા'ની ભેટ આપે છે. "હે અરણ્યના આદિમ દેવતાઓ, મને માફ કરજો!"–એ આર્તનાદ નાયકનો જ નહિ, સાક્ષત યુગનોય બની રહે, એવી સહૃદયના નવલકથાના વાચને જાગે તેવું સંવેદનશીલ નિરૂપણ આ નવલકથાની સિદ્ધિ છે. ગ્રેજ્યુએટ બેકાર યુવાનને મિત્રના પિતા તરફથી કામ તો મળે છે, પણ તે ઉત્તર બિહાર ભૂમિના તેમના અરણ્યોને સાફ કરાવી તેને માનવવસવાટ માટે યોગ્ય કરવાનું! સ્વભાવે સંવેદનશીલ અને સૌંદર્યરાગી–પ્રકૃતિપ્રેમી નાયકને હાથે જ વનોનો નાશ! આધુનિક સંસ્કૃતિની આર્થિક ભીંસનું એ કારુણ્ય! અરણ્યનિવાસ દરમિયાન નાયકને મળતાં ત્યાંનાં ભોળાં સ્ત્રી–પુરુષો–વિધવા કુન્તા, કિશોર નર્તક ધાતુરિયો, વનસ્પતિરસિયો યુગલપ્રસાદ, બ્રાહ્મણ ખાઉ મુનાવરસિંહ, રાજા દોબરુ પાન્ના, તેની પ્રપૌત્રી ભાનુમતી, સંસ્કૃત શિક્ષક મુક્તાનાથ, રાજુ પાંડે, મંચી, વગેરે સુરેખ આલેખન પામ્યાં છે. નાયકની સંવેદનાશીલ ચિંતનકલિકાઓ, વચ્ચે વચ્ચે ગૂંથાતા વિનોદ–કટાક્ષ, અરણ્યના વૈભવ–સૌંદર્યના સજીવ શબ્દચિત્રો 'આરણ્યક'ના ભાણ અને એકધારા ભાસતા વાર્તાપટને સુશોભિત કરે છે. ગણિકાપુત્રી કુન્તા વનમાં પણ તિરસ્કૃત થાય, વન્ય પ્રજામાં પણ દેશાઈ સ્ત્રીઓ અસ્પૃશ્ય રહે, એનો ભાન

ખાવા મોડી રાતેય સ્ત્રીઓ જંગલ વીંધી આવે, પિયરનું માણસ મળે કે રડવું જ પડે એમાં શોભા ગણાય, મધરાતે છીન યુવતીઓ કૂતરા રૂપે જીવલેણ બને, ગંદો સાબૂ કે કાંસકો હોંસથી મોંઘી ખરીદે કે પૈસા વિના જ સુરતિયા પંખી દઈ દે, ભાનુમતી જીવીનેય આરસી ન હોય, આવી અનેક વીગતો અરણ્યના માનવસમાજનું હૃદયસ્પર્શી આલેખન રજૂ કરે છે. પૂર્ણિયા જિલ્લાનાં લવટૂલિયા–મોહનપુરા–ઓમાઈ બુરૂ અરણ્યો. નાયકને શાંતિ–સ્વાધીનતા–અતલ સુખનાં ધામ જેવાં લાગે છે, તોયે 'હું જેને આટલું બધું ચાહું છું તે જંગલનો વિનાશ મારે હાથે જ થવાનો!'–એવી આત્મનિર્ભર્ત્સના વચ્ચેય એને કરવું પડે છે તો એમ જ;–એ કારુણ્યનો સૂક્ષ્મ તાર નવલકથાને પાને પાને દર્દભર્યો ઝીણો ધ્વનિ તો પ્રસારે છે જ. નાયકની આ ભાવના, એની સંવેદના, એની કલ્પનાશીલ અનુભૂતિ જ 'આરણ્યક'નો પ્રાણ બને છે. અરણ્યનિવાસી અનેક પાત્રોના વ્યક્તિત્વ યા તેમના સમાજના માર્મિક સુરેખ નિરૂપણ કે અરણ્યના રમ્યરુદ્ર સ્વરૂપની વિધવિધ તસવીરોની ચિત્રાત્મક સમૃદ્ધિ કરતાં પણ આજની એકલક્ષી ભૌતિક સંસ્કૃતિનો હાથો બનવા છતાં એમાંની કરુણતાની ક્ષણે ક્ષણે મર્મવેધક અનુભૂતિ કરતો નાયક–સાચો માનવ, એનું સંવેદનચિંતન જ આ નવલકથાનું પ્રાણ પ્રેરક તત્ત્વ છે. એ સંવેદનશીલ માનવ આપણી પરંપરાનો જ પ્રતિનિધિ બને છે એમ ડૉ. સુનીતિકુમારે આમુખમાં યથાર્થ ચીંધ્યું છે. ઉપસંહારમાં "હવે હું પાછો નહિ આવવાનો" કહેતા નાયકને "છટ્, ખોટી વાત!" કહેતી સુરતિયા આજની સંસ્કૃતિને વધુ નાદાર દર્શાવીને નવલકથાના કરુણને વધુ ઘેરો બનાવી દે છે. અરણ્ય અને તેમાંની માનવતાના નિર્વ્યાજ સૌંદર્યની આહ્લાદક અનુભૂતિની કથની એ કરુણને પુષ્ટ કર્યા જ કરે છે. અધિકારી અનુવાદક આવી કાવ્યમય નવલકથાને સફળ રીતે ગુજરાતી ભાષામાં ઉતારી આપે છે. પ્રત્યેક રસજ્ઞ વાર્તાવાચક માટે 'આરણ્યક' આ વર્ષનું એક મનભર વાચન નીવડે તેમ છે.

**ધીરે વહે છે દોન (ભાગ, ૧–૨–૩/૪) : અનુ૦ સર્વશ્રી સુરેશ જોષી–રમણલાલ પાઠક–જયન્ત પાઠક**

રશિયાના વાર્તાલેખક માઈકલ શોલોખોવની Quiet Flows The Don જેવી 'જીવનદાયી અને અહ્લાદક' નવલકથા ત્રણ ગ્રંથોમાં શિષ્ટ પ્રાસાદિક અનુવાદ પામીને આ વર્ષે ગુજરાતી વાચક વર્ગને સુલભ થાય છે. ધીમે ધીમે નવી જાગૃતિ અપનાવતા દોન નદીના વિસ્તારની ગ્રામીણ કૃષિક

પ્રજાનું અને પ્રવેશવા મથતી નવી સમાજવાદી ક્રાંતિના રૂઢ દઢ રાજકીય સામાજિક આર્થિક બળો સાથેના સંઘર્ષનું બહોળા પટ પર અહીં વેધક નિરૂપણ છે. તત્કાલીન ગ્રામીણ ગૃહજીવનનાં કે યુદ્ધમોરચાનાં અનેક સુરેખ–મર્મસ્પર્શી વર્ણન અહીં છે; તે સાથે વ્યક્તિત્વભર્યાં સ્ત્રી–પુરુષ પાત્રોની યાદ રહી જાય તેવી સૃષ્ટિ પણ છે, એમનાં મંથન–શાંતિ, જય–પરાજય, સુખ–ઉપદ્રવ, સદ્ગુણ–દુર્ગુણ વાર્તાનુકૂલ અભિવ્યક્તિ પામ્યાં છે. ગ્રેગોર આ કૃતિનો નાયક છતાં ફલક જ એવો વ્યાપક અને વાર્તાધ્વનિ એવો પ્રબલ, કે કેન્દ્રસ્થાને રહ્યો વરતાય છે દોન વિસ્તારના કોઝાકોજ. 'પીળા જરદાલુ જેવો સૂરજ' (૩/૪) "કુમળાં પાંદડાં જેવી લીલી આંખો" (૩/૪), (મૂડીવાદીઓ) 'ફળાઉ ઝાડમાં બેઠેલાં પંખી' (૨), "વન આછા પ્રકાશતા શુક્રતારકની જેમ ઊંડા વિચારમાં પડેલું" (૧), સભી કલ્પના ચમત્કૃતિવાળાં કે બીજા ભાગના આરંભમાં છે તેવાં સાદાં સુરેખ વર્ણનો આ નવલકથાત્રિપુટીનું આકર્ષણ વધારે તેવાં સામર્થ્યભર્યાં છે. યુદ્ધકાળે સર્જેલી જાતીય લાલસાનાં ચિત્રોમાં પણ લેખકની સંયમી કલમની ફતેહ જણાશે. ઘ્રાણેન્દ્રિયક્ષમ અને સ્પર્શક્ષમ પ્રતીકોની સંદર્ભાનુરૂપ પસંદગી–યોજના લેખકની વર્ણનકલાની વિશિષ્ટતા જણાય છે.

વિચારશીલ સાચો કર્તવ્યનિષ્ઠ અને નિષ્પાપ નાયક ગ્રેગોર, એની તપસ્વિની અર્ધાંગના નાતાલિયા, એની માદક આકર્ષક અને અંતે ભ્રષ્ટ–કરુણ પ્રેમિકા ઓકસીનિયા, ગ્રેગોરનો વત્સલ ભોળો પિતા બેટ્ટૂ પેન્તેલિયોન, 'નોકરી કર્યા કર ! થોડા વધારે ક્રોસ મેળવજે, જડસુ !' એમ ગ્રેગોરને ઉશ્કેરીને વર્ગ વિગ્રહની ઉગ્ર દલીલ કરતો ગારાન્ઝા સૈનિક, '(બોલ્શેવિકોનો) મુખ્ય આધાર તો કામદારો છે. તેઓ કામદારોને મુક્તિ અપાવશે. પણ ખેડૂતોને કદાચ વધારે ગુલામ બનાવશે... આપણે તો એમાંથી (બોલ્શેવિઝમ કે રાજાશાહી) એક પણ જોઈતું નથી' એમ સમજાવતો ઈઝવારીન, ક્રાંતિની ઉજ્જ્વળ શિખા જેવી અન્ના અને તેના પ્રિયતમ સાથી બુન્ચુકનું શહીદયુગ્મ, નફ્ફટ વિરહિણી દરિયા, જેવાં અનેક પાત્રો આ નવલકથાના પ્રવાહને માનવતાની વિવિધરંગી છટા–તાકાત આપનારાં નીવડયાં છે. વાર્તાનો પ્રધાન ધ્વનિ 'વાવાઝોડા પછી જ ખુશનુમા ઉઘાડ નીકળશે'–એ વાક્યમાં અને વધુ સૂક્ષ્મ કલાત્મક રીતે તો ઉપસંહારમાં આવતી ઉજ્જડ ઢગલા પર ભૂખરા રંગનાં ઇંડાં સેવતી પંખિણીની પ્રતીક યોજનામાં વ્યક્ત થાય છે. ગ્રામીણ કૃષિક પ્રજાજીવન અને યુદ્ધનાં પરિબળોની ઝીણી ઝીણી વીગતો ચિત્રાત્મક બનીને આકારસૌષ્ઠવ દાખવે છે. સમાજવાદી ક્રાંતિના

વિજય પૂર્વેની મંથનવેદનાની માનવતાભરી વાર્તા લાવતી 'ધીરે વહે છે દોન', ક્યારેક નિરૂપણની સારી છતાં એકવિધ જણાતી રીતિ અને પ્રસંગોની એકવિધતા સાથે પ્રસ્તારયુક્ત ને શિથિલ થતી સંકલના, છતાં વાર્તાકલાની સારી બાજુઓ પણ એવી સફળતાથી દાખવી રહે છે, કે આ વર્ષની એ એક વિશિષ્ટ અનૂદિત કૃતિ નીવડે છે ત્રણ અનુવાદકો દ્વારા 'ધીરે વહે છે દોન'નો પ્રવાહ સળંગ રસવાહી અભિવ્યક્તિ પામ્યો છે એ ઓછી યશસ્વી હકીકત નથી પ્રકાશકને આ સફળ આયોજન માટે ધન્યવાદ ઘટે છે

## ગરીબનો મરો : અનુ૦ શ્રી. પ્રબોધ ચોકસી

એમની એકાવનમી પુણ્યતિથિ નિમિત્તે લિયો તોલ્સ્તોયની નાની છતાં સતર્પક નવનકથા 'પોલિકુશ્કા'નો આ અનુવાદ યુદ્ધસંજોગની પશ્ચાદ્‌ભૂમાં રશિયાના તત્કાલીન સર્ફ (ગુલામ)–જમીનદારના સબંધને કલાકારના સમભાવે અને તાટસ્થ્યે અવલોકે છે ઘેરા ચિત્રોની ગૂંથણી વચ્ચેય જીવનચયનની જ્યોત સ્થિર જલતી જણાય છે ઘોડાદાક્તર ધરગુનામ ભોળો પોલિકી, એની અંતે ગારી થતી ઘરરખ્ખુ સ્ત્રી અકુલિના ધીર કારભારી ઈગોર, દયાળુ જમીનદાર માનિકણ બાઈ સાહેબ, અટપેખાનું દેવું ભરીને તેને યુદ્ધના રંગરૂટ તરીકે મોકલતો ખેડૂત દુતલોવ જેવા પાત્રો તેમજ પોલ્કોવ્કનું પંચ તેનો કજાગ લતો, પોલિકી અકુલિનાનું ઘર, ફાંસો ખાતા પોલિકીનું છેવટનું દૃશ્ય જેવા વર્ણનો અસરકારક છે લેખકની કટાક્ષકલા અને કરુણા વાર્તાની રોનક વધારે છે સુવાચ્ય અને સત્ત્વશીલ થયેલા આ અનુવાદ સાથે જોડેલી પ્રસ્તાવના પણ દ્યોતક છે શાંતિ કે યુદ્ધ પરંતુ માણસે ઊભી કરેલી આર્થિક વ્યવસ્થા માણસાઈનો અને તેથી જ ગરીબનો તો ક્યારેક લાચાર થઈને અને ક્યારેક જડ થઈને પણ ભોગ લેતી જ રહે છે એ દર્શનને આ નાની કથા સુવાચ્ય રૂપ બક્ષે છે

## ધરતીના છોરુ : અનુ૦ શ્રી. હરીન્દ્ર દવે

અમેરિકન નવલકથાકાર ઓલ ઇ રોલ્વાગની આ કૃતિ Giants in the Earth' યુરપના લોકો અમેરિકાને વતન કરી વસે છે તે પૂર્વે એમણે અનુભવેલ બાહ્યાન્તર જીવનસંઘર્ષની તસવીર દોરે છે આ પાત્રલક્ષી મનોવિશ્લેષણાત્મક નવલકથામાં પેર હાંસ, એની મંથનમૂર્તિ પત્ની બેરેટ, મિત્ર દમ્પતી હાંસ ઓ સા–ઓરિના, પડોશી ટોન્સેટેન અને સોલમ બંધુઓના પાત્રો સારા રજૂ કરે છે આ વસવાટ જ ઈશ્વરઇચ્છા વિરુદ્ધ પ્રમાણતી બેરેટ વાર્તાના સંઘર્ષનું ખરું કેન્દ્ર છે કુદરત કોપ તે સામેની સવિશેષ પેર હાંસની

સખત અને ઉત્સાહિત જ્હેમન, બેરેટની મનોવ્યથા, તત્કાલીન વહેમ-ધર્મશ્રદ્ધાનાં શબ્દચિત્રો વર્ણનાત્મક શૈલીથી ઉઠાવ પામ્યાં છે 'વાચકો સાથે પરિચય કરાવતાં'માં 'અનોખાં કામણ' કે 'અભિરુચિ' જેવાં પ્રસ્તાવના કે અનુવાદમાંના ભાષા-જોડણી દોષો એકંદર સુવાચ્ય અનુવાદની ક્ષતિરૂપ થાય છે.

**ફૂલ અને કળી : અનુ૦ શ્રી. ઈશ્વર પંચોળી**

આ ચરિત્રાત્મક નવલકથા, મેકકિન્લે કાન્ટોરની કલમે, અમેરિકાના હિકોરી ગામની પશ્ચાદ્‌ભૂમાં નાયક લેમ સીડન્સની બાગબાની મહત્તા-સર્જનામાં શ્રદ્ધા અને તેની ૪૦ વર્ષોની ખંતભરી બાલચમૂ (બૉય સ્કાઉટ્સ)ની પ્રવૃત્તિનું બયાન કરે છે નાયકની સહચરી પીડા, કર્તવ્યનિષ્ઠ વત્સલ પુત્ર ડાઉની, કુલ પરંપરા જાગવતો પૌત્ર જ્હોન, એ કૌટુમ્બિક પાત્રસૃષ્ટિ આકર્ષક થાય છે સારા નાગરિક અને રાષ્ટ્રીય સેવકો મળે ને હેતુથી પ્રેમપૂર્વક થતી બાગ-સગારનની પ્રવૃત્તિ પરિણામે હમેશાં શુભ ફળ જ આપે એવું ન યે બને, તે પણ બતાવાયું છે આપણા નવરચનાના કાર્યમાં સહાયક નીવડે એવી આ પ્રવૃત્તિનોધને વાર્તાસ્વરૂપ આપતી નવલકથાની અનુવાદની ભાષા, કેટલીક જોડણી ક્ષતિઓ છતાં, એકંદર સરળ રહી છે વાર્તા હેતુપ્રધાન તો છે જ.

**વીણાના તાર તૂટતા રહી ગયા ! : રૂ૦ શ્રી મોહનલાલ ચુ. ધામી**

મૂળ બંગાળી વાર્તા 'જે શાખે ફોટે ના ફૂલ'નું વસ્તુ ગુજરાતી રંગ-વેશે વિસ્તૃત કરીને લાવતી આ નવલકથામાં નિ:સંતાનપણાને લીધે ગૃહજીવનમાં જાગતો કૌટુમ્બિક વિસંવાદ અંતે સુધી વર્ણવાયો છે અલ્પક્ષ કથનશૈલીની વધુ પડતી હાવકાઈ, 'લલિતભાવે દાબ્યા' અથવા 'પ્રતિવાદ કરવા ગઈ' જેવી આડંબરી લખાવટ, અસ્વાભાવિક સંવાદધારી, વિકસી શકે ત્યાં જ વાર્તાની ગુંચવાતી ગતિ કે 'ફિનમ-લક્ષ્ય(ક્ષ)' જેવી અશુદ્ધિઓ આ નવલકથાને સાધારણ બનાવે છે વિસ્તારનું પ્રયોજન સમજાતું નથી. સુરેખા-અરવિંદનું યુગલ વાર્તાને સુવાચ્ય રાખવા કોશિશ કરે છે એમ કહી શકાય

**દિવ્યા : અનુ૦ શ્રી સુભદ્રા ગાંધી**

હિંદી ઉપન્યાસકાર શ્રી યશપાલની નવલકથાનો આ અનુવાદ લેખકની અભ્યાસનિષ્ઠ, અને કલાશક્તિનો સુમેળ સાધી, બૌદ્ધસમયના વાતાવરણમાં બ્રાહ્મણ-શ્રમણ સંઘર્ષની પશ્ચાદ્‌ભૂમિકા યોજીને સ્ત્રીના સામાજિક મૂલ્યનો પ્રશ્ન પ્રગટ કરે છે રાજપ્રસાદ નહિ, નિર્વાણનું ચિરંતન સુખ નહિ, પરંતુ પરસ્પર આશ્રયની આપ-લેની જ, જીવન જ સત્ય છે-બ્રહ્મ, પરલોક આદિ તો શબ્દો જ છે-અને મનુષ્યની પરંપરા એ જ અમરતા છે એ દૃષ્ટિની

ભેટ લઈ ઉભેલા મારિશને, અનેક સંઘર્ષવમળો વચ્ચેથી બહાર આવેલી દિવ્યા કહે છે: "મને આશ્રય આપો, આર્ય!" એવા સમાપન દ્વારા આશયની યથાર્થ ઇતિસિદ્ધ થઈ છે કે કેમ એ સવાલ રહેતો હોવા છતાં, અનેક પ્રસંગોથી ભરચક વસ્તુપટ, અનેકવિધ પ્રશ્નોની ચિંતનપ્રેરક રજૂઆત, સજીવ થતી પાત્રસૃષ્ટિ અને સમૃદ્ધ શૈલી આ નવલકથાનું વાચન મનભર કરે છે. તત્કાલીન કુળસત્તા સમક્ષની દાદા ધર્મસ્થ દેવશર્મોની કરુણ અસહાયતા, શ્રેષ્ઠી પ્રેસ્થની ગણતરીબાજ ચાલ, 'મારે વર્ણનો નહિ, ધર્મનો ન્યાય ખપે છે'—એમ કહી ઝૂઝતો પૃથુસેન, એની પ્રેમિકા અને ઉપેક્ષિતા દિવ્યાની નિરાધાર રઝળપાટ, મધુરાની ગણિકા રત્નપ્રભા અને સાગલની રાજનર્તકી મલ્લિકાની બુદ્ધિમત્તા, આચાર્ય પ્રવર્ધનનો તેજસ્વી વીર બ્રાહ્મણ-શ્રેષ્ઠ પુત્ર રુદ્રધીર, ચાર્વાકમતનો તેજસ્વી બુદ્ધિમંત યુવાન મારિશ, કેન્દ્રસ યવનરાજના મદ્ર પરના આક્રમણ સમયની યુદ્ધકાલીન અરાજકતા, દિવ્યાનું મુગ્ધ પ્રેમાર્પણ, મધુપર્વની ઊજવણીનો પ્રસંગ, ગુલામ સ્ત્રીને બૌદ્ધવિહારનો ય આશ્રય ન મળે એ તત્કાલીન કરુણતા, દિવ્યાનો અનુભવજન્ય સ્વમાનોદય, આદિ અંશો આ નવલકથાની આકર્ષક સામગ્રીઓ બની રહે છે. પૃથુસેનની નિર્બળતા પણ સમભાવપ્રેરક નીવડે છે. વેરની એની આગ એના ભિક્ષુ રૂપે થયેલા પરિવર્તનમાં શમતી બતાવાઈ છે. સમગ્ર રીતે વિચારતાં લાગે છે, કે તે સમયના વાતાવરણને સજીવન કરવામાં સફળ થયેલી આ નવલકથા ઉપસંહારમાં મુખ્ય પાત્રો, દિવ્યા–પૃથુસેનને યોગ્ય ભૂમિકાએ આણવામાં થીગડું જ સાંધી દે છે. દિવ્યાની વીતકકથા સારી વર્ણવાઈ હોવા છતાં વાર્તામાં યોગ્ય રીતે સંકલિત કે વિવિધતા ભરી થતી જણાતી નથી. વાર્તાની પરાકાષ્ઠા અંતમાં દષ્ટિનિરૂપણના વર્ચસ્વ તળે આવી જતી ય કદાચ લાગે. અનુવાદની કેટલીક જોડણી ભૂલો ય સહેલાઈથી ટાળવાજોગ ગણાય. ઐતિહાસિક વાતાવરણમાં ખીલતી આ સામાજિક નવલકથા આપણી અનૂદિત નવલકથાઓમાં માનભર્યા સ્થાનની અધિકારી નીવડે તેવી ગુણવત્તા પણ ધરાવે છે.

## વાર્તા

આ વિભાગનાં કુલ ૨૪ પ્રકાશનોમાં ૧૮ સ્વતંત્ર, ૪ અનૂદિત–રૂપાન્તરિત અને ૨ પુનર્મુદ્રિત છે.

**સાન્ધ્યરંગ : શ્રી. 'ધૂમકેતુ'**

સાન્ધ્યરંગની ગભીર સુષમા પ્રગટ કરતા આ સંગ્રહમાં લેખકે કોઈને

કોઈ મંગલઉદાત્ત આદર્શને વ્યક્ત કરતી ૧૮ વાર્તાઓ ગૂંથી આપી છે. 'તેજસ્વિતાનું મૃત્યુ', 'બાવો પ્રેમગર' કે 'વૈરલાલસા' સમી વાર્તાઓ આપતા આ સંગ્રહમાં સળંગ પ્રાસાદિક લખાવટ, ચિંતનનો ભાવનારંગ્યો દોર, વચ્ચે વચ્ચે કવિત્વભરી વર્ણનછટા કે સાંપ્રત પરની કટાક્ષસામગ્રી મળી રહે છે. 'કોણ નાનો-કોણ મોટો' યા 'હું અને હું'મા મળે છે તેવો આકર્ષક ઉપાડ, રધવાની-મા-જમના મા-ઝમકુડી જેવામા છે તે સફળ હૃદયસ્પર્શી માતૃત્વચિત્ર, જુગારી બાવો પ્રેમગર કે રખેવાળ ભીમગર દ્વારા આલેખાય છે તેવી સુરેખ પાત્રચિત્રણા, સહુને રોચક નીવડે તેમ છે. વ્યક્તિચિત્ર કે પ્રસંગપ્રધાન બનતો વાર્તાઘાટ, જીવનમંગલ સૂચવતા ચિંતનની તરી આવતી સ્પષ્ટતા, કથનની કેટલીક પ્રત્યક્ષ લઢણ અને કટાક્ષમાંની કેટલીક કટુતા, 'તણખામંડળ'ના ચિરંજીવ સર્જકની વિચારમાં નાખી દે તેવી મર્યાદાઓ માનવી? વસ્તુતઃ 'સાન્ધ્યરંગ'ની એ અસાવધતા નહિ પણ સહેતુકતા છે. જીવનમૂલ્યોને સ્પષ્ટ કરવા માગતી, વાર્તારસને તો ચિંતનદર્શનને ઉપસાવવા અર્થે જ સત્કારતી, કલાવિધાનને હેતુપૂર્વક ગૌણ રાખવા ઇચ્છતી આ વાર્તાઓ, પરિપક્વ હથોટીની સરજત છે તેથી આ પ્રકારની વાર્તામાં રોચકતા તો આણ્યા કરે છે જ, પણ એના હેતુને લક્ષમાં લઈએ તો, સહૃદય આવકાર પણ પામે તેમ છે.

**હૃદયદાન : શ્રી. ભગવતીકુમાર શર્મા**

વીસ વાર્તાઓનો લેખકનો આ બીજો વાર્તાસંગ્રહ વાર્તાવસ્તુ-માંડણીની વિવિધ અદા, ચારુતાભર્યાં વર્ણનો અને સારું પાત્રચિત્રણ પ્રગટ કરે છે. વાર્તાવસ્તુ ઊપાડવાની, જમાવવાની, સમેટવાની લેખકની આકર્ષક શક્તિ, પ્રસંગનું નાટ્યત્વ અને પાત્રનું મનોવિશ્લેષણ બેઉ પાસાનું અચ્છું પ્રાગટ્ય, સંવાદ-નિરૂપણ કે રસનિષ્પત્તિનું કૌશલ્ય આ સંગ્રહમાં જણાશે. 'હૃદયદાન' વાર્તા અમેરિકન વાતાવરણ-પાત્રો ગૂથીને વિજ્ઞાનની સિદ્ધિ પર કુદરતની સરસાઈ સૂચવે છે. શસ્ત્રક્રિયાથી પુનર્જીવન પામેલો અનેક દોષોથી ભરેલો મેક આર્થર નવું હૃદય ધરાવતો થયો છે સુશીલ તિરસ્કૃત પત્ની જુલીનું, પરિણામે એ માનવરૂપે ય બદલાઈ જાય છે. નવું વૈજ્ઞાનિક વસ્તુ, વાતાવરણચિત્રણ, જુલીનો નામોલ્લેખ વાર્તાના અંતે જ—જેવી વિશિષ્ટતા ધરાવતી આ વાર્તા સંગ્રહની યથાર્થ મુખ્ય વાર્તા નીવડે છે 'અન્ન અને ઇન્સાન'મા વિધિવક્રતાએ સર્જેલી કરુણતાનું ચિત્ર બિહારના દુકાળમા ઝુઝતા શ્રમજીવીઓ દ્વારા આબાદ નિરૂપે છે. પત્નીના થાન ચૂસી ચૂકેલો સુમરન તેમા 'માનવીની

ભવાઈ'ની સ્મૃતિ પ્રેરે ખરો? પ્રણયવૈફલ્ય રજૂ કરતી 'ક્રિકેટ, કેતકી અને કૌસ્તુભ'માં રમતનું વાતાવરણ, સંવાદમઢી વાર્તા 'પંડનાં અને પારકાં'ની આકર્ષક રજૂઆત, 'નથી લખવી વાર્તા'માં કલ્પનાને નામે અન્યાય કરતા લેખકો પરનો કટાક્ષ, 'અંતકડી' વાર્તાની આયોજના, આ સંગ્રહની બીજી કેટલીક વિશિષ્ટતા દાખવે છે. 'સનાતન સ્ત્રી-પુરુષ'નું જૂનું કથયિતવ્ય, 'અહમની આળપંપાળ'ના આશયની અપ્રતીતિકરતા, 'વિયોગવેળા'માં મિલાપ-ચિત્રની અસ્વાભાવિકતા, 'ગુલમહોર'મા અંતુભાઈના બેવડા વ્યક્તિત્વને છતું કરવા સાધેલી અપ્રતીતિકર પ્રતીકગોઠવણ, જેવી મર્યાદાઓ 'હૃદયદાન'માં વચ્ચે વચ્ચે નડતી જણાશે. શહેરના મધ્યમ વર્ગના લગ્નપ્રશ્નને લેખક વિવિધ રીતે ઠીક નિરૂપી શકે છે. છતાં એય વસ્તુસ્વરૂપની ક્યારેક મર્યાદા સૂચવે ખરું. 'વિસ્મયતા' જેવી ભાષા-અશુદ્ધિ પણ ટાળી શકાત. વર્ણનછટામાં આવતી પ્રતીક-નવીનતા, વાતાવરણાનુરૂપ છતા આકર્ષક નામયોજના, કલાત્મક કટાક્ષનિરૂપણ, આધુનિક પશ્ચાદ્ભૂ દ્વારા સરજાતું નાવીન્ય, અને પાત્રસંવાદ-પ્રસંગાદિ અંગોની વાર્તાનુકૂલ માવજત, શ્રી. ભગવતીકુમાર શર્માની કલમને વશ અપાવે તેમ છે જ, એ લક્ષમાં લેતા, ઊંડા જીવનદર્શનથી સમુજ્જવલ અને વધુ એકાગ્ર કલાઘાટવાળી વાર્તાઓની આપણે અપેક્ષા અવશ્ય રાખી શકીએ.

## નીલ ગગનનાં પંખી : શ્રી. પીતાંબર પટેલ

'આગ્રહને પરિણામે' ભલે લખાઈ હોય, 'વિષય રજૂઆત, શૈલીનું વૈવિધ્ય જળવાય તેની ખાસ કાળજી' પણ ભલે લેવાઈ હોય, તોયે સમગ્રપણે આ વીસ વાર્તાઓનો સંગ્રહ સ્વાભાવિક રમ્યત્વ પ્રગટ કરે છે. ગ્રામજીવનની તસવીર કે પ્રણયમસ્ત યુગલની રંગીનતા આ લેખક આહ્લાદક સ્વરૂપે વાર્તામાં મઢી આપે છે, તેમ આધુનિક શહેરી જીવનના વિશિષ્ટ પાસાં અને રાષ્ટ્રીય નવરચનાના પ્રેરક કિસ્સા પણ તેઓ ઠીક ઠીક કૌશલ્યપૂર્વક વાર્તારૂપે રજૂ કરી શકે છે. લેખકનું સારગ્રાહી, ઉદાર અને સમભાવભર્યું વલણ અને સરલ છતાં રસમય વર્ણનછટા દાદ માગે તેવાં છે. 'માનતાનો ગરબો' મંથનગ્રસ્ત અંબા અને ધીટ ગણાતી વાલી ડોસીનાં યાદગાર પાત્રો સાથેની સંગ્રહની ઉત્તમ રચના નીવડે છે. સાદ્યંત કલાસ્પર્શથી એ વાર્તા સહૃદયને ગમી જાય તેવી છે. 'સતી'નાં મંજુલાબી પણ ભાગ્યે જ ભુલાય. 'અંતરના ઓરતા'માંની ચિત્રાત્મકતા અને ભાગલા સમયની રાજકીય હવામાં વેવાયલા સલમાના બલિદાનની ઉજ્જ્વલ્ કરુણતા,

ચિત્રમંજુષા જેવી વાર્તા 'નીલ ગગનના પંખી' નું પ્રસન્ન ગ્રામીણ યુગલ અને પ્રતીકાત્મક ઉપસંહારથી વાર્તાના વાતાવરણને ચડાવાયેલો રંગ, 'બા અને બાપુજી' મનું જ્યાનું પાત્રચિત્રણ, 'દુલ્લા શેઠ'માની વાતાવરણ જમાવટ, અથવા 'વાર્તાનો અંત'ની આહજિક પ્રવાહિતા, આ સગ્રહનાં મનોહર પાસા જણાય છે. 'ત્રણવાર'માનું યોજનાનું પ્રયત્નતત્ત્વ, 'ત્રણ તસવીર'માનુ આકારશૈથિલ્ય, 'આખરી સ્પર્ધા'મા છે તેવી સૂઝી જતી ઉપસંહારની સ્પષ્ટતા, 'ઘરભગ'મા છે તેવી અંતની ટાઢપ, કે 'સાલ મુબારક'માં મળે છે તેનું પરિચિત વસ્તુગ્રથન, યા 'લય મધુર સુમધુરતા' સામે શબ્દાનુરાગ, કે પછી 'હિમાદ્રી' 'વિ(નિ)શ્વાસ' જેવી જોડણી–છપાઈની ચૂક, 'નીલ ગગનના પંખી'ની મર્યાદાઓ નીવડે છે. સામાજિક યા જાહેર જીવનના અનુભવે લખાયેલી વાર્તાઓમાં પણ હેતુલક્ષિતા કોઈને કદાચ ખૂંચે તેવી પ્રત્યક્ષ જણાય, પરતુ તેમા નિરૂપણની રોચકતા લેખક લાવી શકે છે એ તો 'આત્મવંચના' જેવી રચના સ્પષ્ટ કરે છે. ઠીક પ્રમાણમા વાર્તા સગ્રહો આપનાર આ લેખકનો આ નવો વાર્તાસગ્રહ વિશાળ વાચકવર્ગને ગમશે એમા શક નથી.

## એક સાંજની મુલાકાત : શ્રી. ચન્દ્રકાન્ત બક્ષી

ગુજરાતી વાચકને વૈવિધ્યભર્યું લાગે તેવું સ્થળવૈવિધ્ય ક્યારેક, આકર્ષે તેમ ચમકાવે કે ભડકાવે ય ખરું એવુ પ્રતીક યા વિચારનુ નિરૂપણ, જાતીય વૃત્તિ અને આર્થિક પરિસ્થિતિનો નિર્ભેળ યા મિશ્ર સંઘર્ષ, સૂક્ષ્મ કે તાતી વ્યંગ સામગ્રી, વેધક સ્વભાવચિત્રણ, ચોટીલું પાત્રાલેખન–તેય વિવિધ સ્તરનુ, સમાન અણિયાળી લખાવટ ધરાવતા આ સગ્રહની વીસ વાર્તાઓ લેખકની તાજપ અને તાકાતનું સારુ પ્રતિબિંબ પાડે છે 'એક સાંજની મુલાકાત' વાર્તાની કુશળ આયોજના અને સ્વભાવચિત્રણા, 'હેન્ડ્ઝ અપ'ની રોમાચક વાતાવરણ જમાવટ, 'પાણિપતનુ યુદ્ધ'માનુ વેધક દિન્ક્રીડાચણ, 'ઠડુ પાણી'નો વ્યંગ, 'બાર વર્ષે'માના યાદગાર પિતૃહૃદયઆલેખન સાથેની સઘન આયોજના, 'એક તારીખની કિંમત'નુ કારુણ્ય, 'તખ્તા પર નાચનારી કલાકારની છોકરી અને વાઇસ ચેન્સેલર બન્ને માટે અહીં એકસરખા જુસ્સાથી તાળીઓ પડતી' જેવી મોસરી ઊતરતી કટાક્ષકણિકા, કે 'તારાઓ લાચારીથી આદત પ્રમાણે ઝબકતા હતા' જેવુ ચિત્રાકન, આ સગ્રહની વિશિષ્ટતાની કેટલીક વાનગી રૂપે તરત યાદ આવે 'નાસ્તિક'મા છે તેવી આધુનિક સામગ્રીની રજૂઆતમાની સમાનતા કે તેમા જ છે તે શીર્ષકના પ્રયોજનની સહજતા,

'કબૂતરનું બચ્ચું'નું અર્વિત વસ્તુ–આયોજન, પતિ કે પત્નીની બેવફાઈનું પાંચેક વાર્તાઓમાં ઘૂંટાતું વસ્તુ, જાતીય વૃત્તિના ચિત્રણમાં નિવારી શકાત એવી સ્પષ્ટતા, કલ્પના–વિચાર નિરૂપણમાં આઘાત ઉપજાવવાની આસક્તિ, 'આશાથી ઝઘડો' જેવો પ્રયોગ, 'નવી ટ્યૂબ દબાવતાં ટૂથપેસ્ટ નીકળી પડે તેમ ખૂન વહ્યું' એવી પાત્રની ય ઉક્તિ, આ સંગ્રહની આવી મર્યાદાઓ પણ છે. દુનિયામાં બધું વ્યક્તિગત કે સાપેક્ષ હોય, ગૃહસ્થાશ્રમ અને બ્રહ્મચર્યાશ્રમ વચ્ચે એક આશ્રમની જરૂર હોય, નગ્ન એ જ Normal–સ્વાભાવિક હોય, તો પણ કલાકારને કોઈ ચોક્કસ વળગણો ભાગ્યે જ ખપનાં થાય! ગ્રમીણ–દરિદ્ર સ્તરમાં લેખક વિશેષે દાખવે છે તેવું દૃષ્ટિ–આલેખન–સામર્થ્ય લક્ષમાં લેતાં, તેમની ચિંતન–કલ્પના–નિરૂપણની માર્મિક તાજી અને કેટલીક વિશિષ્ટ સામગ્રી જોતાં, 'એક સાંજની મુલાકાત'ના લેખક પાસે આપણે દર્શન–વર્ણનની સ્વસ્થ ઊંડી સમૃદ્ધિ ભાવિ પરત્વે જરૂર ઇચ્છીશું.

## હજી તો રાત બાકી છે!: શ્રી. ટી. પી. સૂચક

૧૧ વાર્તાઓનો આ સંગ્રહ આફ્રિકાના ઇતિહાસ–લોકજીવનને કલામય રૂપે રજૂ કરવાની વિશેષતાથી લક્ષ ખેંચે છે. 'પાયેરા શ્રેષ્ઠ'માંનું કવિત્વમય પ્રકૃતિ–પ્રણયનું ચિત્રાંકન, ચોટદાર આરંભ–અંત યા લેબ્વોર–આકાનનું સુરેખ પાત્રદર્શન સંગ્રહ ખોલતાંજ પ્રભાવ પાથરે છે. 'ન્યામીટી' કે ચમત્કારયુક્ત 'દરગાહ' કરતાંય 'પલટાતા પવન' લેખકની આફ્રિકાના વાતાવરણ–માનસને કલાકારની દૃષ્ટિ–શક્તિથી નિરૂપતી વધુ સફળ રચના નીવડે છે. 'હજી તો રાત બાકી છે!' એ પવિત્ર કરુણતાથી નીતરતી, પ્રભાવશીલ આરંભ–અંતથી એકાગ્ર અને વાતાવરણની અદ્યતન તસવીરથી સંગ્રહની શ્રેષ્ઠ વાર્તા ગણાય. કંઈક વધુ લંબાઈ ગઈ હોવા છતાં 'ધુમ્મસ અંતરનું અને બહારનું' વાર્તા ઠીક આલેખન દાખવે છે. કંઈક વધુ પડતી અર્થાન્તરન્યાસી લેખનપદ્ધતિ, 'મુક્તિ'માં છે તેવી વાર્તાક્ષમતાની અપૂરપ, દતકથાવિવરણ જેવી થતી 'હીબકતા ઢગલા'ની વાર્તા, 'પાયેરા શ્રેષ્ઠ' તેમ બીજે ય સંવાદની વધુ પડતી શિષ્ટતા, કલાવતી–શેફાલીની વાર્તાની અસ્વાભાવિક આયોજના, 'વિસ્મયના' 'કુતૂહલતા' 'જુકાવતી' જેવી શબ્દકૃતિઓ, ચમત્કારના અંશ તરફનો કંઈક વધુ ઝોક, આ સંગ્રહની કાચી કડીઓ જણાય છે. વસ્તુની કેટલીક આકર્ષક સામગ્રી, કલમની કેટલીક આકર્ષક શક્તિ અને ભાવનાશીલ દૃષ્ટિ ધરાવતા શ્રી. સૂચક 'હજી તો રાત બાકી છે!'ના જેવી વાર્તાઓ વધુ આપે એવી આશા રાખવાનો હક સહૃદય વાચકને જાતે જ આપે છે ને?

**તન્વી શ્યામા : શ્રી. સારંગ બારોટ**

વસ્તુ–વાતાવરણ–નિરૂપણની નિરનિરાળી અદા બનાવતો ૧૯ વાર્તાઓનો આ સંગ્રહ સહેજ ઊંડે વિચારતાં, આર્થિક સંઘર્ષ અને નીતિ–અનીતિના ખયાલને લક્ષમાં રાખીને મહદંશે પાત્રલક્ષી અને વ્યંગપ્રધાન રચનાઓ આપે છે એમ કહી શકાય. 'ઠગ'માં અગિયાર દીકરીઓનો બાપ ભીમો, 'વાડામાંનો વાઘ'માંનો વ્યંગ, 'ઝેઓ'માંની કલાત્મક રજૂઆત, 'યાદ'ની બાળજોડકણાની લીંટી એ લીંટીની ગૂંથણી દ્વારા વાર્તાલેખાવટ, 'રડતાં નયણાં, હસતા હોઠ'ની સંકલનાત્મક રજૂઆત, 'બંકો'નો ખાનદાન બાદર, કે છેલ્લી ચાર વાર્તાઓના ગુચ્છમાંનું ચિંતનતત્ત્વ આ સંગ્રહનાં કેટલાંક પ્રતિનિધિરૂપ શુભ પામાં નીવડે છે. 'તન્વી શ્યામા'માંની આકર્ષક ચિત્રણા વચ્ચે દેખાતી વસ્તુની મંદતા, 'અરજણ મોરઝરિયા'માં વાર્તાસ્વરૂપની શિથિલતા, 'બોલે તેનાં બોર'-માંની સ્પષ્ટતા, 'એમનાથી દોસ્તી'–'વિપરિત' જેવી ક્ષતિઓ હોવા છતાં સમગ્રપણે આ સંગ્રહ આકર્ષક અવશ્ય નીવડે તેમ છે. કૌટુમ્બિક અને સામાજિક જીવનના દંભ પરની નફરત લેખકની વિશેષતા ગણાય. એ દૃષ્ટિની વાર્તાત્મક રજૂઆત લેખક સામાન્યતઃ આસાનીપૂર્વક કરી શક્યા છે. વર્ણન-કલાની લેખકની સિદ્ધિ પણ આ સંગ્રહની સળંગ વરતાતી ખૂબી કહી શકાય. પાત્ર–પ્રસંગના પ્રમાણમાં સ્વભાવરસનનું તત્ત્વ ઓછું ઊપચ્યું લાગે ખરું. 'ઝેઓ', 'ઠગ', 'યાદ', 'બંકો' કે 'વાડામાંનો વાઘ' જેવી વાર્તાઓનો આ સંગ્રહ જીવનચિત્રણા અને કલમછટાની આકર્ષક ગોઠવણીને કારણે વ્યાપક લોકપ્રિયતા પામે તેવો બન્યો છે એમાં શક નથી.

**પ્રીત બંધાણી : શ્રી. સરોજ પાઠક–રમણલાલ પાઠક**

આ વર્ષે બહાર આવતા આ દંપતીના ૧૮ વાર્તાઓના સંયુક્ત વાર્તાસંગ્રહ 'પ્રીત બંધાણી'મા દાંપત્યસંબંધ, બાળમાનસ, જાતીય વૃત્તિ અને શિક્ષકજીવનની આસપાસ વાર્તાઓ ગુંથાઈ છે. બન્નેની કલમમાં છટા અને તાજગી સાથે અવલોકનમાં માર્મિકતા અને વિલક્ષણતા પણ દૃષ્ટિગોચર થાય છે; છતાં વસ્તુવિવિધતા લેખકમાં આકર્ષક, તો સૌષ્ઠવસંપન્ન કલાત્મક ઘાટ લેખિકાની રચનાઓમાં આકર્ષક નીવડે છે.

લેખિકાની નવ વાર્તાઓમાં 'આદવેર'ની ઘટનાનું કંઈક અપ્રતીતિકરપણું, 'જમાને જમાને'મા માની ઉક્તિ આગળ પુત્ર–પુત્રવધૂની આત્મોક્તિઓનું ઝાંખાપણું, 'હરિનો મારગ'માં છેવટે લલિતને સ્મશાનમાં પસ્તાઈને આળોટતો બનાવ્યા સમું ચિત્રણ, 'ખૂટતી કડી'માં મુકુન્દરાયની હવાનું સતત સ્ફુરણ

સ્મરણુ અથવા 'ચાંદલો'માંનું વસ્તુવિભાવનનું સાધારણત્વ, મર્યાદારૂપ થવા છતાં 'બબ્બુનો પ્રશ્ન'માં વિસંવાદી દાંપત્યે રચેલી બાળકની કરુણતાની રજૂઆતનું, 'મને બતાવો ને !'મા આરતી–મંજરીના પાત્રયુગ્મ દ્વારા શિક્ષિત સામાજિક કાર્યકર સ્ત્રીના જીવનમાં સમાજના વાતાવરણે અને કંઈક કુદરતે ય સર્જેલી ગૂંચ અને તેના નિર્વહણનું, 'હરિનો મારગ'માંના ઘર ચલાવવા નાનાં અસત્યની ય આવશ્યકતા ખરી જ એવા નિખાલસ દર્શનની રજૂઆતનું, કે પછી 'મારી પત્ની'માંના 'મીનીને ચાહો ને મને નહિ !' કહેતી ઘેલી મુગ્ધા–બાળક જેવી રૂપાના પાત્રાલેખનનું વાચકનું ધ્યાન ખેંચ્યા વિના ન રહે તેવું છે. દાંપત્યજીવનના સંવાદ પર મીટ માંડી લેખિકાએ તેનાં વિવિધ પાસાં છટાદાર રીતે રજૂ કર્યાં છે. સ્વાભાવિક સૂઝથી બાળકને મહત્ત્વની વાર્તાઓમાં કેન્દ્રસ્થાને ગોઠવી લેખિકાએ આપણી નવી કૌટુમ્બિક સમસ્યાઓને અવલોકાને માર્મિક શૈલીમા દૃષ્ટિ પણ સૂચવી ગણાય.

બાકીની નવ વાર્તાઓના લેખક 'વગર વાડે' અને 'સત્ય–અસત્ય' સમી વાર્તાઓમાં શહેરી ઊજળિયાત યુગલોની સ્વૈર વિલાસ–જાતીય ક્ષુધાને ચીતરે છે ત્યાં વાર્તાઘાટ પર પકડ દાખવી શક્યા ભાગ્યે જ ગણાય. ભદ્ર પરાજિત થઈ અભદ્રતામાં ઢળે એવા પરિસ્થિતિચીતાર જો વાસ્તવિક હોય, તોયે નિરૂપણની એકવિધતા ઉપરાંત કલાધર્મની ઉપેક્ષા પણ કદાચ સૂચવે છે. બન્ને વાર્તાઓમાં સ્ખલનચિત્રણના એક કારણરૂપ નોકરી કરતી સ્ત્રીને મૂકી છે એ અકસ્માત હશે ? સંસ્કારિતાના–કહો, પ્રતિષ્ઠાના–ઢરે આ બધું નભાવાયે જતું લેખકને લાગતું જણાય છે તે ય નોંધપાત્ર ખરું જ. 'બીજો તમાચો', 'વ્યર્થ આંસુ' અને 'ભીકણુ ચોર'મા આયોજન–અંતની આરંભથી જ સ્પષ્ટતા થઈ જતી કોઈને જણાય તો નવાઈ નહિ. તે સાથે 'જખમની કહાણી'માં જીવંત સુરેખ પાત્રનિરૂપણ, સંવાદની ચોટ, આયોજનનું કૌશલ્ય અને કલાકારસહજ સમભાવ, કે પછી 'આ જીવનના મોહ શા ?'માંની ચંપા અને માન્તરની અસરકારક પાત્રચિત્રણા અને પ્રસંગઆલેખનની કુશળતા, ઉપરાંત 'ભલાનો ભગવાન'માંનું વિશિષ્ટ કટાક્ષનિરૂપણ, અથવા 'હત્યા' વાર્તાનું વ્યંજનાત્મક સમાપન, ગમી જાય તેવાં છે.

'પ્રીત બંધાણી'નો આ ચંચળ પ્રીત દેરાનો મનભર ઉદ્ગાર પ્રેરે તેવા અનુગામી સંયુક્ત વાર્તાસંગ્રહની અપેક્ષા જગાડે તેવો સત્ત્વમોહતો તો બન્યો છે જ. દંપતી–પરિચયના શ્રી. ઉશનસના લેખમાં બન્નેની વાર્તાકલા વિષે કંઈક વધુ વિચારાયું હોત તો ?

**મનના મરોડ : શ્રી. મોહમ્મદ માંકડ**

વસ્તુસામગ્રીની વિવિધતા, સ્વભાવપૃથક્કરણની વિશિષ્ટતા કટાક્ષની ધાર અને આકર્ષક વર્ણનધારી ધરાવતા આ વાર્તાસંગ્રહમાં ૨૧ વાર્તાઓ મળે છે. કલ્પિત પ્રેમની વાતેય રાચતા જુવાનિયાઓ પર આકર્ષક વ્યંગ કરતી વાર્તા 'જુવાનિયા'માનું નિરૂપણ, 'બદલી'માના અમલદાર મિ. શાહનું સ્વભાવ-દર્શન, 'ઈદ'માંનું આર્થિક સંઘર્ષે સર્જેલી કરુણતાનું આલેખન, કે અંત ઉક્તિ થોડી ફેરવાય તો સળંગ ગમે તેવી વાર્તા 'મને ય કોઈ મારે'મા તીખો ધગધગતો પ્રેમ ઝંખતી શારદાનું પાત્રદર્શન, સંગ્રહની કેટલીક આકર્ષક બાજુઓ દાખવે છે. 'અમેરિકન કોટ'માંનું કિસ્સાકથન, 'માતૃત્વ'માંનો સુરેખ રજૂઆતનો અભાવ, 'મનના મરોડ'માંનું સાધારણ આયોજન, અનુસ્વાર-અભાવ, 'રસ' (Rush) જેવી લખાવટક્ષતિ, કે સમગ્રપણે આવશ્યક જણાય તેવી સમૃદ્ધ વસ્તુસંભારની સામગ્રીની ઓછપ, 'મનના મરોડ'માં ખટકે તેમ છે. લેખકની કટાક્ષ-શક્તિ, કથનછટા, સ્વભાવપરખ અને વ્યાપક અવલોકનશકિતની સિદ્ધિ વિચારતાં 'જુવાનિયા', 'ઈદ', 'ખાલી વાદળ' જેવી વાર્તાઓ વધુ પ્રમાણમા આપણને હવે પછી મળી રહો એવી આશા મનના મરોડ'ના વાચને જાગે છે જ.

**સેતુ અને સરિતા : શ્રી. વજુભાઈ ટાંક**

અલંકારોની મહેફિલ ભરતી, વ્યાપક સહાનુભૂતિ સૂચવતી અને સ્ત્રી જીવનની વિશિષ્ટ ચિત્રાવલિ રચતી આ સંગ્રહની ૧૮ વાર્તાઓ સમગ્રતયા લેખકના સૌંદર્યરાગનું દર્પણ બની રહે છે. 'આ વાર્તા નથી'ની ઉઠાવદાર રજૂઆત, 'કાળી ઓઢણી, કોર કસૂંબી'માં ગુંજતો સમભાવ, 'સર્જનનું સાર્થક્ય'માં યજમાનદંપતીના જીવનચિત્રને રજૂ કરતી અદા-પશ્ચાદ્ભૂ, 'ઝરૂખો'મા ઝરૂખા દ્વારા જ વાર્તાકથન, ચિંતન-રાજકુંવરબા-યાચના પરીખ -શુચિના સમી સ્ત્રીપાત્રસૃષ્ટિ, 'પાકી રમીઝ પર કરેલી બનાવટી સરી જેવું જૂઠું હાસ્ય' કે 'લેખકોના હાથરો ધડકતી ભેંસો જેવો' સમી અવનવી અલંકૃતિ, 'અલ્લડ કિશોરીની બંકિમ છટા જેવી રાતરાણીની સુવાસ' કે પૂનમની ભરતીના પાણી દરબારીના સૂર, જેવા આદિની વર્ણનરસિકતા, આ સંગ્રહના શુભ અંશો બને છે. 'સેતુ અને સરિતા'માનું ત્રુટિત કથાનક-અસ્પષ્ટ પાત્રાલેખન-નિરૂપણનું વ્યસ્તપણું, 'વકરેલું વાત્સલ્ય'ના આયોજનમાં રહેલી કચાશ, વર્ણનના લાડ-કોડ સમક્ષ ઝૂકયા કરતું વાર્તાતત્ત્વ, વાચક સાથે વચ્ચે વાત કરી લેવાની લેખકની ક્યારેક સામાન્ય થતી લઢણ,

'નિરભ્ર પૂનમનો ચન્દ્ર ભાઈ–ભાભીની પ્રેમગોષ્ઠિને બારણાંની તડમાંથી સાંભળતી નણંદ જેવો, સમી વર્ણનવીગત કે અવનવી કલ્પનાઓથી મઢેલી રોનકદાર જબાનની પાત્રોને ય લેખક દ્વારા અપાયેલી ભેટ, ક્યારેક વાતાવરણમાંનો વધુ પડતો કૌતુકરાગ, જેવી અહીં મર્યાદાઓ પણ નજરે ચડે છે. કલમ-છટાની સભાનતા સાથે વસ્તુની સઘન વિવિધતાનું સંયોજન પણ આવા શક્તિયુક્ત લેખક પાસે આપણે અવસ્ય ઈચ્છી શકીએ.

**મેળાનાં પંખી : શ્રી. ભાનુશંકર એ. વ્યાસ**

છત્રીસ વાર્તાઓના આ સંગ્રહમાં ભાવનાશીલ પ્રસંગો, માંગલ્યની દૃષ્ટિ, વૈવિધ્યભરી પાત્રસૃષ્ટિ અને વચ્ચે વચ્ચે લોકબોલીની સારી રજૂઆત લક્ષપાત્ર છે. 'ટાઢાં શીર્ષક' ઘટનામાં નાટ્યાંશઅભાવની સામાન્યતા, 'જીવન-દોર' કે 'ખૂટેલાં અંજળ'માં છે તેવી વાર્તા રૂપ ન લેતી પ્રસંગાત્મકતા, 'પંખીનો મેળો'માંની કાવકાઈ, જેવી મર્યાદાઓ હોવા છતાં, લંબાયેલા વાચ્ય અંત છતાં ઉપાડને જમાવટથી આકર્ષક વાર્તા 'નિત્ય નજરું' લાગશે', 'હડ-કાયાં કૂતરાંનો ઉદાત્ત જાન મહંમદ યા 'વૈશાખી અગન'ના કરહણ બાપા જેવાં પાત્રોનું નિરૂપણ, 'વિદ્નના લેખ' વાર્તાનું ધાટીલાપણું, 'રવિવારની મહેફિલ'નું જીવંત અવલોકનબયાન, 'આંખોના શેરડા'નો આકર્ષક ઉપસંહાર, જેવી ખૂબીઓ પણ અહીં મળે છે. પાત્રનિરૂપણની ઠીક ઠીક કલા દાખવતા આ ભાવનાશીલ લેખક પાસેથી આપણને વધુ રસપ્રદ સંગ્રહો મળે એવું ઇચ્છીશું.

**સફરનાં સાથી : શ્રી. બળવંત નાયક**

સોળ વાર્તાઓનો આ સંગ્રહ 'જુવાન હૈયું', 'તરણા ઓથે,' 'વહેમનાં ઝેર' કે 'નીપા મરોટા' જેવી સારી વાર્તાઓથી ધ્યાન ખેંચે છે. ઠેઠ લગી કુતૂહલ પ્રેરતી પિતા-પુત્રીનું પાત્રયુગ્મ જીવંત કરતી 'જુવાન હૈયું' વાર્તા મનોવિશ્લેષણને કલાત્મક રૂપે રજૂ કરે છે 'તરણા ઓથે' સારી પાત્રાલેખન-કલા અને આયોજનાથી મહત્ત્વની બને છે 'નીપા મરોટા'માંની આફ્રિકન આયા નાલિન્યા કંઈક નાટકીય પ્રસંગયોજના વચ્ચેય માતૃહૃદયની અસરકારક છબી ઉપસાવે છે. આરંભ–અંત–પ્રસંગ સારાં એવી વાર્તા 'વહેમનાં ઝેર'માં શીર્ષક માત્ર લપરું લાગે. પ્રબોભનો વચ્ચે ઉજ્જ્વલ રહેતાં પાત્રો સંગ્રહમાં તરી આવે છે. 'કેદી નં. ૧૦'માં છે તેવી પાત્રોક્તિની અતિશિષ્ટતા, 'સંધ્યાના રંગ'માં ઝાઝું ન ભણેલી અરુણાની સાક્ષરી વાણી યા પાત્રાલેખનની કેટલીક વિસંગતિ, 'ગાંડપણ'ના અંતની સંદિગ્ધતા, 'સફરનાં સાથી'ની એકરાગી

આયોજના વચ્ચે અગપાતુ પાત્ર તત્વ, કે મૌ ધ્યની મૂલ્યવણને મોની પીઠ અડે તેવી આલેખી શક્તા લેખકની લખાવટમા ય 'અહવારુ' 'દુર્બળ' 'વિશાદ' 'ન કરશે' જેવી ક્ષતિઓ તેમજ કેટલીક મુદ્રણભૂલો અવશ્ય ખૂચે શેરી ઉક્તિ કે ઘગનાનો કઈક સયમ પણ ઇષ્ટ લાગ્યા કરે પ્રસગ-પાત્ર નિરૂપણની સારી શક્તિ લેખકમા જોતા અનુગામી વાર્તાસગ્રહો 'સફરના સાથી'ને મળે એ યશમા વૃદ્ધિ કરે એવુ ઇચ્છીશુ

## વહેતાં પાણી : શ્રી. નાનુભાઈ નાયક

પદર વાર્તાઓનો આ સગ્રહ 'શીશીનુ બાળક', 'કૃત્રિમ માનવ', 'વીજળી પડી' કે બેવફાઈનો ડખ જેવી વસ્તુ યા નિરૂપણની વિશિષ્ટતા દાખવતી કેટલીક સારી વાર્તાઓ લાવે છે અ તની ચોટ બાદ કરતા વીજ ળીના પાત્ર તથા વસ્તુના નિરૂપણની ખૂબી બતાવતી 'વીજળી પડી' વાર્તા, વૈજ્ઞાનિક પરિસ્થિતિમાય માતૃવસંવેદનાની અસનિરન બનાવતી વાર્તા 'શીશીનુ બાળક' અને સમગ્ર રીતે પ્રસગાલેખન કરતા પ્રસગયોજનામા વધુ દેખાતી ફાવટ 'વહેતા પાણી'ની વિશેષતા છે નિમધોચિત શીર્ષક, વાર્તામા મદાયા વિનાનો રહી જતો કટાક્ષ કથનની વધુ માત્રા કે વર્ણન-કનાની ઓછપ સગ્રહની મર્યાદા બને છે સ્ત્રીજીવન આસપાસ મોગ ભાગની વાર્તાઓ રચાઈ છે પ્રસગની સમગ્રી સારી રજૂ કરી શકતા લેખક પાસે આપણે વધુ સધ્નિષ્ઠ રચનાઓ કેમ ન ઇચ્છીએ?

## ઉરનાં અરમાન : શ્રી. ધીરજબહેન પારેખ

ઓગણીસ વાર્તાઓના આ સગ્રહમા, 'સાગર પેટ'માનુ હસાબહેનનુ વ્યક્તિત્વચિત્ર, 'ડૂબ ગઈ દુનિયા'નુ મદામી પાત્રોનુ જીવનમરણ 'ક્યા છે મારુ સતાન'મા વાર્તાઉત્વ-ભાવનાતત્વ-સ્ત્રીસહજ સઝસવે ન-પ્રૌઢ ગુજરાતી ગૃહિણીઓની તળપદી વાણી કે 'મોટાસાઈ'ની કરુણ જમાવટ આકર્ષક પાસા નીવડે છે શીર્ષકોની સ્પષ્ટ મોનમ્તા, અ તનુ ડાળા ડમરા પણુ અને સદિગ્ધપણુ, ઘગનાઓની અદ્દરતા યા અતિશયતા, ક્યારેક સવાદનુ અસ્વાભાવિકપણુ, ઉપરાત વિસ્મયતા – મો(શો)ફર –'ઉદ્દત્ત (પ્રદત્ત)' જેવી ભાષક્ષતિઓ, 'ઉરના અરમાન'મા આડે આવે છે સ્ત્રી માનસ અને ગૃહજીવનની લાક્ષણિક્તા પકડી શક્તા અને પ્રસગ-પાત્રની રગ પણ વચ્ચે વચ્ચે યથાર્થ કળી શક્તા લેખિકા વધુ ઘાટીલી વાર્તાઓ આપે એમ ઈચ્છીએ

**મા, તું કોની ઢીંગલી?: શ્રી. પદ્મા ફડિયા**

પોતાની વાર્તાઓના સોલ્લાસ વર્ણનવાળી પ્રસ્તાવના સાથે લેખિકા આકર્ષક નામવાળા આ સંગ્રહમાં ચોવીસ વાર્તાઓ ગૂંથી આપે છે. બાળકની નિર્દોષતાનું કારુણ્ય આલેખી આપતી વાર્તા 'એ ભલા કાકા', 'વહી પૈસોં સે મૈંને ફકન લિયા' સમી સારી વાર્તાઓ ઉપરાંત સ્ત્રીજીવનની વૈવિધ્યભરી વિચારણા દાખવતી વિશિષ્ટતા પણ આ સંગ્રહમાં છે. પ્રસંગવર્ણનની શક્તિ પણ સમગ્રતયા અસરકારક જણાય છે. શ્રીમંત મહેમાન માટે ફૂટાતાં શાળા-બાળકો કે વિધવા ભાભીના લગ્નની વાત સમાજને ફલામાં જ માત્ર ખપે છે એવી કટાક્ષની ચકોર લાક્ષણિકતા પણ સંગ્રહમાં લક્ષ ખેંચે છે 'મા, તું કોની ઢીંગલી'માં સુષમાનું માનસપરિવર્તન સ્વાભાવિક ક્રમે રજૂ કરાયું હોત તો વાર્તા અવશ્ય અગ્રસ્થાને સાર્થ થાત. 'ગુલબાઈની ટેકરીએથી'માં ન કળાતું 'કાવ્યમય તત્ત્વ', 'રાતાં કંકણ'માંની સિનેછાપ, 'પથ્થરનો આત્મા'નો ચમત્કાર અંશ, પાત્રનામો ક્યારેક કક્ષાવિરુદ્ધ, 'મૃગતૃષ્ણા'માં છે તેવી પ્રસંગની ઉતાવળી રજૂઆત, 'નિશિથ'–'શાત્વન'–'વ્યતિત' જેવી શબ્દભૂલો અને આદર્શ–હેતુ બતાવવા વાર્તા ઉપજાવાઈ હોય તેવી ઊપસતી અસર, સંગ્રહની નબળી કડીઓ ગણાય. સંવાદ પણ ક્યારેક ભારેખમ જણાય છે પ્રસંગ-પાત્ર–દૃષ્ટિની ઠીક ઠીક શક્તિ ધરાવતાં આ લેખિકા પાસેથી હવે પછીના સંગ્રહો વાર્તાકલાની વધુ જમાવટ દાખવે તેવા મળે, એવી અપેક્ષા અસ્થાને નથી જ.

**ડૉ. જૌહરી : શ્રી. ગુણવંતરાય આચાર્ય**

'પૂર્વકથન'માં આ વાર્તાસંગ્રહના નાયક ગુનાશોધક ડૉ. જૌહરીના શબ્દો છે: 'જ્યારે સૌથી પહેલો ભૂખ્યો માનવી સૌથી પહેલા અકરાંતિયાને મળ્યો ત્યારે આ જગત ઉપર ગુનેગારીનો આરંભ થયો',—એમાં છે આ રોમાંચક કહાનીઓ પાછળનું આધુનિક ઔદાર્ય. સંગ્રહની ૭ વાર્તાઓ આ દોરે પરોવાતા વધુ આકર્ષક થઈ છે. ગુનેગારીની દુનિયાનાં વિધવિધ પાસાંની સર્વાંગત રજૂઆત, પાત્રમાનસનું આલેખન, આકર્ષક ઉઠાવ અને નિર્વહણ, વૈજ્ઞાનિક સામગ્રીઓની ગૂંથણી, ક્યારેક રુચિકર વર્ણન, આ વાર્તાઓનું આકર્ષણ છે કુતૂહલ જાગૃત રાખવાનો આશય સામાન્યતઃ અખંડ જળવાયો ગણાય બુદ્ધિચાતુર્ય અને રંજન આપતી આ વાર્તાઓ 'મેડી કલ્પના'વાળી કે કારી–જટામંકરવાળી વાતો પ્રમાણમાં શિથિલ લાગે. ડૉ. જૌહરીને ઉપમાવવા કેટલીક ગોઠવણ ઊભી કરાતી પણ લાગે જ. સંગ્રહ લોકપ્રિય થાય તેવો જરૂર છે.

**રેતીનાં દહેરાં : શ્રી. હરિપ્રસાદ કા. આચાર્ય**

પચીસ વાર્તાઓના આ સગ્રહમાં છૂટક સારું ચિત્રાંકન, પ્રસંગ પકડવાની નજર, વસ્તુની વિવિધતા જેવાં સારાં પાસાં સાથે સાથે 'પંથ ભૂલેલા'માં છે તેવો પરાકાષ્ઠા-એકાગ્રતાનો અભાવ, અંતમાં વધુ પડતું નખાતું મોણ, 'અજંપો'માં છે તેવી અપ્રતીતિકરતા, છૂટક ચિત્રો સારાં છતાં સંકલનામા ક્ષતિ, 'પરાજય'મા છે તેવું પાત્ર યા લેખકના વિચારોનું વિસંગતપણું જેવી યા 'સાંનિધ્ય'-'પ્રપ્યાપ્યો'-'હરિફાઈ'-'આપડે' જેવી જોડણી-ભાષાક્ષતિઓ પણ મળે છે. 'પહેલું ઇનામ' કે 'ચૂંદડી' વાર્તા સુવાચ્ય અને આકર્ષક નીવડી છે. લેખક વાર્તાવસ્તુ 'ઊંડાણમાં જઈ' લાવે અને અભિવ્યક્તિની ચોટી વધુ દાખવે એવી આશા રાખીશું.

**હું ને મારી શ્રીમતી : શ્રી. દામુ સાંગાણી**

માથાભારે પત્ની-મહેમાનો-પડોશીઓ-સંપેતરાં-અવ્યવહારુ પતિ જેવાં લક્ષ્ય સ્થાપીને નાટયાત્મક પ્રસંગ, ચમકદાર સવાદની અવનવી છટા, પાત્રોનું હાજરજવાબીપણું અને વચ્ચે વચ્ચે તરગલીલા પણ પ્રગટ કરતી ૧૮ વાર્તાઓના આ સંગ્રહમા લખાવટની કેટલીક ખૂંચે તેવી સમાનતા, અનુસ્વાર ઉચ્છેદથી માંડીને 'ઉચ્ચત્તર'-'સ્વભાવિક'-'સાધ્યામિ' જેવી અશુદ્ધિઓ, પણ છે. 'વન બાય વન ઈચ જેવો પ્રાસ્કો', 'હુ અત્યારે ગુજરાતી ગુસ્સામાં નથી!', 'નેતાનુ ભાષણ અને બૈરીનો જવાબ, બંનેની લંબાઈ સરખી', 'વખત મલમલ જેવો બારીક કે મચ્છર જેવો ત્રાસદાયક', લેખક 'મર્માળુ' હાસ્ય આણવાનો કશો દાવો' ન રાખતા હોવા છતા કલમની હાસ્યપોષક છટા સરસ ઉપજાવે છે, તેમજ ધારદાર વ્યંગ પણ યોજી શકે છે લગ્નજીવન-ગૃહજીવનની આસપાસ ઊભી થતી લાક્ષણિક પરિસ્થિતિને માર્મિક રીતે જોઈ લેખક તેને આકર્ષક રીતે રજૂ કરતાં નવચિત્રયુક્તન પણ સારું આલેખે છે. આયોજનની વધુ સાંસ્લિષ્ટતા અને આલેખનની સૂક્ષ્મતર છટાઓ પ્રગટાવતી હાસ્યવાર્તાઓની અપેક્ષા રાખવાનો સહૃદય વાચકને અધિકાર આપતો આ સંગ્રહ લોકપ્રિય નીવડે તેવો છે.

**ત્રણ વરદાન : શ્રી. ચુનીલાલ વ. શાહ**

જીવનમાંગલ્યનો ધ્વનિ પ્રગટાવતી વીસ વાર્તાઓનો સંગ્રહ મૂળ દેશી-વિદેશી બીજ પરથી વિકસાવેલી બોધક છતા રુચિકર વાર્તાઓ આપે છે. 'જટાયુની નભોયાત્રા' મા અનુભવાતું કલ્પનાશીલ આલેખન કે ભવ્ય કરુણ સમાપન સાધેતું રહસ્યદર્શન કે સંવાદનું આકર્ષક નિરૂપણ, 'પેટ ને પટારો'

માંના વૈદ્ય મંગળજી કે 'થાપણુ દીવો' માંના શેઠનું પાત્રદર્શન, 'કઠોરતાનું મારણ'માંનું વાર્તાતત્ત્વ, 'ઉદ્ધાર' વાર્તાનું વાતાવરણ, 'બહુરૂપી બ્રહ્મગુલાલ'નું રૂપકગ્રથન, આ સંગ્રહનાં કેટલાંક તરત યાદ આવતાં પાસાં છે. લેખકની અનુભવી દૃષ્ટિ અને લેખિનીની કુશલતા તેમાં જણાશે. પક્ષીરાજ બંધુ સંપાતિ, પુત્રવધૂ પાર્વતી, સંગીતાચાર્ય રકંદિલ, વૈદ્ય મંગળજીમામા, બહુરૂપી બ્રહ્મગુલાલ, રાજુલાને પુરુષાર્થી પુત્ર ગોપાળ જેવાં પાત્રો મન પર દૃઢ છાપ પાડી જીવનના કોઈ ને કોઈ ઉદાત્ત આશયને મૂર્ત કરી રહે છે. ઓવક વાર્તાઓનો વાચકવર્ગ લેખક પાસે હજી વધુ આવી વાર્તાઓની અપેક્ષા રાખે જ.

## હાથરાની વાતો : શ્રી. મોહનલાલ ચુ. ધામી

જવાંમર્દી, ટેક, સ્વાર્પણ, ઔદાર્ય કે ઊભરાતા પ્રણયની શ્રુતકથાઓને પોતાની વર્ણનાત્મક શૈલીમાં ગોઠવી આપતો લેખકનો આ વાર્તાસંગ્રહ આ વર્ષે નવું સંસ્કરણ પામ્યો છે. નિસર્ગ–પ્રસંગ-પાત્રની રોનકદાર યા રંગીન રજૂઆત, સોરઠી જબાનની તેજદાર અદા, અને ભાવનાઆવેગથી સંગ્રહ રોચક થયો છે. 'દૂધના કટોરા', 'વીરાં', 'પુનાં', 'પાવરિયાની પ્રેમકથા' સારી વાર્તાઓ થઈ છે. સાપ્રત ભાષ્યોદ્બોધન નિવારી શકાયું હોત તો?

## પીતામ્બર વાર્તાવૈભવ : શ્રી. પીતામ્બર પટેલ

શ્રી. હીરાબહેન પાઠકના મમતાભર્યા છતાં વિવેચનાત્મક પ્રવેશક સાથે પ્રગટ થતા આ સંગ્રહમાં લેખકે ચૂંટેલી ૧૬ વાર્તાઓનો આહ્લાદક ગુચ્છ રચાયો છે. 'શહનાઈનવાઝ'નું નાથા ડોસાનું શબ્દચિત્ર કે ચોટદાર સમાપન, 'મેળાનાં માનવી'નું ગ્રામીણ જીવન પર ભાત પાડતું કલાદૃષ્ટિની આવજત પામેલું પ્રણયકથાનક, 'નવી કે જૂની' માંનું વીરમ-રળિયાતનું સજીવ નિરૂપણ, 'મા' મા મહત્ત્વનું કારુણ્ય પ્રત્યક્ષ કરતી લખમીની તસવીર, 'નંદવાયેલું હૈયું'માંની સાસુની મમતાનું આલેખન ઉપરાંત કેટલુંક મનો–ચિત્રણ અને પ્રાસાદિક ઉપરાત આકર્ષક શૈલીસૌંદર્ય આ સગ્રહમાં તૃપ્તિકર થાય છે. 'નીલ ગગનના પંખી'માંની પાચેક વાર્તાઓ પણ લેખકે અહીં મૂકી છે. લેખકની વાર્તાકલાનું ઠીક ઠીક પ્રતિનિધિત્વ સાચવતો આ સંગ્રહ આવકાર પામે તેવો થયો છે.

## અંતરનાં અમી : અનુ૦ રૂ. શ્રી. ધનસુખલાલ મહેતા

ત્રણ મૌલિક અને ૩૧ અનૂદિત કે રૂપાન્તર પામેલી વાર્તાઓનો આ સંગ્રહ 'કિસ્મતના ખેલ', 'જોશી', 'ટ્રેનમાં', 'રક્ષણની રકમ', 'પિતા',

'બાપુજી', 'રાતની એક્સપ્રેસ', 'છૂપો ખજાનો', કે 'ભૂરા વાઝનો ભેદ' જેવી વિવિધ સુવાચ્ય વાર્તાઓ આપે છે. 'અંતરનાં અમી' મૌલિક વાર્તામાં ઘટના તત્ત્વ આકર્ષક છે. 'બારી' માં સુગ્રથિતતાનો અભાવ, 'વાંદાનો ત્રાસ'-માંની સફળ નાટ્યાત્મક કિસ્સારજૂઆતમાં સહેજ ખૂંચે તેવી સુરુચિની ખામી, જમાવટની પદ્ધતિમાં સામાન્ય વરતાતું શૈથિલ્ય યા ઉતાવળાપણું, નિવારવાજોગ નબળાં પાસાં ગણાય. સરળ શૈલીમાં રોમાંચક પ્રસંગો અને આકર્ષક સ્વભાવદર્શન પણ લાવતો આ સંગ્રહ સુવાચ્ય નીવડ્યો છે.

**આયખાનાં ઓઢણાં : અનુ૦-રૂ. શ્રી. 'શાન્તમ્'**

એક પોતાની અને બીજી સાત અનૂદિત કે રૂપાન્તરિત વાર્તાઓનો આ નાનો સંગ્રહ પ્રા. જયન્ત પાઠકના અવલોકનાત્મક આમુખ સાથે આ વર્ષે બહાર પડ્યો છે. લિયો તોલ્સ્તોય, વિષ્ણુ પ્રભાકર અને સુભદ્રાકુમારી ચૌહાણની વાર્તાઓ અનુવાદ-રૂપાન્તર માટે પસંદ કરાઈ છે. 'એક વહેણ, બે કિનારા' વિદેશી બીજમાંથી સારી વિકસેલી વાર્તા છે. 'રહસ્ય' બોધક ટુચકો નીવડેલી વાર્તા ગણાય. 'ભારે પડી!' ની હળવી છાંટ આકર્ષક છે. 'ચિનગારી'નો કૃત્રિમ સંવાદ, અને 'અભિયુક્તા' માં લેફ્ટ ઠેઠ લગી તપાસાયેલું જ નહિ એવું અપ્રતીતિકરપણું ખૂંચે. ભાવનાશીલ રાષ્ટ્રીય જુસ્સા તથા આર્થિક ભીંસે સર્જેલી સામાજિક વિષમતાની સામગ્રી પર મંડાયેલી આ આઠ વાર્તાઓ વર્ણનાત્મક સાથે સુવાચ્ય છે.

**ઝરણ ઝરણનાં નીર : અનુ૦ શ્રી. 'શાન્તમ્'**

વર્ણન-વાતાવરણને એકંદરે સજીવ કરતી છ અનૂદિત વાર્તાઓનો આ સંગ્રહ શ્રી. જયંત દાણાવાળાના પ્રવેશક સાથે બહાર પડ્યો છે. ગાર્શિનરચિત 'લાલ ઝંડી' માનવતાભર્યો સેમિયોન અને વૈરાગ્નિભર્યા વાજિલીનાં પાત્રોનું અને રહસ્યનું સારું નિર્વહણ સાધે છે. સમાજના નીચલા થરમાંનું માણસાઈનું તેજ પ્રગટ કરતી વાર્તાઓ ધ્યાન ખેંચે છે અહીં. ચેખોવની 'શરત', કૃષ્ણચન્દ્રની 'કાળી સડક ગોરી સડક', અને તોલ્સ્તોયની 'રીંછનો શિકાર' વૈવિધ્ય આણી સફળ વાતાવરણ રચી આપતી વાર્તાઓ છે. શ્રી. 'શાન્તમ્'ની વાર્તા પસંદગી અને તેની ગુજરાતી ભાષામાંની રજૂઆત 'આયખાનાં ઓઢણાં' કરતાંય આ સંગ્રહમાં વધુ સૂક્ષ્મતા અને સામર્થ્ય દાખવે છે. આ બન્ને સંગ્રહનાં મુખપૃષ્ઠો, ખાસ તો 'આયખાનાં ઓઢણાં'નું વધુ સુઘડતા દાખવી શક્યું હોત તો? છપાઈ પણ વધુ કાળજી માગતી હતી. શ્રી. 'શાન્તમ્' ભવિષ્યમાં આથીય વધુ સમૃદ્ધ સંગ્રહો આપે તેવું ઇચ્છીશું.

**ધારાપુરીનો ખજાનો (ભાગ, ૧-૨): અનુ૦ શ્રી. રામુ ઠક્કર**

મુસ્લિમ બનેલા કોઈ અંગ્રેજ સૈનિકે લખેલી અને અનુવાદકને અકસ્માત મળેલી 'Tho Zondnd or A Nawab's Leisuro's Hours' નામક 'દિલચસ્પ' અને 'ફક્કડ' વાર્તાઓ સરળ રોચક ભાષાન્તર પામીને આ બે ભાગમાં આ વર્ષે પ્રગટ થાય છે. અરબ જહાજમાંથી મળેલી ઈરાની રૂપવતી ઝીરા ઉર્ફે મહેતાબના પ્રેમમાં નિમગ્ન સુરતના નવાબને 'મૂડ' માં લાવવા આકર્ષક કહાનીઓ કહેવાય એવી યોજના તેમાં છે. આમ ગુજરાતની ભૂમિકા તો વાચકોને આકર્ષણ પ્રેરશે જ; પણ વાર્તાઓ જે મધ્યકાલીન સાહસ-શૌર્ય-પ્રણય-સ્વાર્પણ કે કૂરૈબી-પ્રપંચ-ઝનૂનનું વાતાવરણ રચી આપે છે, લલિત રોમાંચક ઘટનાઓ જે રહસ્યની હવા પણ જમાવે છે, અદ્ભુત ઘટનાકડીઓને ય જે કારણનું બુદ્ધિગમ્ય સાંધણ પૂરું પાડે છે, જ્યાં-ત્યાં ગધ્તરીબાજ-સાહસિક ટાઢા-જરકંત યા સંકટ-ઋણુયોગવશ પાત્રોની જે ભરચક સૃષ્ટિ ચીતરી આપે છે, એમના દ્વારા જીવનની કોઈ ને કોઈ ઉદાત્ત ભાવનાનો ઉપસંહારમાં જે જય સૂચવાય છે, તે આ સંગ્રહોના વાચનને રુચિકર કરે તેમ છે. છેલ્લી વાર્તા ઝીરાના ઈરાનનિવાસના કથાનકને ગૂંથી સંગ્રહોને સમગ્ર પાટ અર્પે છે. કેટલીક થોડી કાળજીથી નીકળી શકત એવી ભાષાક્ષતિ-મુદ્રણચૂક અને પ્રથમ ભાગને મુકાબલે બીજા ભાગની મૂળ ત્રણ વાર્તાઓનું વસ્તુ-નિરૂપણ શૈથિલ્ય હોવા છતાં, બુદ્ધિ ચતુર્ય-ઓપ-સિન્જત આપતી વિસ્મૃત મધ્યકાલીન વાર્તાઓ રસવાહી સ્વરૂપે ગુજરાતીમાં કાળજીપૂર્વક ઉતારવા માટે વાચકોનો વિશાળ વર્ગ લેખકને અવશ્ય ધન્યવાદ

અને એમાંનાં 'અવલોકન-ભાષા-શૈલી'ને પ્રોત્સાહન આપવા એ મહત્ત્વની વાત છે. નિયમિત લખાયેલી, માંદગીની લાચારીમાં અન્યની નોંધનો ય ઉપયોગ કરી આ રોજનીશીમાં ગાંધીજીની રોજિંદી વાતચીત-વાર્તાલાપ-પ્રાર્થના-વ્યાખ્યાન-પત્ર આદિ પ્રમાણભૂત સામગ્રી દ્વારા ગાંધીજીનું બહુલક્ષી વ્યક્તિત્વ સુરેખ ઊપસી આવે છે. ગાંધીજીની પારદર્શી નિખાલસતા, આત્મબળની પ્રભાવશીલતા, એમનો વિનોદ, એમની તલસ્પર્શી દૃષ્ટિ અને દૂરગામી સૂઝ, એમની સત્યનિષ્ઠા, ક્ષણે ક્ષણે માનવહિતની ચિંતા, બોધક છતાં હૃદયસ્પર્શી ઉદ્‌ગારો સાથે લેખિકાના સન્નિષ્ઠ કર્તવ્યપરાયણ અને ભાવનામય વ્યક્તિત્વની પ્રતીતિ પણ વાચકને થાય છે. સરદારશ્રી, પં. નહેરુ, બાદશાહખાન જેવા વ્યક્તિરેખાંકન અને ખાનસાહેબ-નહેરુ વગેરેને ઢોકળી ખવડાવવાનો પ્રસંગ-એ. આઈ. સી. સી.નો પાસ ન મળ્યાનો કે બિહારી ખાદી અંગેનો ગાંધીજીના અપરિગ્રહનો યા લેડી માઉન્ટબેટન ગાંધીકુટિરમાં આવે છે એ પ્રસંગ-સૂનેલા ગાંધીજીના પગ ઘસતાં લેખિકા નાકમાંથી લોહી નીકળે છે તેને ઓઢણીના છેડાથી દાબે છે તે પ્રસંગ અથવા મૌલાના માટે સિગરેટની રકાબી મૂકતા ગાંધીજીવાળું દૃશ્ય, ઉપરાંત જયપ્રકાશ નારાયણ-બળવંતરાય મહેતા વગેરે વિષેના ગાંધીજીના અભિપ્રાયો અને સરદારનું ટીખળ જેવી અનેક વીગતોથી આ રોજનીશી સજીવ નિરૂપણ પામી અસરકારક નીવડે છે. પરંતુ સૌથી વધુ વેધક તો નીવડે છે ગાંધીજીની આત્મનિરીક્ષણપૂર્ણ પરિસ્થિતિજન્ય ઊંડી વ્યથા-મંથનશીલતા. 'આજે મારું કોણ માને છે?', 'મારી ચારેય તરફ અગ્નિની જ્વાળાઓ ઊઠી છે. એ જ્વાળાઓ મને ભરખી જતી નથી તેમાં શું ઈશ્વરની કરુણા છે, કે તે મારી હાંસી કરે છે?', 'આપણું પગરખું ઠીક નથી', 'પહેલાં મારા ટુકડા કરો, પછી હિંદુસ્તાનના કરજો', સમા ઉદ્‌ગારો આખી રોજનીશીમાં ઘેરો વિષાદ પ્રસારે છે. ગાંધીજીના અંતરની એ વાચા મંથન શીલ છતાં સત્યનિષ્ઠ દૃઢ અને પ્રેમમય તો રહે છે જ. એમની અનેકવિધ પ્રવૃત્તિઓ વચ્ચેય ઝીણી ઝીણી વીગતોની કાળજી, નિયમિતતા, પરોણાગત, લેખિકા માટેની સભાન વત્સલતા, ધ્યેયનિષ્ઠા પણ પાને પાને પ્રત્યક્ષ થયા કરે છે. 'કાઠિયાવાડથી કોઈક આવે છે તો બાપુજી ખૂબ ખીલે છે' જેવું લેખિકાનું ઝીણું અવલોકન પણ આ રોજનીશીમાં વચ્ચે વચ્ચે લક્ષપાત્ર બને છે જ. 'ઉપરના આકાશમાં અંધારી રાતના તારલાઓ ટમટમી રહ્યા હોય છે અને ખાનસાહેબ પૂ. બાપુજીના પગ ખૂબ જ ભક્તિપૂર્વક દાબે છે' જેવું ટૂંકું છતાં હૃદયસ્પર્શી વર્ણન પણ લેખિકાની કલમ આસ્વાદ

ઉપસાવી શકે છે. લેખિકાની રીસ વેળાનો ગાંધીજીનો ઉદ્ગાર 'કેમ, મારી કાયેથી ઊતર્યાં કે નહિ?', જવાહરનું ગુજરાતી 'દેખો, મૈં બરાબર સમજી ગયો છું', લેડી માઉન્ટબૅટન આવવાનાં હતાં તેથી ચીજો ગોઠવાતી હતી તે જોઈ લોકો આપી જતા હતા એવી લેખિકાની વાણી સાંભળી સરદાર કરે છે તે ટકોર, 'તો શું બીજાઓ ખાતર પાડવા જાય છે કે?', અથવા મધ-ગરમ પાણી-સોડાનું ગળેય ન ઊતરે એવું પીણું લેખિકાને પીવું પડે તેવાં અનેક પ્રસંગો-ચિત્રો આ ગંભીર ચિંતનપ્રેરક રોજનીશીમાં હળવી છાંટ સાથે આત્મીયતાની ખુશબૂ જમાવે છે. 'ન ખાજો' જેવો ગાંધીઉદ્ગાર, 'લાખો નિરાશામાં'ને ભજન કહેવાય, યા 'રંકને ઘેર રાય' જેવું મથાળું નિવારવાજોગ ગણાય. ગાંધીજીના પુનિતકર સાન્નિધ્યની લેખિકાની ચિરંજીવ સ્મૃતિ ધરાવતાં પુસ્તકોમાં પ્રમાણભૂત વસ્તુ અને સજીવ ચિત્રાત્મક આલેખનશૈલીથી ગરવું બનતું આ પુસ્તક ગાંધીજીવન-દર્શનના અભ્યાસીઓને ય મૂલ્યવાન લાગશે. રાજકીય પશ્ચાદ્ભૂ ઉપરાંત રાષ્ટ્રીય જીવન અને જીવનસમગ્રનાં અનેક પાસા વિષેની ગાંધીદૃષ્ટિ સંદર્ભસામગ્રી રૂપેય કિંમતી છે. આ વર્ષના ચરિત્રાત્મક સાહિત્યમાં 'બિહાર પછી દિલ્હી' ગ્રંથનું તેથી જ આદરપાત્ર સ્થાન નિશ્ચિત છે. આપણને ય જાણે એ દિવસો વચ્ચે ગાંધીજીની સંનિધિમા લેખિકા લઈ જાય છે.

**ગોમતીઘાટ : શ્રી. ઈશ્વર પેટલીકર**

વિનોબાજી-મેઘાણી-માવળંકર-રમણલાલ વસંતલાલ દેસાઈ-વિદ્યાબહેન નીલકંઠ-પુષ્પાબહેન મહેતા જેવી ખ્યાતનામ વ્યક્તિઓથી માંડીને લેખકના કાકા બાબર ભગત યા ગામડાના નજુ પટેલના કુલ વીસ રેખાચિત્રો સમાવતો આ સંગ્રહ, આકર્ષક ભાવનાશીલ શીર્ષક સહ પ્રેરક સામગ્રી પ્રવાહી શૈલીમાં રજૂ કરેછે બાબર ભગત કે નજુ પટેલ જેવાં ચિત્રાંકનોમા લેખક વિષેય જાણવા મળતું હોવાથી આત્મચરિત્રનો અંશ પણ મિશ્રિત જણાશે. ગ્રામસેવક ગોરધનભાઈના પરિચયમાં મૈત્રીની રુચિર આત્મીયતા પુષ્પાબહેનના રેખાચિત્રમાં મળતી પૂર્વજીવનની અંપત્રાત બીનાઓ, જૂના-નવા પરિબળોના સંઘર્ષને આલેખતાં જણાતી પ્રગતિશીલતા અને વાસ્તવની પકડ ભેગી સહાનુભૂતિ, છાપાની સમાચાર રીતિ-સરકારી ન્યાયતંત્ર-વિદ્યાસંસ્થાઓ-અંદર અંદરના સંઘર્ષમાં પડી ગયેલો આર્યસમાજ-આચારનિર્બળ યુવાનો,-આદિ પરની માર્મિક ટકોર, અમુક વિશેષતા પ્રત્યે જ નિરૂપણનો ઝોક, રામનારાયણ પાઠક-હીરાબહેનના લગ્ન વિષે લખતા કરેલી નિખાલસ કબૂલાત, 'જશાભાઈની પ્રતિજ્ઞા'ની ઘટના નિરૂપતાં સ્તમનિષ્ઠા સાથે પાત્ર-પ્રસંગની જમાવટથી ખીલી

ઊગતી વાર્તા જેવી લખાવટ, એમાનું પત્રગ્રથણ, લગ્ન જ્યા જ્યા સામાજિક દૃષ્ટિએ પ્રેરક મૂલ્યનુ હોય ત્યા ત્યા એની આલોચના, જેવા અનેક પાસા લેખકના અવલોકન-ચિંતન–સૂઝ-કાર્યદક્ષતા–શૈલીની ખૂબી પ્રગટ કરી રહે છે આ રેખાચિત્રોમાં લેખકની નિખાલસતા, પ્રગતિશીલતા અને ગુણજ્ઞતા પ્રત્યેક પ્રકરણમા દૃષ્ટિગોચર થાય છે નિરૂપણમા અને વિચારમાં લેખકનો સંયમ અજબ રીતે ભાવનાશીલ રહીને ય અખંડ વર્તો જાય છે પુરુષાર્થ અને સચ્ચાઈથી જીવતી નાની-મોટી વ્યક્તિઓનુ જીવન લેખકને આકર્ષે છે ઝીણી વીગતો ય લેખક ચૂકતા નથી. ગુજરાતના આધુનિક જીવનપ્રવાહનુ માંગલ્ય સૂચવતો આ સગ્રહ યથાર્થ 'ગોમતીઘાટ' બની રહે છે 'જનમટીપ'ની પ્રેરણાભૂમિ સાવ નાનુ ગામડું નેદરા, 'જયભાઈની પ્રતિજ્ઞા'માનું જયાબહેનનું મંથન, એમા જ મળતું જયાબહેનના પિતાનુ વ્યક્તિત્વચિત્ર, જેવામા લેખકની કલમ ભારે સફળતા દાખવે છે 'સુભાશિષ' 'મુખારવિંદ' 'ઝપે' 'સેક હેન્ડ' 'શતાબ્ધિ' 'મોહીન' જેવા ભાષા-મુદ્રણના અને ક્વચિત્ વાક્યરચનાના ય દોષો 'ગોમતીઘાટ'ના લેખકમા અપેક્ષિત ન જ હોય ને? 'જંગમ વિદ્યાપીઠ'ના સ્નાતક' અને અનુભવી-લોકપ્રિય લેખકની થોડી કાળજી જ આવી ક્ષતિઓ તો ટાળી શકત 'ગોમતીઘાટ'ના સમગ્ર સ્વરૂપમા અનુસ્યૂત જે પ્રેરક સમૃદ્ધ વસ્તુ અને ભાવનાશીલ-સુધારક તથા ગુણજ્ઞ દૃષ્ટિ છે અને કલમની પ્રવાહી શૈલી છે, તે એને વિશિષ્ટ ગૌરવ અર્પે છે જ. બૃહદ ગુજરાતનુ આફ્રિકામાનુ જીવન પણ લેખકે આ મંજૂષામા સમાવ્યુ છે. ઘનશ્યામ-જયંતીભાઈ જેવા મિત્રો, આપ યુવાનો-ડૉ. રાજેન્દ્ર વ્યાસ કે જગદીશ પટેલનો લગ્નપ્રશ્ન, પૂર્વ આફ્રિકાના ભિખ્ખુ પી. ડી માસ્તર ચરોતરના ભીખાભાઈ કે ઈશ્વરભાઈ, રસોયામાથી પતિ થતા આર્યસમાજી મયાશંકર, લેખકની દૃષ્ટિ-કલમનુ લક્ષ પામી ગુજરાતી સમાજનુ ગૌરવ કરે છે તેમ નવી પેઢીને પ્રેરે ય છે તેથી જ 'ગોમતીઘાટ' જેવા સગ્રહો લેખક વધુ આપે એવી આશા રહે છે

## બા-બાપુની અંતિમ ઝાંખી : શ્રી. મનુબહેન ગાંધી

મહાત્મા ગાંધી અને પૂ કસ્તૂરબાની અંતિમ પળોની ભવ્ય ઘટનાનુ હૃદયસ્પર્શી ચિત્રાંકન અહીં ભાવાર્દ્ર સરળ કલમે લેખિકા દોરે છે, અનુભવ્યા સરદાર અને જવાહરલાલ નહેરુના રેખાચિત્રો પણ તેમા યાદ રહે તેવા ગૂંથાયા છે. પતિપરાયણ બા અને નિતાંત જાગ્રત એવા જ પ્રેમાળ બાપુનાં ચિત્રો સાંનિધ્યના અનુભવે ઉષ્માભર્યા નીવડ્યા છે 'જીવતો રહ્યો તો પ્રાર્થના

પછી ફરતી વેળા વાત કરીશું' યા 'આ બધું જોવા ઈશ્વર હવે મને વધુ નહિ રાખે' એ ગાંધીઉદ્‌ગારો ઐતિહાસિક પુરવાર થયા છે. 'ગોળને જલદીથી બનાવી–' કે 'તેમની જોડે .. ભલામણ કરી' જેવા પ્રયોગો ઉચિત ન ગણાય; છતાં સ્મરણીય ઘટનાઓનાં આ બે વ્યક્તિલક્ષી ચિત્રો લેખિકાએ સાક્ષીની સજીવ દૃષ્ટિથી અને સ્વાભાવિક એવી જ આકર્ષક વેગીલી શૈલીમાં આલેખી આપીને આ નાની પુસ્તિકાને ગરવી બનાવી છે એમ અવશ્ય કહેવું જોઈએ.

## શાંતિનિકેતનની યાત્રા : શ્રી. પ્યારેલાલ

ગાંધીજીની ઈ.૧૯૪૫ની શાંતિનિકેતનની છેલ્લી મુલાકાત અને તે સમયના તેમના ઉદ્‌બોધનને સમાવતી આ નાનકડી પુસ્તિકા વિદાય લઈ ચૂકેલા કવિ રવીન્દ્રનાથની વ્યક્તિતાનેય ગૂંથી લઈને 'કરુણતાનો ભાવ' સુરેખ રૂપે ઝીલે છે. શ્રી. ક્ષિતિબાબુની વેદના કે શાંતિનિકેતન કોયલના ઈંડા જેમાં સેવાતાં હોય તેવો કાગડાનો માળો બન્યું છે, ગાંધીજીનો તપ પરનો ભાર યા ભવિષ્યમાં હિન્દુસ્તાનીમાં બોલવાની ચેતવણી ધ્યાન ખેંચશે. સંગીત વિષેના તેમના વિચારો અસ્પષ્ટ જણાય છે, ભલે તે 'અનભિજ્ઞ' રૂપે રજૂ થયા હોય. 'ગીતાંજલિ'નો ઉતારો સારાનુવાદ તો પામવો જોઈતો હતો જ. એક યાદગાર પ્રસંગને નિમિત્ત કરી લેખકે બે મહાન વિભૂતિઓનું દર્શન અહીં સારું આલેખ્યું કહી શકાય.

## રવીન્દ્રનાથ ઠાકુર : શ્રી. ધનવંત ઓઝા

રવીન્દ્રવંશવૃક્ષ, રવીન્દ્ર જીવન-સર્જનસૂચિ, ઈ ૧૯૨૦માં શ્રી રવિશંકર રાવળે દોરેલું કવિશ્રીનું રેખાંકન, કવિ અને ગુજરાતના સંબંધ વિષે સ્વતંત્ર પ્રકરણથી વિશિષ્ટ થયેલું આ ચરિત્ર કવિના સર્જક–ઋષિ–કેળવણીકાર તરીકેના વ્યક્તિત્વને પણ નિરૂપે છે ટૂંકો પરંતુ આકર્ષક બંગાળપરિચય, આના તરખડનું ટૂંકું શબ્દચિત્ર, 'જીવનકલા' વિભાગમાંની સુચુસ્થિરકૃત વ્યવસ્થિત સંકલના, કવિને ગુજરાતની કઠી–વેઠમી ભાવની કે સંગીત–નલિકાની કવિને પ્રેરણા ગુજરાતમાંથી મળી અથવા મૃગજળ પહેલું જોયું સૌરાષ્ટ્રમાં જેવી મહત્ત્વની નોંધનીગત, આ ચરિત્રને ઉપયોગી અને રોચક કરે છે. નિરૂપણ સમગ્રલક્ષી અને રસપ્રદ ઉપરાંત માહિતીગૂંથ્યું બન્યું છે. રવીન્દ્રની અસરનો મુદ્દો વધુ પૃથક્કરણાત્મક અને આધુનિકતાલક્ષી થયો હોત તો સારું. વિશેષત વ્યક્તિત્વલક્ષી પરિચયાત્મક સ્વરૂપનું છતાં કેટલાક નવીનતા અને વીગતગૂંથણીથી આ ચરિત્ર વ્યાપક ઉપયોગનું નીવડે તેમ છે.

**રવીન્દ્રનાથ : શ્રી. યશવંત દોશી**

તૈતિરેમી પરિચયપુસ્તિકા રૂપે બહાર આવતું આ નાનું પ્રકાશન કવિશ્રીના જીવનકવનની ક્રમબદ્ધ સારવાહી પરિચયાત્મક રજૂઆત કરે છે. ઝીણી વીગતો અને સહૃદયતા ઉપરાંત તટસ્થતાનો એવો સુમેળ આ સરળ શૈલીના ચરિત્રમાં દૃષ્ટિગોચર થાય છે, કે હાથવગી સંદર્ભગ્રંથિકા રૂપે ય એનું મૂલ્ય છે જ. પુસ્તિકા પ્રયોજન સિદ્ધ કરી શકી છે.

**સર્વમાન્ય લોકનેતા : શ્રી. ચ્યવનરાય શુક્લ**

શૈશવથી ગુજરાત રાજ્યના પંતપ્રધાન તરીકેની કામગીરી લગીની ડૉ.જીવરાજ મહેતાની સળંગ જીવનતસવીર આલેખતું આ ચરિત્ર વીગતસામગ્રી અને વિવેકપૂર્વકના સંયમભર્યા નિરૂપણથી લક્ષપાત્ર છે. તસવીરો સાથેનું આ ચરિત્ર ડૉ જીવરાજ મહેતાનાં આ વર્ષનાં ચરિત્રોમા સહેજે તરી આવે એવું ગણાય. વર્ણ્ય વ્યક્તિવિશેષના વ્યક્તિત્વને અનુરૂપ હકીકતો પરનો લેખકનો ઝોક આ પ્રકાશનની સાર્થકતા છે ૧૯૧૬નો સર તાતા સાથેનો પ્રસંગ, શ્રી. હંસાબહેન સાથેનો લગ્નપ્રસંગ, વડોદરા ધારાસભામાંનું દીવાનપદેથી પેશ કરાયેલું તહોમનામું—જેવી વીગતોના આલેખનમા લેખકનો સંયમ ગૌરવભર્યો નીવડ્યો છે. વ્યવસ્થિત રજૂઆતમાં કયા ક્યાં છટા ઉમેરાઈ હોત તો ઇષ્ટ હતું ખરું.

**વીર વિદ્યાર્થી : શ્રી. મદન પરીખ**

આરંભના ચારેક પ્રકરણોમા ડૉ. જીવરાજ મહેતાના શૈશવ–વિદ્યાર્થીકાળને પણ બાકીના બારેક પ્રકરણમા એમની કારકિર્દીને નિરૂપતું આ ચરિત્ર ટૂંકું ચરિત્ર કહી શકાય. તબીબ, રાજનીતિજ્ઞ ઉપરાત લોકસેવક તરીકે ડૉ. જીવરાજના પ્રેરક વ્યક્તિત્વને પ્રગટ કરતા આકર્ષક પ્રસંગો અહીં સંકલિત થયા છે પુસ્તિકાનુ શીર્ષક બદલાયુ હોત, કે ભાષા–જોડણીશુદ્ધિની ચીવટ જળવાઈ હોત તો ઇચ્છવા યોગ્ય હતુ

**યશવંતરાવ ચવ્હાણ : શ્રી. ચંદુલાલ એમ. શાહ**

રાષ્ટ્રના અને મહારાષ્ટ્ર રાજ્યના યશસ્વી નીવડેલા અગ્રણી શ્રી. યશવંતરાવ ચવ્હાણની વિશેષતઃ રાજકીય કારકિર્દીને અનુલક્ષીને લખાયેલું આ ચરિત્ર તેઓની હિંમત, સેવાભાવના શ્રદ્ધા અને સમજદાર સૂઝને સારી રીતે આલેખે છે. ૧૯૪૨ની લડતમાના એમના કાર્યની રજૂઆત રોચક નીવડી છે. છતા કહેવું રહ્યુ કે વર્ણ્ય વ્યક્તિવિશેષનુ આથી વધુ સમગ્રલક્ષી અને સમૃદ્ધ ચરિત્ર લેખક આપી શકયા હોત. કવચિત્ વર્ણવાયેલી ઘટનાનું અધૂરું રહેતું પૃથક્કરણ, નિરૂપણની સળંગતા આડે આવતા બિનાવશ્યક અભિપ્રાયો, ઉત્તરાર્ધમા વધુ

પડતા ઉતારાઓને કારણે આવતી વ્યસ્તતા, ગુજરાત–ગુજરાતી સાહિત્ય સાક્ષરાદિ પરના કટાક્ષો અસ્થાને તો લાગે જ એવી અંગતતા, પુનરુક્તિ 'સ્પષ્ટીકરણ' 'લીડરો' 'ઉચ્ચતમ' 'અર્થહિનસમું' '(વક્તૃત્વને સ્થાને) વક્તવ્ય' જેવી ભાષાક્ષતિઓ, કેટલીક દૂષિત વાક્યરચના, કે પૃ. ૧૨૭ પર ચૂંટણી મોરારજી દીરે-ચવ્હાણ વચ્ચે થઈ હોવાનો હકીકતદોષ, આ ચરિત્રની આવી નબળી કડીઓ અવગણાય એવી નથી જ. સહાધ્યાયી લેખક પાસે તો વધુ સમૃદ્ધ ચરિત્રકૃતિની અપેક્ષા રહે જ. ચરિત્રનાયકના ગુણાલેખનમાં તુલનાત્મક નિરૂપણ પણ વધુ સમતોલ ઇષ્ટ હતું. આપણે ત્યાં આવા નિશ્ચય પુરુષાર્થ અને વિવેકથી સેવાક્ષેત્રે પ્રેરક નીવડેલા અગ્રણીનું આ પ્રથમ ચરિત્ર છે એ જોતાં એનું વાચન ઉપયોગી તો થશે જ.

## સ્વાનુભવના જીવન પ્રસંગો : શ્રી. ગોપાળદાસ પ્ર. મોદી

રહસ્યદર્શી અને સંયમશીલ રીતે રજૂ થયેલા લેખકના જાતઅનુભવજ્ઞાનના પ્રસંગો ચિત્રાત્મક યા કથાત્મક રૂપે અહીં સંગૃહીત થયા છે. પ્રસંગપસંદગી અને રજૂઆતમા લેખકની ભાવનાપરાયણતા, કલાપ્રીતિ અને સંસ્કારિતા સાથે માર્મિક વિનોદદક્ષિતાનોય પરિચય મળે છે. સ્વાતંત્ર્ય પછીના જીવનપ્રવાહનો અને વિશેષત. મધ્યમ સમાજનો ચિતાર સંવેદનભર્યો નીવડ્યો છે. આફ્રિકાના જીવનમાંય લેખકે ડોકિયું કર્યું છે. ૬૫ અનુભવપ્રસંગોના સમગ્રતયા ધારાવાહી નિરૂપણમા જીવનનું ભદ્ર–અભદ્ર કે ભવ્ય–નિમ્ન ચિત્ર ઉપસાવાયું છે. તુમારશાહી, નઠોરતા, રસશૂન્યતા, દંભ, ચીકટાઈ પર કટાક્ષ પણ થયા છે. આ સર્વ વચ્ચે લેખકની માગલ્યઝંખનાનો દોર ઝળકયા કરતો દેખાશે. આત્મનિરીક્ષણનુ પાસું આવા જાગૃત લેખક ન જ ચૂકે; એ અંશ પણ લક્ષ ખેંચે છે. 'સુભગ દાંપત્યદર્શન'ની જીવંત ચિત્રણા, 'આ ગીતાપાઠનો' નો વ્યંગ, ગુજરાતીમા ભસી મરતાં સું થતું હતું?'માનો રમૂજી કટાક્ષ, 'શ્રીયુત કપનીદાસ'ની પ્રસંગજમાવટ, શાસ્ત્રીય સંગીતના આલાપને કંપ સમજીને એસ્પ્રો લાવતા સહૃદય પારસીવાળો ટુચકો, જેવા પાસાં સંગ્રહમાં આકર્ષણ પ્રેરે છે. 'મધ્યમ વર્ગનો માનવી'-માં છે તેવી સંવાદની દીર્ઘસૂત્રિતા, 'જો હોત ન મોત' જેવી સામાન્યતા કે 'આવારા વિદ્યાર્થીઓ'મા છે તેવી ચર્વિતતા, રસનતત્ત્વની ઉપેક્ષા થતાં અળખામણી જણાતી વાચ્યતા, કયારેક ચિત્રણા માત્ર નોંધ યા માહિતી જ બની રહે તેવી રજૂઆત, કે કચ્છો ધોતિયું મહારાષ્ટ્રની પદ્ધતિ જ નહિ સૌરાષ્ટ્રમાં પણ પ્રચલિત છે તેની વિસ્મૃતિ આ કૃતિમાં મર્યાદા રૂપ

ખરી. તો પણ લેખકના વ્યક્તિત્વની ફોરમ પણ પ્રેરતાં આ પ્રસંગાલેખનો એમાંની સ્વાભાવિકતાથી, મદદરો દૃષ્ટિ-સંપન્ન પસંદગીથી, સજીવ ચિત્રણ-શક્તિથી, એકાગ્ર મિતભાષિતાથી અને સમગ્રતયા સંયમભર્યા વિચારભાવ-રંગોથી સુવાચ્ય બન્યાં છે. શ્રી. કાકાસાહેબની પ્રસ્તાવના સંગ્રહને સાંપડી છે, એવો ગુણવિશેષ સંગ્રહમાં છે જ.

## સંસારમાધુરી : શ્રી. લાભુબહેન મહેતા

લેખિકાના સંસ્કારી, સૌમ્ય, સંવેદનશીલ અને પ્રગતિશીલ મનોમય વ્યક્તિત્વનું પ્રતિબિમ્બ પાડતાં જાતઅનુભવનાં ચોસઠ પ્રસંગચિત્રોનો આ સંગ્રહ જીવનના સુરીલાપણાની ભાવના સ્ફુટ કરે છે, ભાષાશૈલીની તાદૃશતા ખડી કરનારી અને અસ્ખલિત છે સંસારમાધુરી મંથન વિના ન પ્રગટે તેથી ઘર્ષણ અને મંથનની તસવીરો આ સંગ્રહમાં પડ્યા કરે છે. કુટુમ્બ-જીવનની ય ઉપેક્ષા થાય એવા વ્યવહારમાં સ્નેહભાવ હોવાથી તે હવે ઓછો જ કરવો રહ્યો કે સ્ત્રીસમભાવની ઝુંબેશમાં પુરુષનેય સમજવાની સહૃદયતા સ્ત્રીએ ત્યજવી ન ઘટે, શહેરી ધમાલમાં ઘરનું સુખ ઓસરે છે, સ્ત્રી નોકરી કરે તે ઘરનાં સુખ-શાન્તિને ભોગે તો નહિ જ, બાળકોને ય કામ તો સોંપવા જોઈએ જેવા સૂચન લેખિકાનું ગૃહજીવનનું સાચું દર્શન અને સ્ત્રીલેખિકા તરીકેનું સંયમી વલણ સ્પષ્ટ કરે તેમ છે. ઉદ્દામપણું કે ઉગ્રતા એ જ આધુનિકતા એવું સમીકરણ લેખિકાએ નથી સ્વીકાર્યું એ આખા સંગ્રહમાં વ્યાપ્ત એવું સુભગ તત્ત્વ છે. મૂંઝવતી સમસ્યા વચ્ચેની લેખિકાની પોતાની નિષ્ક્રિયતા, પરિતાપની સહૃદયતા છતાં યેન કેન ઉકેલ લાવવો જ એવી વૃત્તિનો અભાવ, લેખિકાનું યથાર્થ વલણ પણ સૂચવશે. 'સુધારો બધો ઉપર ઉપરનો જ છે. ઊંડે તો પહોંચ્યો જ નથી' અથવા 'નાની બાળાઓને પણ (સ્ત્રીઓની જેમ) ઘરની વાત બહાર કહેવાનો અભરખો બહુ હોય છે' જેવું અવલોકન પણ તરત લક્ષ દોરે તેમ છે. 'બે વિરોધી ચિત્રો'માનાં સવિતાબહેનને પક્ષેય સત્ય છે તે દર્શાવ્યું હોત, 'સંસારમાધુરી'મા ઘર્ષણ-મંથનની વાતોનું પ્રમાણ થોડું મર્યાદિત હોત, કે જોડણી-ભાષા-અનુસ્વારની કેટલીક ક્ષતિ ટળાઈ હોત તો ઇષ્ટ હતું. નેતાગીરીની તાલાવેલીને દૂર રાખીને, સમાજની નજરથી અનુભવોને પ્રસંગ-પાત્રની સુરેખ રજૂઆત અને રસાળ શૈલી દ્વારા પ્રત્યક્ષ કરી આપનાં લેખિકાનો આ સંગ્રહ પણ સામાજિક દર્પણ તથા પ્રેરક દીપ શિખા રૂપે લોકપ્રિય નીવડે તેવો છે.

## સોરઠના સંત-મહાત્માઓ : શ્રી. કાલિદાસ મહારાજ

સત્તર હિંદુ-મુસ્લિમ મહાત્માઓનાં વાર્તાત્મક ચરિત્રોનો આ સંગ્રહ વર્ણનાત્મક શૈલીમાં બોધક રીતે જિજ્ઞાસુઓને રોચક થાય તેવો છે. દંતકથાઓ આધારભૂત ન લાગી ત્યાં લેખકે તેમ જણાવ્યુંય છે, છતાં જમાનાની પશ્ચાદ્ભૂ જોતાં ચમત્કારોનું બયાન અનિવાર્ય થયું જણાય છે. લેખકની કલમની તળપદી રોનક-છાંટ વર્ણનોને ય ઠીક ઉઠાવ આપે છે. આહીર મેરામ, લાલનશાહ, જાયો ભગતાદિ સંતોની જીવનઘટનાઓ દ્વારા સેવા, નમ્રતા ત્યાગાદિનો સંદેશો લેખક પ્રગટ કરે છે. 'ગ્રામ્યવાસી' 'સભ્યતા' 'માહાત્મય' જેવી ભૂલો ખૂંચે.

## સોરઠની વિભૂતિઓ : શ્રી. કાલિદાસ મહારાજ

દસ સંતકથાનકોનો આ ચરિત્રસંગ્રહ પ્રસંગોપાત સારા પ્રકૃતિવર્ણનથી અને ઉચ્ચ આશયથી રોચક થશે. મૂળદાસ, મુક્તાનંદ, મોરારસાહેબ, જલારામાદિના જીવનમાં પરચાઓ, લેખકે પ્રસ્તાવનામાં એ વિષેની બેઉ બાજુ સમજાવી છે છતાં, આજે ગળે ઊતરવા તો કઠિન જ. પરંતુ એ સ્વીકાર્ય માનીએ તોયે એના નિરૂપણમાં આધુનિક સૂઝ બતાવાઈ હોત તો છજે ખરું. જોડણી-ભાષાદોષો ગંભીર ગણાય છે.

## સોરઠનાં સંતો : શ્રી. કાલિદાસ મહારાજ

વાર્તારૂપે બાર સંતચરિત્રો આપતા આ સંગ્રહમાં લેખક સંતના બાંધ્યા સંત'માં મળે છે તેવી વર્ણનછટાથી, મસ્તરામ-સતુઆ બાવા-લાલજી મહારાજ રાણી રૂપાદેવી-મહાત્મા નાથાજી-સંત વાલારામ આદિને નિરૂપે છે. છાણનું ઘી થઈ જાય કે ગોળનાં છાણાં બની જાય જેવા ચમત્કારો છે, તેમ બ્રહ્માનંદજી ધ્રાંગધ્રાના પથ્થરો તોડાની ઘોડાને મનોબળે વશ કરીને જેવી પ્રતીતિકર ઘટના પણ છે જ. લખાવટક્ષતિઓ ખરી.

## સૌરાષ્ટ્રના સંતો : શ્રી. દેવેન્દ્રકુમાર કા. પંડિત

પીડિત-પતિતની સેવા કરતા સૌરાષ્ટ્રના પંદર સંતોની જીવનઘટનાઓ અહીં અપાઈ છે. સહજાનંદી ગુણાતીતાનંદ, મીઠા માં'રાજ, મુસ્લિમ હોથી, ભક્ત નરસૈંયો જેવાં ચરિત્રચિત્ર ખાસ પ્રેરક થયાં ગણાય. સમગ્ર ભૂમિકા આજેય હૃદયસ્પર્શી થાય તેવી હોવાથી સંગ્રહ વંચાય તેમજ પ્રેરક પણ થાય તેવો નીવડ્યો છે. વર્ણનછટા સરળ અને અનુરૂપ રહી જણાશે. ભાષાના ક્વચિત્ જણાતા ('આદિ વગેરે' જેવા) દોષો નિવારાયા હોત તો?

અલ કાઈદ : પ્ર. શ્રી. યુસુફ માંડવિયા

પાકિસ્તાનના પ્રણેતા અને પ્રથમ સુકાની કાઈદે અઅઝમ મહંમદઅલી જિન્નાહનું આ ચરિત્ર વિવિધ તસવીરો, કેટલીક દસ્તાવેજી નોંધ અને એમના જીવનની વિવિધ અગત્યની ઘટનાઓ તેમજ તેમના છેલ્લા દિવસોનું બયાન કરે છે આત્મગૌરવ પરત્વે પૂરેપૂરા જાગ્રત શિસ્ત-ચોખ્ખાઈના આગ્રહી, વટ-કરડાઈથી અસ્પર્શ્ય જેવા જણાતા છતાં અંદરથી કોમળ દિલ પણ ધરાવતા, અનુરાગીઓમાં ય ચિંતા કરાવતું જિદ્દી વલણ રાખતા જનાબ જિનાહને સમજવામાં આ ચરિત્રની ઘણી વીગતો ઉપયોગી થશે હજાર રૂપિયાની માગણી દમ આપીને રજૂ કરતી પ્રવાસી સ્ત્રીઉતારુનો પ્રસંગ, લૉર્ડ અને લેડી માઉન્ટબેટન સાથે છબી ખેંચાવતાં પોતે વચ્ચે જ ઊભા રહ્યા એ પ્રસંગ, પોતાને પંજાબી મુસ્લિમ રજપૂત કહેવરાવવાનો આગ્રહ કરતા રહે છે તે પ્રસંગ, કાઠિયાવાડના મેમણો વચ્ચે ઉર્દૂમાં બોલે છે એ પ્રસંગ જ જિન્નાહનું વ્યક્તિત્વ વિવિધ રીતે રજૂ કરે છે પરંતુ આ સંકલિત ચરિત્ર કૃતિમાં તેઓના છેલ્લા દિવસોની તેમની સારવારમાં રહેલા દાક્તરોએ રોજનીશીની પદ્ધતિથી કરેલી રજૂઆતનો વિભાગ ઘણો મહત્ત્વનો નીવડે છે 'હવે તો મને થાકોડો લાગ્યો છે' કહેતા આ પાકિસ્તાનના શિલ્પીની ઊંડી દબાવેલી વ્યથા હૃદયસ્પર્શી બને છે પૂંજા ઠક્કર અને મીઠબાઈના આ દીકરાએ જે જહેમત, જે આગ્રહ, જે મિજાજથી પોતાનું નિશાન હાસલ કરેલું તે જોતાં અને અસાધારણ અગ્ર સ્થાન સિદ્ધ કર્યું હતું તે વિચારતાં, એમના જ અનુયાયીઓ અને સાથીઓ વચ્ચેની એમની અલિપ્તતા કરુણનું નિમિત્ત બને છે પોતાની અવગણનાની એમની વેદના અપીલ કરે તેવી છતાં ગૂઢ જ રહેવું પસંદ કરે છે માંદગીના બિછાને જિન્નાહ ભવ્ય, રસિક, ટેકીલા અને અસહાય પણ જણાય છે આ વિભાગમાં જિન્નાહનું વ્યક્તિત્વ ભારે ઉઠાવદાર થયું છે તેમના ભાણીનું વસન શબ્દચિત્ર પણ આ સંગ્રહમાં ધ્યાન દોરે તેમ છે 'નહેરુની ટેકરાઈ,' 'અરગા હાથની અડમોથ' જેવી લખાવટમાં અને કેટલા પ્રસંગોની પસંદગી તેમજ રજૂઆતમાં સંપાદકલેખકે સંયમ અને ગૌરવની દાંડી સ્થિર રાખી હોત તો આ ચરિત્ર દીપી ઊઠત 'નહેરુ ન આવ્યો' કે માઉન્ટબેટન માટેય તેવું જ નિરૂપણ લાગે સુરુચિદર્શક ગણાય. ગોધરાવટનાના વર્ણનમાંય સંયમગૌરવની ઊણપ સાથે પક્ષવાદી રજૂઆત ખૂંચે તેમ છે ચરિત્રનાયક પ્રત્યેનો સહૃદય ભાવ-પૂજ્ય ભાવ માન્ય નીવડે તેવી રજૂઆત કરવામાં ઔચિત્ય હતું જ દાક્તરોની નોંધપોથીના પાના સભાવનો

વિભાગ અને જ. જિન્નાહ વિષેની કેટલીક મહત્ત્વની ઘટનાઓ આપતું આ પુસ્તક અભ્યાસી વર્ગને રુચિકર થાય તેવું બનાવી શકાયું હોત તો?

**લીલાવતી જીવનકલા : સં. શ્રી. ભૂપેન્દ્ર ત્રિવેદી**

સાક્ષરવર્ય શ્રી. સ્વ. ગોવર્ધનરામ મા. ત્રિપાઠીએ લખેલા પુત્રીચરિત્રની ચોથી આવૃત્તિ આ સંપાદન દ્વારા પ્રાપ્ત થાય છે. સ્વર્ગસ્થ પુત્રીને સંબોધનરૂપે રચાયેલી આ કૃતિમાં વાર્તાલાપી અને પત્રરૂપની તાજગી સહજ ઊતરી છે; અલબત્ત, પંડિત માટે સંભવિત હદે જ. લેખક આ કૃતિમાં લીલાવતી નિમિત્ત રૂપ જ હોવાનું કહે છે, પરંતુ સાહિત્યિક નિરૂપણમાં એ સ્પષ્ટ ખરું જ. જીવનની હકીકત કરતાં સ્વભાવ પર લેખકનું વધુ લક્ષ છે. પ્રા. ઠાકોર, પ્રા. રમણલાલ જોષીનાં પુરોવચન, શ્રી. રામપ્રસાદ બક્ષીની 'સર્જનપ્રશસ્તિ'ની સમશ્લોકી રજૂઆત અને અભ્યાસી સંપાદકનું ટિપ્પણ ઉપયોગી છે.

**નંદશંકર જીવનચરિત્ર : સં. શ્રી. ભૂપેન્દ્ર ત્રિવેદી**

૧૯૧૬માં શ્રી. વિનાયક નંદશંકર મહેતાએ લખેલું આ ચરિત્ર આ વર્ષે પ્રા. ત્રિવેદીના સંપાદનનો લાભ પામી સુપ્રાપ્ય થાય છે. મૂળ ચરિત્રલેખકને અંજલિરૂપ શ્રી. હંસાબહેન મહેતાનો લેખ અને ચરિત્ર-લેખકના પુત્રનોય લેખ અહીં યોગ્ય રીતે ઉમેરણ પામેલ છે. 'કરણઘેલો'ના પ્રસિદ્ધ સર્જકનું આ ચરિત્ર વીગત-નિરૂપણની દૃષ્ટિથી અભ્યાસી વર્ગને ઉપયોગી છે, તે જોતાં સંપાદક દ્વારા ચરિત્રઆલોચનાની અપેક્ષા રહે છે. ટિપ્પણરૂપે સંદર્ભસ્પષ્ટતા હોત તો એ અપેક્ષા કંઈક સંતોષાત.

**જ્યોર્જ વૉશિંગટન : વ્યક્તિ અને વિભૂતિ : અનુ૦ શ્રી. ત્ર્યંબક મહેતા**

માર્કસ કન્લીફે લખેલા ચરિત્રગ્રંથનો આ અનુવાદ અમેરિકાના પ્રથમ પ્રમુખ-સેનાપતિ-રાષ્ટ્રનાયક-રાષ્ટ્રપિતા જ્યોર્જ વૉશિંગ્ટનનું ઐતિહાસિક, સત્યનિષ્ઠ છતાં સહૃદય, સ્પષ્ટ, પૃથક્કરણાત્મક અને સુવાચ્ય ચરિત્ર આપે છે. ઝીણી વીગતો, વ્યવસ્થિત રજૂઆત અને વિવિધ અભિપ્રાયોની મૂલવણીથી અને 'સમગ્ર માનવી'ના છેલ્લા પ્રકરણની હૃદયસ્પર્શી સમાલોચનાથી આ પુસ્તક વિશિષ્ટતા ધારે છે. વૉશિંગ્ટનના પત્રો-નોંધપોથીનો આધાર, અંગત-જાહેર જીવન કે સ્વભાવની તે આધારે સમીક્ષાત્મક રજૂઆત, રાષ્ટ્રનો સાદ આવતાં ફરી ફરી કર્તવ્યધુરા ઉપાડતા ચરિત્રનાયકના અંતરમાં ઘર-ખેતર-અંગત સાદી જિંદગીનું સતત સળવળતું મમત્વ, માનઇચ્છા-મૂલો કબૂલવાની અનિચ્છા-નિરાળાપણાની સભાનતા સાથે એમનું ઉદાસીનપણું કે એકાકીપણું આદિની નિખાલસ ચિત્રણા ગ્રંથમાં આકર્ષક બને છે. આવા અભ્યાસપૂર્ણ

અને સાચદિલ ચરિત્રગ્રંથનો અનુવાદ સરળ અર્થલક્ષી અને રુચિકર નીવડ્યો છે. 'શીલા' 'શિર્ષક' 'પ્રતિક' 'પ્રતીમા' 'વીરલ' જેવી ક્ષતિઓ અવશ્ય દૂર થઈ શકત.

**એબ્રહેમ લિંકન—જીવન અને વિચાર: અનુ૦ શ્રી. જયોતીન્દ્ર હ. દવે**

પોલ એમ એંગલના ચરિત્રલેખ તેમજ ચરિત્રનાયકનાં પ્રવચનો-પત્રોનો આ સંકલિત અનુવાદ તસવીરો અને છેલ્લે જીવનપ્રસંગોની સાલવાર સૂચિ પણ સમાવી લે છે. "બીજાને જે સ્વતંત્રતા આપવા માગતો નથી તે પોતે પણ સ્વતંત્રતા મેળવવાને યોગ્ય રહેતો નથી. પરમ ન્યાયી પરમેશ્વર એવાને ઝાઝો વખત સ્વતંત્ર રહેવા દેતો નથી" એવું કહેતા એબ્રહેમ લિંકનની દૃઢનિષ્ઠા, ગુલામીની પ્રથા દૂર કરવાની સતત લગની અને કોશિશ, તેમનું ખૂન, તેમના રાજદ્વારી ગુરુ સમા હર્નડન દ્વારા મળની વ્યક્તિત્વની વીગતપૂર્ણ ચિત્રણા, આદિ આ નાની ચરિત્રકૃતિમાં પણ રસપ્રદ અને ઉપયોગી પાસાં નીવડે છે. મુદ્રણચીવટ ક્વચિત્ વધુ લક્ષ માગે તેવી ખરી. અનુવાદ શિષ્ટ અને પ્રવાહી નીવડ્યો છે.

**શિવાનંદ આત્મકથા: અનુ૦ શ્રી. શિવાનંદ અધ્વર્યુ**

હૃષિકેશના સંત સ્વામીશ્રી શિવાનંદજીની આધ્યાત્મિક હેતુ ધરાવતી આત્મકથાનો ડૉ. શિવાનંદ અધ્વર્યુએ અહીં સરળ અનુવાદ રજૂ કર્યો છે. સ્વામીશ્રીએ સંક્ષેપમાં પોતાના પૂર્વજીવનની—શૈશવ, તેજસ્વી વિદ્યાર્થીજીવન, મલાયામાં સેવાભાવી-સંશોધક દાક્તર તરીકેની કામગીરી ઉપરાંત ૧૯૨૩ થી ભારતમાં પોતે આદરેલી આધ્યાત્મિક પ્રવૃત્તિનો સ્પષ્ટ ચિતાર આપ્યો છે. પૌષ્ટિક ખોરાક-દૂધ-ફળ તો સાધક માટે સગુણ બ્રહ્મરૂપ છે કે કીર્તન દ્વારા ભારતમાં ક્રાન્તિ આણી શકાય યા પ્રચારપ્રવાસો દરમિયાન હૃષિકેશથી ટપાલ રવાના ન થાય તેવી સૂચના જેવી વીગતો નોંધપાત્ર છે. પોતાની ગમે તેટલી તસવીરો લેવાય, તેથી અધ્યાત્મહ્રાસ થતો નથી એ વિચાર લક્ષ દોરે છે. સફળ યોજક-પ્રચારક કરતાંય વધુ તો આત્મતત્ત્વચિંતક રૂપે સ્વામીજીનું દર્શન અહીં થાય છે. સ્ત્રીઓ માટે આધ્યાત્મિક વૃત્તિપોષક મોટી સંસ્થાની હિમાયત, સંન્યાસીઓ માટે આર્થિક સ્વાયત્તતાની રજૂઆત, જેવાં સૂચનો મહત્ત્વનાં ગણાય. સાધક માટે પુનરુક્તિ આવશ્યક સ્વામીશ્રી માને છે. આવી કૃતિમાં તે ઓછી હોત, અનુવાદકે સ્વામીજીના સાધકજીવનને સ્પર્શતી તાજી અનુભવવાતો ઉમેરી આપી હોત અને 'ગ્રામ્ય', 'અસંશા', 'ન(ર)ત', 'બબીંદ' જેવી લખાવટભૂલો ગાળી નાખી હોત તો જરૂરી હતું. દક્ષિણ ભારતે આધુનિક

ભારતને બક્ષેલા એક બુદ્ધિશીલ અને શ્રદ્ધામૂર્તિ સંતજનની આ સંક્ષિપ્ત આત્મકથા ગુજરાતી વાચકવર્ગને પ્રેરક જણાશે એમાં શક નથી.

**અમને ઓજાર આપો! : અનુ૦ શ્રી. ધનસુખલાલ મહેતા**

કથાનાયક હેન્રી વિમ્કાર્ડ રચિત 'Give us the tools' નો આ અનુવાદ અપંગોથી ચાલતા કારખાનાને પશ્ચાદ્ભૂમાં રાખીને માનવસ્વભાવ અને પુરષાર્થની એક વિશિષ્ટ ઊજળી બાજુ ચરિત્રાત્મક શૈલીમાં રજૂ કરે છે. 'એબિલિટિઝ' સંસ્થાની, 'ખંડિયેરમાંથી પુનર્જીવન પામેલા' કામદારોની આ યશગાથા સ્વમાનના–આત્મગૌરવના વાતાવરણે દીપ્ત છે. લખાવટ પ્રસંગાત્મક છતાં એકંદર ભાવવાહી અને ક્યારેક તો છટાવાળી પણ થઈ છે. રસિક કથારૂપે રજૂ થતી ત્યાગી મહેનતુ અને આત્મવિશ્વાસુ નાયક અને તેની પ્રવૃત્તિની આ તસવીર આપણા આ નવઘડતરના સમયમાં એક મહત્ત્વની દિશાએ આગળ વધવામાં પ્રેરક નીવડે એવું ઇચ્છીશું. અનુવાદ સરળ અને રોચક થયો છે.

## હાસ્યસાહિત્ય

આ વિભાગનાં ૮ પ્રકાશનોમા ૩ સ્વતંત્ર અને ૫ પુનર્મુદ્રિત છે.

**✓સાથે બેસીને વાંચીએ : શ્રી. ચિનુભાઈ પ્રે. પટવા**

સંસ્કારી એવું જ રસિક શીર્ષક, ચકોર નજરે જોવાયેલું–વિચારાયેલું શહેરી જીવનના વિશેષત ઊજળા મધ્યમ વર્ગ આસપાસનું વૈવિધ્યભર્યું વસ્તુ, કટાક્ષ-વિનોદ-તરંગ-ચિંતન–શબ્દરમતાદિથી આકર્ષક લખાવટ અને આત્મીયતા પ્રેરક અંગત તત્ત્વથી વિશિષ્ટ અને આહ્લાદક થતો આ માર્મિક પ્રસંગ–વ્યક્તિચિત્રો તેમજ દ્યોતક હળવી નિબંધિકાઓનો સંગ્રહ દૈનિકપત્રમાંની લેખકની લોકપ્રિય કટાર 'પાનસોપારી'માંથી ચૂંટેલી ૧૯૫૭–'૬૧ વચ્ચેની કેટલીક સામગ્રી રજૂ કરે છે બુદ્ધિશાળી વિનોદ–વ્યંગ સાથે કલ્પનાશીલ સહૃદયતા–સહાનુભૂતિ લેખકની વિશિષ્ટતા છે. આસપાસના જીવનને સર્જકે માણવા–નાણવાની અને એને ઇષ્ટ વિનોદવ્યંગ માટેની સાહિત્યિક ભૂમિકા કરવાની રીતિ લેખકને સરસ ફાવી ગણાય 'દૂરબીન દોરનીએ'માંનુ આત્મનિરીક્ષણ–કવિત્વ–સૂચક કારુણ્ય, 'નખ કરડવાનો શોખ'મા 'એન્વા'–અમદાવાદ નેઇલ બાઇટર્સ એસોસીએશનની યા નવરા બેઠાં માખી મારની એ હિંસક ટેવ કરના નખ કરડવાની અહિંસક નિર્દોષ કટેવ સારી જેવી તરંગલીલા, 'ભાતભાતની ઊંઘ'-માનું શિક્ષક ચૂની કાકાનું રેખાચિત્ર, રાણીના સ્વાગતની છાપ પાડવા માટેય

વસતિવધારાની હિમાયત, વીસાપુરના દીવાન-શિક્ષકનું ભાવાર્દ વ્યક્તિચિત્ર, પોતાના પ્રિય પાત્ર રૂપે આગસ્તુ મિયાંભાઈની જાહેરાત, 'વેપારીની વિદાય'ની સંવાદાત્મક રજૂઆત, 'ગાભા અને ગૃહિણી'માંનું તર્કચાતુર્ય, 'ભત્રીજાની પ્રેસ કૉન્ફરન્સ'માંની આયોજના અને અમેરિકી જીવનની આધુનિક સામાજિક વીગતોની ગૂંથણી, આદિમાં લેખકની હળવી પીંછી અને ચકોર દૃષ્ટિની ખૂબી જણાયા કરે છે. 'ચૂરો કે ટુકડો'માંનું સાધારણત્વ, 'તો મોટાભાઈ મને લડે' માંનું બોધપ્રાધાન્ય, 'અતિથિવિશેષ રાણી'માંનો હળવાશઅભાવ, રાજ્યપાલના ઉપવનમિલન યા રાણીની પ્રેક્ષકમેદની પરના લાઠીચાર્જમાંની પ્રાસંગિકતા, ક્યારેક સભાન લખાવટની તીવ્રતા કે લેખોની પસંદગીમાં થોડીક ચીવટઊણપ, આ પ્રકારના સંગ્રહમાં સહૃદયને ખૂંચે જરૂર. લેખકનો ફલક મર્યાદિત તો ખરો જ, પણ એની મજા છે એમાંની દૃષ્ટિની રજૂઆતમાં; તેમ છતાં કેટલાંક લખાણો વિશેષ મર્યાદિત નીવડ્યાં લાગે, ખાસ તો અમદાવાદ બહારના વાચક-સમુદાયને. આ મર્યાદા લેખકની સનિષ્ઠાનું પ્રતિનિધિત્વ રજૂ કરે છે એમ સ્વીકારવું જ જોઈએ. વસ્તુપટની આવી મર્યાદા તેથી જ એના રૂપરંગપોતની સંગીનતા સમક્ષ મહત્ત્વની નથી. ચાતુર્યમંડિત છતાં સરલ સહજ શૈલી, તરંગ-વ્યંગ-રમૂજની લહરો ભેળી વચ્ચે વચ્ચે વરતાતી વિચારશીલતા અને સહાનુભૂતિ, નગર-ગૃહજીવનનાં વિધવિધ પાસાંની વિલક્ષણ રજૂઆત, અગંભીર અવાજે ગંભીર વાત સૂચવી દેતી બહુશ્રુતતા અને લખાણમાં સળંગ વ્યાપ્ત લેખકની પ્રસન્નકર વ્યક્તિતાને કારણે સંગ્રહ મહત્ત્વનો નીવડે છે.

છે. કહેવતો, રૂપકાદિની કટાક્ષ-રજૂઆતમાંની યોજના ય એ જ હકીકત સૂચવે તેમ છે. આ અભ્યાસ-સાહિત્યિક રુચિનો રંગ સંગ્રહનું મહત્ત્વનું પાસું જણાય છે. આધુનિક પોશાકની વિચિત્રતા-સરકારી તંત્રની જડતા-ખલનાયકનું જ છેવટ મરણ એવું સિનેમા અને રાજકારણનું સામ્ય, સેળભેળ એ જ હવે તો 'ભૂતળ અવની પદારથ મોટું'-અપરિવર્તનશીલ કંઈ પણ હોય તો રેલવેની સાંકળ ખેંચવા માટેની રૂા. ૫૦ની શિક્ષાસૂચના, જેવી નાની-મોટી અનેક વીગતો સંગ્રહનું વસ્તુવિવિધત્વ છતું કરે છે; પરંતુ વસ્તુનું તો સામાન્યપણે અમથું નિમિત્ત જ રહે છે; કારણ, આડા જતા લાગે તોય લેખક હમેશાં ગર્ભિત વિચારના લક્ષ્ય પર જ પોતાની વેધક દૃષ્ટિનો પ્રકાશ કેન્દ્રિત રાખવા માગે છે. એમના સમસમતા વ્યંગની અણી પણ આવા સૂક્ષ્મ નિશાન તરફ જ તકાઈ જણાશે. આ વેધકતામાં રોષ છે, તે કરતાંય ઉદાર આર્દ્રભાવ વધુ છે. એ બહુ પ્રગટ નથી, છતાં સતત સૂચિત તો છે જ. મુખપૃષ્ઠ પરનો ચશ્માં પહેરેલ એક આંખ દેખાડતો સૂચક ચહેરો માત્ર એક જ વેધક સીધી નજર પહેલી નજરે ભલે દેખાડે, તેમાં બીજી આંખની કરુણા ને કોમળતાની ઝલક છાની રહે તેવી નથી જ. ક્યારેક ઉઘાડી રહેતી પ્રાસંગિકતા, સંદિગ્ધતાની હદે દોડી જતી વિલક્ષણતા, ઘટના અને વિચાર વચ્ચેનો દુર્લક્ષ્ય રહેતો ગાળો, પાને-પાને વિચારકથનની રજૂઆતથી ક્યારેક અરુચિકર થતું વાચ્યતાનું વાતાવરણ, 'દરેક વાતનું...કુતૂહલ' વચ્ચે વચ્ચે દોષૈકલક્ષિતામાં જ પરિણમે એવું એકાંગીપણું અને કવચિત્ અનૌદાર્ય જેવી વીગતો આ સંગ્રહ 'મનમાં આવ્યું'માં સંયમ પામી હોત તો? સંયમ જ આવા પ્રકારના લેખનમાં છેવટ તો બળપ્રેરક તત્ત્વ બને છે અને લેખકની કસાયેલી કલમ અને ઊંડી અભ્યાસશીલતા સાથે વરતાતી નિખાલસ સહૃદયતા એ વાત સમજ્યા છે. તિરસ્કારનું તત્ત્વજ્ઞાન પ્રેમની માંડણી વિના ન ઘટે-ટકે એ વાત લેખકના ખયાલમાં છે જ. તેથી જ વ્યાપકતા છે, ત્યા ત્યાં 'મનમાં આવ્યું' ચોટ પણ અજમ પકડે છે.' છીએ' ને બદલે' છે' અને કવચિત્ અનુસ્વારઅભાવ દૂર કરવા જોગ. શ્રી. 'બંદા'નું 'મનમા આવ્યુ' તેના કેટલાક બાહ્યાંતર સત્ત્વથી 'મનમાં ભાવ્યું' કહેવા પ્રેરે તો નવાઈ નથી.

**રંગ અને વ્યંગ : શ્રી. નાનુભાઈ નાયક**

સોળ નિબંધિકાઓના આ સંગ્રહમાં 'સવાઈ બ્રહ્મા', 'એ તો મને આવડે!', 'આળસ', 'જયા-જયંતની શોધમાં', 'હજામ અને ગપેરો', 'ઢાલ અને દાલિયો', કે 'બગાડવાની આદત' જેવા વિધવિધ વિષયો કાં તો

પાત્ર-પ્રસંગને ઉપસાવીને અથવા વિચારની વિલક્ષણ ચાલ આલેખીને લેખકે રજૂ કર્યો છે. લેખકનું અવલોકન, તર્કતરંગમળ, શબ્દરમત, વ્યંગ-રમૂજ ઉપસાવતી રજૂઆત ઠીક ધ્યાન ખેંચે તેવાં છે. નૈસર્ગિક હાસ્યસૂઝ અને અનુભવ લેખક પાસે છે. સમભાવ અને વર્ણનછટા પણ વચ્ચે વચ્ચે રુચિકર નીવડે છે. પરંતુ નવીનતા અને તલસ્પર્શીપણું આ ગુણો સાથે ભળે તો લેખકની શક્તિ વધુ ફલદાયી નીવડે એમ લાગે છે. 'સ્વભાવ'માંનાં દૃષ્ટાન્તોની અસાર્થકતા, 'બગાડવાની આદત'નાં દૃષ્ટાન્તોમાં હળવાશનો અભાવ, 'જયા-જયંતની શોધમાં' પરત્વે પ્રતિકૃતિસ્વરૂપ અને શૈલીની અસફળ કચાશ, વ્યાપક વાચ્યાર્થસ્ફોટ, ક્યાંક ક્યાંક સુરુચિની ઓછપ, અનુસ્વારલોપ ઉપરાંત મુદ્રણ અને ભાષા-જોડણીની ખટકતી ગંભીર ક્ષતિ (પ્રસ્તાવના આપનાર વિદ્વાનનું નામ પણ જોડણીની અતંત્રતાનો ભોગ બને તે ઠીક તો નથી જ) આ સંગ્રહની મર્યાદા બને છે. પ્રસ્તાવનામાં શ્રી. જ્યોતીન્દ્ર દવેએ મિતાક્ષરી દિશાસૂચન કર્યું છે જ. ✓વસ્તુપસંદગી, વિનોદ-સૂઝ, તરંગશક્તિ અને આલેખનની પ્રવાહિતા જાળવી-દાખવી શકતા લેખક આ ક્ષેત્રે ભવિષ્યમાં વધુ ગણનાપાત્ર કૃતિઓ અર્પે એવું જરૂર ઇચ્છીશું.

**આરામે હાસ્ય : શ્રી. ઓલિયા જોષી**

હાસ્યરસના ક્ષેત્રે જૂના જોગી શ્રી. ઓલિયા જોષી (જગજીવન ત્રિ. કોઠારી)-નો અદ્યતન સંસ્કરણ પામતો આ સંગ્રહ હાસ્યરસિક પ્રસંગચિત્રોનો ગુચ્છ રચે છે. પચીસ વર્ષ બાદ સંસ્કરણ પામતી આવૃત્તિમાં નવા લેખો ય સંકળાયા છે. દીપોત્સવી અંકો કાઢતા તંત્રીઓનો તંત્રીવાહન શક જુદો, મંડળ તે પારકે ઘેર ધંધો નામનું, જેવી અવનવી તુક્કા-તરંગલીલા બતાવતા આ સંગ્રહમાં વ્યંગ, ચાતુર્ય, બહોળા લોકજીવનનું નિરીક્ષણ, સાહિત્યપ્રેમ, બહુધા પ્રસંગપાત્રનિષ્ઠ અને વચ્ચે વચ્ચે માર્મિક પણ બનતું હાસ્ય છે. 'જ્ઞાન ગોળી'નાં વ્યંગસૂત્રો ય લક્ષ ખેંચે છે. કેટલીક ચર્વિત સામગ્રી અને એકધારી લઢણ અને મર્મ લગી ન જવાની ઉતાવળ ઉપરાંત 'સ્પષ્ટિકરણ' 'કેલવણી' કે 'અદ્‌ભૂત' જેવી ક્ષતિઓ ટાળવા જેવી હતી. આરામની પળોમાં મોજ આપતો આ સંગ્રહ નવા રૂપરંગે પ્રાપ્ત થાય છે તે આનંદની વાત છે.

**દીવાને હાસ્ય : શ્રી. ઓલિયા જોષી**

આ વર્ષે નવું સંસ્કરણ પામતો આ હાસ્યરસિક પ્રસંગચિત્રોનો સંગ્રહ એમાંની લેખકની સાહિત્યિક પ્રીતિથી વિશેષ છવાયો છે. અવનવી વ્યુત્પત્તિ, કૃત્રિમ લાડ-શણગારમાં રાચતી શૈલી પરનો વ્યંગ, જેવાં પાસાં દ્વારા તે સ્પષ્ટ

થાય છે. 'કેમ ચા પીને આવ્યા છો?' એવો વિવેક કરતા અમલદાર, 'બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર મૂળ રંગ કહેવાય; બાકીના બીજા બધા–', કે 'માલૂમ કે નહીં', સાંબ'નું મૂળ વિચારતાં અંગ્રેજ પ્રવાસીને તે મોસ્યમ્ હેઈલી નામના ઇજનેરનો કોઈ ભાયાત લાગે, જેવી રીતે વ્યંગની છટા ઠીક બતાવે છે. કેટલાક લેખોમાં બોધકતા વધુ પ્રબળ થઈ જતી લાગે. 'મિજાજ કે મીજાઝ'માં સુરુચિભંગ પણ ખરો. સમગ્રપણે સંગ્રહ રોચક નીવડશે.

## મુશાયરે હાસ્ય : શ્રી. ઓલિયા જોષી

શ્રી. ઓલિયા જોષી મનુષ્યસ્વભાવની ત્રુટિઓ–વિચિત્રતાઓ દર્શાવતાં પાત્રો, પ્રસંગો, કિસ્સાઓ તેમજ કૃત્રિમ ઉચ્ચાર–ભાષાપ્રયોગોમાંથી સામાન્યતઃ સ્થૂલ અને ક્યારેક ક્યારેક માર્મિક હાસ્ય પણ પીરસનારા આપણા જૂના લોકપ્રિય હાસ્યલેખક છે. એમની દૃષ્ટિ સમાજહિત તરફ છે તેમ હસાવીને 'ઢગલો વાળવાની'ય રહે છે. એમનું વલણ એકંદર જૂની જીવન-પ્રણાલી પ્રત્યેના આદરનું હોવાથી નવાં પરિબળોની વિસંગતિ–કચાશ પર એ સર્વગમ્ય પદ્ધતિથી વ્યંગ ફેંકી શકે છે. રહસ્યદર્શન તથા ઘેરું ચિત્રણ તેમનાં આ વર્ષે પ્રગટ થયેલાં, નવ સંસ્કરણ રૂપે મળેલાં હાસ્યરસિક પુસ્તકોમાં સામાન્ય છે. મોન્ટેસરી પદ્ધતિ પ્રમાણે છોકરો જવાબ આપે કે દૂધ-દહીં–છાશ–ઘી આપનાર પ્રાણી તે 'મારા બાપા', 'ગોવર્ધનભાઈ'નું 'ગોળ ધાણ' કરતો સુવાન, વદકણાં ડોસીમાને 'યૂ ડોકરી' 'યૂ ટેકિયો' 'યૂ ડબલ ન્યૂમોનિયા' 'યૂ ભાગવત' એમ સામું સંબોધ્યે જતો વકીલ, 'પરસેવાના પાકીટ'માંની કહેવતઝડી, આદિમાં વ્યંગ–રમૂજ લેખકની શક્તિનું કેટલુંક દર્શન અહીં પણ કરાવે છે. 'ભૂદેવની જિહ્વા'નું અતિકાવ્ય પણ સારું ગણાય. 'હાસ્ય વિષે વિશેષ' એ નામના અહીં પ્રાપ્ત સૈદ્ધાન્તિક લેખમાં જાણવા છતાં અકબર–બિરબલની અરુચિકર શ્રુતકથાની યોજના, 'મોટી ઉધરસ'માં વ્યંગ છતાં હાસ્યની મંદતા' કે 'વ્રત'ને સ્થાને 'વૃત્ત' જેવો પ્રયોગ ખૂંચે છે.

## હાસ્યતબેલો : શ્રી. ઓલિયા જોષી

દ્વિતીય અવતાર સસ્કરણ પામેલા આ હાસ્યરસિક સંગ્રહમાં એક સો દસ કથાનકો–ટુચકા છે. જૂના સૌરાષ્ટ્રીય જીવનની તસવીર એમાંથી ઊપસે છે. આડંબર–બાધાઈ–ગ્રામ્યતા પર કટાક્ષો તેમાં છે. પ્રિ. ઉનાવાલાની રમૂજ, બાંકા ડોસાનો પ્રસંગ, કાકા ને વીશીવાળાની ઘટના, 'વાયુડે વનમાં વેણું વગાડી!'માં પ્રત્યેક 'વ' ને 'બ' રીતે જ લલકારતો ભૈયો, આદિ યાદ રહી

જાય એવી સામગ્રી ખરી. હાસ્યવિનાની આપવીતી કથની, વિસ્તારની ક્યારેક ઢીલાશ, ક્યારેક સુરુચિભંગ અને જોડણી–ભાષાક્ષતિ ઉપરાંત સંગ્રહનું અરસિક શીર્ષક ટળાયાં હોત તો?

✓ **આનંદનો અખાડો : શ્રી. ઓલિયા જોષી**

લેખકનો સાહિત્ય–ભાષાની ભૂમિકા પરનો વ્યંગવિનોદ ઠીકઠીક કુનેહપૂર્વક રજૂ કરતો આ સંગ્રહ પણ પચીસ વર્ષે નવું સંસ્કરણ પામી પ્રગટ થાય છે. 'ઝેલવણીનું ફંદ'માંની કલ્પનાશીલતા, 'નવીન વ્યાકરણપદ્ધતિ'માંની તર્કરમત, 'અપ–ટુ–ડેટ મહાભારત' માંનો ધંધાદારી રંગભૂમિ પરનો કટાક્ષ, જૂની શ્રુતકથાઓનો તાજો કરાતો મસાલો, 'હ' શ્રુતિ અંગે ગુજરાતી –અંગ્રેજી શબ્દોની સહાયે ઉપજાવાતો વિનોદ, કે અનુભવ અને અભ્યાસનું સારું એવું વરતાતું સંયોજન આ સંગ્રહની ગુણબાજુ ગણાય અગાઉ સૂચવેલી કેટલીક મર્યાદાઓ અહીં પ્રમાણમાં ઠીક ઠીક ઓછી જણાશે. આ બધા જ સંગ્રહોમાં એક જ પ્રસ્તાવના ન રાખી હોત તો ઠીક હતું. આપણા આ લોકપ્રિય હાસ્યલેખક આ સંગ્રહો દ્વારા પુન લાગે ગાળે નવા ગુજરાતી વાચક સમુદાય સમક્ષ આવે છે. એમનું આ પુનરાગમન વ્યાપક વર્ગ અવશ્ય આવકારશે લેખકની અનુભવી કલમ તાજો સંગ્રહ પણ હવે સત્વરે આપે એવી અપેક્ષા રાખીશું.

## વિવેચન–સંશોધન

આ વિભાગના કુલ ૨૧ પ્રકાશનોમાં ૧૯ સ્વતંત્ર અને ૨ અનૂદિત છે.

**નભોવિહાર : શ્રી. સ્વ૦ રામનારાયણ વિ. પાઠક**

તલસ્પર્શી વ્યાપક છતાં વિશદ કાવ્યવિવેચનાની ગુજરાતને સત્ત્વસોહતી ભેટ આપી ગયેલા સ્વ. પ્રા. પાઠક સાહેબે ૧૯૫૩–'૫૪–'૫૫માં 'આકાશવાણી' દ્વારા આપેલા ઇતિહાસલક્ષી અને સ્વરૂપલક્ષી સોળ સાહિત્યિક વાર્તાલાપોનો આ સંચય, એની ગુણસમૃદ્ધિએ અને રોચક લખાવટે આપણા અભ્યાસીઓ અને સાહિત્યરસિકોનો ફરી ફરી વાચવો–વિચારવો રુચે તેવો છે. આમેય એમની વિવેચના વાર્તાલાપની સહજતા ધારતી હોય છે, અને આ તો છે જ વાર્તાલાપોની સંકલના–જાણે વાચતા ન હોઈએ, સાંભળતા જ હોઈએ એવું લાગે છે

પ્રથમ ખંડ મધ્યકાલીન સાહિત્યના સમગ્ર વિસ્તારને વિવેકપૂર્વક સમાવે છે. સામાન્ય સાહિત્યરસિકને સમગ્ર પરિચય મળે એ રીતે પ્રત્યેક વાર્તાલાપ રચાયો હોવા ઉપરાંત વિશિષ્ટ મૌલિક અને તાત્ત્વિક વિચારઝબકારા પણ મળે છે. સમગ્રતયા સંયમ–સ્વાભાવિકતાથી શોભી ઊઠ્યો છે એવી છાપ

પડે જ. ભાલણનાં પદોમાંનાં હાસ્ય-મર્મ હિન્દુધર્મની અવતારલીલાને લીધે, પ્રેમાનંદમાં મળે છે તેવાં દ્વિધાત્વનાં વર્ણનો મધ્યકાલીન સાહિત્યમાં જૂજ, રાજે કવિ તરફ દુર્લક્ષ થયું છે એ મત, કે ભિખારીને મોંએ સાંભળેલ મીરાંના પદનો નિર્દેશ, યા 'જૂનું તો થયું રે દેવળ' એ તેના પદ વિષે શંકાનું સૂચન, સ્ત્રીવિષયક શામળઉદ્ગારો ભેગી અર્વાચીન કવિતામાં ય 'માનસશાસ્ત્રીના સિદ્ધાંતોને અવલંબીને' પણ થતી સ્ત્રીનિંદા પર ટકોર, આદિ વીગતો, અવતરણો-પઠનદષ્ટાન્તો તેમજ વિશદ લખાવટથી મનોહર સુગમતા પ્રગટ કરતા આ વાર્તાલાપોમાં લક્ષ ખેંચે છે. પ્રેમાનંદની ગરબીનું દષ્ટાન્ત પૂરતું પ્રતીતિકર નથી, 'રણમલ્લ છંદ'નું અવતરણ રૂપાન્તર પામવું જોઈતું હતું, રાજે પરની સૂફી અસર સ્પષ્ટ થઈ નથી, કે ક્યારેક એમનાં વિધાનો ચિંત્ય પણ નીવડે, એવી નાની વીગતો આ સંચયખંડની ગુણોજ્જ્વલતાને આંચ પહોંચાડે તેવી ગંભીર નથી જ. સમગ્ર પ્રાચીન ગુજરાતી સાહિત્ય શાસ્ત્રીય પદ્ધતિએ શુદ્ધ થાય એ આવશ્યકતા પ્રત્યે એમણે વિદ્યાસંસ્થાઓનું લક્ષ પણ યથાર્થ દોર્યું છે.

બીજા ખંડમાં પદ-ભજન-આખ્યાન-ખંડકાવ્ય-સૉનેટ-ગરબી-ગઝલાદિ સ્વરૂપોની ટૂંકી છતા માર્મિક રસપ્રદ અને માહિતીભરી સમીક્ષા છે. અર્વાચીન સમય લાંબા વર્ણનાત્મક કાવ્યો માટે પ્રતિકૂલ હોવાનો અભિપ્રાય, હઝલ જેવા પ્રયોગો મુશાયરામા જરૂરી હોવાનું સૂચન, બ્લૅન્કવર્સ માટે વનવેલીની ક્ષમતાનો વિચાર, જેવી મહત્ત્વની વીગતો સાથે 'આખ્યાનકાવ્ય'ના સ્વરૂપ કરતા વસ્તુની દૃષ્ટિથી 'વેનચરિત્ર'ની ફંટાઈ ગયેલી ચર્ચા, ગો. મા. ત્રિ.ના 'કોયલ'માં લોકગીતના માધુર્યનો દેખાડાયેલો અંશ, બ. ક. ઠા ના સવૈયાની ('ખેતી') પદ તરીકે રજૂઆત, કે 'લોકોન્નતિનું પ્રોગ્રામ' જેવો એમની શૈલીમાં તો નડે જ એવો પ્રયોગ, જેવી વીગતો નબળી કડી પણ નીવડે છે. સમગ્રપણે આ આ વિભાગ એના સ્વરૂપને લીધેય વધુ તાત્ત્વિક અને સપ્રીગત થયો હોત તો વધું સંતર્પક ન થાત? 'આકાશવાણી'નું પ્રયોજન અવશ્ય આમાં લક્ષમાં રખાયું હશે, છતા આવા અધિકારી કાવ્યજ્ઞ માટે કોઈ વધુ અનુકૂલ યોજના વિચારાઈ હોત તો ગુજરાતી કાવ્યાભ્યાસને જ લાભ હતો ને?

'નમોવિહાર' એમાંની વસ્તુપસંદગી-સંકલના-રજૂઆત-દૃષ્ટિથી આપણા વિવેચનસાહિત્યમાં સહજ માનભર્યું સ્થાન લે તેમ છે અને પ્રસ્તાવનામાં શ્રી. હીરાબહેન પાઠકે જણાવ્યું છે તેમ 'ગુજરાતી કવિતા વિષેનાં અન્ય લખાણોમાં એક સારું એવું છેવટનું ઉમેરણ' પણ તે દ્વારા થયું છે.

અભ્યાસી, સાહિત્યરસિક અને કવિને આવું નમણા ઘાટનું મત્ત્વવંત અને દ્યોતક પુસ્તક પુનઃ પુનઃ સંભારવું ગમે જ.

## સંશોધનની કેડી : શ્રી. ભોગીલાલ સાંડેસરા

પ્રસંગે પ્રસંગે લખાયેલાં વ્યાખ્યાનો–પ્રવેશકો–નિબંધોનો આ સંગ્રહ સંશોધનાત્મક અને આલોચનાત્મક ઉપરાંત માર્ગદર્શક સ્વરૂપનો પણ નીવડ્યો છે. સરળ સારગર્ભ વિશદ અને ચોક્કસ શૈલીમાં ઉપયોગી અને પ્રેરક સામગ્રી લગભગ પ્રત્યેક લેખમાં પ્રાપ્ત થાય છે. આવશ્યક ત્યાં માર્ગદર્શન અને સાનુવાદ સારનિરૂપણ, ટીપ રૂપે દ્યોતક પૂર્તિરૂપ મુદ્દાઓની મિતાક્ષરી નોંધ, ઝીણી વીગતો કે પૃથક્કરણ છતાં સમગ્ર સરળ રજૂઆતનું અખંડિતપણું, લગભગ સર્વત્ર પર્યેષક તુલનાત્મક પદ્ધતિ, વિવાદગ્રસ્ત મુદ્દા પરત્વે સ્પષ્ટ મતદર્શન છતાં, અને માર્મિક ટકોર પણ ખરી તેમ છતાં ગુણદર્શી વલણની સ્થિરતા, મુદ્રિત–હસ્તલિખિત–શિલાંકિત સર્વ–અને વચ્ચે વચ્ચે તો નવી જ સામગ્રીનો ઉપયોગ અને તેનું પ્રતીતિકર અર્થઘટન–નિદાન, વિદ્યાવ્યાસંગનું સળંગ નીતરતું થીજું ઓજસ્ આ સંગ્રહની ગુણસંપત્તિ સૂચવે તેમ છે. ગુજરાતી સાહિત્ય–ભાષા–શિક્ષણની પાયારૂપ ભૂમિકા પર સામાન્યતઃ માંડણી અને વિચારણા છતાં ભારતીય દૃષ્ટિકોણ અને વ્યાપક સામગ્રીની ગૂંથણી–મૂલવણી પણ 'સંશોધનની કેડી'નું વૈશિષ્ટ્ય બને છે.

પ્રત્યેક પ્રાચીન કૃતિના સંપાદનમાં શબ્દકોશની આવશ્યકતા, ગુજરાતમાં ઉત્ખનનકાર્ય અંગે ભારત સરકારની ઉપેક્ષા, ગુજરાતની વૈશ્યવૃત્તિ, કે અભ્યાસક્રમમાં ગુજરાતના ઈતિહાસનું અપૂરતું સ્થાન, પ્રાકૃતઅધ્યયનની સુવિધાનો અભાવ, શ્રી હંસાબહેનરચિત 'બાલકાંડ' અનુવાદની વ્યાપક સંદર્ભ વચ્ચેની મૂલવણી, 'શકારિ' નવલકથાના પ્રવેશકમાની ઇતિહાસપર્યેષણા, સામાન્ય જનને ય આકર્ષે છતા અભ્યાસીની છાપ ઉપસાવે જ તેવા ચોર–ચશ્માના લેખોમાનું શાસ્ત્રીય સંશોધન, ૨૧ રામનાથ મોદીની કાર્યકદર સાથે જ અર્થઘટનમા અનુપૂર્તિરૂપે સ્પષ્ટતા, પાટણના સાળવીઓ ક્યાંથી આવ્યા તેનો પ્રથમ પુરાવો, ફારસી તવારીખોમાની ગુજરાતના સૈનિકોની મુક્ત પ્રશંસા કે કર્ણાટકી કવિ ગંગાધરના બે ગ્રંથોમાની મુસ્લિમ કાળના ગુજરાતી હિન્દુ–જીવન વિષેની હકીકતો તરફ અંગુલિનિર્દેશ, જેવા પાસા 'સંશોધનની કેડી'ની મૂલ્યવત્તા દાખવે તેમ છે જ. વિદ્વત્તા અને વિચારશીલતાનો તૃપ્તિકર સમન્વય, પ્રજાકીય જ્ઞાનવૃદ્ધિનું લક્ષ્ય પણ વચ્ચે વચ્ચે લક્ષમા રાખે છે અને તેથી અભ્યાસક્ષેત્ર મહત્ત્વનો પથનિર્દેશ પણ મળે છે. વ્યાપક સંદર્ભ વ્યવસ્થિત

રીતે ખયાલમા રાખવા છતા કોઈ ચીગત જતી કરાતી નથી એ હકીકત ભુલાય તેમ નથી. છૂટા છૂટા લખાયેલા લેખો હોવાથી કવચિત્ મળતું પુન. કથન, આખ્યાનસ્વરૂપની ચર્ચાની ઊંચી કક્ષાને મુકામને તેની ઐતિહાસિક આલોચનાની સાદાઈ, 'ચરમા'ના અર્થદર્શન અંગે પોર્ટુગીઝો નહિ પણ અરબી–ઈરાની વેપારીઓ દ્વારા તે લવાયાના તર્કની અપ્રતીતિકરતા, 'સાહિત્ય-યાત્રા'માં બીજા લેખોને મુકાબલે મળતી શિથિલતા, કે કેટલીક છપાઈ ભૂલો આવા ઉચ્ચ કોટિના અભ્યાસભર્યા ગ્રંથમાં ખૂચે અવશ્ય. અનેક ઝીણી–મોટી તેમજ વિરલ સામગ્રી–ચીગતોની સુવ્યવસ્થિત મર્મદર્શી રજૂઆત, વ્યાપક વસ્તુભૂમિકા અને દૃષ્ટિ, સયમશીલ છતા સુરેખ અને વચ્ચે વચ્ચે ભાવવાહી ય બનતું નિરૂપણ, સ્પષ્ટતા તેમજ માર્મિકતા છતાં ગુણજ્ઞતા, અને ગુજ-રાતના સાહિત્યિક–શૈક્ષણિક પ્રજાજીવન વિષયક અભ્યાસના માર્ગે સતત નખાયેલો પ્રકાશ કે તરવરી રહેતી વિનમ્ર અભ્યાસનિષ્ઠા–સશોધનકુશળતા પ્રગટ કરતો આ ગ્રથ આ વર્ષના આપણા વિવેચન–સશોધનક્ષેત્રે મહત્ત્વનો ઉમેરો કરે છે, એનું ગૌરવ વધારે છે એમ નિ:સંકોચ કહી શકાય.

## સમદર્શી આચાર્ય હરિભદ્ર : શ્રી. પંડિત સુખલાલજી

મુંબઈ યુનિવર્સિટીની શ્રી ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળાના અગ રૂપે પ્રાપ્ત થતા આ સક્ષિપ્ત છતા સઘન અને સુરેખ ગ્રથમા વિદ્વાન વ્યાખ્યાતાએ આચાર્ય હરિભદ્રનુ જીવન, દર્શન–યોગના સભવિત ઉદ્ભવસ્થાનો, ગુજરાત સાથે તેનો સબધ અને તેના વિકાસમા સંપ્રદાયપર ગુણગ્રા સમન્વય-દર્શી આચાર્ય હરિભદ્રનુ સ્થાન તેમજ દાર્શનિક–યૌગિક પરપરામા હરિભદ્રની વિશિષ્ટતા સમજાવી છે. સ્પષ્ટીકરણ રૂપ પાદટીપ બે પરિશિષ્ટો તરીકે યોજાઈ છે. પ્રથમ પ્રકરણમા બ્રાહ્મણમાથી જૈન દીક્ષા ધારણ કરતા ચિતોડ આસપાસ જન્મેલા (ઈ ૭૦૧–૭૫૧), રાતે હીરાના તેજે ભીત કે પાટી પર કાચુ લેખન કરતા હરિભદ્રનુ જીવનચિત્ર સયમપૂર્વક આલેખાયું છે. બીજા પ્રકરણમા સમગ્ર વ્યાખ્યાનગુચ્છના સારરૂપ વિચારણા મડાઈ છે, પરવાદી મા પરપરંપરાને તુલનાત્મક દૃષ્ટિએ આદર દઈ સ્વપરપરાને નવી દૃષ્ટિ આપતું ઉદાત્ત ગુણલક્ષી હરિભદ્રજીનુ સમન્વયલક્ષણ નિરૂપાયુ છે ક્યારેક ઉગ્રતા છતા અસલી સસ્કાર સમતાનો છે એ બતાવાયુ છે યોગ અને તપ સમજાવી તપના વિકાસની સમજૂતી આપી, રાજશેખર–સિદ્ધસેન દિવાકર–શાન્તરક્ષિતની કૃતિઓની તુલના-ત્મક પરામર્શ રાખી, હરિભદ્રજીના સંસ્કૃત–પ્રાકૃત યોગવિષયક ગ્રથોનુ વિચાર-ત્મક વિવરણ કરી, વ્યાખ્યાતાએ બ્રાહ્મણ–શ્રમણ પરંપરાઓ વચ્ચેનું અંતર

સાધનાનો આચાર્યે કરેલો વિરલ પ્રયત્ન અને યોગમાર્ગીએ લોકધર્મ પાડવાની કરેલી હિમાયત પર વધુ ભાર આપ્યો છે લેખકે શ્રી અરવિંદ-અખાદિના અવતરણોય ભારખમ થયા વિના ગૂંથી દીધા છે ઘ ટ અભિપ્રાયનુ એકાગ્ર ઘુટા યેલુ નિરૂપણ તાત્ત્વિક વિચારણાની શાસ્ત્રીય રજૂઆત, વીગતો છતા સમગ્રલક્ષી લેખન, સંક્ષિપ્ત અર્થનક્ષી 'છતા સરલ ભાષાશૈલી ગ્રંથની શોભારૂપ છે કયારેક પુનરુક્તિ, કવચિત્ દોહન જ અને ક્યારેક આગ્રહી ઉત્સાહનુ વલણ હોવા છતા સંશોધનાત્મક પ્રયત્નો આ વિશદ વ્યવસ્થિત ગ્રંથ આપણા એક સ્વસ્થ લોક હિતૈષી પ્રાચીન પંડિતપ્રવરની વિશિષ્ટ વિચારધારાને સમર્થ રીતે પ્રગટ કરે છે અને તુલનાત્મક પદ્ધતિથી મૂલવી આપે છે તાત્ત્વિક વસ્તુની સુગમ રજૂઆત જોતા વિશાળ અભ્યાસી વર્ગને તે રોચક પણ થશે.

## મીરાંબાઈ-એક મનન : શ્રી. મંજુલાલ ર. મજમુદાર

આપણે ત્યા મીરાબાઈ વિષે વ્યવસ્થિત અધ્યયનગ્રંથની આવશ્યકતા જોતા પરિશ્રમપૂર્વક એ ત્ર કરાયેલી સામગ્રીઓ પર મ ડાયેલો, પ્રાપ્ત સાધનોના ઉપયોગ ઉપરાત મીરાબાઈકી પરચી' જેવી દુષ્પ્રાપ્ય સામગ્રી ય રજૂ કરતો જીવન-કવનની આલોચના સાથે 'મીરામાધુરી' નામક પદસચય પણ યોજતો આ ગ્રંથ આવકારપાત્ર છે મીરાની કવિતામા વૈરાગ્ય અને ગેયતાની સ્પષ્ટ વિચારણા સગુણ ભક્તિની દૃષ્ટિથી તેની કવિતાનો વિચાર, જીવન વિષેની સિલસિલાબધ રજૂઆત, કાવ્યસદેશ અને કાવ્યના ખડોમા મળતી અનેકવિધ માહિતી, એકદર રસપ્રદ આલેખન વગેરે આ કૃતિના મહત્ત્વના પાસા નીવડે છે ઘણી ઉપયોગી અને અભ્યાસનિષ્ઠાના પરિણામ સમી વીગતો-માહિતી હોવા છતા સકલનાની યોગ્ય માવજત વરતાતી નથી એનો કઈક અસંતોષ આવા અધિકારી વિદ્વાનની કૃતિ પરત્વે રહે તે ખૂચે ખરુ મહત્ત્વના કાવ્યવિષયક ખડોમા પણ પુનરુક્તિ અલગ બતાવાતા મુદ્દાઓની અપૂરતી ચર્ચા તુલનાત્મક વિવેચનમા વધુ તલસ્પર્શીપણાની વરતાતી આવશ્યકતા 'સદેશ' ખ ડમા આવતી ઉપયોગી છતા અપ્રસ્તુત ભાષાછણાવટ, આવા અભ્યાસગ્રથમા જરૂરી સુનિયોજનનો અભાવ વચ્ચે જણાતો માત્ર સારનિર્દેશ કે જીવન પ્રસંગની ...ની ... ઉલ્લેખની વિસગતતા આ ગ્રંથમા જણાશે પરતુ આ ગ્રથનુ મૂલ્ય તો છે તેના પરિશ્રમપૂર્વક દુષ્પ્રાપ્ય સાધનોની પણ કરાયેલી પ્રથમ રજૂઆતમા, મીરાની ભક્તિની સ્વરૂપ વિચારણામા તેની કવિતાના કેટલાક વિશિષ્ટ પાસાના રમ્ય નિરૂપણમા, કર્તૃત્વના પ્રશ્નની સારી રજૂઆતમા, તેના પદસકલનમા અને મીરાંના

અભ્યાસમાં અત્યંત ઉપયોગી એવો પ્રથમ સળંગ સંદર્ભવિવરણ–વિવેચનનો ગ્રંથ બનવામાં. આયોજનનો કંઈક સંયમ ગ્રંથનું મૂલ્ય વધારત એ ખરું; છતાં આ અભ્યાસગ્રંથ વિદ્યાવ્યાસંગનું સલિઠ પરિણામ છે જ. આપણા જૂના–નવા સાહિત્યકારોના અભ્યાસગ્રંથોની એકંદર ઊણપમાં આ કૃતિ એક કડી ઉમેરી આપે છે.

## વાર્તાવિમર્શ : શ્રી. ચુનીલાલ મડિયા

એક નવલકથા વિશે અને છ ટૂંકી વાર્તાના સ્વરૂપ ઉપરાંત પંદર વાર્તા–કૃતિઓ વિશેનાં લેખોનો આ ગુચ્છ લેખકના અભ્યાસ–ચિંતન અને શૈલી-સામર્થ્યને સારી રીતે પ્રગટ તો કરે છે જ. પણ સાથે એક સ્વરૂપની ભૂમિકા બાધી સ્વતંત્ર ગ્રંથરૂપે થતી રજૂઆત–તેય ગદ્યસાહિત્ય પરત્વે, પણ આપણું લક્ષ ખેંચે તેમ છે. શીર્ષકથી માંડી લખાવટ સુધી રંગદર્શી લહરની વ્યાપકતા આકર્ષક નીવડે છે. એમાની નીડરતા, સચ્ચાઈ, સાવધાની અને આધુનિક સંદર્ભની યોજના વિશિષ્ટ જણાશે. નવીન યા ઉપેક્ષિત સત્ત્વ–વલણ પ્રત્યે સમભાવ કે ક્યારેક ઉત્સાહ પણ 'વાર્તાવિમર્શ'નું વૈશિષ્ટ્ય ગણાય. ટૂંકી વાર્તાની સ્વરૂપચર્ચામા અદ્યતન અમેરિકી કૃતિઓની દૃષ્ટિ ખ્યાલમા રાખી આપણા સાહિત્યનાં દૃષ્ટાન્તોની કરાયેલી રજૂઆત, ટુચકાના રસપ્રદ ઉદાહરણો, સિનેમા–ટેલિવિઝન સાથેની આપણે ત્યા પ્રથમ સરખામણી, પ્રતીકોની અતિ અસ્ફુટતા પર ટકોર, જેવી વીગતો મહત્ત્વની બને છે. તીખા તરુણોની વિવેચનાક્ષેત્રે આપણી ઉપેક્ષા સામેનો અસંતોષ, 'લુકેમય'ની વાર્તાલાપી છટા, 'મિસગાઈડ કરતી ગાઈડો' પરનો આડકટકો, જયંતી દલાલ–સુરેશ જોષીના લખાણોમાંનાં ભયસ્થાનો અંગેની ચેતવણી, 'યુગ' કે 'મનોવિશ્લેષણ' શબ્દની અતિરપરાશ પરનો વ્યંગ, જેવી તાજગી પણ આ મરત આલોચક દાખવી રહે છે. અંગત રુચિવલણો ક્યારેક ઘેરુ પણ સમગ્રપણે તો સંયમિત પ્રતિબિંબ જ પાડે છે. ટૂંકી વાર્તાના ઐતિહાસિક નિરૂપણમા રુચિપડઘો કઈક વધુ સંયમિત હોત તો? એની લાંબી ટીપ પણ સંપૂર્ણ તો નથી જ. 'દ્દિભૂત'. 'આભુવણો' 'વિહારીણી' 'પતિ' 'વિપૂલ' 'મલ્લિનાથી સમી' 'પ્રાત્ર' 'કૃતિ' કે 'અમરસેટ મોમ' જેવી ભાષા–જોડણી–મુદ્રણ ક્ષતિઓ આવી રંગદર્શી લખાવટમા નડે તેવી છે 'ગુજરાતી વાર્તાની ગઈ કાલ'માં શ્રી. ગુલાબદાસ બ્રોકરની વાર્તા વધુ લક્ષના અધિકારી હતી શ્રી ઉમાશંકર જોષીની વાર્તાકલાના સ્વતંત્ર લેખમા યોગ્ય ગુણદર્શન થયું છે અને જિતુભાઈ પણ ભુલાયા નથી જ એ વિવેચકની જાગૃતિ સૂચવે છે. આસ્વાદ અને અભ્યાસનો

મનોહર સંયોગ રચતો આ ગ્રંથ આપણે ત્યાં આ પ્રકારની વિવેચનકૃતિઓ લગભગ નથી જ એ જોતાં સત્કારયોગ્ય હોવા ઉપરાંત તેની તાજગી અને તાકાતથી આ વર્ષનો એક મહત્ત્વનો વિવેચનગ્રંથ નીવડે છે

**ગ્રંથગરિમા : શ્રી. ચુનીલાલ મડિયા**

અહીં સંગ્રહિત ૩૮ ગ્રંથાવલોકનોમાં નાટક–નવલકથા–કાવ્ય–વિવેચનના–ચરિત્ર એવી વિવિધ ભૂમિકા રખાઈ છે રસપ્રદ શીર્ષકઆયોજના કલાત્મક નિરૂપણ, આકર્ષક લખાવટ, વિદેશી સાહિત્યકૃતિઓનું આપણે ત્યાં વિરલ એવું આલોચન, રુચિપ્રતિબિંબ અને સમગ્રપણે આસ્વાદલક્ષી તેથી ગુણદર્શન પર ભાર દાખવતો આ સચર લેખકના અભ્યાસ અને રોનકદાર ગદ્યનું સારું દૃષ્ટાન્ત બને છે

'ગુજરાતી સાહિત્યના સર્જકો' અંગે 'આ પ્રકારની ચિત્રપોથી ગુજરાતી ભાષામાં પહેલી જ વાર' એમ જાહેર કરવામાં રહેલી અયથાર્થતા, કાવ્યસમીક્ષામાં સામાન્ય જણાતો ઊંડાણનો અભાવ, ક્યારેક માત્ર નોંધ થઈ જતું અવલોકન, કે 'ચિરવિયોગીની'–'પ્રેમીકા' જેવી ક્ષતિઓ 'ગ્રંથગરિમા'માં છે ખરી, છતાં નાટ્યસમીક્ષામાં વરતાતી આલોચકની ઝીણી સૂઝ, કૃતિ લેખક–કૃતિના સ્વભાવ–મિજાજ સાથે તદ્રૂપતા સાધવાની સહૃદય રીતિ, બહુધા આકર્ષક આરંભ, ગુણ–દોષનું નિખાલસ દર્શન, બાધે ભારે લખવાની વૃત્તિને મારે કરતી તાજગી વિદેશી કૃતિઓની સમીક્ષામાં આસ્વાદનું ય યથાર્થ ગૂંથાતું તત્ત્વ 'બિન્દુનો કીમિયો'માં દિગ્દર્શનની ઝીણી વિસંગતિ પકડતી નજર, 'અભિરુચિ'માં અણકહ્યું મહત્ત્વનું કહીને રાજકીય પુરુષોના નિવેદન અંગે કરેલી માર્મિક ટકોર, 'વિવેકાંજલિ' અંગેનો વ્યંગ, 'ગુ સા ના સર્જકો' યા એનિયેટ રચિત 'રહસ્યમંત્રી'ની સીધી કડક આલોચના, ઉપરાંત 'ઊંચભમરિયા રુચિતંત્રો' અને 'મિનિટ–ટુ–મિનિટ સળંગસૂત્રતા' જેવી અભિવ્યક્તિ આ ગ્રંથના કેટલાક મહત્ત્વના પાસા જણાય છે વાર્તા–નાટકક્ષેત્રે સર્જક તરીકે ખ્યાતિ પામી ચૂકેલા આ લેખક અહીં સમીક્ષક રૂપે પોતાની રસિકતા અને વિદ્યાપ્રીતિ સાથે મૌલિક વિચારશક્તિનીય સુભગ પ્રતીતિ કરાવે છે એમાનું

લખાયેલા લેખો એકત્ર કરાયા છે. કવિની અગિયાર કૃતિઓના સમીક્ષા-લેખો ય તેમાં સમાઈ જાય છે. સમગ્ર ગ્રંથમાં સમીક્ષકની વિચારશીલતા, સૌંદર્યપ્રીતિ, અનુવાદશક્તિ, સૂત્રાત્મક અર્થપુષ્ટ મનોહર લખાવટ, ગુણજ્ઞતા, દેશપ્રીતિ અને મર્મસૂચક દષ્ટિ ઠીક ઠીક તૃપ્તિકર નીવડે છે. 'કવીવર રવીન્દ્રનાથ' લેખ સુરેખ વ્યક્તિત્વનિરૂપણ, સારગ્રાહી રજૂઆત અને દ્યોતક મિતાક્ષરી સમીક્ષાથી અને 'આપણા યુગના શ્રેષ્ઠ પ્રતિનિધિઓ' લેખ તુલનાત્મક આલોચનાથી વિશિષ્ટ અને સમગ્રદર્શી નીવડ્યો છે. 'અચલાયતન' માંની કવિની સમાપનદષ્ટિથી પોતાનો ભિન્ન વિચાર, 'ગીતાંજલિ' માટે અભંગ છંદ જ અનુકૂલ એ મત, કૃતિસમીક્ષાને સામાજિક ભૂમિકાએ પણ મૂલવવાની રીતિ, 'રવિમાણુના આક્ષેપ' લેખમા કવિના અસહકારવિરોધની ત્રુટિ સ્પષ્ટ કર્યા છતાં નીતરતો સમભાવ, ત્યાગ સંયમ તપસ્યાને બહુ ન ચાહતા કવિની ફિલસૂફી કાર્યપ્રવણ નથી એ અભિપ્રાય, રવીન્દ્રગીતોમાં 'ભારતીય હૃદયની અક્ષયતૃપ્તીવાની ભરતી હેલે ચડી' વર્ણવાઈ છે એવું કલ્પનાસુભગ આલેખન, વચ્ચે વચ્ચે તરવરતો વિનોદઅંશ, જેવી કેટલીક વીગતો સમીક્ષકનું વિચારક-લેખક તરીકેનું સત્ત્વશીલ દર્શન કરાવે તેમ છે. સાહિત્યિક સમીક્ષક તરીકે લેખકમા રસાસ્વાદ પ્રગટ કરવાનુ વલણ વિશેષ સ્ફુટ થાય છે, વિવેચનનું એ કર્તવ્ય અહી સારી રીતે અદા થયું છે. તે સાથે વિવેચ્ય કૃતિના કલાવિધાન વિષે ઊંડુ પરીક્ષણ નહિ અને તેમાના અમુક વિચારઅંશ પર સમગ્ર ઝોક, એવું વલણ અહી જણાય છે ખરું. 'માલંચ' વિષે લખતાં નવલિકા-નવલકથા બેઉ શબ્દોના પ્રયોગની શિથિલતા તો આવા સૂક્ષ્મ રસદષ્ટિથી સંપન્ન લેખસંગ્રહમા ખૂચે જ. આ સમીક્ષાકૃતિ લેખકની જીવંત સૌંદર્યસૂઝ, રસપ્રદ શૈલી, સમગ્રલક્ષી તત્ત્વવિવેક અને ગુણજ્ઞ વિદ્યાભ્યાસંગથી મનભર અને મનહર નીવડી છે

### શ્રી. અરવિંદનું કાવ્યદર્શન : શ્રી. અંબાલાલ પુરાણી

શ્રી. અરવિંદની કાવ્યસ્વરૂપ અને કાવ્યતત્ત્વની મીમાંસાનો નિષ્કર્ષ, તેમની દષ્ટિનો સાર લેખકે આ ગ્રંથમા સ્પષ્ટ કરી આપીને આપણા અભ્યાસીઓને તેની સુવિધા પૂરી પાડી છે. વ્યાપક અદ્યતન અને તાત્ત્વિક કાવ્યવિચારણાનું આ વિવરણ-સ્પષ્ટીકરણ શિષ્ટ ગંભીર અવતરણોના સરળ અનુવાદથી અને ગુજરાતી સાહિત્યમાના દષ્ટાન્તોથી કે ઉચિત સમર્થક પાદટીપોથી સુવાચ્ય અને ઉપયોગી થયું છે. સાજના વાર્તાલાપની પ્રશ્નોત્તરીનો વિભાગ શ્રી. અરવિંદના સ્પષ્ટ નિખાલસ અને પ્રતિભાવંત કાવ્યદર્શનની

તેમજ વ્યક્તિત્વની પણ સુરેખ છાપ ઉપસાવે છે. વ્હીટમેન–એ. ઇ. જ્યોર્જ રસેલ–મી. કે. હ્યુંસની કાવ્યવિચારણાનું નિરૂપણ અને ભાવિ કવિતાના પુરોગામીઓ સમાન રવીન્દ્રનાથ ઉપરાંત બીજા ૭ વિદેશી કવિઓનાં કાવ્યોની સમગ્રતલી સમીક્ષાની રજૂઆત સરળ રીતે રજૂ કરાઈ છે. સંગીત નહિ, કાન્તદર્શન નહિ, પણ 'સંદેશ' ઇચ્છતી આજની બુદ્ધિલક્ષી એકાંગિતા પર ટકોર, અસદ્ વાસ્તવિકતા કલામાં ગામઠી દારૂ જેવી એ મત, રવીન્દ્રનાથનાં નાટકો કરતાં કાવ્યોમા વધુ સર્જકતા નથી એ અભિપ્રાય, કાવ્યવિચારમાં લયતત્ત્વની અનિવાર્યતાનો સ્વીકાર, ભાવિ મહાકાવ્યની આત્મલક્ષિતા તરફ લક્ષ, ભાવિ કવિતાની સંકુલતા અને ગહનતા પ્રત્યેની ગતિનો નિર્દેશ, આધુનિક વિષમ મથન છતા ઉજ્જવલ ભાવિમાંની શ્રદ્ધા, કાન્તદર્શન ઉપરાંત સમકાલીન વિચાર–અનુભૂતિની ભૂમિકાની અગત્યનું સૂચન, કાલેલકરની લોકગમ્યના વિષેની દૃષ્ટિ પર કે 'દરિદ્રનારાયણ' શબ્દની વર્તમાન દશા પર માર્મિક ટકોર, અને કાવ્યનો સાચો સર્જક,–આસ્વાદક છે અંતરાત્મા અને તેથી જ કાવ્યની ઇતિ છે સત્યદર્શનમાં એ સારરૂપ દૃષ્ટિ, શ્રી અરવિંદનું કાવ્યદર્શન' ગ્રંથની વિશેષતા દાખવે તેમ છે. આ વિચાર યા તેના સમર્થન માટે અપાયેલા ઉદાહરણો કવચિત્ ચિંત્ય પણ જણાય, છતાં એની ઉચ્ચ કક્ષા સ્વીકાર્ય થાય તેવી છે. લેખકે નાનાલાલની મર્યાદા દાખવી છે તેય ચિંત્ય નીવડે તેમ છે કેટલુંક પુનરાવર્તન અને અસ્પષ્ટ વરતાતું નિરૂપણ કાળજીથી દૂર કરવાજોગ ગણાય. આવા શિષ્ટ અભ્યાસગ્રંથમા જોડણી–મુદ્રણની ચીવટ પણ વધુ જરૂરી હતી. સમગ્રતયા આ ગ્રંથ ઊંડા ઊતરીને શ્રી અરવિંદના કાવ્યવિચારને સફળ રીતે સ્પષ્ટ કરવાના અને વિશદ નિરૂપણના ગુણલક્ષણે આદરપાત્ર છે.

<u>અવલોકન</u>: શ્રી. રમણ કોઠારી

એક સાહિત્યસ્વરૂપવિષયક, એક વૈયક્તિક રેખાચિત્ર રૂપ અને બાકીના પંદર લેખો સાહિત્યકાર યા કૃતિની સમીક્ષા રૂપે આ ગ્રંથમા મળે છે. વીગતે પ્રસ્તુત મુદ્દા–વિષયને જોવાની ખંતીલી અભ્યાસનિષ્ઠા, દોષદર્શનમાં ય નિઃરોષતાનું વલણ, સ્વતંત્ર વિચારણા, અને વચ્ચે વચ્ચે છટાદાર લેખનથી વિશિષ્ટ આ સંચય લેખકના અધ્યાપકને શોભે તેવા અભ્યાસની ઠીક પ્રતીતિ કરાવે છે. સમીક્ષકમા અપેક્ષિત સમગ્ર દર્શન અને દોષવર્ણી દૃષ્ટિનો આવશ્યક સંયમ ઉપરાંત ઇષ્ટ સમભાવની અપેક્ષા આવા અભ્યાસી પાસે કેમ ન રાખીએ?

પ્રથમ સ્વરૂપલેખમાં આખ્યાન–રેડિયો નાટકનો આધુનિક પ્રશ્ન તુલનાત્મક દૃષ્ટિથી રજૂ થયો છે. આ બન્ને પ્રકારોને શુદ્ધ સાહિત્યપ્રકારો ન ગણવાની દૃષ્ટિ યા આખ્યાનના નાટ્યત્વ અંગેની વિચારણા સ્વીકાર્ય ન પણ થાય. રેડિયોનાટકના સંદર્ભમાં નાનાલાલની યાદ અપેક્ષિત ખરી. નિરૂપણ વિશદ રહ્યું છે. 'પાટણની પ્રભુતા'માં પ્રસ્તુત મુદ્દાનો ઉપસંહારમાં જ સમાવેશ, વ્યક્તિચિત લેખ 'ગુજરાતનો નાથ'માંની કેટલીક વીગતકચાશ અને જીવન-દર્શનના મુદ્દામાંની વિસંગતિ, 'છ હોન્નય'નું વધુ પડતું દોષદર્શન, 'પ્રાચીના'ના વસ્તુ–સંદેશનિરૂપણનો પ્રસ્તાર, એ કૃતિમાંના 'આશંકા' કાવ્યમાં નાયિકા રાણીનો ઉલ્લેખ કરે તેની અયોગ્યતા વિષેની અયથાર્થ ટકોર, '૬૧માં પ્રગટ થતા લેખમાંય બાદરાયણ–મનસુખલાલને 'નવીન કવિઓ' કહેતી લખાવટ, 'આરાધના' મનસુખલાલ ઝવેરીનો 'છેલ્લો' કાવ્યસંગ્રહ એવી શરતચૂક, 'શરદપૂનમ'ને 'ગીતનો નમૂનો' કહેવાની ક્ષતિ, ~~સ્વ.~~ પાક ~~સાહિત્યના~~–વ્યક્તિત્વવાળો લેખ આ સંગ્રહમાં મૂકતી યોજના કે ક્વચિત્ મુદ્રણ ભૂલો, નિવારવાપાત્ર ગણાય. 'વળામણાં', 'કિન્નરી', 'ચિત્રદર્શનો', 'ગુજરાતનો નાથ', જેવા લેખો આ અભ્યાસી સમીક્ષક પાસેથી આપણને વધુ પ્રમાણમાં પ્રાપ્ત થાય એવી, પૃથક્કરણાત્મક સર્વાંગત અભ્યાસપૂર્ણ અને ઉપયોગી નીવડેલી આ કૃતિ વાંચીને, આશા અવશ્ય જાગે તેમ છે.

**લોકનાટ્ય અને ગામડું : શ્રી. જશવંત ઠાકર**

વીગતપૂર્ણ માહિતી, વ્યવહારુ અનુભવથી પુષ્ટ માર્ગસૂચન, નિખાલસ કથન અને વ્યાપક અવલોકનનો ગુણ દાખવતી આ પુસ્તિકામાં આજના સંજોગો વચ્ચે લોકનાટ્ય અને ગ્રામીણ રંગમંચની આવશ્યકતાનો વિચાર કરાયો છે. ગામડાં માટે એક નટના નાટકની જરૂર, નવી નગરનાટ્યપરંપરામાંનાં લોકનાટકોનો વિચાર, શહેરી નાટકસંસ્થાઓ ગામડાની સંસ્કારભૂખ નહિ ભાંડે એ મત, લોકનાટ્ય પરત્વે માઈક્રોફોનની જરૂર ન હોવાનો અભિપ્રાય, 'માચ' જેવા અન્ય પ્રાન્તીય પ્રયોગોના પ્રચારની હિમાયત, આ પુસ્તિકાનાં મહત્ત્વના વિચારઅંગો નીવડે છે. અવતરણવિસ્તાર ટાળવા જેવો, વિરામ-ચિહ્નોની વધુ કાળજી લેવા જેવી, કેટલીક મહત્ત્વની મુદ્રણક્ષતિય દૂર કરવા જેવી ગણાય 'ગામનો ચોરો 'નાટકની રજૂઆત માર્ગદર્શક છે આવા અગત્યના વિષય વિષે આ અધિકારી લેખક વધુ વ્યાપક અને ઊંડાણભર્યો અભ્યાસ-ગ્રંથ આપણને આપે એવું ઇચ્છીએ એવ આશા રાખીએ, કે આ ગ્રંથિકા એની તૈયારીની આગાહી રૂપ નીવડે.

**ત્રણ વિવેચનો : શ્રી. કુંજવિહારી મહેતા–રમેશ મ. શુક્લ**

'રસિકવલ્લભ' 'વ્યાપકધર્મભાવના' અને 'ચાર પ્રાચીન ફાગુઓ' સ્નાતકકક્ષાના અભ્યાસક્રમમાં સ્થાન પામતાં વિદ્યાર્થીવર્ગને ઉપયોગી નીવડે એ હેતુથી લખાયેલાં આ 'ત્રણ વિવેચનો'માં વિવરણ સાથે સમીક્ષાનું અંગ પણ લક્ષ પામ્યું છે. 'વ્યાપક ધર્મભાવનાનું નિરૂપણ સુરેખ છે 'રસિકવલ્લભ'માં કવિત્વપાસું વધુ સ્પષ્ટ થવું ઘટતું હતું. 'પ્રાચીન ફાગુઓ'માં અર્થદર્શન ક્યારેક સંદિગ્ધ–અપર્યાપ્ત પણ રહ્યું છે. પરિશ્રમપૂર્વકની રજૂઆત સમગ્રપણે સરળ કહી શકાય.

**પાશ્ચાત્ય સાહિત્યસિદ્ધાન્તો અને સ્વરૂપો : શ્રી. જિતેન્દ્ર અ. દવે**

ઉપર્યુક્ત હેતુસર એબરક્રોમ્બીની Principles of literary Criticism તથા વર્સફોલ્ડની Judgment in literature કૃતિઓને પ્રધાનતઃ લક્ષમાં રાખીને અહીં લેખકે વ્યવસ્થિત સરળ શૈલીમાં લલિત કલાઓનું સ્વરૂપ, સર્જન–વિવેચન, વિવેચનનાં ધોરણો, એરિસ્ટોટલ અને પછીના પાશ્ચાત્ય વિદ્વાનોની સાહિત્યમીમાંસા આદિ મુદ્દાઓ વિષે ટૂંકામાં છતાં સારગ્રાહી નિરૂપણ કર્યું છે. વિસ્તાર–અવતરણાદિનો સંયમ છતાં સુગમ રજૂઆતથી લેખનસ્વરૂપ શોભ્યું છે. કેટલાંક ગદ્યસાહિત્ય-સ્વરૂપોની સમજૂતીમાં અધ્યાપકની ચીવટ અને સ્પષ્ટતા છે. નવલકથા–નાટક સ્વરૂપોની તુલનાત્મક વિચારણા થઈ હોત, તો એ બેઉ અંગો વધુ સમૃદ્ધ થાત એમ કહેવું રહે છે પાશ્ચાત્ય સાહિત્યમીમાંસાની લેખક નમ્ર ભાવે જેને 'પ્રવેશપોથી' કહે છે તેવી આ કૃતિની સરળ વ્યવસ્થિત અને વ્યાપક રજૂઆત જોતા કેટલીક મુદ્રણક્ષતિઓ નિવારવી ઘટતી હતી. ખંતીલા અભ્યાસી અધ્યાપક પાસે આપણે આ વિષયના સ્વતંત્ર ગ્રંથની આશા સેવીશું.

**ભારતીય કાવ્યમીમાંસા : શ્રી. અરુણચન્દ્ર ડી. શાસ્ત્રી**

સ્નાતકકક્ષાના વિદ્યાર્થીવર્ગને ઉપયોગી નીવડે એ આશયથી લખાયેલો આ ગ્રંથ અભ્યાસ, વિચારણા અને શૈલીની કેટલીક સત્ત્વભરી રજૂઆત કરતો હોવાથી અભ્યાસી વર્ગનો આવકાર પામે તેમ છે ભારતીય પ્રાચીન કાવ્યમીમાંસકોની વિચારણાને સમજાવતાં અર્વાચીન લેખક–વિદ્વાનોનાં દૃષ્ટિબિન્દુઓનેય અવલોકીને લેખકે પોતાની સ્વતંત્ર દૃષ્ટિ પણ રજૂ કરી છે એ આ ગ્રંથનું મૂલ્ય વધારે છે. 'સાધારણીકરણ' માટે પર્યાય 'કલ્પનાવ્યાપાર' ઉચિત નથી એ મત, પ્રાચીન દોષવિચારમા અવસ્થાની આવશ્યકતા કે તાત્પર્યનો આધુનિક અર્થ જોતા ધ્વનિ અને તાત્પર્યમાં ઝાઝો ફેર ન હોવાનો

અભિપ્રાય, દાસગુપ્તાના લક્ષણાના અસ્વીકાર સામે વિરોધી મત, ઊર્મિકાવ્ય તે ભાવધ્વનિકાવ્ય છે—રસધ્વનિકાવ્ય નહિ એ વિચાર, આર્થી વ્યંજના પરત્વે વ્યંજનાને શબ્દશક્તિ જ શું કામ ગણવી એ પ્રશ્ન, જેવા મુદ્દાઓ સહેજે લેખકની અભ્યાસનિષ્ઠાની પ્રતીતિ કરાવે છે—અલબત્ત એમાં મતભેદને અવકાશ હોય. સંસ્કૃત-અંગ્રેજી અવતરણોનો અનુવાદ થવો જોઈતો હતો, પ્રયોજનોનું પાસું વધુ વિચારક્ષમ અને આધુનિક દૃષ્ટિથી રજૂ થવું જોઈતું હતું, કે આજના કવિઓ અકવિઓ (પૃ. ૧૮૨) જેવું સપાટિયું વિધાન પણ ટાળવાજોગ હતું. યથાર્થ રીતે રસ-ધ્વનિનાં પ્રકરણો આ ગ્રંથની શોભા નીવડ્યાં છે. સરળ, સમગ્રદર્શી, તુલનાત્મક અને અને અર્થલક્ષી રજૂઆત પામેલો આ ગ્રંથ ભારતીય કાવ્ય-વિચારણા વિષે ઠીક ઠીક સાધન પૂરું પાડે છે.

## કાર્ટૂનની કથા : શ્રી. જયંતી પટેલ

પરિચયપુસ્તિકાપ્રવૃત્તિનું આ ૬૨ મું નાનકડું પુસ્તક કાર્ટૂન (કટાક્ષ ચિત્ર) કલાનો ઇતિહાસ તેના સ્વરૂપ તથા મર્મને આકર્ષક વ્યંગચિત્રો સામેલ કરીને રોચક રીતે સમજાવે છે. સત્યનો મર્મ કાર્ટૂનમાં પકડવાનો હોવાથી માત્ર ટીકા જ તેમાં ન હોય એ લેખકે સ્પષ્ટ કર્યું છે; આ માટેની રીત કટાક્ષચિત્ર અપનાવે છે હાસ્યવિનોદની. પરદેશોમા આ કલાના વિકાસની માહિતી અપાઈ છે તે પરથી આત્મનિરીક્ષણને ય ઠીક અવકાશ રહે છે. યુરોપ-અમેરિકા સિવાયના દેશોમાની આ કલાસ્થિતિ-પ્રગતિ વિષેની નોંધ હોત તો આ અંગ પૂર્ણ નીવડત. લેખકે અભ્યાસીઓ અને સામાન્ય જિજ્ઞાસુ વર્ગને ય સંતોષ થાય તેવી પદ્ધતિએ પુસ્તિકા લખી છે.

## મરાઠી સાહિત્યમાં ડોકિયુ : શ્રી. નારાયણ ગ. જોષી

તુલનાત્મક અભ્યાસમા પ્રવેશિકા થાય તેવી આ પુસ્તિકામાં વીગત પરિચય સાથે સમગ્ર દર્શન-અને સપ્રમાણ પ્રાપ્ત થાય છે. ભરચના ચક્રધર સ્વામી શિષ્યનો 'લીલાચરિત્ર' ગ્રંથ પ્રથમ મરાઠી ગદ્યકૃતિ, આખ્યાન માટે વૃત્ત-પ્રયોગ, ગઝલ ૧૮મી સદીના અંત ભાગે, સાહિત્યિક ગદ્ય શિવાજીસમયમાં, સ્ત્રીકવિઓની સંખ્યા સારી એવી, કે હવે સાહિત્યનો ભાવકવર્ગભેદ ઓસરતો જાય છે, જેવી વીગતો ગુજરાતી સાહિત્યરસિકોના લક્ષમાં તરત આવે તેમ છે. શૈલી સુઘડ અને વ્યવસ્થિત છે.

## કાલેલકર અધ્યયનગ્રંથ : સં. શ્રી ઉમાશંકર જોષી—અનંતરાય રાવળ-પાંડુરંગ દેશપાંડે

કાકાસાહેબ કાલેલકરને ૭૫ વર્ષ થતાં, મૂળ પરિપૂર્તિ માટે વિચા-

રાયેલો પણ પાર ન પડેલો આ અધ્યયનગ્રંથ આ વર્ષે એક મૂલ્યવાન અભ્યાસકૃતિ આપે છે. પ્રથમ વિભાગમા ૩૪ સાહિત્યલેખો, બીજા વિભાગમાં ૨૪ જીવનવિષયક લેખો, વિવિધ તસ્વીરો, આનવાણી, પુસ્તકોની યાદી અને સૂચિથી વ્યવસ્થિત આયોજના પામેલા આ ગ્રંથમા અધ્યયનની સામગ્રી સતર્પક છે.

પ્રથમ વિભાગમા જુદા જુદા અભ્યાસીઓએ કાકાસાહેબની સાહિત્યસેવાના વિવિધ પાસા દાખવ્યા છે એમા સર્વશ્રી રવ મશરૂવાળા–ઝીણા રા વિ પાઠક–ઉમાશંકર–મનસુખલાલ–હીરાબહેન (ર.) મહેતા–રમણલાલ જોષી–અનંતરાય રાવળના લેખો વિધવિધ રીતે વિશિષ્ટ ગણાય. આ અને બીજા લેખોને સમગ્રતયા જોતા અધ્યયનતત્ત્વ લક્ષપાત્ર છે, ક્યારેક વ્યક્તિત્વ-પરિચય કે ક્યારેક ટૂંકી નોંધ યા આદરભાવની ઊર્મિનું પ્રાબલ્ય પણ જણાય છે ખરા જૂના લખાણો સંગૃહીત થયા છે તે વિચારતા સંપાદકોની નજરમાંથી કેટલાક ધ્યાનપાત્ર લેખો કેમ રહી ગયા હશે? કવિત્વ–કલાની સમીક્ષાના લેખોમા પુનરુક્તિતત્ત્વ પણ મળે છે પ્રચલિત સાહિત્યવિચાર માટે અદ્યતન આજના વિચારની સ્મૃતિ સપ્રયોજન ભાગ્યે જ લાગે કૃતિ-સમીક્ષાનુ પાસું પૂરતુ સંતોષકારક નથી નીવડ્યુ કાલેલકરના કટાક્ષ વિષેનુ શ્રી ઉમાશંકરનુ વિધાન, ગુજરાતના સાચા પ્રકૃતિગાયક તો કાકાસાહેબ જ એ અભિપ્રાય જેવી વીગતો ય ચિત્ય નહિ? આ વિભાગમા ભવિષ્યના અભ્યાસગ્રંથની પૂર્વ તૈયારીનુ દર્શન માની શકાય છતા ભવિષ્યમા ય યાદ કરવા પડે એવા અભ્યાસપૂર્ણ, દૃષ્ટિવંત લેખોનુ પ્રમાણ અહીં સારુ છે વિશિષ્ટતા એ છે, કે સમીક્ષાનુ તત્ત્વ કેટલાક લેખોમા સમતોલ રહ્યુ છે કાલેલકરની કલા વિચારણામાના પરસ્પર વિરોધી કથન, જીવનના સાર્વભૌમત્વનો અતિ આદર, આદિ સ્પષ્ટ દર્શાવાયા છે પર્યાયોની યાદી પણ મહેનતપૂર્વક એકત્ર કરાઈ છે એમના યોજેલા પર્યાયોની સમીક્ષા મળી હોત તો? આપણા ગદ્યવિકાસમા કલાચિંતનમા, પ્રકૃતિનિરૂપણ પરત્વે અને પર્યાયશોધમા કાકાસાહેબની મહત્ત્વની અને ચિરંજીવી સેવાની સાર્થ

દાખવે છે; પણ ધ્યાન તો ખેંચે છે કાકાએ સમયપત્રકમાં કાઢી સાથે વડનાડ માટે વિચારેલો કલાક પરનો સમય! શિક્ષક તરીકેની કાકાની મર્યાદા શ્રી. ૨૦ મશરૂવાલાએ નોંધી છે. નિશ્ચિત મુદ્દાને ચોક્કસપણે રજૂ કરવાનું વલણ ન સચવાતાં આવેલું પુર્વિતચર્વણ, પુનર્કથન અને કિસ્સાપણું આ વિભાગમાં જણાશે. ખાસ અંગત પરિચય ન પામેલાઓના અંજલિલેખો પૂરતા સત્ત્વશીલ નથી થયા, એકાદ મેળાપ કે એક-બે ગોષ્ઠિપ્રસંગ તો કેટલાયને ભાગે ગયા હોય! કાકાસાહેબની ઉદાત્ત વ્યક્તિતા, પોતે તો મહેમાન-ઘર પુસ્તકોનું એવું ઋષિજીવન, નત્ત્વવ્યવસ્થાની તેમ [illegible] ચીવટ-મહેનત-કુનેહ, તેમનું જ્ઞાનોજ્જ્વલ છતાં વિનોદી સ્વરૂપ વગેરે આ વિભાગમાં સારું નિરૂપણ પામેલ છે આ ખંડમાં સંપાદકોની પસંદગી વધુ ચોક્કસ મર્યાદામાં રહી હોત તો વૈવિધ્ય સાથે યોગ્યતા વધુ સંતોષકારક રીતે પ્રગટ થાત એમ લાગે છે, છતાં આ વિભાગનુ લેખક-સંપાદક ઉભયપક્ષે વરતાતું નિખાલસપણું વિશિષ્ટ અવશ્ય છે બેઉ વિભાગોને સમગ્ર દૃષ્ટિથી જોતાં, સંપાદકોએ ખાસ સંજોગ વિના અભ્યાસીઓ પામેથી એકથી વધુ લેખ ન લીધા હોત તો? કેટલાક સાધારણ અવલોકન પણ ચાળી નખાયા હોત-તો?

આપણે ત્યાં અધ્યયનગ્રંથો અંજલિસ્વરૂપની અતિમાત્રા પણ ક્યારેક દર્શાવે છે, સંપાદકોએ આ ભયસ્થાન સામે બનતી દૃષ્ટિ રાખીને સંપાદન કર્યું છે એ આ ગ્રંથની વિશેષતા છે. કાકાસાહેબ જેવી ઉદાત્ત વ્યક્તિની નિખાલસતાને એ અનુરૂપ છે. આપણા એ 'જીવતા જ્ઞાનચક્ર' અને પી જવા ગમે એવા છતાં સત્ત્વસોહામણા નિબંધોની યાદગાર ભેટ આપનાર કાકાસાહેબના સાહિત્યના અધ્યયનમાં આ ગ્રંથ સહાયક થાય તેવી સંપત્તિ ધરાવે છે જ.

**ઉપાયન : સં. સર્વશ્રી વ્રજરાય દેસાઈ-કુંજ વિહારી મહેતા-જયંત પાઠક-હકૂમત દેસાઈ-જયંત પરેલ**

ગુજરાતના સુપ્રસિદ્ધ વિવેચક-કેળવણીકાર પ્રા. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીની ષષ્ટિપૂર્તિ નિમિત્તે પ્રાપ્ત થતુ આ સંપાદન પ્રા ત્રિવેદીનો લેખસંચય અને તેમના જીવન-સાહિત્યની આલોચના ઉપરાંત લેખોની સાલવાર યાદી દ્વારા અભ્યાસીઓને ઉપયોગી નીવડે તેમ છે. સંપાદન અને મુદ્રણ બેઉ પાસાં સુઘડ વ્યવસ્થિત છે. સંપાદકોનો અભિજાત વિવેક એ છે કે તેમાં પ્રશસ્તિ-લેખો લીધા નથી, છતાં ગુણજ્ઞતાની સૌરભ જળવાઈ છે. પ્રા. વિષ્ણુપ્રસાદના ગ્રંથસ્થ યા છૂટા વિવેચનલેખોની તેમજ કેટલીક અપ્રાપ્ય થયેલી કૃતિઓની

અહીં સંકલના કરીને સંપાદકોએ 'ઉપાયન'ની ઉપયોગિતા વધારી છે. આ સંકલન સુરુચિદર્શક નીવડ્યું છે.

બૌદ્ધિક ઉન્મેષ સાથે સહૃદયતાનો વીણારવ જેમાંથી પ્રગટ થયા કરે છે તેવાં પ્રા. ત્રિવેદીનાં વિવેચનોમાં જે તત્ત્વપકડ, ઊંચી રસજ્ઞતા, વિદ્વત્તા, વિશાલ દૃષ્ટિ, માર્મિકતા અને સૌંદર્યલક્ષી રજ્યાન અભ્યાસીઓને સુવિદિત છે તેનું પ્રતિબિમ્બ અહીંનાં એમનાં વિવેચનોના સંગ્રહમાં ય પ્રતીત થાય છે. સમગ્ર ખંડનું નામ 'અનુભાવના' યોજીને સંપાદકોએ સૂક્ષ્મ દૃષ્ટિ બતાવી વિવેચક વિષ્ણુભાઈનું સ્વરૂપ પણ સૂચવ્યું કહી શકાય. વિવેચક માટેની સામ્પ્રોપસંદગીમાં પ્રા. ત્રિવેદીની સહૃદયતા પરીક્ષગુની પવિત્રતા જાળવે છે, તેમજ સ્વતંત્ર રહીને આડમ્બરોથી મર્યાદિત થતી નથી એ હકીકત પણ અહીં સ્પષ્ટ થાય છે. એમની વિવેચનાના આ વ્યાપે આધુનિક સાહિત્યને લાભ કર્યો છે એ સ્પષ્ટ છે. વિવેચકનો બ્રાહ્મણધર્મ એમણે સાર્થ કર્યો કહેવાય.

એમના 'જીવનપરિચય'માં શ્રી. યશવંત શુક્લ સુરેખ આલેખન સાથે સાહિત્યિક સ્વરૂપનું ય સમગ્રલક્ષી ચિત્ર ગૂંથી આપે છે. 'મૈત્રી'માં શ્રી. કાલિદાસ દેસાઈ અચ્છું શબ્દચિત્ર દોરી દે છે. અધ્યાપક વિષ્ણુભાઈ વિષેના ત્રણ લેખો પણ યોગ્ય સંયમપૂર્વક માહિતી આપે છે. આ સંપાદનમાં મહત્ત્વપૂર્ણ નીવડતો શ્રી. ઉમાશંકર જોશીનો લેખ અભ્યાસ, ચિંતન, ગુણગ્રાહિતા, સ્વતંત્રતા અને શૈલીની દૃષ્ટિથી લક્ષપાત્ર છે. એમનાં કેટલાંક દૃષ્ટિબિન્દુ પ્રા. ત્રિવેદીની વિવેચનાને પૂર્ણ ન્યાય આપતાં ન યે લાગે. સિદ્ધાન્તલેખોને પ્રત્યાઘાતજન્ય કહેવામાં મૂળ આશય યોગ્ય રજૂ થયો નથી. તેમ 'કવિઓ અને કાવ્યસંગ્રહોનાં વિવેચનોમાં વિષયપસંદગી ઘણું ખરું સામાન્ય કોટિની'એ અભિપ્રાય ચીંધી આપે છે તો એનું ગૌરવભર્યું સંસ્કારિત્વ જ ને? મહત્ત્વ છે એમાંય વિવેચક શું કહે છે તેનું જ. આપણી વિવેચનપરંપરાનો આ સદ્ગુણ પ્રા. ત્રિવેદીમાં અખંડ રહ્યો છે અને સાહિત્યક્ષેત્રે રચનાત્મક નીવડ્યો છે એમ કહેવું રહે છે. પ્રા. ત્રિવેદીની સાહિત્યસેવાની સમીક્ષાના આવા વિશેષ સત્ત્વ-ભર્યા લેખો 'ઉપાયન'માં ઇષ્ટ હતા. સંપાદકોએ અભ્યાસીઓ સમક્ષ આપેલો સુરુચિસંપન્ન ગ્રંથ ધરીને ષષ્ટિપૂર્તિપ્રસંગને ચરિતાર્થ કર્યો છે.

**કવિ ખબરદાર સ્મારક ગ્રંથ : સં. કવિશ્રી અ. ફ. ખબરદાર સ્મારક સમિતિ, મુંબઈ**

પ્રથમ વિભાગમાં કવિશ્રી ખબરદાર (ઈ. ૧૮૮૧-૧૯૫૩)ની કેટલીક ગદ્ય-પદ્ય કૃતિઓ અને બીજામાં અંજલિકાવ્યો-જીવનકવન વિષેના લેખોનો

સમાવેશ કરતો આ ગ્રંથ આપણા આ સન્નિષ્ઠ કવિને મોડી મોડી પણ આ વર્ષે અંજલિ અર્પી રહે છે.

પ્રથમ વિભાગમાં કાવ્ય 'સ્વ. પીરોજબાઈને', 'મધુરાજ' નાટકનો પ્રવેશ, ઠીક ઠીક સંખ્યામાં પ્રતિકાવ્યો, 'તીર યસ્તનો અભ્યાસ' અને Synopsis of Research work done in the Zoroastrian and Vedic Scriptures', તેમજ કેટલોક કિંમતી પત્રસંચય લક્ષપાત્ર સામગ્રી નીવડે છે. એમના પારસી ધર્મગ્રંથ વિષેના બેઉ લેખો આ સંચય દ્વારા વિશાળ વાચકવર્ગને સુલભ થાય છે તે મહત્ત્વની વાત છે. કવિની ઉત્તમ પદ્યરચનાઓમાંથી પસંદગી, પરિષદપ્રમુખ તરીકેના વ્યાખ્યાનમાંથી અમુક ખંડોની તારવણી, 'ગુજરાતી કવિતાની રચનાકળા'માંથી કેટલાક ભાગની રજૂઆત આ વિભાગમાં થઈ શકી હોત તો વધુ યોગ્ય હતું. શ્રી. હર્ષદરાય દેસાઈ પરના પત્રો પત્રગુચ્છમાં મહત્ત્વના જણાય છે. એમાં—પત્રગુચ્છમાં કવિશ્રીની જિંદગીનો કરુણ સતત હૃદયસ્પર્શી બને છે. એમાંની નિખાલસતા પણ પ્રત્યક્ષ થાય છે.

અનેક પ્રશંસકો—ગુણાનુરાગીઓ—પરિચિતો—અભ્યાસીઓ દ્વારા લખાયેલા કવિશ્રીના જીવન-કવનવિષયક લેખોમાં સર્વશ્રી રામપ્રસાદ બક્ષી—અનંતરાય રાવળ—પ્રો. દાવર—જનાર્દન પંડ્યા—ચાપશીભાઈ ઉદ્દેશી—મધુસૂદન પારેખ—ચન્દ્રેશ હ શુક્લ—હર્ષદરાય દેસાઈ—બાટલીવાળા—દીનશાહ સિંધવા—વન ભૂ ા—દસ્તુર દાબુ આદિના લેખો વિધવિધ દૃષ્ટિથી ઉપયોગી છે. કવિની કાવ્યસેવાની મૂલવણી કરતા લેખો વધુ હોત તો ઠીક થાત, તેમજ કેટલીક પ્રસિદ્ધ વિવેચનાની સામગ્રી પણ યોજાઈ હોત તો ઠીક હતુ. વિભાગની સમગ્ર વ્યવસ્થા પણ કાંઈક વધુ કાળજી માગે તેવી ખરી. અવતરણો યા અપ્રસ્તુત ભૂમિકા કે ક્યારેક માત્ર અંજલિરૂપ જ થતા લેખોનું પ્રમાણ પણ સંયમિત કરવુ જરૂરી લાગે. કવિ કરતાં જીવનવિષયક લેખોમા કવચિત્ લેખક વિષે જ વધુ જાણવાનું મળે એ તો ભાગ્યે જ ઉચિત ગણાય. કવિ ખબરદારની સુદીર્ઘ નિષ્ઠાવંત કાવ્ય-સેવા વિચારતા આ વિભાગ વધુ ઊંડાણભર્યો અને ન્યાયકર્તા થયો હોત તો અભ્યાસગ્રંથ તરીકે તેની સાર્થકતામા વૃદ્ધિ થાત. આમ છતા કવિની કેટલીક મહત્ત્વની સાહિત્ય-ચિંતન-અનુભવની આરવી થતી કૃતિઓની સંકલના અને કેટલાક મહત્ત્વના અભ્યાસલેખોથી આ ગ્રંથ એક ખોટ પૂરી કરનારો તો થયો છે જ. કવિશ્રી વિષેનો વધુ સઘન અભ્યાસગ્રંથ રચાશે ત્યારે આ સ્મારકગ્રંથમાંથી કેટલીક સામગ્રી ઉપયોગી નીવડશે એવી આશા રહે છે.

રવીન્દ્રદર્શન : સં૦ શ્રી. ભોગીલાલ ગાંધી

રવીન્દ્રશતાબ્દીની સ્મૃતિ જેવો આ ગ્રંથ-કવિ વિષેના કેટલાક મનનીય અભ્યાસલેખો અને કવિની વિશિષ્ટ ગદ્ય-પદ્ય રચનાઓમાંથી ચૂંટેલી કૃતિઓના અનુવાદથી માર્ગદર્શક તથા લોકપ્રિય પણ નીવડે એવું દૃષ્ટિવંત સંપાદન પામ્યો છે કવિના કેટલાક ચિત્રો પણ આરંભમાં ગુંથાયા છે તે સંપાદનનો વ્યાપ સિદ્ધ કરે છે

આઇન્સ્ટાઇન અને કવિનો વાર્તાલાપ તત્ત્વચર્ચાની ઊંચી ભૂમિકા વિશદ રૂપે સ્પષ્ટ કરે છે કાકાસાહેબનો ગાંધી-રવીન્દ્રતુલનાનો લેખ યાદગાર નીવડે તેવી વિચારશીલતા પ્રગટ કરે છે સર્વશ્રી ઉમાશંકર-સુંદરમ્-સુરેશ જોષી-ભોગીલાલ ગાંધીના લેખો તલસ્પર્શી, સમભાવભર્યા અને આલોચનાત્મક પણ જણાશે કવિની પ્રૌઢ રચનાઓ પ્રત્યે શ્રી ઉમાશંકર જોશીએ લક્ષ વાળવાની રીતિ દોર્યું છે કવિની વાર્તાસૃષ્ટિ વિષે અહીં સામગ્રી પૂરતી લાગે ચિત્રકળા વિષેના લેખો પ્રથમ સમય અને જીવનસમયની સૂચિ મહત્ત્વની લેખી ગણાય બીજા વિભાગમાં રવીન્દ્રચિંતનની વૈવિધ્યલક્ષી સંકલના ગ્રંથની અભ્યાસદૃષ્ટિથી મહત્ત્વની સામગ્રી છે એમાં સંસ્કૃતિઅંગની વ્યાપકતા યથાર્થ છતાં ગ્રંથસમીક્ષા યા સાહિત્યતત્ત્વમીમાંસાનું અંગ કંઈક વધુ લક્ષ પામવાનું અધિકારી હતું ત્રીજા ખંડમાં મનન-વર્ણનથી અંકિત નિબંધો ગદ્યો અને શિશુકાવ્યો ઉપરાંત ચાર શિશુકથાઓ પણ વૈવિધ્ય રસવત્તા અને વિશેષતા દર્શાવે તેમ સમુચિત પસંદગી-અનુવાદ પામેલ છે સમગ્ર ગ્રંથમાં તેમ અહીં પણ અધિકારી અનુવાદકો સુવાચ્ય અને રસિક ભાષાન્તર આપે છે શિશુકાવ્યો વાર્તાઓનો ગુચ્છ આ વિભાગનું આકર્ષણ બને છે 'રવીન્દ્રવીણા'ની સામગ્રીમાંથી કેટલીક અહીં રૂપાન્તર છતાં યોજાઈ હોત કે નાટ્યાંગ યા વાર્તાઅંગનો સમાવેશ થઈ શક્યો હોત તો આ વિભાગનું વૈવિધ્ય વધુ માતબર બની શકત એમ જણાશે

અધિકારી સમીક્ષકો અનુવાદકોનો મળેલો સન્નિષ્ઠ સહકાર અને સામગ્રી-પસંદગીથી માંડીને તેની ગૂંથણીમાં વ્યાપ્ત જણાતા સંપાદનનો ઉચ્ચ ગુણ 'રવીન્દ્રદર્શન' ગ્રંથની વ્યાપક ઉપયોગિતા અને સંગીનતા દર્શાવે છે

આ ગ્રંથિકામાં તલસ્પર્શી તથા વિશદ દૃષ્ટિ અને ગંભીર સ્વાભાવિક શૈલીનો સુખકર અનુભવ થાય છે. વિચારનું ઊંડાણ–ગાંભીર્ય, સંવાદી વિનોદ–કટાક્ષની લહરે રોચક પણ નીવડે છે. ચિંતન–અનુભવ–કલ્પનાની ત્રિવેણી વાણીબદ્ધ બનતી જણાશે. ઉપનિષદ માત્ર ગ્રંથ નહિ પરંતુ પ્રતિભાદર્શન છે એનું સ્થાપીને લેખકે ૐકારનો અનેકવિધ રહસ્યસ્ફોટ, કર્મયોગની દૃષ્ટિની ૐકાર અને શાન્તિનું અદ્વૈત, 'યદ્ગત્વા ન નિવર્તન્તે'–નો અર્થવિચાર, આદિ મૌલિક વિચારશીલતાથી અને સરળ ગરવી શૈલીમાં સમજાવેલ છે. મોગી ભાજી અને પડીથી ભૂકી મીઠું ખાઈને ભાજી આરોગતા જેવી તાર્કિકો–પંડિતો–વૈજ્ઞાનિકોની સત્યને સમગ્ર રીતે ન વિચારતી રીતિ પરનો વ્યંગ કે અઉમની સાધારણ માત્રામાં અર્ધી માત્રાનું મહત્ત્વ બતાવવા પેશવાઈ સમયના સાડાત્રણ ડાહ્યાઓમાં અર્ધો ડાહ્યો નાનો ફડનવીસ મહત્ત્વનો એવું વિનોદાંકિત દૃષ્ટાંત, આ મૂલગામી પૃથક્કરણશીલ સઘન અને ગંભીર લેખોની છટાનું એક આકર્ષક પાસું સૂચવે છે. 'પ્રતિક', 'એવા સત્કર્મો', 'સાધળા', યા 'ફોડ પાડવો' જેવા ક્ષતિ–પ્રયોગ નિવારી શકાત. ગુજરાતી વાચકોને આવી મહત્ત્વની કૃતિ સુલભ કરી આપવા માટે અનુવાદકોને ધન્યવાદ ઘટે છે.

# નિબંધ

આ વિભાગમાં કુલ ૨૦ પ્રકાશનોમાં ૭ સ્વતંત્ર
૯ અનૂદિત અને ૪ પુનર્મુદ્રિત છે

## જિબ્રાનનું જીવનદર્શન : શ્રી 'ધૂમકેતુ'

સુંદર ચિત્રાંકનો અને સુઘડ મુદ્રણથી આકર્ષક આ પુસ્તક વિશ્વપ્રસિદ્ધ ચિંતક કવિ ખલિલ જિબ્રાનની વાણીની પ્રાસાદિક રજૂઆત સાથે સંભવ-ભરી વિવરણાત્મક સમજૂતી પણ આપે છે. જિબ્રાનની સંવેદના, વિચાર-ગંભીરતા અને વ્યાપક મંગલ દૃષ્ટિ સમર્થ રીતે પ્રગટ થઈ છે. અર્થાન્તરન્યાસી મૌક્તિકસેરો, સંવાદ અને વાર્તારચનાની ગૂંથણી, ઉદ્બોધન અને કટાક્ષ, સળંગ દ્યોતક ભાવનાભરી કૃતિનું આકર્ષણ બને છે. જ્ઞાન અને સૌંદર્યના મિલનની ક્ષણની પ્રતીક્ષા કરતા જિબ્રાન, અગ્નિનાં વિધવિધ વ્યક્તિત્વ અને તેની ભાષા સમજતા જિબ્રાન, ભૌતિકતાના પીંજરે પુરાયેલા અને આંધળા તો મુડદાઓની હાર વચ્ચે અટવાતા માનવહૃદયને જોઈ વ્યથિત થતા જિબ્રાન, કવિતાને જન્મ-જાત માતાની ઉપાસના ગણતા જિબ્રાન, શ્રી 'ધૂમકેતુ'ની પ્રાસાદિક વાણી અને ભાવાર્દ્ર શૈલીમાં પ્રત્યક્ષ થાય છે. અત્રે વિવેચન નહિ પરંતુ વિવરણ હોવા છતાં એમાં સમભાવ ભેગી સમજ પણ છે. વિચાર-કલ્પના-ભાવોદ્રેક પ્રસંગ સર્વને પ્રવાહી તેમ રસાળ ગદ્યરૂપે પોતાની વિશિષ્ટ રીતે રજૂ કરીને લેખકે જિબ્રાનના વ્યાપક અભ્યાસમાં એક રુચિકર પૂર્તિ કરી છે એમ કહેવું જોઈએ.

## પત્રમ્ પુષ્પમ્ : શ્રી. કુસુમબહેન ઠાકોર

ભક્તિની ઊર્મિ અને અંતર્મુખ ચિંતનની તાજગી અને છટાથી રસભરી અને ૩૫ રંગે નમણી આ પુસ્તિકા પ્રાર્થનાભાવની કવિતા ગદ્ય પ્રગટ કરે છે. કલ્પનામંડિત આલેખન, મનોહર શૈલી, ગદ્યનો પદ્યનિકટ જતો કિલોલ અને શ્રદ્ધા-આરજૂની મસ્તી સાથે સહજ ચિંતનશીલતા 'પત્રમ્ પુષ્પમ્'નું આકર્ષણ છે. જગતના કોલાહલની ક્યારેક વ્યથા હતા માર અયોધ્યા તો મારા અંતરમાં જેવી ખુમારી ઉપરાંત જ્યારે આકાશગ સોનેરી સંધ્યાની લહેર પથરાઈ ત્યારે મેં તો જાણ્યું કે એ તો દેવોની દેહ ચિતાઓની જ્વાળા છે. વ્યાકુળ મને વ્યથિત હું તો નયનો બંધ કરીને, ક્ષિતિજ તરફ નજર નાખ્યા વગર દોડી જ દોડી જેવી સંવેદનાની ઉત્કટ સચ્ચાઈ અને વેધક અભિવ્યક્તિમાંના પરિતાપ, અથવા નાણુંક્સ ઝંખે

અધીર મૂકી જવા દેહતીર, કરવા આનંદે મન મુક્ત, ગાવા ગીત અનુરક્ત,'– સમી ગદ્યછટા આ પ્રાર્થનાપોથીનું સુભગત્વ છતું કરે તેમ છે. મિતભાષી બોધક સૂત્રો પણ સાહજિક મેળવણી પામ્યાં છે. સંગીત અને સુરભિથી છવાયલી આ પોથી યશની અધિકારી છે.

**ફૂલવાડી : શ્રી. 'યોગેશ્વર'**

એક સો ચાર કંડિકાઓમાં ભાવ-ચિંતનથી સજાવેલાં ભક્તિપુષ્પોની આ 'વાડી' લેખકની સંસ્કારિતા, સૌંદર્યદૃષ્ટિ તથા આધ્યાત્મિક ઝંખનાને ઠીક પ્રગટ કરે છે ક્વચિત્ નાના પ્રસંગ દ્વારા ય ચિંતનસેર ફૂટી જણાશે. બોધ કે કથન જ્યા સીધું ઊતરે છે ત્યા, કે 'બે બાળકો' જેવા કથાનકમાં, અને 'દાદી ને પ્રેમ' કે 'ઉપદેશ ને ઉપદેશક' જેવા ફકરાઓમાં આવતી સાધારણતા-કૃત્રિમતા નિવારી શકાઈ હોત તો 'વાડી' વધુ આકર્ષક થાત. 'ફૂલવાડી' જિજ્ઞાસુઓને ચિંતન-ઊર્મિની કેટલીક રોચક-પ્રેરક સામગ્રી તો અર્પે છે જ.

**સનાતન સંગીત : શ્રી. 'યોગેશ્વર'**

'અંતરના અનુરાગની અંજલિ' જેવા 'ગીતો' તરીકે જેનો પરિચય અપાયો છે અને જેમા લેખકનું 'જીવન છે, હૃદય છે' એવુંય કહેવાયું છે, એવા આ ૧૩૫ ગદ્યખંડોના સંગ્રહમાં પ્રેમભક્તિની ઉત્કટ ઊર્મિમાળા વહેતી કરાઈ છે. રહસ્યશોધનના સાધન રૂપે અહીં પ્રકૃતિચિત્રણ અને સમાજ—આલેખન આવ્યા છે. ક્યાંક ક્યાંક એ સાર્થ પણ છે. મધુર સરીલા વ્યક્તિત્વનો અણુસાર સગ્રહમા સામાન્યત સારો વરતાય છે. કમલની અંદર કમલ કદી થતું નથી. પણ તમારી કાયાના કમલમા બીજાં અનેક કમલ ઊગી નીકળ્યાં છે' જેવી છટાદાર ઉક્તિ કે પ્રેમ તો સાધનાનો સરવાળો છે' યા 'તમે જ કહોને, શરીર વિના મારા અંતરના અનુરાગને હું કેમ કરીને કહી બતાવું?' યા આલિંગનમા 'સંયમના સાકાર સ્વરૂપનું' દર્શન, જેવી નિખાલસતા—વિચારણા ધ્યાન ખેંચે છે. પુનરુક્તિ, પ્રસગ-વિચારની સાધારણતા, અનુસ્વારઅભાવ, 'કે પછી મુંઝાવુ છું', આ 'કવિતાઓ' જેવી ઊણપક્ષતિ 'સનાતન સંગીત'મા નડતર રૂપ ગણાય. ભાવવાડી ગદ્ય મૌક્તિકોમા અહીં અતર્યામીનું કીર્તન પ્રેમભક્તિની વિવિધ છટા અવશ્ય પ્રગટ કરે છે.

**જીવનવિકાસનાં સોપાન (પૂર્વાર્ધ, ઉત્તરાર્ધ) : શ્રી. 'યોગેશ્વર'**

આકર્ષક ઉપરણાવાળા સાડા નવ સો પૃષ્ઠોના આ બે ભાગના ગ્રંથમાં 'ગીતા'ના વિચાર-સંદેશનું સવિસ્તાર વિવરણ છે. પ્રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનું

ટૂંક પણ આશીર્વાદાત્મક પુરાવચન પામતો આ સંયમપુર સરળ વાર્તાલાપી ઢબે-કાર્તિક ઉચિત રસિક કવિત્વ સહ 'ગીતા'ની ભૂમિકા, તેનો વ્યાપ અને તેનું હાર્દ સ્પષ્ટ કરે છે 'ગીતા'ની સાહિત્યિક ગુણવત્તાનુય વચ્ચે વચ્ચે સૂચન કરતા લેખક સમન્વયદર્શન પર ભાર મૂકે છે શ્રુત યા અનુભવેલા દૃષ્ટાન્તો અને અંગત પ્રસંગોનીય ગૂથણી વિવરણને રસાળ રાખે છે પ્રત્યેક અધ્યાયના આરંભે વિચારકણિકાઓની તારવણી કરાઈ છે તેય પ્રથમના મોટા કદમા ઉપયોગી ગણાય વિસ્તારથી ન કંટાળવા કહીને આ વિવરણ વાચતા કંટાળે તેના 'પુણ્યોદયનો દિવસ હજી દૂર છે' એમ ચેતવણીય લેખકે ઉચ્ચારી હોવાથી વિસ્તાર વિષે મૂક રહેવુ જ ઠીક! પરતુ દૃષ્ટાન્તોની ચમત્કૃતિ 'હવે શ્રાવણ મહિનો શરૂ થાય છે' જેવો પ્રાસંગિક ઉલ્લેખ, 'ગીતામા રસ ન હોય તેનુ ભાગ્ય ફૂટેલુ કહી નાખવાની આકુળતા, બોધપદ્ધતિની વધુ સ્પષ્ટતા, આવી રૂપાળી છપાઈ પામતા ગ્રંથમાય 'મુજવણ' 'સ્વિમાર્યું' 'પુજા' 'મહત્તા' 'તુ હીનો,' સમી ક્ષતિઓ વિષે અંગુલિનિર્દેશ કરીએ તો ક્ષમ્ય ગણાશે એવુ માનીશુ? દમમા અધ્યાયના વિવરણમાની લેખકની રસિકતા અને ભાવના લીનતા કે સગુણ-સાકાર મૂર્તિપૂજાની વિચારચર્ચામા લેખકે બતાવેલી શક્તિ જોતા થોડા સયમવિવેકથી ગ્રથસપુટ મનનો થાત, અને છે તે રૂપેય જિજ્ઞાસુઓને મહાયક થાય તેમ છે એમ કહેવુ ઘટે

**હિન્દુ ધર્મ : શ્રી. રામનારાયણ ના. પાઠક**

'સર્વધર્મ પરિચય' શ્રેણીના આ પુસ્તકમા લેખકે હિંદુધર્મના મહત્ત્વના ગ્રથો-જ્યોતિર્ધરો તેમજ તેના વિચાર અને આચાર-સસ્કારનો સમગ્રલક્ષી પરિચય આપ્યો છે લેખનનુ વલણ સારગ્રાહી ઉપરાત સુગમલક્ષી પણ રહ્યુ છે ગુજરાતી-હિંદી-સસ્કૃત કાવ્યોમાથી અવતરણો, અનુરૂપ દૃષ્ટાન્તો, કલ્પનાશીલ આલેખન અને સ્પષ્ટ સુગમ શૈલી આ પુસ્તકને લોકપ્રિય પણ કરે તેમ છે ઉપનિષદ વિષે વીગત ટૂંકામા જરૂરી જણાય છે, અને 'સ્રોત' કે 'હરિફાઈ' જેવા દોષ પણ આવી કૃતિમા ઠીક નથી લાગતા પ્રગતિશીલ દૃષ્ટિ વ્યાપક વસ્તુ છતા ઠીક ઠીક સુવ્યવસ્થિત રજૂઆત, ઉચિત રુચિકર લખાણને લીધે આ નાનુ પુસ્તક આવકાર પાત્ર રે છે

**બૌદ્ધ ધર્મ : શ્રી. રામનારાયણ ના. પાઠક**

બુદ્ધ જીવન તથા તેમના ધર્મબોધની ધારાઓને સરળ સારદર્શી રીતે રજૂ કરતા આ પુસ્તકમા વસ્તુકનકની નિશ્ચિતતાને કારણે એકાગ્રતાની છાપ વધુ સ્પષ્ટ ઊપસે છે ચરિત્રતત્ત્વ અને સિદ્ધાન્તદર્શન-બેઉ જળવાયા હોવા

છતાં લેખકનો એક પ્રથમ તરફ વધુ જણાશે. બુદ્ધ વિષે વર્તમાન કવિતા-સાહિત્યમાંથી મહત્ત્વની વિચારસામગ્રી ગુંથાઈ હોત, કે ભાષાશુદ્ધિ તેમજ વાક્યરચના અંગે વધુ ચીવટ હોત, તો ઠીક થાત. જિજ્ઞાસુ વર્ગને લેખકે એક સારું સાધન આપ્યું છે એમ જરૂર કહી શકાય.

## ઇસ્લામ ધર્મ : શ્રી. રામનારાયણ ના. પાઠક

નિશ્ચયાત્મક, વ્યવસ્થાશક્તિસંપન્ન, પવિત્ર અને માયાળુ જીવનદષ્ટિવાળા, મહંમદ પયગંબરના જીવનપ્રસંગોનું વાર્તારસ જગાડે તેવું આલેખન અને તેમનાં બોધવચનોના અવતરણ ઉપરાંત તેમના સાથી અને અનુગામી અગ્રણીઓની સેવાનું બયાન આ પુસ્તકમાં મળે છે. આ શ્રેણીનાં બીજાં પુસ્તકો માફક લેખક અહીં પણ સારગ્રાહી અને સુગમ શૈલીમાં ઉપયોગી માહિતી આપી શક્યા છે 'જીંદગી'–'દિકરી'–'સાત્વિક' જેવી જોડણીભૂલો સુધારી લેવાજોગ હતી. વિશાળ વર્ગને માહિતી આપવાનો આશય અહીં પણ સુપેરે સચવાયો છે.

## ઈસાઈ ધર્મ : શ્રી. રામનારાયણ ના. પાઠક

ઈસુનું જીવન, એમના સિદ્ધાંતો, એની સેવાજ્યોત પછીથી ય સતેજ રાખતા ખ્રિસ્તી સંતો આદિની સુરેખ રજૂઆત કરતુ આ પુસ્તક આકર્ષક પ્રસંગચિત્રણા, સુસ્પષ્ટ વિચારનિરૂપણ અને સરલ લખાવટ પામ્યું છે. ભારતમાં ખ્રિસ્તી ધર્મનું પ્રકરણ કંઈક વધુ સઘન થવું આવશ્યક લાગે છે. ભાષાકીય અશુદ્ધિ અહીં છે તો ખરી આ શ્રેણી દ્વારા લેખકે સર્વ ધર્મોનાં મૂળતત્ત્વોની તથા તેના જ્યોતિર્ધરોની દૃષ્ટિની સમાનતા યથાર્થ સૂચવી છે. પરિચયકારની ગુણદર્શી સારગ્રાહી દૃષ્ટિ શ્રેણીના આશયને સર્વથા અનુરૂપ નીવડી છે.

## પર્વાધિરાજ પર્યુષણ : શ્રી. ધનવંત ઓઝા

આ પુસ્તિકામા લેખકે અર્ધમાગધી–સંસ્કૃત ગ્રંથોનો આધાર લઈને રોચક શૈલીમાં છતા કડીબદ્ધ સ્વરૂપે જૈન સમાજના આ પવિત્ર પર્વનું સ્વરૂપ અને રહસ્ય સમજાવ્યું છે. આ પ્રકારનો આ પ્રથમ પ્રયત્ન છતાં ખંત તથા લખાવટ–બેઉ ઊંચી કક્ષા દાખવે છે. વ્રતનિયમાદિની મિતાક્ષરી રજૂઆત સાથે ઉપદેશકથાઓ પણ ગુંથાઈ છે. અભ્યાસ, સંકલન, સમભાવ અને સુવાચ્ય આલેખનથી વિશિષ્ટ આ પુસ્તિકા વ્યાપક જિજ્ઞાસુ વર્ગને આધારભૂત પીગત–વિચારની સામગ્રી પૂરી પાડે છે એ નોંધ પાત્ર છે. આ

પુસ્તક શ્રેણીનું પ્રથમ પ્રકાશન હોવાથી આ દિશામાં વધુ પ્રવૃત્તિ ચાલુ રહે એવું ઇચ્છીશું.

**અગમ નિગમ જ્ઞાનપ્રકાશ અને અવિનાશી કોણ? : ભક્ત વશરામ વાઘા**

મોરબીના ભક્ત વશરામ વાઘાએ આ ગદ્યપદ્યમિશ્ર પુસ્તિકામાં મૃત્યુ મરવા માટે નથી–તરવા માટે છે એવા વિચારથી માંડીને સં. ૨૦૨૦ ના બનાવોની આગાહી લગી કે ઔષધિઓની સમજૂતી સુધી લખ્યું છે. લેખક પાસે શિષ્ટ ભાષા છે. પદ્ય કઢંગું જ.

**નકલંક મોતી : સં. શ્રી. 'જયભિખ્ખુ'**

કીર્તનકાર શ્રી. કૃષ્ણશંકર શાસ્ત્રીનાં વ્યાખ્યાનોમાંથી શ્રી. શાંતિલાલ સાઠંબાકરે એકત્ર કરેલાં મનહર પ્રેરક ગદ્યમૌક્તિકોમાંનાં કેટલાંક ચૂંટીને સંપાદકે અહીં ગૂંથી આપ્યાં છે. આકર્ષક નામ અને સુશોભિત મુદ્રણ ધરાવતા આ સંચયમાં સ્નેહ–સેવા–સંયમ–સમર્પણ–ભક્તિનો સંદેશો રૂપકાત્મક યા પ્રાસાનુપ્રાસમંડિત ગદ્યમુક્તકોમાં મઢાયો છે. 'મધુરો અંત', 'જીવન કુનેહ' 'સાચો પ્રેમ' કે આરંભની રામાયણ પાત્રાવલીમાંની પ્રતીક–યોજના લક્ષ ખેંચે છે. બોધને રસભરી શૈલીમાં તથા કલ્પનાશીલ સ્વરૂપમાં વ્યાખ્યાતા પ્રગટ કરે છે. એમાં ક્યારેક પુનરુક્તિ અને ક્યારેક સભાનતા જણાય ખરી, છતાં ભાવકને સમગ્રપણે પ્રેરે અને આકર્ષે એવો આ સંચય ગણાય.

**પ્રેરણાની પરબ : સં૰ શ્રી. જસુભાઈ દાણી**

મુનિશ્રી ચંદ્રપ્રભસાગરજી મ. ('ચિત્રભાનુ')એ મુંબઈના ચાતુર્માસ દરમિયાન પ્રતિપ્રભાતે લખી આપેલા પ્રેરણાદાયી સુવિચારોનો આ સંચય નાની ઘાટીની ડિન્કીના રૂપે પ્રાપ્ત થાય છે. 'તપ અને ભક્તિ', 'મંદિરનું શિખર', 'કીડીની કામના', 'સંસ્કારનું સૌંદર્ય' જેવા દૃષ્ટાંત–બોધગૂંથ્યા સુવિચારો રોચક છે. જિજ્ઞાસુઓને આ પુસ્તિકા રુચશે.

**દેવદર્શન : સં૰ શ્રી. કૃષ્ણકાન્ત કડકીઆ**

સ્વ. શ્રી. પુરુષોત્તમ જોગીભાઈ ભટ્ટના 'દેવદર્શન' અને 'વ્યસનઅરણ્ય' નામની બે કટાક્ષચિંતનગૂંથી નિબંધિકાઓ આ વર્ષે (સાલ જણાવવી જરૂરી હતી) આ પુસ્તિકામાં મુકાઈ છે. 'વ્યસનારણ્ય' રૂપક શૈલીથી આકર્ષક છે. કાગળ–ઉપરણું પરત્વે કંઈક સારી સામગ્રી અને જોડણીમુદ્રણની ચીવટ જરૂરી ગણાય.

**અધ્યાત્મ વાર્તાલાપ : સં૦ શ્રી. નારુશંકર મ. ભટ્ટ**

સ્વ. શ્રી. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર દ્વારા અગાઉ સંપાદિત થયેલો જ્ઞાનયોગી ચંદુભાઈનો અધ્યાત્મ વાર્તાલાપ બીજી આવૃત્તિ રૂપે સગ્રાહક શ્રી. ભટ્ટનું સંપાદન પામી આ વર્ષે પ્રગટ થાય છે. ચમત્કારોએ સંતોને અસ્પૃશ્ય બનાવ્યાનું જણાવતા સરળ નિસ્પૃહ ચંદુભાઈ (૧૮૮૪-૧૯૪૩)નું આત્મવૃત્તાન્ત પણ અહીં છે. સરળ શૈલીમા સમર્થક દૃષ્ટાન્તો દ્વારા અધ્યાત્મ-માર્ગપ્રવાસીને પોષક પાથેય નીવડે તેવો બોધ આપતું આ પુસ્તક વેદાંતના શબ્દોનો ચદુભાઈએ આપેલો અર્થ પણ પરિશિષ્ટમાં સમાવે છે.

**માડી હે! : શ્રી. નટવર અં. રાવળ**

ત્રીજી આવૃત્તિ પામતી આ પુસ્તિકા ભાવપૂર્ણ શિષ્ટ સરળ ભાષામાં પરમ પ્રકાશની જ્યોતિ રૂપ જગજ્જનનીને સંબોધન કરી લેખકનાં ઉત્કર્ષલક્ષી વિચાર-ભાવ સ્ફુરણોને પ્રગટ કરે છે. શ્રી. સુન્દરમ્ અને પ્રા. ઉપેન્દ્ર પંડ્યાની આશિષ લેખકને મળી છે.

**શ્રી સદુપદેશ કુસુમમાળા : શ્રી. મુનિ છોટાલાલજી**

નવમી આવૃત્તિ રૂપે પ્રસિદ્ધ થયેલી આ પુસ્તિકામા લેખકનાં તથા અન્ય લેખકોનાં બોધક સૂત્રો છે. જોડણીભૂલો ઠીક ઠીક.

**ખ્રિસ્તી ધર્મને ગાંધીજીનો પડકાર : અનુ૦ શ્રી. સ્વ. ચન્દ્રશંકર શુક્લ**

શ્રી. એસ. કે. જ્યોર્જના અંગ્રેજી પુસ્તક Gandhiji's Challenge to Christianity નો આ અનુવાદ પહેલી વાર આ વર્ષે બહાર મુકાયો છે. ગાધીજીમાં હિંદની આત્મપરાયણતા અને પશ્ચિમની સર્જનશીલ પ્રવૃત્તિનું અજબ મિશ્રણ બતાવીને લેખકે તેમના ધર્મ અને રાજકારણના મેળ વિષે કહ્યું છે: 'એ તો એક પડકાર રૂપ છે તમારે તેની બાબતમા કઈ કર્યે જ છૂટકો હોય છે.' લેખકે ખ્રિસ્તી ધર્મના સહનબળ અને માનવભાવની વર્તમાન સંજોગોમાં કસોટી બતાવી, સાચો ખ્રિસ્તી અચૂક ગાધીવાદી, એ પોતાની દૃઢ પ્રતીતિ પણ સ્પષ્ટ કરી છે

ખ્રિસ્તી ધર્મનો પ્રાણ ગાધીજીના જીવન અને કાર્યમા પ્રત્યક્ષ થયેલો લેખકે દર્શાવ્યો છે. ઝડપથી બદલાતા ભારતમા ખ્રિસ્તી ધર્મને કાર્યની તક છે એ પણ એમણે સૂચવ્યું છે. સળંગ વહેતો ભાવનાપ્રવાહ, બાઇબલના પ્રભુ-ભક્તના ચિત્રાલેખનમા પ્રગટેલો સંયમ, વિદ્વાનોના અભિપ્રાયોની ઝીણી સમાલોચના, સ્પષ્ટ સમતોલ પરીક્ષણ, ગાધીવ્યક્તિત્વદર્શક પ્રસંગો-ઉલ્લેખો,

હિંદના ધાર્મિક-રાજકીય નેતા તરીકેનું ગાંધીજીનું આસન લઈ શકે એવો કોઈ માણસ હજી તો ક્ષિતિજ પર દેખાતો નથી' એનું વેધક અવલોકન, ભાવિની આંખોના ચિત્રણમાની સ્વપ્નદર્શિતા, જેવી વિશિષ્ટતા કૃતિને સહજ કરે છે. સુપ્રસિદ્ધ અનુવાદકની કલમનો લાભ આ કૃતિને મળ્યો હોવાથી ભાષાન્તર ધારાવાહી અને પ્રાસાદિક અર્થલક્ષી નીવડ્યું છે.

**વિદ્યાર્થીઓનું યશસ્વી જીવન : અનુ૦ શ્રી. લક્ષ્મીકાન્ત દવે**

ઋષિકેશના સુપ્રસિદ્ધ સ્વામીશ્રી શિવાનંદ સરસ્વતીએ લખેલા Students' Success in Life પુસ્તકનો આ અનુવાદ વિદ્યાર્થીવર્ગને સાદા સમતોલ અને તેજસ્વી જીવનનું રહસ્ય સમજાવી, તે અંગેની વ્યવહારુ દોરવણી આપે છે. આત્મવિશ્વાસનો અભાવ કે શરમાળપણું તજવા, સંકલ્પશક્તિ કેળવવા, આધ્યાત્મિક રોજનીશી રાખવા, વ્યાયામ નિયમિત કરવા અને શિક્ષણનો વ્યાપક રચનાત્મક અંશ સમજવા સ્વામીજી શ્રદ્ધાપૂર્વક અને બુદ્ધિગમ્ય રીતે સમજાવે છે. આજના શિક્ષણની સમાલોચનામાં કટાક્ષ નથી તે સદંશ લક્ષપાત્ર છે. સચિત્ર યોગાસનોની સમજૂતી સહાયક થાય તેમ છે. વિદ્યાર્થીઓને ચારિત્ર્યઘડતર અને જીવનવિકાસમાં પથદર્શક-પ્રેરક નીવડે તેવી આ કૃતિનો અનુવાદ સમગ્રપણે સુવાચ્ય બન્યો કહી શકાય.

**બ્રહ્મચર્યસાધના : અનુ૦ શ્રી. જનાર્દન પ્રભાસ્કર**

સ્વામી શ્રી શિવાનંદરચિત અંગ્રેજી પુસ્તક Practice of Brahmacharyaનો આ અનુવાદ બ્રહ્મચર્યને મનુષ્યત્વ કહી તેના કારણમાં વીર્યરક્ષણ દ્વારા જ વિચારજ્ઞાનની શક્યતા બતાવીને ભૌતિક અને માનસિક બ્રહ્મચર્ય જ વાસ્તવિક સંસ્કૃતિ હોવાની દૃષ્ટિને સ્પષ્ટ કરે છે. દૃષ્ટાન્તો-પ્રસંગો ટાંકીને લેખકે બ્રહ્મચર્યનું સ્વરૂપ-તાત્પર્ય તેમજ તેનું શિક્ષણ અને જીવનમાં પ્રયોજન અને સ્થાન વિચાર્યું છે. આસનોની અહીં પણ સચિત્ર સમજૂતી મળે છે. વિચાર-દૃષ્ટાન્તાદિનું પુનરાવર્તન ટાળી શકાયું હોત. વ્યાપક વૈશ્યત્વે ગૃહસ્થાશ્રમનું આજે પતન કર્યું છે એવી ટકોર પણ સ્વામીજીએ કરી છે. અનુવાદ સુવાચ્ય ગણાય.

**યશસ્વી જીવન : અનુ૦ શ્રી. નાનાલાલ કે. પટેલ**

Sure Ways for success in Life and God Realisation એવા વિશેષ નામ સાથેના સ્વામીશ્રી શિવાનંદ સરસ્વતીના અંગ્રેજી ગ્રંથનો આ અનુવાદ, મૂળ ગ્રંથની સાત આવૃત્તિઓ પછી પણ તે દુષ્પ્રાપ્ય છે એ જોતાં, જિજ્ઞાસુઓને એક યોગ્ય સુવિધા કરી આપે છે. લક્ષ્ય તો આત્મમય

જીવનનું જ, છતાં લૌકિક જીવન સાધનરૂપ હોવાથી તે તરફ ઉપેક્ષા અયોગ્ય હોવાનું લેખકે સ્પષ્ટ કર્યું છે. સંકલ્પશક્તિ-સ્મૃતિનો વિકાસ, રાજ્યોગ, શારીરિક પ્રભાવ, સદ્ગુણપ્રાપ્તિ, દુર્ગુણ-નિવારણ, આધ્યાત્મિક રોજનીશી, યોગ-વેદાંતની પરિભાષાની સમજૂતી આદિ મુદ્દાઓ લેખકે ચિંતકની સ્થિર પર્યેષણા, સાધકની ભાવનાશીલતા અને શિક્ષકની દૃષ્ટાન્તાત્મક સરળતા અને શ્રદ્ધાથી સ્પષ્ટ સમજાવ્યા છે. સ્મૃતિવિકાસ અંગે વ્યવહારુ ઉપાયો અને સદ્ગુણ વિભાગમાં સફળ વક્તા થવાની રીતનો સમાવેશ ધ્યાન ખેંચે છે. આવા વ્યાપક ઉપયોગના ગ્રંથમાં જોડણીભૂલો-મુદ્રણદોષો કાળજીપૂર્વક દૂર કરવા જોઈએ એમ લાગે છે.

**જપયોગ : અનુ૦ શ્રી. સ્વામી ભદ્ર**

સ્વામીશ્રી શિવાનંદના અંગ્રેજી પુસ્તક Japyogનો આ અનુવાદ જપમંત્રો, તેનો મહિમા, તેનો તત્ત્વવિચાર અને તેની પદ્ધતિ સુબોધક શૈલીમાં સમજાવવાનો સફળ પ્રયત્ન છે. દલીલ-તર્ક કરતાં શ્રદ્ધા પર જ પ્રભુનામ-માહાત્મ્યની રજૂઆત અડી છે. પુનરુક્તિ અને જોડણીક્ષતિ પ્રત્યે કાળજી રાખવી આવશ્યક હતી. જિજ્ઞાસુઓને પુસ્તક ઉપયોગી થશે એવી આશા છે.

**દૈનિક જીવનમાં થિયોસોફી : અનુ૦ શ્રી. રાજાભાઈ લાદીવાળા**

થિયોસોફીના આદર્શને નજરમા રાખી અઠવાડિયાના વાર અનુસાર દિનચર્યા આંકી આપતી આ પુસ્તિકા Constance watchmasterને ગુજરાતીમા ઉતારે છે. જિજ્ઞાસુઓને પુસ્તિકા માર્ગદર્શક થશે.

**જિંદગીનો આનંદ : અનુ૦ શ્રી. દેવેન્દ્ર મુનિ-પં. મુનિ નેમિચન્દ્રજી**

'જિંદગીકી મુસ્કાન' નામક ૧૧ પ્રવચનોનો આ ગ્રંથ શ્રી. દેવેન્દ્ર મુનિ અને પં. મુનિ નેમિચન્દ્રજી દ્વારા સાનુવાદ સંપાદન પામ્યો છે. પૂર્ણત્વ પ્રત્યે આગળ ને આગળ વધતા જવું એમા જ જીવનનો આનંદ રહેલો છે એ સતત સમજાવતા આ પુસ્તકને 'જીવનનું બોલતું નવું ભાષ્ય' કહ્યું છે ન્યાય-મૂર્તિ ઇન્દ્રનાથ મોદીએ વર્તમાન પ્રસંગો અને દૃષ્ટાન્તોની ગૂંથણી, સંયમ-માધુર્ય-વિવેકપ્રકાશ પર ભાર, કર્તવ્યનિષ્ઠાની અગત્ય બતાવેલ છે. બહુશ્રુતત્વ જણાશે.

**ત્રિપુરારહસ્ય-જ્ઞાનખંડ : અનુ૦ શ્રી. વિષ્ણુપ્રસાદ ર. ભટ્ટ**

તંત્રગ્રંથ 'ત્રિપુરારહસ્ય'ના જ્ઞાનખંડનું આ ભાષાન્તર ત્રિપુરા સુંદરીની નિષ્કામ ઉપાસના, ઉપાસનાપદ્ધતિ, જગતનું મિથ્યાત્વ, જ્ઞાનરૂપ ચૈતન્ય-પ્રાપ્તિનો માર્ગ મિથ્યા પાંડિત્યનું બ્રહ્મરાક્ષસત્વ, આત્મા-ચિતિનું સર્વવ્યાપક-

પણું અને દ્વૈતનો આભાસ જેવાં અનેક પાસાં પર પ્રકાશ નાખે છે. શાંકર અદ્વૈત અને શાક્ત અદ્વૈતનો સૂક્ષ્મ ભેદ પણ દર્શાવાયો છે. દત્તગુરુના પરશુરામને અપાયેલા બોધ તરીકે યોજાયેલો આ ગ્રંથ સુવાચ્ય ભાષાન્તર પામ્યો હોવાથી, બીજી આવૃત્તિ થઈ છે તે જોતાં, જિજ્ઞાસુવર્ગને ઉપયોગી થશે એવી આશા છે.

## ભારતીય સંસ્કૃતિ શું છે? : સ્વ૦ શ્રી. નાનાભાઈ ભટ્ટ

પરિચયપુસ્તિકાપ્રવૃત્તિના આ ૭૮મા પ્રકાશનમાં, સંપાદક દ્વારા રજૂ કરાયેલા પ્રશ્નોના ઉત્તરો રૂપે, લેખકે ભારતીય સંસ્કૃતિનું સ્વરૂપ અને રહસ્ય સરળ વ્યાપક અને મૂલગામી રીતે સમજાવ્યું છે. વ્યવહારુ માર્ગદર્શન, એકાગ્ર વિચારરજૂઆત, સ્વસ્થતા અને સ્વમાનની દૃષ્ટિ, વાર્તાલાપી તાજગી આ નાની પુસ્તિકાની વિશેષતા ગણાય. સંસ્કૃતિ–સભ્યતા–સંસ્કાર શબ્દોનું વિવરણ વધુ સુરેખ હોત, ગાંધીજીના પુસ્તકની મૂલ્યાદિ વીગતો બહુ તો ટીપ રૂપે જ મુકાઈ હોત તો ઇષ્ટ હતું. વિધિનિષેધોની અગત્ય, પ્રસંગોપાત્ત માર્મિક અભિપ્રાયો, આવશ્યક દૃષ્ટાન્તપૂરણી, આશ્રમી કેળવણી અને જીવન પર ભાર, સંસ્કૃતિના એક ઉત્તમ પ્રતિનિધિ છે સ્વ. કિશોરલાલ મશરૂવાલા એ મત પણ ધ્યાન ખેંચશે. વ્યાપક અને કઠિન વિષયની સ્વાભાવિક સૂક્ષ્મ અને વિશદ તત્ત્વસ્પર્શી અભિવ્યક્તિ પુસ્તિકાને મહત્ત્વ અર્પે છે.

## ગુજરાત એક પરિચય : સં૦ શ્રી. રામલાલ પરીખ

ભારતીય કોંગ્રેસના ભાવનગરમાં મળેલા છાસઠમા અધિવેશનના અવસરે સ્વાગત સમિતિએ પ્રસિદ્ધ કરેલો આ સ્મૃતિગ્રંથ ગુજરાતની નવરચના સાથે બહાર આવેલા ગુજરાત વિષેના સંદર્ભગ્રંથોમાં વિશિષ્ટ ભાત પાડે તેવો થયો છે. આમુખમાં શ્રી. મોરારજીભાઈ દેસાઈએ 'સ્વાગત સમિતિનો આ પ્રથમ પ્રયાસ છે તે દૃષ્ટિએ...સમીક્ષા કરવી ઘટે' એવું જણાવ્યું છે. તેમ ન કરીએ તોયે–નિરપેક્ષ દૃષ્ટિથી પણ, આ સાત સોથી વધુ મોટા કદનાં પૃષ્ઠો ધરાવતો દળદાર ગ્રંથ નિષ્ણાતો–અનુભવીઓ દ્વારા એવો વૈવિધ્યભર્યો તથા સત્ત્વસમૃદ્ધ થયો છે, કે '૬૧ નાં આપણાં આવાં પ્રકાશનોમાં તે ગણનાપાત્ર નીવડે છે. ગુજરાતની ભૂમિ, એનાં પશુ–પંખીઓ, ઇતિહાસ–પુરાતત્ત્વ–સંસ્કૃતિ–સમાજ જીવન–સાહિત્ય–ભાષા–આરોગ્ય–શિક્ષણ–વહીવટ–અર્થવ્યવસ્થા–વાહનસંદેશાવ્યવહાર–વિકાસયોજના–સંશોધન–જાહેર જીવન આદિ અનેકાનેક પાસાંઓ પરના માહિતીભર્યા અને કેટલાક વિવેચનાત્મક લેખો, નકશાઓ–ચિત્રો–આકૃતિઓથી આ ગ્રંથ ઉપયોગી સંદર્ભગ્રંથનું સ્વરૂપ દાખવે

છે. આધુનિક સંદર્ભમાં પ્રસ્તુત વસ્તુનો વિચાર, શૈક્ષણિક દૃષ્ટિનું ય સંયોજન, કેટલીક માર્મિક સ્પષ્ટતા, સળંગ પરોવાયેલો રાષ્ટ્રીય ભાવનો દોર, અંત-એકાગ્રતા સૂચવતા કેટલાક સારા લેખોની અભ્યાસનિષ્ઠા અને સુવ્યવસ્થિત સંપાદનનો લાભ પામેલો, સુઘડ મુદ્રણ પામેલો આ સ્મૃતિગ્રંથ એની માત્ર દસ રૂપિયાની જ ખાસ ઓછી કિંમત જોતાં વ્યાપક પ્રચારને પાત્ર ગણાય. ગુજરાત વિશે પરપ્રાંતીય વિદ્વાનોના લેખો પણ અહીં અનૂદિત રૂપે મુકાયા છે તે એની એક વધુ વિશિષ્ટતા છે.

આ ગ્રંથ એવો સુવ્યવસ્થિત અને સમૃદ્ધ છે કે એમાં વચ્ચે વચ્ચે જણાતી કેટલીક કચાશ કે અધૂરપ ખૂંચે ખરી કયારેક દૃષ્ટાન્તો આપવામાં સમગ્ર ચિત્ર ન રચાયાની રહેતી અતૃપ્તિ, 'બિનગુજરાતીઓ' વિશે વધુ ઊંડાણભરી રજૂઆતની રહેતી અપેક્ષા, સાહિત્યપ્રવાહનિરૂપણમાં અદ્યતન વિભાગના દર્શનની વણપુરાયેલી રહેતી આશા, ગાંધીજી-સરદારનાં ગુજરાત વિશેના કે કવિ નાનાલાલનાં અવતરણો સંક્ષેપમાં પણ અહીં યાદ કરાયાં હોત તો ઠીક એવી જાગતી લાગણી જેવી વીગતો આ સંબંધમાં નોંધતી રહે છે. ગુજરાતમાં વિજ્ઞાન વિશેના લેખો પણ પ્રમાણદૃષ્ટિએ અને વૈવિધ્ય દૃષ્ટિથીય વધુ સ્થાન પામવા જોઈતા હતા એમ લાગે. કેટલાક લેખોમાં જૂના સંદર્ભ સાથે અદ્યતન વીગતો યાદ કરાઈ હોત તો વધુ ઉપયોગિતા જળવાત. પરંતુ ટૂંકા ગાળામાં સંપાદક અને લેખકોએ આ ગ્રંથ એવો માહિતી-ભરપૂર, અભ્યાસનિષ્ઠ, શિષ્ટ અને પ્રેરક પણ કર્યો છે, કે એનો હેતુ મહદંશે સિદ્ધ થયો જણાશે. ગુજરાતીઓમાંનો મોટો વર્ગ પણ કદાચ ન જાણતો હોય તેવી ઘણી વીગતો અહીં અધિકારી લેખકોએ સુપ્રાપ્ય કરી આપી છે. આપણા પ્રજાકીય વિકાસનાં માર્ગદર્શક સૂચનો પણ મળી રહે છે. ગુજરાતની ત્રુટિઓ તરફ પણ ઉપેક્ષા બતાવાઈ નથી જ. ગુજરાતી શિષ્ટ ભાષા પ્રત્યેનો સુરતનાં જંગલોની શાળાઓમાંનો આત્મીયતાનો અભાવ, આદિવાસીઓ માટે મંજૂર નાણા પણ પૂરાં વપરાતા નથી એ સ્થિતિ, અમેરિકામાંના ગુજરાતી વિદ્યાર્થીઓ વિશેની કેટલીક હકીકત, યુનિવર્સિટીના શિક્ષણમાં સંગીતની ઊણપ જેવી વીગતો લક્ષ ખેંચે છે. બહાર-વિદેશમાં વસતા સુખી ગુજરાતીના દુ:ખદ ભાવિની ચિંતા પણ ધ્યાન દોરે તેમ મુકાઈ છે. શિક્ષિત ગુજરાતી સમાજ પણ ન જાણતો હોય-અયથાર્થ ખયાલ જ સેવતો હોય એવી નક્કર હકીકતો કેટલાક અભ્યાસીઓએ અહીં સાદર કરી છે એય મહત્ત્વનું અર્પણ છે. આવો વ્યાપક અને સંગીન સંદર્ભગ્રંથ આપવા માટે

સ્વાગત સમિતિ, સંપાદક તેમ જ લેખકો–અભ્યાસીઓ અને ઓછા દરે આવો દળદાર સુપક ગ્રંથ સુલભ કરવા માટે પ્રકાશકને ધન્યવાદ ઘટે છે.

**ભારતીય સંસ્કૃતિ (સંક્ષેપ) : શ્રી. કિશોરકાંત યાજ્ઞિક**

સ્વ. શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈના ગ્રંથ 'ભારતીય સંસ્કૃતિ'નો આ સંક્ષેપ સમગ્રપણે સળંગસૂત્ર જળવાય તે રીતે વસ્તુ રજૂ કરે છે. મૂળ લેખકની વિશદ પૃથક્કરણાત્મક રજૂઆત અને વીગતસંચય સક્ષેપ ઠીક દાખવી રહે છે. લેખકનું પ્રગતિશીલ ઔદાર્ય અને તેમની કલમની કટાક્ષ-ક્ષમતા પણ જિવાયા છે. સંસ્કૃતિનું સ્વરૂપદર્શન, ભારતીય સંસ્કૃતિનું ઐતિહાસિક ક્રમે આલેખન, ઇતર પ્રજાઓની અસર, વિવિધ ભાષાઓના ગ્રંથો તથા વિદ્વાનોના ઉલ્લેખાદિનો આધાર, સાહિત્ય-કળા ક્ષેત્રનું સાંસ્કૃતિક દૃષ્ટિથી નિદર્શન અને ભારતીય સંસ્કૃતિની વ્યાપકતા તથા સમાધાનશીલતા સમો વિસ્તૃત પટ સંક્ષેપમાં પણ ઠીક ઠીક પ્રયત્ન થયો છે. વીગત-લખાવટમાંની ક્ષતિઓ કેટલીક એવી છે કે સક્ષેપકર્તા તે પ્રત્યે જાગ્રત રહ્યા હોત તો સારું એમ અવશ્ય લાગે. એ સિવાય આ સક્ષેપ વ્યાપક વર્ગને ઘણો ઉપયોગી થશે એમાં શક નથી.

**પ્રેમપંથ : સં. શ્રી. વાલજી ગો. દેસાઈ**

ખાદી–દારૂબંધી–વનસ્પતિ ઘી જેવા મુદ્દાઓથી માંડીને યંત્ર–ધર્મલક્ષણ–જીવનહેતુ સુધીના મુદ્દાઓ પર ગાંધીજીએ પ્રસંગે પ્રસંગે કરેલા વિચારોને તેમના જ શબ્દોમાં સમાવતું આ નાનકડું સંકલન સદ્દર્શદૃષ્ટિથી ઉપયોગી છે. ગાંધીજીની વ્યાપક તેમજ મૂલગામી વિચારશક્તિ, સેવાલક્ષી ભાવનાશીલતા અને સાદી છતાં હૃદયસ્પર્શી રજૂઆત આ સંકલનમાં વરતાય છે જ. ઉચિત વિવરણ–સ્પષ્ટીકરણ પણ મળે છે.

**ગ્રામસ્વરાજની પુનર્રચના : સં૦ શ્રી. ભારતન્ કુમારપ્પા**

ગ્રામપુનર્રચના વિષેના ગાંધીજીના વિચારો, તેમનાં ભાષણો–વાર્તાલાપ-લેખો–પત્રાદિમાંથી બને ત્યાં લગી મૂળ અનુસાર, તો ક્યારેક સારદર્શી સ્વરૂપે સંપાદકે આ પુસ્તિકામાં રજૂ કર્યા છે ગાંધીજીની તલસ્પર્શી દૃષ્ટિ, ઉદાર ભાવના અને સ્પષ્ટ વ્યવહારુ રજૂઆત સળંગ વ્યક્ત થઈ છે. 'પૈસાની જાદુઈ લાકડીથી કોઈ નમૂનાનું ગામડું ઊભું ન કરી શકાય' અથવા 'ગ્રામ-સેવકોને (એ ?) કોરી પાટી પર અક્ષર લખવાના નથી. પાટી પર પોલાદના ટાંકણાથી જે લેખ લખેલા છે તે તેમણે ભૂંસી કાઢવાના છે' કે 'જે વસ્તુ આપણે સૌને પહોંચાડવી છે, તેનું પ્રધાન લક્ષણ સાદાઈ હોય' જેવા દ્યોતક

માર્મિક અને આજે ય બોધક વાક્યો દ્વારા સમય કથયિતવ્યનો મર્મ સ્પષ્ટ થાય તેમ છે. આજના નવરચનાના વાતાવરણમા આ પુસ્તિકા પ્રેરક થાય એવી આશા સેવીશું.

**દારૂબંધી–કોઈ પણ ભોગે : સં૦ શ્રી. આર. કે. પ્રભુ**

ગાંધીજીની મદ્યનિષેધવિચારણા એમના જ શબ્દોમાં અહીં સંકલના પામી છે. ફરી ફરી ઊખાવાના સંશયની આ પ્રશ્ન અંગેની આજની ભૂમિકા જોતાં ગાંધીજીએ જે આગ્રહપૂર્વક તથ્ય સમજાવ્યું છે તે મહત્ત્વનું ગણાય. એક કલાકનું રાજતંત્ર મળે તો પોતે દારૂબંધી ફરમાવે એમ કહીને ય ગાધીજીએ ભાર તો સમજાવટ પર જ મૂક્યો છે. દૃઢ નિર્ધાર સાથે બૌદ્ધિક અપીલ પણ તેથી જ અહીં મળે છે.

**અસ્પૃશ્યતા : સં૦ શ્રી. ભારતન્ કુમારપ્પા**

ગાધીજીનાં આ વિષય અગેનાં લખાણોનો પસંદ કરેલો સંગ્રહ આ સંપાદન આપે છે સત્ય–માનવતાના શોધકની હેસિયતથી આખા જીવનને વ્યાપી વળેલા આ ચાંદા અંગે ગાંધીજીએ વેદનાપૂર્ણ છતાં સ્વસ્થ શૈલીમાં દોરવણી આપી છે–અહી તેનું મિતાક્ષરી દર્શન થાય તેમ છે.

**હરિજનસેવકો માટે : સં૦ શ્રી. ભારતન્ કુમારપ્પા**

ગાધીજીએ હરિજનસેવકોને માર્ગદર્શન આપતા લખેલી વિચારણા અહીં સંગૃહીત થઈ છે. સફાઈમા નવી પદ્ધતિ, સેવક માટે મોટી જરૂર ચારિત્ર્યની, હરિજનદિને સામુદાયિક કાર્યક્રમ પહેલા ઘરથી જ આરંભ આદિ મુદ્દાઓ વિશિષ્ટ લાગે છે. અહીં પણ ગાધીજીએ આપેલું વ્યવહારુ તેમજ સિદ્ધાન્તનિષ્ઠ માર્ગદર્શન પ્રેરક નીવડે તેવું છે.

**અમે અમેરિકન લોકો : અનુ૦ શ્રી. અમૃતલાલ યાજ્ઞિક**

શ્રી. ઍલ્ફર્ડ સ્મિથ અને સહકારી શ્રી મેરિયન કૉલિન્સ સ્મિથના ગ્રંથ Why we behave like Americans નો આ શિષ્ટ રસપ્રદ અનુવાદ અમેરિકાની સળંગ તસવીર વિવિધ અદામા પ્રગટ કરે છે અનેક રાષ્ટ્રોના ગુચ્છ જેવું અમેરિકા, વિવિધ વસાહતોના ઉદ્યોગ–ધંધા–સ્વભાવ–આદત, પ્રજાઓના ધર્મ૬–મતાગ્રહાદિની રજૂઆત સુરેખ નિષ્પક્ષ નિખાલસ અને સમભાવથી અંકિત જણાય છે. અમેરિકન લોકોનો વાતચીતિયો સ્વભાવ, તેમની ભાષાદિ પણ સારા નિરૂપાયા છે. અમેરિકનોનો જુવાની માટેનો પ્રેમાદર, વિભક્ત કુટુંબથી થયેલા પ્રશ્નોની સુરેખ સમીક્ષા, કામદારોની સુધરેલી અને કારકુનોની વિષમ થયેલી સ્થિતિ, કલાક્ષેત્રે મંદ પ્રગતિની કબૂલાત, શિક્ષણ પાછળ જગી

ખર્ચ, ૪૦ ટકા વર્ગ કૉલેજમાં જનાર, શિક્ષણમાં વ્યવસાયદષ્ટિનું મહત્ત્વ, યુદ્ધની અસર તરીકે કૉલેજકાળમાં જ લગ્ન, અનુસ્નાતક અભ્યાસક્રમમાં એક નાના વિષયમાં અતિનૈપુણ્યની અપેક્ષાનું દેખપાનું, મા બાપ–સંતાનોના સંબંધોમાં શૈથિલ્ય, આવશ્યક ત્યાં આકડા સાથેની વીગતો આદિ દ્વારા અમેરિકી જીવનને સમજાવતા અનેકાનેક પાસાં સુશ્લિષ્ટ સ્વરૂપે દર્શાવાયાં છે 'પોતાના સ્વદેશ', 'અમેરિકનો'ને 'અમેરિકન્સ' એવો બેવડો પ્રયોગ, કે Date System માટે કાંઈક અસુંદર થતો 'તારીખઠરનણ પદ્ધતિ' સમો પર્યાય, જેવી ચૂક છતાં મમગ્ર રીતે અનુવાદ સરળ, સ્પષ્ટ અને અર્થલક્ષી નીવડ્યો છે સ્વતંત્રતા હાંસલ કર્યા બાદ વિવિધ રાષ્ટ્રો સાથેનો આપણો સંબંધ-વિનિમય માત્ર સરકારી ભૂમિકાને જ નહિ પરંતુ સમસ્ત રાષ્ટ્રીય પ્રજાજીવનને ય ગાઢ સ્પર્શતો હોવાથી, ઐતિહાસિક પરિબળો પણ ઉદ્ભવે છે તે લક્ષમાં લેતા, આ પ્રકારના ગ્રંથો વ્યાપક શૈક્ષણિક મૂલ્ય તો ધરાવે છે જ, પણ વધુમાં વિશ્વબંધુત્વના આદર્શને પગભર બનવામાં સહાયક પણ થાય છે આ દૃષ્ટિએ આવાં પ્રકાશનો આપણને વધુ પ્રમાણમાં સુપ્રાપ્ત થાય એવું ઇચ્છીશું

**રખડવાનો આનંદ : શ્રી. કાકા કાલેલકર**

પ્રકૃતિપ્રેમ દેશચિંતન, દેશભક્તિ, કલારસિકતા, કલ્પનાપ્રાવીણ્ય વિદ્યાવ્યાસંગ અને સાત્ત્વિકતા સાથે છટાદાર જીવંત પ્રાસાદિક અભિવ્યક્તિ ધરાવતો, ભારતના સૌંદર્યતીર્થોનું આલેખન કરતો આ ગ્રંથ કેટલાક સુધારા વધારા સાથે બીજી આવૃત્તિ આ વર્ષે પામ્યો છે અહીં મળતા ૬૫ લેખોમાં કેટલાક તેમના બીજાં આવા પુસ્તકોમાં પણ પ્રાપ્ત થાય તેમ છે પ્રકૃતિસાન્નિધ્યે કાકાસાહેબ જે સાન્નિધ્યનો આહ્લાદ અનુભવે છે તેની અભિવ્યક્તિ ભારે કવિત્વમય બને છે અને એમનું બહુશ્રુતત્વ-પાંડિત્ય તેમાં ગહરાઈ ઉમેરી આપે છે, તો તેમની વિનક્ષણ ચકોરતા અને લાગણી કટાક્ષ-વિનોદની ઝાંખી પણ વચ્ચે વચ્ચે ચમકાવી આપે છે પ્રા નગીનદાસ પારેખનું અર્થગર્ભ ટિપ્પણ અભ્યાસીઓને ઉપયોગી નીવડે તેવું છે

***લોકમાતા નર્મદા : ગુજરાત સરકાર માહિતી ખાતું***

નવાગામ નજીક વિવિધલક્ષી નર્મદાબંધ યોજનાના ૫ નહેરુના વરદ હસ્તે થયેના શિલાન્યાસવિધિ-પ્રસંગની સ્મૃતિ પ્રેરતું આ પ્રકાશન શિષ્ટ અર્વાચીન-મધ્યકાલીન રેવા વિષયક કાવ્યો અને પ્રાપ્ત લોકરચનાઓ, સંસ્કૃત હિંદી સ્તોત્રો અને રેવા મહિમાદર્શી બે લેખોની સારી સામગ્રી ગૂંથી આપે છે નર્મદાનહેર યોજનાનો નકશો પણ છેલ્લે મુકાયો છે સાહિત્યિક અને

કલાની દૃષ્ટિથી થયેલું સંપાદન મુદ્રણ-જોડણીની વધુ ચીવટથી શોભી ઊઠત એમ લાગે જ. તો પણ યોજનાહેતુને જનહૃદયને સ્પર્શે તે દૃષ્ટિથી થયેલું સંપાદન પ્રશંસા માગી લે તેવું સત્ત્વમોહતું તો થયું છે જ.

**વિશ્લેષણ : શ્રી. દાદા ધર્માધિકારી**

વડોદરાશિબિરનાં આ આઠ વ્યાખ્યાનોમા અભ્યાસી વિચારકે, સર્વોદયના સંદર્ભમા જાગતિક પરિસ્થિતિ, લોકસત્તાની સ્થાપના, લોકરાજ્યનું સ્વરૂપ, માનવીય દૃષ્ટિથી અર્થવ્યવસ્થા, ગ્રામસ્વરાજ્ય અને વિશ્વબંધુત્વ, વિજ્ઞાનયુગમાં અધ્યાત્મ, અહિંસક સંગઠન અને રાષ્ટ્રીય એકતાના મુદ્દાઓ, વ્યવસ્થિત વિવરણ, સળંગ સૂત્ર મૌલિક રચનાત્મક દૃષ્ટિ ઉપરાંત કટાક્ષ-મર્મ-કિસ્સાગૂંથણથી સાધેલી અસરકારકતા દ્વારા સ્પષ્ટ કર્યા છે. પ્રત્યેક વ્યાખ્યાનને અંતે વિચારસાર પણ મુકાયો છે. ગરવાપણું, નમ્રતા, અભ્યાસીની સત્યનિષ્ઠા અને વચ્ચે સાચી ઉગ્રતા વ્યાખ્યાતા પ્રગટ કરે છે. સમગ્યાને સાંગોપાંગ જાણવી તે એનો ઉદ્દેશ છે. મોટી આવશ્યકતા છે સામાન્ય નાગરિકની નિરંતર જાગરુકતાની, લોકસત્તામા લોકનું અસ્તિત્વ વરતાય એવી વ્યવસ્થા હોવી જોઈએ, આજે પક્ષ નહિ મોરચા જ છે અને તેથી પક્ષ તેમજ લોકશાહી-બંનેની લાશ જ પડી છે, જેવા વિચારઅંશ મહત્ત્વના છે. એક-બીજાને ઓળખે તેવાં નાનાં મતકેન્દ્રો પર ભાર મૂકતો પ્રસ્તાવ ગૂચનો ખરો ઉકેલ ખરો? તેમ, ઉચ્ચ શિક્ષણ અખિલ ભારતીય ભાષામા જ એ આગ્રહ પણ વિવાદપ્રેરક તો ઠીક, પરંતુ પૂરતો સ્પષ્ટ સમગ્ર રીતે રજૂ ન થયો હોઈ ઝટ સ્વીકારી લેવો પણ કઠિન છે. વ્યાખ્યાતા જેને હળવાશથી 'થોડું સ્વપ્નરંજન' કહે છે એ ભાવનાશીલતા આ અધ્યયનપૂર્ણ વ્યાખ્યાનોનું વ્યાપક પ્રાણતત્ત્વ છે. અંગ્રેજી શબ્દોનો-વાક્યોની વપરાશ લગભગ સર્વત્ર સ્પષ્ટ થયો હોવા છતાં તેનો ઉપયોગ મર્યાદિત હોય એવી આવા અભ્યાસી પાસે તો અપેક્ષા રહે જ. વસ્તુ-વિચાર-નિરૂપણની દૃષ્ટિથી આ નાનું પુસ્તક વ્યાખ્યાનસ્વરૂપનું એક દૃષ્ટાન્ત ગણી શકાય.

**શાંતિવિચાર : શ્રી. દાદા ધર્માધિકારી**

શાંતિ એટલે શું, શાંતિના બે સ્વરૂપ અને સામુદાયિક પ્રતીકાર-એવાં ત્રણ વ્યાખ્યાનોમાં અહીં આ રાષ્ટ્રીય વિદ્વાને મનુષ્યમનને શાંતિનો આધાર કહીને, વિજ્ઞાન નહિ પરંતુ માણસની મનોવૃત્તિ જ શાંતિકાર્યમાં પ્રતિકૂળ બને છે એ વિચાર સ્પષ્ટ કર્યો છે. સહજીવનની આવશ્યકતા અને તેને સાધવાના ઉપાયોનું વિવરણ પણ લેખકે કર્યું છે. સ્પષ્ટ ચોક્કસ નિદાન,

પૃથક્કરણાત્મક આલોચન, અભ્યાસશીલ દષ્ટિ, ભાવનાત્મક અને વિશદ નિરૂપણ આ નાની પુસ્તિકાનાં ગુણપાસાં છે.

## રાષ્ટ્રીય એકતા : શ્રી. દાદા ધર્માધિકારી–વિનોબા ભાવે

'રાષ્ટ્રીય એકતા' પર દાદાનું તથા 'ભારતીય એકાત્મતા' અને 'શાંતિ-સંકલ્પ અને શિક્ષણનું નવસંસ્કરણ' વિષે વિનોબાજીનાં એમ ત્રણ વ્યાખ્યાનોનો આ ગ્રન્થ તેમાંના સત્ત્વશીલ વિચારતત્ત્વ તથા નિરૂપણકૌશલ્યથી એવો આકર્ષક થયો કે અઠવાડિયામાં જ બીજી આવૃત્તિ પણ પામ્યો છે. શ્રી. દાદા ધર્માધિકારીએ બહુ રાજ્યવાદ ભેગી આજે આપણે ત્યાં ઊભી થયેલી બહુરાષ્ટ્રવાદની સમસ્યા વેદનાપૂર્વક, ક્યારેક 'ક્રોધ'પૂર્વક છતાં રાષ્ટ્ર–પ્રેમીની ધગશથી સ્પષ્ટ પ્રત્યક્ષ કરી આપી છે. શ્રી. વિનોબાજીનાં વ્યાખ્યાનોમાં નિરૂપણ વધુ સાહજિક, સરળ, હૃદયસ્પર્શી અને શ્રદ્ધાન્વિત જણાશે. હિંદુસ્તાનની ભાષા–જાતિ–ધર્મ–પક્ષની ચાર સમસ્યાઓ યોગ્ય રીતે ઉપયોગ થાય તો બળ જ આપે તેમ છે એ તેમની શ્રદ્ધા મહત્ત્વની ગણાય. ઐતિહાસિક ભૂમિકા બાંધી ભાષાનો ઊભો કરાયેલો ઝઘડો ખરેખર તો કોઈ પ્રશ્ન જ નથી એમ તેઓ ભારપૂર્વક સ્થાપે છે. શિક્ષણ અંગે પ્રત્યેક વિદ્યાર્થીને હાથનું કામ મળે, હૃદયને પોષણ મળે, બુદ્ધિનો વિકાસ થાય–એ સિવાય ચોથી વાત મહત્ત્વની જ નથી એમ તેઓ સમજાવે છે. અનુભવ, જ્ઞાન, ચિંતન અને કલ્પનાની સરસ ગૂંથણી અહીં સળંગ આકર્ષણ પ્રેર્યા કરે છે.

## લોકસ્વરાજ : શ્રી. જયપ્રકાશ નારાયણ

'ભારતીય રાજ્યવ્યવસ્થાની પુનર્રચના' પરના મૂળ પ્રબંધમાંનાં પાયાના સૂચનોને સમાવતી 'Swaraj for the People' પુસ્તિકાનો આ અનુવાદ (અનુ૦. કિશન ત્રિવેદી ?) પરિશિષ્ટ રૂપે જર્મન અર્થશાસ્ત્રી શૂમેકરના નિબંધના અનુવાદ સાથે આ વર્ષે મળે છે. 'શાસ્ત્રીય કે સાક્ષરીય રસ'નો દાવો ન હોવા છતાં વિચારણા ગંભીર અર્થલક્ષિતા જાળવે છે. સ્પર્ધા નહિ સહયોગ, સામાજિક પ્રશિક્ષણનો માર્ગ જ મહત્ત્વનો, આજની પરિસ્થિતિ–વ્યવસ્થા ઊલટા પિરામિડ જેવી, પશ્ચિમની લોકશાહીમા ય ઓછા ને ઓછા લોકાનું કામ થતું જાય છે, જનતાની ક્ષમતા પર જરૂરી છે વિશ્વાસ, આદિ વિચાર–પાસાં નોંધપાત્ર છે. બિનહરીફ ચૂંટણી ઠેકેદારી ટાળી શકશે કે કેમ–એ પ્રશ્ન અદ્ધર રહેતો જણાશે. બિનહરીફ ચૂંટણીનો ખયાલ ચોકસાઈની છાપ ભાગ્યે જ દાખવે. પીગતોના વ્યવહારુપણા બાબત એ મત હોય તોયે દ્યોતક

વિચારસામગ્રી અને દેશહિતભાવના અહીં મહત્ત્વની છે. અનુવાદ શિષ્ટ અને સરલ નીવડ્યો છે.

**આફ્રિકામાં અંધારું નથી : શ્રી. મહેન્દ્ર દેસાઈ**

ઉપર્યુક્ત શ્રેણીની આ ૬૩મી પુસ્તિકામા આફ્રિકાના સંઘર્ષભર્યા ઇતિહાસની ટૂંકી રજૂઆત સાથે આફ્રિકા વિષેની ઉપયોગી મહત્ત્વની માહિતી પણ છે. શિક્ષણમેવાના ક્ષેત્રે ભારતથી વિસ્તારમાં દસ ગણું આ મોટું રાષ્ટ્ર હજી એક પડકાર રૂપ જ છે એ નોંધ લક્ષપાત્ર છે. પૃ ૧૪ પરની ઉપાધ્યાયને આરો' વાળી કહેવત સાર્થ જણાશે ભાગ્યે જ. અભ્યાસ, સમભાવ, સમગ્ર દર્શન અને સરળ લખાવટનો ગુણ આ પુસ્તિકા દાખવે છે

**દીવ, દમણ ને ગોવા : શ્રી. દિનકર મહાત્મે**

કવિ બોરકર-ધર્માનંદ કોસબી-કેસરબાઈ કેળકર કે લતા મંગેશકર સમી સંસ્કારક્ષેત્રે ખ્યાતનામ વ્યક્તિઓ આપતી, પોર્ચુગીઝ માલિકી અને દમનલીલામાંથી માંડ હમણા છૂટી થયેલી ભૂમિ વિષે ટૂંકી ઐતિહાસિક રજૂઆત કરતી, ઉપર્યુક્ત શ્રેણીની આ ૭૧મી પુસ્તિકા અભ્યાસ, દેશદાઝ અને સુરેખ આલેખન દાખવે છે ભારતે સીધી સહાય કરવી જ રહેશે એ લેખકનો મત ચરિતાર્થ થયો હોઈ તેમને અને વાચકોને ય સંતોષ થાય તેમ છે

**નેપાળ : શ્રી. દિવાકર નિગુડકર**

નેપાળની આજની રૂપરેખાથી આરંભ કરીને લેખકે પરિચયપુસ્તિકા પ્રવૃત્તિના આ ૭૪મા પ્રકાશનમા નેપાળની પ્રાચીનતા, ઇતિહાસસ્થિતિ. પ્રજા-ભાષાદિની રસપ્રદ માહિતી રજૂ કરી છે ભારત સાથે નિકટનો સંબંધ જોતા નેપાળ વિષે અપાયેલી વીગતો, આપણો મોટો શિક્ષિત વર્ગ પણ તેથી અજ્ઞાન હોઈ સવિશેષ આવશ્યકતા રૂપે, વધુ હોત તો? આવા અભ્યાસી દ્વારા સંદર્ભગ્રંથિકાનીય ગરજ સારે તેવી સુંદર પુસ્તિકાઓ મેળવી આપતી આ પ્રવૃત્તિ અનુવાદ કરનાર વિષેય નિર્દેશ કરે તે ઇચ્છવા યોગ્ય નહિ?

**રાજકારણ : વા. મો. શાહના : સં૦ શ્રી. ત્રિભુવન વી. હેમાણી**

મો. શાહનાં વિવિધ વિષયોનાં 'જૈનહિતેચ્છુ'માંનાં લેખો–ભાષણોની સંપાદકે અત્યાર સુધી આપેલી શ્રેણીમાં પણ આથી સુયોગ્ય ઉમેરણ થાય છે. અભ્યાસપરાયણતા, મૌલિકતા, નિખાલસતા, નિર્ભીકતા, વક્તૃત્વ–કટાક્ષ–ગોષ્ટિ-ચાબખા–આવાવેશની વિવિધ છટાથી પ્રાણવાન બનતી શૈલી, અનુભવનાં દૃષ્ટાન્તોની રજૂઆત વગેરે આ લખાણોનાં આકર્ષક અને આદરપ્રેરક પાસાં જણાશે. ઉદ્બોધન–ઉપાલંભ સાથે આ કર્મવીર વિદ્વાન સુધારક દિલસુફમાં આત્મનિરીક્ષણની ઝબક પણ વચ્ચે વચ્ચે અનુભવી શકાય છે. વક્તૃત્વનાં વેગ–બળ–ઓજસ–છટામાં કલ્પનાની ગૂંથણી રૂપકાદિ દ્વારા પ્રતીત થાય છે.

૧૯૧૪ થી ૧૯૨૦ વચ્ચેનાં આ લેખો–ભાષણો સ્વ. શ્રી. વા. મો. શાહ (૧૮૭૮–૧૯૩૬) ના અભ્યાસ–ચિંતનની પ્રબળ છાપ ઉપસાવે તેમ છે; તે સાથે એમાં કેટલુંક સંગીન ભાવિદર્શન પણ નોંધપાત્ર નીવડે છે. માલિકીની ભાવનાની આજે રોચ આવી છે, તે પછી નવો યુગ આવી રહ્યો છે; પ્રત્યેક સુધારો ગાળો ખાઈ નેય–ઠોકરો ખાઈને ય પદચિહ્નો મૂકી જવાનો; Absolute (શુદ્ધ) સત્ય સમજવું પણ Practical (અમલી) સત્ય આચરવું,–જેવી કણિકાઓ તરત સ્મરણમાં આવે તેમ છે. ગાંધીજીનાં વ્યક્તિત્વ, વિચાર, પ્રજા માટેના કાર્યક્રમને ગાધીજીના રાષ્ટ્રીય જીવનમાં પ્રવેશ સાથે જ આ હિંમતબાજ ક્રાન્તિકાર અને સત્નિષ્ઠ વિચારક યોગ્ય સંદર્ભમાં મૂલવે છે અને ક્યાંક વિચારભેદ હોવા છતાં દેશને એમની નેતાગીરી અપનાવીને આગળ જવા એલાન કરે છે. 'દુનિયાનું ભૂત, વર્તમાન અને ભવિષ્ય'-માંની મૂલગામી અને સ્પષ્ટ નિર્ભીક માહિતી–વિચારણા–શૈલી, 'લજપતસિંહ ગાજ્યો ખરો!'માંનો ઉત્સાહ અને જુસ્સો, એમાં જ 'સમર્થ પુરુષોનું જીવન એ જ નૂતન હિંદનો **ધર્મ** મનાશે' જેવું દર્શન કે વાર્તાલાપી જોમ અને 'મહાત્માજીના તત્ત્વજ્ઞાનનું પૃથક્કરણ'માંની નિખાલસ રજૂઆત ધ્યાનપાત્ર છે. 'માથું ટીપી ટીપીને કાઢેલું એ પાણી છે એ લેખકના ઉદ્ગારોનું તથ્ય સ્વીકારીનેય ઉમેરવું ઘટે કે સમગ્ર રજૂઆત, વર્ણન તેમ જ વિચારભાવા વેગથી પ્રભાવશીલ અને સ્વાભાવિક નીવડી છે. પાચ પુત્રોની માતા અને રાક્ષસી બળા કારના દૃષ્ટાન્તની અનુચિતતા, 'સત્યાગ્રહીઓની સુવાવડ' જેવા પ્રયોગોમાંની અરુચિકરતા, ઘ. ઘણી વાર જતો ભાષાભોડ, વચ્ચે વચ્ચે મળતું પુનઃકથન અને ક્યારેક વરતાતી વિચાર–હકીકતની પ્રચારકસહજ એકાંગિતા હોવા છતાં, આપણા વિચારશીલ ગદ્યસાહિત્યમાં મહત્ત્વના સીમાચિહ્ન બનતા આ પ્રખર વિચારક–પત્રકારની ઉપેક્ષા–વિસ્મૃતિ અયોગ્ય જ છે. એ દૃષ્ટિથી

સપાટક વ્યથિત થઈને ફરિયાદ કરે તે સ્થિતિ ટળી જ ઘટે ત્વ વા ગો શા નુ લનુ ચરિત્ર સમાવતુ આ સપાટ અભ્યાસી વર્ગનુ અવશ્ય લક્ષ દોરશે એવી અપેક્ષા અસ્થાને નથી જ

ભારતનાં નવાં રાજ્યો : સં૦ શ્રી. આર. કે. પ્રભુ

ભારતમા સુ ાજ્યની દૃષ્ટિથી ગાંધીજીએ કરેલી આ પ્રશ્નની છૂટક વિચા ણા અત્રે સકલિત કરાઈ છે શીર્ષક વિષય બ્યાખ્યાને સ્પષ્ટ કરે તેનુ એવુ તેમજ વસ્તુમર્યાદા પણ ચોક્કસ ન રહી હોવા છતા, ભાષિક રાજ્યોની રચનાના રાષ્ટ્રીય પરિસ્થિતિ ન અનુરૂપ થાતી અને પ્રાદેશિક કે રાષ્ટ્રભાષા પરત્વેની વિનતીનિ હાનિકારક હોવાની ગાંધીજીની સ્પષ્ટ દોરવણી ~~અહીં~~ ધ્યાનપાત્ર છે

કોંગ્રેસનું ભાવી : સ૦ શ્રી. આર. કે. પ્રભુ

ગાધીજીના ઉદ્ગારોનુ આ સકલન, કોંગ્રેસનુ સ્વરૂપ અને તેમા જોડા યેના કાર્યકર્તાઓ હોદ્દેદારોના કર્તવ્ય વિષે રાષ્ટ્રીય અને સેવાભાવની દૃષ્ટિથી થયેલી વિચારણા તાજી કરી આપે છે એ માર્ગદર્શન સ્પષ્ટ બતાવે છે, કે ગાંધીજીની દૃષ્ટિ આદર્શ-વ્યવહારનો મેળ સાધી રહે છે. સાદાઈ ઉદ્યોગ ઉપરાંત પ્રતીગતનીતિ અપેક્ષા તત્ત્વો પ્રધાન્ય પરત્વે સેવે છે એ વલણ નોંધ પાત્ર ગણાય વસ્તુતઃ મર્યાદિત છતા દેશની સેવા કરવા આતુર પ્રત્યેક વ્યક્તિ-સંસ્થાને અત્રે કિંમતી દોરવણી મળે છે

ગુજરાત રાજ્ય-પ્રથમ સોપાન : ગુજરાત સરકાર માહિતી ખાતુ

ફૂલવેલની આકર્ષક છીટ ખદીના ઉપરણાથી અને પાને પાને સુરમ્ય શોભનથી, ઉપરાત ઊંચી જાતના કાગળ અને સારી બાંધણીથી દીપતુ આ સરકારી પ્રકાશન ગુજરાત રાજ્યની રચનાના પ્રથમ વર્ષની પૂર્ણાહુતિની સ્મૃતિ પ્રેરી, ગુજરાતવિષયક જાણીતી કાવ્યરચનાઓ, વાર્ષિક સાહિત્યિક નોંધ, ગુજરાતી લોકજીવન નારીસૃષ્ટિ-માર્ગવિકાસ યોજના-ઉદ્યોગ યોજના-બચતપ્રવૃત્તિ સૂચિત પાટનગર-વસતિ પર્યટનસુવિધા-ગ્રામપ્રદેશાદિ અંગેના અભ્યાસી લેખકો અને ખાતાના લેખો અગ્રણીઓના સદેશા તસવીરોથી ઠીક ઠીક માહિતીપૂર્ણ અને રોચક થયો છે. લોકશાહી વિકેન્દ્રીકરણ કે પેટ્રોનિયમ ઉદ્યોગના લેખો પણ મહત્ત્વના કહેવાય સુરુચિપૂર્ણ અભ્યાસ અને કલાત્મકતાના બેઉ પાસા આ 'સોપાન'મા શોભી રહ્યા માટે આ પ્રકાશન પ્રશસ્તિનુ અધિકારી છે

**હજી ખાદી શા માટે? શ્રી. ઇન્દુમતી ચીમનલાલ**

પરિચયપુસ્તિકાપ્રવૃતિના ૬૫મા પ્રકાશન તરીકે પ્રાપ્ત થતી આ પુસ્તિકામાં સ્વતંત્રતા મળ્યા બાદ ઘણાને મન કોયડા જેવા પ્રશ્ન સુરેખ રીતે વિચાર્યો છે. મહાત્મા ગાંધીજીના આદર્શ દૃષ્ટિ સમક્ષ રાખીને લેખિકાએ અભ્યાસી ની દૃષ્ટિથી અને પદ્ધતિપૂર્વક પ્રશ્ન છણ્યો તો છે જ; પરંતુ આંકડા આદિ અને સમર્થક અવતરણો દ્વારા આર્થિક પાસું પણ વિશદ રીતે સ્પષ્ટ કર્યું છે. ભાવનાશીલતા અને વચ્ચે આવતી માર્મિક લખાવટ તેથી જ શોભી ઊઠી છે. આશા છે, કે સરળ શૈલીમાં વ્યવસ્થિત રીતે રજૂ કરાયેલી આ વિચારણા કાર્યસાધક થશે.

**નાના ઉદ્યોગો માટે શી સગવડો છે? : શ્રી. આર. એસ. ભટ્ટ**

આધુનિક સગવડો અને કામ સર્વને મળે તે માટે નાના ઉદ્યોગોની જરૂર બતાવીને લેખકે તે અંગે કઈ સગવડો કયાંથી કેવે રૂપે મળે છે તેની માહિતી રજૂ કરી આ પુસ્તિકાને નવી પેઢી માટે પણ માર્ગદર્શક બનાવી છે. પરિચયશ્રેણીની ૫ મી પુસ્તિકા રૂપે પ્રગટ થયેલી આ પુસ્તિકાએ નવાં શક્ય સાહસો તરફ પ્રત્યેક ધ્યાન દોર્યું છે છે વેપારી-રસાયણવિદ-કારીગરને અનુલક્ષીને દૃષ્ટાન્તાત્મક માર્ગદર્શન મૂક્યું છે તે પણ પુસ્તિકાનું આકર્ષણ ગણાય. ભાષા સરળ અને રજૂઆત મુદ્દાસર છે. આ શ્રેણીની પ્રત્યેક પુસ્તિકાના પૂંઠા પર લેખક-લેખિકાનો અંગત પરિચય પ્રકાશકે યોજ્યા છે તે સાર્થ છે

**હડતાળો : સં૦ શ્રી. રવીન્દ્ર કેળકર**

ગાંધીજીની આ પ્રશ્ન વિષેની મીમાંસા અહીં સંપાદિત થઈ છે. હડતાળને અર્થમૂલક જીવનનું પરિણામ કહીને ગાંધીજીએ હડતાળનું સાચું સંયમી સ્વરૂપ તેમજ તેવા પ્રસંગે બેઉ પક્ષોનું વર્તન કેવું હોય તે સ્પષ્ટ સમજાવ્યું છે. આવી શ્રેણીમાં સંક્ષિપ્ત રૂપે યાદ અપાતી ગાંધીવાણી આજેય પ્રેરક બને તેમ છે

**પ્રગતિને પંથે (પુસ્તક પહેલું) : ગુજરાત સરકાર માહિતી ખાતું**

ગુજરાત રાજ્યના માહિતી ખાતા દ્વારા પ્રકાશિત આ સંચયમાં મહેસાણા, સાબરકાંઠા, બનાસકાંઠા, ખેડા અને પંચમહાલ જિલ્લાઓ વિષે અગાઉ અલગ પુસ્તિકાઓ રૂપે રજૂ થયેલી વિવિધલક્ષી માહિતી એકત્ર ગુચ્છ સ્વરૂપે મુકાઈ છે સામાન્ય દિગ્દર્શન પછી ખેતી-પશુ-સિંચાઈ-રસ્તા-ઉદ્યોગ-શિક્ષણ અને વિકાસયોજના પ્રવૃત્તિની વ્યવસ્થિત માહિતી આંકડા-નકશા-ચિત્રો સાથે પ્રત્યેક વિભાગમાં મળે છે. બનાસકાંઠામાં ઉચ્ચ શિક્ષણ વિષે નોંધની

આવશ્યકતા, છપાઈ-બાંધણી-જોડણીની વધુ કાળજીની જરૂર અને મૂળ પુસ્તિકાઓના મુખપૃષ્ઠો સામેલ કરવાની જરૂરિયાત હોવા છતાં, તુલનાત્મક વીગતપરિચય અર્થે શૈક્ષણિક મૂલ્ય ધરાવતો આ સંચય ઐતિહાસિક અને સાંસ્કૃતિક ભૂમિકા પણ સંક્ષેપમાં સમાવીને વ્યાપક વર્ગમાં ઉપયોગી નીવડે તેવો થયો છે.

**ત્રીજી પંચવર્ષીય યોજના : ગુજરાત સરકાર આયોજન ખાતું**

ગુજરાત રાજ્યના સામાન્ય સામાન્ય વહીવટ (આયોજન) ખાતા તરફથી પ્રગટ થતો આ ગ્રંથ ગુજરાતમાંની ૧૯૬૧ થી ૧૯૬૬ની પંચવર્ષીય યોજનાનું વીગતે ચિત્ર આપી કૃષિ-સહકાર-સામૂહિક વિકાસ-સિંચાઈ-વિદ્યુત-ઉદ્યોગ-વાહનસંદેશા-વ્યવહાર આદિ પ્રજાઉત્કર્ષનાં સર્વ ક્ષેત્રો અંગેની યોજનાનો નક્કર આંકડાઓ સાથે ખયાલ રજૂ કરે છે. ગુજરાતના સર્વાંગી વિકાસનો પ્રમાણિત નકશો યોજના વિચારણા કરનાર સહુની જાગૃતિ-રાષ્ટ્રીય ભાવના સૂચવે છે. દંતવિદ્યા કૉલેજ, વ્યવસાયી મહિલાઓ માટે છાત્રાલય, ઠીક ઠીક સંખ્યામાં નવા રેડિયો આદિનું લક્ષ્યાંક લક્ષ દોરે તેમ છે. પ૬૮ યોજનાઓનું છેલ્લે મુકાયેલું તારણ પણ અગત્યનું અંગ નીવડે છે. શિષ્ટ અને શુદ્ધ લખાવટ અભિનંદનીય ગણાય. ઐતિહાસિક મૂલ્યનો આ ગ્રંથ સંદર્ભગ્રંથ તરીકે પણ ઉપયોગી થાય તેવો સુવ્યવસ્થિત, વિશાળ ભૂમિકાનો અને પ્રમાણભૂત છે.

## ભાષા—પિંગળ

આ વિભાગના કુલ ૬ પ્રકાશનોમાં ૪ સ્વતંત્ર અને ૨ પુનર્મુદ્રિત છે.

**ગુજરાતી-હિન્દી કોશ : પ૦ ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ**

ગુજરાતી અને હિંદી શબ્દકોશો ઉપરાંત હિંદી-ગુજરાતી કોશ પણ આ અગાઉ સફળ રીતે સંપાદિત-પ્રકાશિત કરી ચૂકેલી ઉપર્યુક્ત સંસ્થા દ્વારા આ વર્ષે પ્રાપ્ત થતો, ગુજરાતી શબ્દોના હિંદી પર્યાયો રજૂ કરતો આ કોશ વિદ્યા તથા વ્યવહારના ક્ષેત્રમાં સંદર્ભનો હેતુ યથાર્થ સ્વરૂપે સિદ્ધ કરે તેવો નીવડ્યો છે. પચીસ હજાર શબ્દોનો આ કોશ વિદ્યાપીઠના અભ્યાસી કાર્યકર્તાઓની રાષ્ટ્રીય તથા વ્યવહારુ નિષ્ઠા અને ભાષા-સાહિત્ય પ્રત્યેનો સાચો આદર સૂચવે છે. નિવેદનમાં શ્રી મગનભાઈ પ્ર. દેસાઈએ "હિંદી શિક્ષણ અને પ્રચારની ગુજરાતની ચાલુ સ્થિતિની માગને પહોંચી વળે એટલી શબ્દસામગ્રી (શબ્દપ્રયોગો સહિત) ઓછામાં ઓછી હોવી ઘટે"

એ લક્ષ્ય સ્પષ્ટ કર્યું છે વિદ્યાર્થીવર્ગ ઉપરાંત લોકભોગ્ય ગુજરાતી સાહિત્ય હિંદી ભાષામાં ઉતારવા ઇચ્છનાર વર્ગને પણ દૃષ્ટિમાં રાખ્યાનું એ નિવેદનમાં જણાવાયું છે મધ્યમ કદના આ કોશમાં આ લક્ષ્ય અને દૃષ્ટિ શાસ્ત્રીય વ્યવસ્થિત અને શક્ય વિસ્તૃત હદે સફળ થયેલી કહી શકાય ગુજરાતી શબ્દોના હિંદી અર્થ-પર્યાય રજૂ કરીને જુદા જુદા પ્રયોગોમાંના વાપરથી નીપજતી અર્થછાયા પણ અપાઈ છે તે આ ગ્રંથની ઉપયોગિતા વધારે છે; 'મનોહર' શબ્દનો અર્થ **મનોહર, સુંદર** આપ્યા પછીથી **સિંગાર પહનાવા, આભૂષણ રૂપ શિંગવેષ્ટન** એવો વિશેષાર્થ સ્પષ્ટ કરાયો છે અને તેની સમજૂતી 'માથા કરતાં મનોહર મોટું' એવા પ્રયોગ દ્વારા નિરૂપાઈ છે કોશમાં આવો શ્લાઘ્ય પ્રયત્ન ઠીક ઠીક પ્રમાણમાં જણાશે. એ જ રીતે ભિન્ન ભિન્ન રૂપે પ્રયોજાતા એક જ શબ્દને સમજાવી તેનો અર્થભેદ પણ રજૂ કરાયો છે, અકસ્માત્ (અ૦) અને 'અકસ્માત' (પુ૦)–એમ બેઉ રીતે વપરાતો શબ્દ **ચકાયક** તેમ જ **'દુર્ઘટના'** સમો અર્થભેદ લઈ આવે છે ગુજરાતી–હિંદીના મળતાપણાની ઝલક તો કોશમાં સહજ રીતે દેખા દીધા કરે છે 'મરજીવો' એ **'મરજિયા'**, 'ધીમાશ' તે **'ધીમાપન'** અથવા 'લગડાણું' એ **'લંગડીલા'** કે પછી 'ઢાંકણી' તે **'ઢકની'** રૂપે જોઈ ઐક્ય–ઊર્મિ તરત જાગ્રત થાય તેમ છે તે સાથે 'વાર' માટે **"દેર'**, 'મરડાટ' માટે **'ઐંઠાઈ'**, 'મોળાશ' માટે **'ફીકાપન'**, 'અખતરો' માટે **'આજમાઇશ'**, 'અટામણ' માટે **'પલેથન'**, 'અડાયું' માટે **'કંડા'** અથવા **'ગોઈંઠા'**, 'વસાણું' માટે **'પસારીકી ચીજેં'**, 'ભાણેતિયું' માટે **'પોતા'**, જેવા અનેક શબ્દો બેઉ ભાષાના જુદાપણા–વૈશિષ્ટ્યની પણ યાદ આપ્યા કરે છે એમાં પણ સંપર્ક–પ્રચાર–શિક્ષણને કારણે હવે નજીકપણું વરતાઈ રહ્યાનું ય જણાશે દેવનાગરી લિપિ સળંગ રાખીને કોશ, બિનગુજરાતી જિજ્ઞાસુઓને ય બેઉ ભાષાનો ખ્યાલ મળે તેવી સુયોગ્ય યોજના દાખવે છે સ્વીકૃત મર્યાદા છતાં અત્યંત ઉપયોગી એવો આ કોશ વ્યાપક તેમજ શાસ્ત્રીય નીવડ્યો છે તે જોતાં આશા સેવીશું, કે ગુજરાત વિદ્યાપીઠ દ્વારા હવે વ્યુત્પત્તિ સમેત બૃહદ્ ગુજરાતી હિંદી કોશ પણ આપણને વહેલો પ્રાપ્ત થાય

**સરળ જોડણીકોશ : શ્રી. ભક્તરામ ભા. મહેતા**

ભાષા–જોડણીની શુદ્ધિ-ચીવટ માટે જાણીતા અભ્યાસીએ આ સરળ નાનો કોશ ગુજરાતી વિદ્યાર્થીવર્ગ તેમજ સામાન્ય વ્યવહારને અનુલક્ષીને તૈયાર કર્યો છે આરંભની 'અગત્ય સમજૂતી' જોડણીના સાચા–ખોટા

પ્રયોગોનાં સંખ્યાબંધ દૃષ્ટાન્તો આપી સમગ્ર ભૂમિકા સુયોગ્ય રીતે રચી આપે છે. હવે 'અઢવાડીઉં' નહિ પણ 'અઠવાડિયું' અને 'ખડીઓ' નહિ પરંતુ 'ખડિયો' માન્ય શુદ્ધ પ્રયોગ છે જેવી સ્પષ્ટતા સાથે 'ચંદ્ર' રવીંદ્ર' આદિમાં અનુનાસિકને સ્થાને અનુસ્વાર વાપરવામાં જ સ્વાભાવિકતા છે એવી હિમાયત જોતાં, સર્વત્ર સંમત ન થવાય, છતાં કોશ હાથવગા ઉપયોગ માટે સારું સાધન બન્યો છે. 'કિષ્કિંધા' કે 'જિગીષા' જેવા શબ્દોને બદલે વ્યવહારુ ઉપયોગના કેટલાક સરળ શબ્દો સ્થાન પામ્યા હોત તો? ગુજરાતી ભાષાનો હવે વધતો જતો શાસ્ત્રીય અને ખાસ હેતુ–વ્યવહારાદિ માટેનો ઉપયોગ જોતાં 'હવે હ્રસ્વ–દીર્ઘનું ડીંડવાણું મૂકોને, ભાઈ!' એવું તો ભાગ્યે જ નભાવવા જેવું; તેથી જ આવા ચપટીમા સમાય તોયે ખૂબ ખૂબ સહાયક થાય તેવા જોડણીકોશની વપરાશ વ્યાપક નીવડે એવું ઇચ્છીશું.

**નન્હા કોશ : સં૦ શ્રી. અંબાલાલ શિ. પટેલ–રતિલાલ સાં. નાયક**

હિંદી–ગુજરાતી–હિંદી એ સ્વરૂપે પ્રાપ્ત થતો આ ધારીનો નાનો અને વિદ્યાર્થીભોગ્ય શબ્દકોશ હિંદીશિક્ષણ અર્થે ઉપયોગી નીવડે તેવો છે. ઉચ્ચારણ–લેખનના નિયમો તથા તેની તુલના, વિવિધ શબ્દોના અર્થ અને વ્યાકરણ વીગતો સહિત શબ્દવૈવિધ્ય રજૂઆત જેવી સામગ્રી ત્રણ વિભાગોમાં અત્રે યોજાઈ છે. કહેવતો–રૂઢ પ્રયોગો–હિંદી–ગુજરાતીના મળતા આવતા શબ્દો–વિવિધ વસ્તુપદાર્થોદિ માટેના શબ્દો આદિ અંગોને લીધે ત્રીજો વિભાગ આ કોશનું વ્યાપક આકર્ષણ પણ બને છે ઉર્દૂ–હિંદીનો ભેદ અહીં નથી વિચારાયો અને લગભગ બધા જ પ્રચલિત હિંદી શબ્દો સમજાવાયા છે તે ઉચિત છે. બીજા વિભાગમાં સામન્ય ભૂલોની યાદી પણ અભ્યાસીને મદદરૂપ નીવડશે. હિંદીના સ્થાનફેરે અર્થભેદ, જોવે–સાભળવે સરખા છતા અર્થની ભિન્નતા, હિંદી 'કે' તથા 'કી' સાથે આવતા શબ્દો, અર્થ એક તોયે બેઉ ભાષાના શબ્દોનો લિંગભેદ, સમી ટૂંકી યાદીઓ સંદર્ભની આવશ્યકતા પૂરી પાડે છે. 'અન્યોન્ય,' 'કથાવસ્તુ', 'ગિરિ', 'તરણ', 'પનઘટ', 'તાત્પર્ય', સુધાકર', યા 'હકદાર' જેવા સારી પેઠે જાણીતા યા આપણે ત્યાંય વપરાશના શબ્દોનું પ્રમાણ સંયમિત થવું ઇષ્ટ જણાય છે. હિંદી–ગુજરાતી–હિંદી ક્રમયોજના કહેવતો તથા રૂઢપ્રયોગો પૂરતી છે તેય નોંધવું ઘટે વ્યાપક ઉપયોગ માટે સર્વથા સફળ નીવડે એવો આ નાનો કોશ ગુજરાતી જિજ્ઞાસુઓ–વિદ્યાર્થીઓમાં પ્રિય થાય તેવી વીગતપસંદગી, સંકલના તથા સરળ રજૂઆત ઉપરાંત સુઘડ છપાઈ દાખવે છે.

નાનો કોશ : સં૦ શ્રી. ઉપેન્દ્ર ર. ભટ્ટ–રતિલાલ સાં. નાયક

ચાલુ સાલે ચોથી આવૃત્તિ પામતો આ ગુજરાતી શબ્દોના નાનો છતાં આકર્ષક કોશ વિદ્યાર્થીઓમાં પ્રિય નીવડી ચૂક્યો છે એ સ્પષ્ટ છે. બીજો વિભાગ એના વ્યવહાર–માહિતીવાળી સભર વૈવિધ્યથી, તો પ્રથમ વિભાગ નિયમો–શબ્દાર્થાદિ ઉપરાંત શ્રી. 'સુન્દરમ્'ના 'અનુસાર અષ્ટક'–બોધક હળવા પદની ગૂંથણીથી રોચક પણ થશે. કેટલાક ઘણા રૂઢ યા જોડણીની કોઈ ગૂંચ ન ધરાવતા શબ્દો ચાળી નખાયા હોત તો સારું.

મુદ્રવાચન : શ્રી. રતિલાલ સાં. નાયક

એક વર્ષની અંદરના ગાળામાં જ બીજી આવૃત્તિ પામતી આ પુસ્તિકા મુદ્રવાચકના આવશ્યક ગુણો, મુદ્રવાચનમાં નડતી મુશ્કેલીઓ અને શુદ્ધ મુદ્રવાચનની રીત શ્રીગુરુથી સમજાવે છે કાગળ–મુદ્રણાદિની માર્ગદર્શક માહિતી પણ આમાં છે. શાસ્ત્રીય ચોકસાઈ સાથે સદૃષ્ટાન્ત સરળ રસપ્રદ રજૂઆત આ ઉપયોગી પુસ્તિકાની વિશિષ્ટતા ગણાય. આપણી ભાષામાં આવી 'મુદ્રારાક્ષસ નિકંદનમાં પડખે ઊભી રહે તેવી હાથવગી પુસ્તિકા આપીને લેખકે કિંમતી સેવા બજાવી છે એમાં બે મત નથી.

પિંગળપ્રવેશ : શ્રી. જયંત પી. પરેલ

વિદ્યાર્થીઓ માટે તૈયાર થયેલો આ 'પિંગળપ્રવેશ' આ વિષયની આપણા વિદ્વાનોની વિચારણા સંક્ષેપમાં આપી, વિવિધ વૃત્તોની દૃષ્ટાન્ત સહ સમજૂતી ઉપરાંત ડોલનશૈલી–સૉનેટ વિષેય માહિતી આપે છે. સૉનેટ અંગેનો ઉમેરો સમજાય ભાગ્યે જ અવતરણોનો ભાગ હળવો થયો હોત, મિશ્ર વૃત્તો વધુ રજૂ કરાયાં હોત, પરંપરિત રચના સમજાવાઈ હોત, ઉદાહરણોની પસંદગી વધુ નવીન અને આધુનિક નીવડી હોત, 'વાણીનો છંદ રૂપ આકાર આવશ્યક' હોઈને બનાવ્યું છે તે જોતા, છંદ અંગે 'બાધ્ય ઉપાધ જ' એવું વિધાન ટાળ્યું હોત તો? 'દુર્ગ્રાહ્યપ્રેર' 'તુચ્છગંધતા' 'પ્રગ્રન્થિ' જેવા પ્રયોગો પણ પુસ્તિકાનો આશય જોતા નિવારવાયોગ્ય 'પિંગળપ્રવેશ' વિદ્યાર્થીવર્ગને સહાયક થશે એવી આશા રહે તેવી તેમાની ઉપયોગી સામગ્રી તો છે જ.

## બાળ–કિશોર સાહિત્ય

આ વિભાગનાં કુલ ૭૭ પ્રકાશનોમાં ૬૮ સ્વતંત્ર, ૬ અનૂદિત–રૂપાન્તરિત અને ૩ પુનર્મુદ્રિત છે.

### મોતીનો દાણો : શ્રી. સ્વ૦ મોહિનીચંદ્ર

'ભાણીબા', 'બચ્ચી ઉંદરડી', 'હસુ', 'ટપૂડી', 'હૂપાહૂપ', 'બટુક', જેવી નામ માત્રથીય બાળકોને ગમે તેવી રચનાઓના આ કાવ્યસંગ્રહમાં મજાનાં કેટલાંક કાવ્યો–ગીતો અને યાદ રહે એવાં જોડકણાં કવિ આપે છે. બાળભોગ્ય રસિક સરળ શૈલી અને બાળમાનસની વાત્સલ્યભરી પરખ સાથે વચ્ચે વચ્ચે કવિત્વનું સુભગ પ્રાગટ્ય પણ છે. 'જમણા હાથે હીંચકા નાખું, એ મારે ઉછાળા; એ શું જાણે કવિતા કરતા દાદા આ મૂછાળા?–" ('ભાણીબા') એ વિનોદરસ્યું ચિત્રણ કવિની વિશેષ શક્તિ સૂચવશે. "આપણે બટુક, બટુક, ચાલીએ લટુક લટુક; નાનેરા હાથ અને નાનેરા પગ થકી, કામ કેવાં કરીએ, સટુક સટુક!"–માની પ્રેરકતા અને પ્રાસની સ્વાભાવિક ચમત્કૃતિ, એમા જ 'લડવામાં લવલો ને જમવામાં જગલો, ચાટવામાં ચાટિયો ચટુક ચટુક' જેવી કહેવતરૂપની ગમ્મત મચાવતી બાળકો ગોખી નાખે તેવી પંક્તિ, બચડી ને ઉંદરડી વાઘની ગર્જનાએ ધરતી પર પાય મણ આંસુ સારે એવી વર્ણનછટા, 'માલિક આપશે'ની બાળકોને ગમી જાય તેવી ઊર્મિ–રજૂઆત, 'ફેરો' સમું મજાનું જોડકણું, કે 'જોઠ'માનું કૌટુમ્બિક રંગનું કલ્પનાચાતુર્ય, 'મોતીનો દાણો'ના કવિની હથોટીનું સુભગ પ્રતિનિધિત્વ દાખવશે 'ભાઈ–બહેન' જેવી રચના પણ આકર્ષક બની

તે સાથે 'ચરખો'નું આયાસતત્ત્વ, 'ચટકી'મા પ્રાસની સભાનતા, 'પાગલ'ની બાળકો માટેની અસ્પષ્ટતા બાળકની ઉક્તિ–'હૈયામા પાકેલો મોતી કેરો દાણો'નું થોડું વધારે ડાહ્યાડમરાપણું, 'આનંદી'–માંની રચના–કઠિનતા, 'ડાળી ઉપર' યા 'વાત'માંની પ્રાસશૈથિલ્ય, 'મારા જીવનમા વિપદવાદળીઓ' જેવી બાળકો માટે અસ્વાભાવિક અને અનુચિત ફિલસૂફી, જેવા દૃષ્ટાન્તો સગ્રહની નબળી કડીઓ પણ નીવડે છે વિનોદ, કલ્પના, વાત્સલ્યભાવ, બોધ, ચાતુર્ય, અને રમતિયાળ તેમ છટાદાર સરળ શૈલીની આ કવિતા સમગ્રતયા બાળકોને ખૂબ ગમી જાય અને જીવનની સમજ કેળવવામાં સહાયક થાય તેવી સરસ નીવડી છે. 'મોતીનો દાણો' આપી ગયેલા કવિ તેમની આવી કવિતા દ્વારા બાળકોના હૃદયમાં જીવંત છે જ.

### ચગડોળ : શ્રી. સોમાભાઈ ભાવસાર

'જુઓ પેલું કમળ, એની કેવી સુંદર પાંખડીઓ ! ચોખ્ખી ચોખ્ખી નખકાપેલી લાગે સુંદર આંગળીઓ' જેવી રમણીય પંક્તિઓ આપતા આ સંગ્રહમાં કવિવરસ્યો બોધ, કુદરત અને સમાજની હળવી રમ્ય રજૂઆત, દેશભક્તિ આદિ ગુંજતાં બાળકાવ્યો છે. શ્રી. કાકા કાલેલકરનો આશીર્વાદ સંગ્રહને મળ્યો છે. 'ચગડોળ' 'ઝરાનું' 'નખ' 'ચકો–ચકી' જેવી રચનાઓ તરી આવે તેવી છે. 'જુઓ ભાઈ, નખ તમારા જાણે મોટા પાવડા' જેવી રમૂજ, 'કામ કરી ખાય એના વહેલાં ઊગે વહાણાં' જેવું સુભગ સત્યદર્શન, 'અરે વાદળી, અરે વાદળી, કેમ રડે તું કહેને બેન ?'–જેવી વાર્તાલાપી છટા આકર્ષક ગણાય. રોજબરોજની જિંદગીમાંનાં ચિત્રો અને કુદરતવર્ણન કવિને સારાં ફાવે છે. 'કાગળિયો'મા માના વહાલની સ્મૃતિનું અંકન 'રવીન્દ્ર-વીણા'માંના એવા ગીતની યાદ આપે. 'ઊપડજે–કહેજે'નો પ્રાસ, 'વિનાનો' જેવો પ્રયોગ, વચ્ચે વચ્ચે રચનાની ગદ્યાળુતા કે તેના પ્રસ્તારના ય ભયસ્થાનો નિવારવાજોગ ખરા. આપણાં બાળગીતોનો ટૂંકો ઇતિહાસ આમુખે લેખકે આલેખ્યો છે એમાંય દલપતરામ વિષેનો ઉલ્લેખ ચિંત્ય નહિ ? એ લેખ સમગ્રદર્શી થયો હોત તો સારું. આમ છતાં 'ચગડોળ'નાં ગીતો બાળકો અને કિશોરોમા જીવનની ઊંચી ભાવનાઓ તથા સૌંદર્યપ્રીતિ જગાડવામા સફળ થાય તેવા જરૂર કહેવાં જોઈએ

### ઇટ્ટા કિટ્ટા : શ્રી. સુરેશ દલાલ

આ આકર્ષક શીર્ષકના સંગ્રહમા પ્રકૃતિસૌંદર્ય પ્રત્યે બાળકોને રસ લેતાં કરે તેવા કાવ્યો લક્ષ ખેંચે છે બાળસ્વભાવનું નિષ્પાપ તોફાન પણ કવિ કાવ્યોમા ઝીલે છે. 'ચાંદને ઘોડા', 'પતંગ', 'મારી ગાડી', 'પોલીસ અંકલને' જેવું વસ્તુવૈવિધ્ય ગમે તેવું છે 'કાવે' આ છત્રીસ કાવ્યોમાંની ઉત્તમ રચના નીવડી ગણાય. 'ચેતન શી કદરાની ભેર' યા 'ઉરવીંધિયુ' જેવી બાળકો માટે કઠિન લખાવટ, 'અમે પંખી' યા 'દાદાજીની વાતો'ની સાધા–રણતા, 'નાટક નાટક'નું જૂનું વસ્તુ, બાળતોફાનના કાવ્યોનું પ્રમાણ વધુ પણ તેમાં સામાન્યતઃ નાટ્યક્રમતાની ઊણપ, ક્વચિત્ ભાવ–કલ્પનાનું ય બાળકો માટે કઠિન ગણાય એવું સ્વરૂપ જેવી વીગતો જોતા કવિની સ્વાભાવિક બાળકવિતા વધુ મળી હોત તો ? 'ઇટ્ટા કિટ્ટા'ના કવિની આશાસ્પદ વસ્તુ–પસંદગી અને રસિકતા જોતાં, એમની પાસેથી વધુ સમૃદ્ધ સંગ્રહોની આશા અવશ્ય જાગે.

**પશુપ્રાણીની મિજલસ : શ્રી. ભગવાનલાલ લ. માંકડ**

જુદાં જુદા પશુપખીની આકર્ષક ચિત્રાવલી સાથે તેમનાં રૂપ-રંગ-ખાસિયત-પ્રકૃતિ દર્શાવતાં અને સરળ રીતે બોધ પણ તેમાં ભેળવી લેતાં કાવ્યોનો આ સગ્રહ બાળકોને અવશ્ય રુચશે. 'ચાચ વતી પાણી ઊડાડુ', મારી બધ કરીને આંખ' જેવુ ચકલીનું ચિત્ર, 'ઘુવડ'માનો 'કોઈની નહિ, ને રવિની ઈર્ષ્યા કરું હું, કેવું ખોટું?'-માં છે તે સમભાવ, માવિક મુલ્લાંજી માટે બકરીના શબ્દો 'મારા જેવી જ દાઢી રાખતા, મારા જેવા લ્હેરી'માંની રમૂજ, કે 'ઠેકઠેકાણે જોઈએ તેટલા મારા ભાઈ બતાવું!' એવા ગધેડાના ઉદ્‌ગારમાનો વ્યંગ, અથવા ઘેર મે તો ગાવલડી રાખી છે, ને અમૃતપ્યાલી ચાખી છે' જેવી પ્રાસ-ચિત્રની રમ્યતા. ઊંદરડી તે 'મારા ઘરની વીજળી જેવી'માંની કલ્પના કવિની શક્તિ સૂચવે તેમ છે. 'બળદ' 'મોરલો' 'કૂતરા'માં છે તેવું સામાન્યત્વ, 'મારે વાત જાવા દો'માંની ગદ્યાળુતા, 'ધ્યાન દઈ કર્તવ્ય બજાવો, ખોટા તજી વિચારો' એવી બગલાની વાણીની અનુચિતતા, જોડણીદોષ, પ્રાસની સાધારણતા અને કયારેક અસુભગતા ટાળવા જેવાં હતાં. જ્ઞાન સહ વિનોદ અને બોધ આપતાં આ કાવ્યો બાળકોને વાચતા-લખનારના ગમે જરૂર

**ખટ દર્શન : શ્રી. વ્રજ મો. ઓઝા**

'પદ્યાવલિ'ના નમ્ર નામે બહાર આવેલી આ પુસ્તિકા 'પદ્યકાર'ના સાદા નામે જાતને ઓળખાવતા કવિની રસિકતા, કુદરતપ્રીતિ, ભાવનાશીલતા અને શિશુરુચિની સમજ એકંદર સારી દાખવે છે 'મારા બારણાની સામે રોજ પારેવા ચણે, એના પગલાની ભાત, જાણે ફૂલ પરિજાત' જેવી પંક્તિ રચનારનો છંદ તો કવિનો જ છે એ સ્પષ્ટ સૂચવશે 'આગે બઢો'ની પ્રેરકતા અને 'ડૂબી ગઈ'ના હાસ્યની વેધકતા પણ બાળકોને રુચશે. પ્રાસની કચાશ, રચનાની વધુ સઘન સ્વાભાવિક લખાવટ અને ભાવ-કલ્પના-વિચારની નવીન યોજના પ્રત્યે કવિનું લક્ષ વધુ રહે, તો આ કવિ પાસે વધુ સમૃદ્ધ બાળ-કવિતાની આશા સફળ થાય તેમ છે.

**જોડકણાં : શ્રી. સોમાભાઈ કી. પટેલ**

'નદીમા એક બેટ, મારે એક પેટ' યા 'મોર મોર કળા કર' જેવાં સારાં જોડકણા આપતી આ પુસ્તિકા બાળકોને પ્રાસની ગમ્મત, શબ્દની પિછાન અને આજુબાજુની દુનિયાની જાણકારી ઠીક પીરસે છે. એમાં અર્થહીનતા પણ મહત્ત્વની બને કે સળંગતાની ખામીય ક્યારેક ચોટદાર બને ખરી, પરંતુ

રચના ગદ્યથી દૂર ગઈ, ઉક્ત પંક્તિ તો શિથિલ ન જ પડે, 'ઇજાર–અજાર' જેવો અશુભગ પ્રાસ અંશ તો ટળાય જ, 'છે' નો અનિપ્રયોગ પણ દૂર રખાય એવું થોડું જોવાયું હોત તો સારું.

**પંચતંત્ર : શ્રી. પ્રબોધ દેસાઈ**

બાળકોને પદ્યનાટિકાઓ આપતી આ પુસ્તિકા, આ જાતના પ્રકાશનની અલ્પતા જોતાં આવકારયોગ્ય તો છે જ, પણ સાથે એની કેટલીક ગુણવત્તા પણ આવકાર્ય છે. 'પંચતંત્ર'ની બેઉ નાટિકામાં પાત્રયોજના, તખ્તા–દૃષ્ટિ, સરલ શૈલી અને જ્ઞાન–વિનોદની મેળવણી રુચિકર નીવડે છે, 'ભક્ત ધ્રુવ'માં અભિનેયતા સારી છે, 'મિલનરાત્રિ'નું પ્રકૃતિ વર્ણન સારું. તે સાથે 'મિલન-રાત્રિ' યા 'ગૌતમ બુદ્ધ'નું વસ્તુ બાળકો–કિશોરો માટે પૂર્ણ અનુકૂલ પસંદગી–રજૂઆત પામ્યું ન ગણાય. 'યુવતી'ના અર્થમાં 'યૌવન', 'માયા' તો ઠીક પણ 'કર્તવ્ય'ને ય પાત્ર તરીકે રજૂ કરાયું છે તે અપ્રતીતિકરતા, ક્યારેક પંક્તિ પદ્યરૂપ પણ જાળવી શકતી નથી એ હકીકત, 'કહેજો રે મોરલાને' ગીતની બાળમાનસની દૃષ્ટિથી કંઈક અસ્વાભાવિકતા, 'પંચતંત્ર' સંગ્રહની મર્યાદાઓ હોવા છતાં શાળાઓમાં બાળકો હોંસે ભજવે–સાંભળે એવી સામગ્રી પણ આ પુસ્તકમાં ઓછી નથી.

**દીવો એ મારા દેશનો : શ્રી. ઈન્દ્ર વસાવડા**

કિશોરસમુદાયને પ્રેરક નીવડે તેવું આ ત્રિઅંકી નાટક અસ્પૃશ્યતાના પ્રશ્નને મહત્ત્વ આપીને અમલદારી રુઆબ, લાંચરુશવત, વડીલવૃત્તિ જેવા સવાલોનો ય સ્પર્શ કરીને આખી પરિસ્થિતિના ચિતારને અંતે સૂચક રીતે ગાંધીજીના ખૂનની ઘટના નાટકમાં વણી લે છે. કિશોરી અમૃતા, તેનાં ફઈ સગલાબહેન, ભંગીની દીકરી લખમી, સ્ટેશન માસ્તર, છગન નોકર, ફરદુનજી –ફૂમીભલજી–ક્રેવકરની ત્રિપુટી કે હેડ ક્લાર્ક જેવા પાત્રોની વિવિધ સૃષ્ટિ સમગ્ર-પણે તાદૃશ નીવડી છે. 'પાન મસાલેદાર'નું ગીત અને એ ગીત ગાતો ભૈયો–બેઉ આ નાટકમાં આકર્ષણપ્રેરક ગણાય. આરંભ નાટ્યોચિત વાતાવરણ જમાવે છે. પાત્રયોજના, પ્રસંગ રજૂઆત અને સંવાદકલા–ત્રણેની સુભગતા જોતાં એક જ વસ્તુની અપેક્ષા રહે છે: અમૃતાના પાત્રને વધુ ઉઠાવ અપાયો હોત તો? લેખક આવી ભાવનાત્મક તથા કલાગુણે ઠીક ઠીક માતબર વધુ નાટ્યરચનાઓ આપે એવું ઇચ્છીશું.

**વીર ધનંજય : શ્રી. ધનંજય ૨. શાહ**

બાળકો તથા કિશોરોને નાના–મોટા સમુદાય સમક્ષ ભજવવા અનુકૂળ

થાય તથા જ્ઞાનબોધ અને ભાવના તે દ્વારા પ્રાપ્ત થાય એવાં પાંચ નાનકડાં નાટકો અને બે માહિતી–સંવાદોની આ પુસ્તિકા 'વીર ધનંજય', 'અંધેરી નગરી', 'ગૌતમ બુદ્ધ' 'વીર વિક્રમ', 'પરીઓના દેશમા', 'આવ રે વરસાદ' જેવું વસ્તુવૈવિધ્ય પણ લાવે છે. સરળ ભાવપોષક સંવાદ, અભિનેય પ્રસંગ-રજૂઆત, યોગ્ય વ્યવહારુ તખ્તા–સૂચન, ગીતની વચ્ચે વચ્ચે ગૂંથણી, લેખકની આ સ્વરૂપને બાલભોગ્ય બનાવવાની ફાવટ દાખવે છે. 'પરીઓના દેશમા' સંગીતિકા તરીકે કલાત્મક ઉપસંહાર પામી છે. 'વીર વિક્રમ'નો ઉપસંહાર શિથિલ છે અને 'ગૌતમ બુદ્ધ'માનું ભિક્ષુકગીત પણ કંઈક વધુ સરળ થવુ ઇષ્ટ ખરું. બાળકોને આ નાટકો જરૂર ગમશે.

## રામુ અને રૂપા : શ્રી. ધનંજય ર. શાહ

આ સળંગ નાનું નાટક એક જર્મન બાળભોગ્ય લોકકથાના સંસ્કાર લઈને લખાયેલું છે. લેખક સફળ રીતે વાતાવરણ આપણું કરીને ખલ-પાત્રોમાં ગૂઢ લાચારી–સારપ તેમ જ અંતે તેમના પ્રત્યે ઉદારતાની દષ્ટિ યોજે છે. કાનો કઠિયારો, રામુ–રૂપા ભાઈબહેનો, સાવકી મા ભીખી, જંગલમાંની જાદુગરણી, તેની સક્કરપારા–મગજ–ઘેવર–ઘારી–સૂતરફેણીથી બનાવેલી ઝૂંપડી વગેરે તાદશ આલેખન પામ્યાં છે રામુ અને રૂપાને કેન્દ્રમાં યોજીને લેખક એ બેઉને પ્રેરક રૂપે રજૂ કરી શક્યા છે. સવાદ, પ્રસંગ-યોજના, ઉપાડ–અંત આદિ સરસ નિરૂપણ પામ્યા હોવાથી બાળકોને વાંચવું –ભજવવું ગમે તેવું નાટક છે

## સોનકેશી : શ્રી. ધનંજય ર. શાહ

અંગ્રેજી લોકકથા The Giant with three Golden Hairsના વસ્તુ પરથી લખાયેલુ આ નાટક આપણી જૂની મધ્યકાલીન વાર્તાની હવા સર્જી આપે છે. ગરીબ ગરાસિયો છોકરો રૂપસિંહ વિધાતાની ઇચ્છા અનુસાર સંજોગસહાયથી અને બુદ્ધિપૂર્વક પરાક્રમ–સાહસ કરી સોન-શિખરના રાક્ષસના સોનેરી વાળ લઈ આવી રાજકુંવરી ઝરણીનો પતિ પણ થાય છે. અભિનેયતાની દષ્ટિથી લેખકે અહીં પણ દશ્ય–વેશભૂષાદિની વીગતો વ્યવસ્થિત રૂપે રજૂ કરી છે. લોભી અને ધૂર્ત રાજાને છેવટ રૂપસિંહ કર્મફળ ભોગવવા સોનશિખર મોકલે છે એ ઠીક, પણ કલાની દષ્ટિથી પણ અંત તાલમેલિયો અને પાત્રોના વ્યક્તિત્વને આઘ પહોંચાડનારો ગણાય. જોડણી–ભાષાની અશુદ્ધિ તથા કાગળોની સાધારણ જાત ખૂંચે તેમ છે. નાટક

વચ્ચે જ જામતું ગણાય. પ્રસંગાલેખનની ઠીક શક્તિ બતાવતું આ નાટક નાનાં બાળકોને ગમે તેવું રોમાંચક વાતાવરણ આપી રહે છે.

**માણું મોતી : શ્રી. 'જયભિખ્ખુ'**

સરળ વેગીલી કથનશૈલી, છટાદાર ચિત્રણા, ક્યારેક બોધ ક્યારેક ચાતુર્ય ક્યારેક કટાક્ષ–વિનોદની ગૂંથણી, રૂઢપ્રયોગો અને કહેવતોથી ચોટ પકડતી ભાષાથી આકર્ષક થયેલો દસ વાર્તાઓનો આ સંગ્રહ કિશોરસમુદાયને આનંદ સાથે જીવનશિક્ષણ પણ પૂરું પાડે છે. 'પરંપરાગત' વાર્તાસંગ્રહની શિરમોર વાર્તા નીવડે તેવી વસ્તુ–દૃષ્ટિ–લખાવટ દાખવે છે. 'બોલનો તોલ', 'સગવડ અગવડ' વાર્તાઓ પણ સંગ્રહની વિશિષ્ટ વાર્તાઓ ગણી શકાય. દેવોભાઈ, ચતુર મલકચંદ કે ભીમજી સમાં પાત્રો જીવંત થયાં છે. આવી વાર્તાઓને મુકાબલે 'રાજા અને રોગી' યા 'બાવાજીનો પરસાદ' સાધારણ વાર્તાઓ લાગે. સમગ્રતયા બાળકો–કિશોરોને ખૂબ ગમે એવી આ વાર્તાઓ લેખકની હથોટીનું સુભગ પ્રતિનિધિત્વ દર્શાવે છે.

**શૂરાને પહેલી સલામ : શ્રી. 'જયભિખ્ખુ'**

'માણસે માણસે ફેર' શ્રેણીની આ પ્રથમ પુસ્તિકા શૌર્ય–ટેક–દેશાભિમાનનો બોધ આપતી પાંચ પ્રેરક વાર્તાઓ સમાવે છે. 'શૂરાને પહેલી સલામ', 'સાચા રાજા સૂરજમલજી' અને 'ટાઢ ટાઢ કરીએ નહિ'—એ ત્રણે વાર્તાઓ રોનકદાર લખાવટ અને પ્રેરક બોધની દૃષ્ટિથી લેખકની આ પ્રકારની વાર્તાલેખનની શક્તિ સૂચવે છે.

**ફૂલપરી : શ્રી. 'જયભિખ્ખુ'**

ઉપર્યુક્ત શ્રેણીની આ બીજી પુસ્તિકામાં ચાર વાર્તાઓ છે 'દલો દેશનો દીવાન' આકર્ષક નીવડતી વાર્તા ગણાય 'ફૂલપરી'માં કલ્પનાનું ચિત્રણ રોચક થયું છે. સાચો શત્રુંજય'નું પ્રસંગતત્ત્વ શિથિલ અને 'ચાચાજીની તલવાર' પૂરતી ચોટ ન પકડતી જણાય.

**વાર્તાવિહાર : શ્રી. કુસુમબહેન ઠાકોર**

પોતાની આસપાસના જ, વિશેષત ઘરના જ વાતાવરણમાથી સૌંદર્યપ્રેમી દૃષ્ટિથી ઝીલેલો અનુભવરસ આ વાર્તાઓમા હિલ્લોળા લે છે. સામાન્ય નાના વસ્તુને ય નવીન દૃષ્ટિથી રજૂ કરતી સંવેદનશીલતા, રમણીય છતાં સ્વાભાવિક લખાવટ અને પક્ષીપ્રાણીપશુફૂલછોડ સર્વ પ્રત્યેની એકસરખી વત્સલતા–આત્મીયતા ઉપરાંત સળંગ વરતાતી કલ્પનારસિકતા આ સંગ્રહની વાર્તાઓમાં કાવ્યનું નમણાપણુ ઉપસાવે છે. મજાનો ઉઠાવ, રસપ્રદ કથન,

લાડનાં નામોની મધુર યોજના, કહેવતોની મિલાવટ, અભ્યાસ અને સાહિત્ય-પ્રીતિની ઝલક ગમી જાય તેવાં છે. પોતાની શાલને ય લેખિકાનું સંવેદન ભૂલતું નથી. 'તારક પક્ષી' 'માસ્તરજી' કે 'ભગત' જેવી વાર્તાઓ તરી આવે તેમ છે. વાર્તાઓ, રેખાચિત્રો અને હળવી નિબંધિકાઓનું રૂપ પણ વચ્ચે દાખવે છે. મનોજ-લક્ષ્મી-ધનુષ્યધારીનાં રેખાચિત્રો મોળા પડે ખરાં, અને 'રૂપની રઢ' વાર્તા બાળમાનસને અનુરૂપ કે કેમ તે ય પ્રશ્ન સંભવિત છે. 'વાર્તાવિહાર' બાળકોમાં સમભાવ, સૌંદર્યપ્રેમ અને દૃષ્ટિની તાજગી અવશ્ય પ્રેરે તેમ છે.

**ડહાપણની વાતો : શ્રી. રમણલાલ સોની**

વિશેષે ઈસપકથાઓમાંથી લીધેલી બોધક કથાઓને લેખકે અહીં સરલ અને રસપ્રેરક શૈલીમાં બાળકોને ફરી ફરી વાચવી ગમે તે રીતે રજૂ કરી છે. 'દેવ અને ગાડીવાળો', 'દરિયો ખજૂર ખાય છે', 'આસોપાલવ અને માણસ', 'પેટની સામે હડતાલ', 'મુખ-દુઃખની લડાઈ', કે 'બરફીનું મોં-જોઈને મૂઢો ભરો' જેવા કથાનકો બોધક એવા જ આકર્ષક પણ છે. સંપ, સ્વાશ્રય, સમજદારી, સ્વતંત્રતા, સચ્ચાઈ અને સેવાના આદર્શો વાર્તાત્મક અને રૂપકાત્મક સ્વરૂપે બાળકો સમક્ષ રજૂ થયા છે. ભગવાન, શરીરનાં અંગો, દરિયો, નસીબ, પંખી, પશુ એમ સહુ પાત્રરૂપે આવતાં, નાના બાળકોને મજા પડે તેમ છે. 'સાચા મોતીનો ચરુ'મા વૃદ્ધ ખેડુની વાણી તળપદા રંગની હોત તો? સરળ પ્રવાહી કલમે લેખક વાતાવરણ સર્જીને નાના બાળકોને બોધરસ કેવી કુનેહથી પાઈ શકયા છે તે 'ડહાપણની વાતો'મા પ્રતીત થાય તેમ છે.

**મહાભારત કથાઓ (ભાગ, ૨) : શ્રી. 'ધૂમકેતુ'**

મહાભારતના યુદ્ધ પહેલાના વૃત્તાન્તથી પાડવોના મહાપ્રસ્થાન પર્યંતના વિસ્તૃત કથાપટમાંથી પ્રેરક પ્રસંગો લઈને આબાલવૃદ્ધ વિશાળ વાચક સમુદાયને સમજાય અને મહત્ત્વનું રહસ્ય જણાય તે રીતે લેખકે અહીં વસ્તુનિરૂપણ કર્યું છે. માનવતાની દૃષ્ટિએ જ્યા ક્ષતિ જણાઈ ત્યા પ્રસિદ્ધ પાત્ર-પ્રસંગની એવી રજૂઆત પણ લેખકે કરી છે. યુધિષ્ઠિરની ભાવનાનિષ્ઠા, ભીમનું મુગ્ધ કરતુ બાહુબળ, ધૃતરાષ્ટ્રની નિર્બળ કરુણતા, કે શિશુપાલની સ્વાર્થાંધ ધૃષ્ટતાનું આલેખન સારું છે. ગાધારી શાપપ્રસંગની મનોવૃત્તિ અથવા અભિમન્યુના પરાક્રમનું શબ્દચિત્ર વધુ લક્ષ માગે તેમ જણાય છે. રજૂઆત અને વિચારની સફળતાથી આ પુસ્તક રોચક થયું છે.

**કાળરાત્રિ : શ્રી. 'ધૂમકેતુ'**

બે વાર્તાઓ રજૂ કરતી આ પુસ્તિકામા કાળરાત્રિ' અશ્વત્થામાના વેર-પ્રસંગને અને 'નોહીનરસ્યો યુદ્ધધર્મ' યુદ્ધોત્તર પરિસ્થિતિએ પ્રેરેલી યુધિષ્ઠિરની પ્રાયશ્ચિત્તતપ્ત મનોવૃત્તિને વર્ણવે છે પ્રથમ વાર્તામા પાત્રનિરૂપણ સંયમહીન રજૂઆત અને કલ્પના-મતિ અભિવ્યક્તિની શક્તિ દેખાય છે બીજામા ચિંતનનિરૂપણ સુરેખ ગણાય

**હલ્દિઘાટ (ભાગ, ૧-૨): શ્રી. 'ધૂમકેતુ'**

ગ્રીક મહાકાવ્યો 'ઇલિયડ' અને 'ઓડિસી'ની સારકથા જેવી આ બે પુસ્તિકાઓમા ગ્રીક યોદ્ધાઓની જવાંમર્દી-ત્યાગશક્તિ-નિષ્ઠા સજીવ રીતે ઉપસાવાઈ છે યુદ્ધદૃશ્યોની રજૂઆત પણ ધમકદાર નીવડે છે સરળ ચિત્રાત્મક શૈલી અને ભાવનાશીલતાના ગુણોથી આ પ્રથિતસંપુટ કિશોર વાચકોને રસ અને માહિતી વિવેકપૂર્વક આપે તેમ છે

**ઉપગુપ્તની વાત અને બીજી વાતો : શ્રી. 'ધૂમકેતુ'**

પાચ કથાનકોનો આ પુસ્તિકામા છેલ્લી રચના તો 'ઇતિહ નો પરિચય જ ગણાય પરંતુ ઔર્વ તથા રૈકવના કથાનકો આકર્ષક નીવડ્યા છે જીવનના ઉદાત્ત સત્યો સૂત્રાત્મક શૈલીમા ગૂથવાની પદ્ધતિ કે ક્યાક રહસ્યદર્શન સર્વત્ર સ્વાભાવિક રહેતા લાગતા નથી

**પદ્યાની દેવી અને બીજી વાતો : શ્રી. 'ધૂમકેતુ'**

પદ્યાની દેવી તથા ગ્રીક વીણાધારી ઓર્ફ્યસની બે ગ્રીક કથાઓ તથા એક કથા કચની આ પુસ્તિકામા સમાવાઈ છે દેવયાનીના શાપે ચાલી ગયેલી સંજીવની વિદ્યા કચના શીલ તથા ટેકને કારણે સિદ્ધ જ થઈ ગણાય એ દર્શન લેખકની ચિંતકના રજૂ કરી રહે છે શૈલી સરળ અને રોચક રહે છે

**અદ્ભુત ગવૈયો : શ્રી 'ધૂમકેતુ'**

બે વાર્તાઓની આ પુસ્તિકામા પ્રથમમા હિમાલય પ્રદેશની પશ્ચાદ્ભૂ અને સ્વાભાવિક કલા જ હૃદય જીતે એ પરવાર કરતા કથાકારના પાત્રની કેન્દ્રવર્તી યોજના હોવાથી વર્ણનમા સૌંદર્યની છટા સારી પ્રગટ થઈ છે શાપનુ દુઃખ પ્રેમના બળે જતુ દર્શાવતી બીજી વાર્તા પણ વર્ણન-રહસ્ય દર્શનની દૃષ્ટિથી આકર્ષક નીવડી છે

**ગેન્જેલો. શ્રી. હિંદુભાઈ જોષી**

ગુજરાતના દરિયામા ત્રાસ મચાવતો પોર્ટુગીઝ ચાંચિયો સરદાર ગેન્જેલો

હિંમતથી પણ દગો દઈને ગુજરાતના સુલતાન બહાદુરશાહને ફસાવે છે તેની કરુણ વીર કથા આપતા આ પુસ્તકમાં વર્ણનની જમાવટ અને ગુજરાતી કિશોરસમુદાયને બોધ પ્રાપ્ત થાય છે. ગેન્ઝેલો અને બહાદુરશાહનાં વિરોધી પાત્રો, જહાજ પરના તેમના મિલન-સંઘર્ષનું દશ્ય અને અંતની ઘેરી કરુણતા અસરકારક છે. ભાષાદોષ નિવારાયા હોત તો?

**આઝાદીની વાતો : શ્રી. દિનુભાઈ જોષી**

દેશ કાજે ફના થનારાં પંજાબી વીર કિશોર, બંગાળી વૃદ્ધા માતંગિની, બંગાળી ક્રાન્તિકાર વીરાંગના કલ્પના, રાણી લક્ષ્મીબાઈ, સાવરકર, શ્યામજી કૃષ્ણવર્માનાં ટૂંકાં કથાત્મક રેખાચિત્રો આપતું આ પુસ્તક કિશોર વાચકોમાં દેશાભિમાન જગાડે તેવું ઉદ્બોધક છે. લખાવટ રસવાહી છે તેવી શુદ્ધ હોત તો સારું.

**સદાશીવ : શ્રી. દિનુભાઈ જોષી**

શિવાજી મહારાજના એક બહાદુર જુવાન સાથીની આ વાર્તા મુખ્ય પાત્રનાં સાહસપ્રેમ-શૌર્ય-નિષ્ઠા-ચાતુર્યને યથાર્થ ઉપસાવી આપે છે. જીજાબાઈનું માતૃહૃદય અને શિવાજીની કદરદાની પણ ઠીક આલેખાયેલી છે.

**ચાર રાજકુમાર : શ્રી. દિનુભાઈ જોષી**

બાળકો-કિશોરોમાં મર્દાનગી, સચ્ચાઈ, સાહસિકતા કે પિતૃભક્તિનો આદર્શ બોધતી સાત વાર્તાઓની આ પુસ્તિકા લેખકની વર્ણનજમાવટની, ગતિશીલ પ્રસંગકથનની શક્તિ દાખવે તેમ છે. દેલવાડાના જુવાન રાજવી પુત્રની વાર્તા, ઈરાની વીર પુત્રી હલમેરી કે પિતૃભક્ત ટેકીલા જાલિમસિંહની વાર્તા સારી નીવડી છે. 'ચાર રાજકુમાર'નું વસ્તુ જૂનું તેમ પુરતું જામ્યું પણ ન ગણાય

**રખડુ વેલો : શ્રી. દિનુભાઈ જોષી**

પાચ વાર્તાઓના આ પુસ્તકમા 'રખડુ વેલો' વાર્તા સારી જમાવટ દાખવે છે. એમાનું જૂનું આમજીવનચિત્રણ કે વેલામાથી વેલજી શેઠ થતા કચ્છી યુવાનનું પાત્રનિરૂપણ આકર્ષક નીવડ્યું છે. રંજન આપની પણ સામાન્ય થઈ જતી 'જોશી કાકા'ની વાર્તામાની માતૃતત્ત્વજ્યોતિ રોચક ખરી.

**કિરણનો કોયડો : શ્રી. દિનુભાઈ જોષી**

આ શ્રેણી પૂંઠા પર 'સાચી સાગરકથા'વાળા અને અંદર 'સાગર'ને બદલે 'સાહસ' શબ્દફેર બતાવે છે અને એક જ ચિત્ર બધાં જ પુસ્તકો પર

મોજે છે તેમાં ઔચિત્ય ભાગ્યે જ ગણાય. એવી શ્રેણીનું આ એક વધુ પુસ્તક ભૂલાં પડેલાં ભાઈબહેન કિરણ–કમળા સંજોગવશ પાછાં મળે છે તેની સાધારણ જૂની ઢબની પ્રસંગયોજનાવાળી અને કંઈક કૃત્રિમ પાત્રનિરૂપણવાળી થઈ છે. આરંભનું કેટલુંક વર્ણન આકર્ષક છે.

**માણસખાઉ દેશ : શ્રી. દિનુભાઈ જોષી**

ઑસ્ટ્રેલિયા ખંડની શોધમાં જતો વલંદા કપ્તાન ડોબ ત્યાંના માણસખાઉ જંગલીઓનો શિકાર થાય છે, પરંતુ તેને પગલે જનાર હર્ટોગ અને પછી વિલિયમ ડી આમિંગ ત્યાં વિજય મેળવી આવે છે તેની રોમાંચક વાર્તા શૌર્યસાહસનાં કરુણભયાનક ચિત્રોની સારી સૃષ્ટિ રચીને કિશોરોમાં સાહસ–દેશાભિમાનની લાગણી પ્રેરે તેમ છે. આ શ્રેણીમાં જડ્યા કરે છે તેવા અનુસ્વારલોપ, 'શોઢી કાઢ્યો' જેવી મુદ્રણક્ષતિ–બીજી જોડણીક્ષતિઓ આ પુસ્તકમાં છે; તે થોડી સાવધાનીથી દૂર કરવા જેવી હતી.

**ટીચ : શ્રી. દિનુભાઈ જોષી**

નામીચા દરિયાઈ ચાંચિયા હની ગોહડનો મિત્ર થઈને પછી તેનો વિજયી પ્રતિસ્પર્ધી બનતો કુનેહબાજ ચાંચિયો ટીચ છેવટ સાહસવીર મેનાર્ડથી વીંધાય છે એવી વાર્તા આપતી આ પુસ્તિકા રોમાંચક કથાનક તો લાવે છે; પરંતુ ઉમદા આશય વિનાની માત્ર શૌર્યસાહસકથા કિશોર વાચકોને રોમાંચ સિવાય બીજું કંઈ ન આપે તેમ બને. 'પાપનો પૈસો' ભેગો કરનાર છેવટ ખલાસ થાય છે એ ખરું, પણ એનાં શૌર્ય–પરાક્રમનું વર્ણન વધુ જમાવટ દાખવે છે. અંત સમજીને વંચાય, તો કથાનક રોમાંચક નીવડે છે–સાર્થ થાય છે.

**અઘોરી : શ્રી. દિનુભાઈ જોષી**

મેંડતાના ગરોડ રાજકુમારોની સાહસકથા રજૂ કરતા આ પુસ્તકમાં પવનપાવડી, વશીકરણ દંડ, પોપટ મરતાં રાક્ષસ કે એટ સાત સાગરની પાર હોય, માણસને રાક્ષસ પથ્થર કરી દે અને એ રાક્ષસના લોહીસિંચને જ એ પથ્થરમાંથી પાછો માણસ મળે, એવી એવી કૌતુકભરી જૂની પ્રણાલીની વાર્તા મળે છે. સિદ્ધિના બળથી અત્યાચાર થાય તો પ્રભુ રૂઠે એ સાર તેમાં વણાયેલો છે. કિશોરોને અદ્ભુત રસની કથા આપતું આવું કથાનક હવે જૂનું તો નીવડે જ, છતાં નાની વયનાં વાચકોને તેમાં રસ પડે ખરો.

**બલિદાન : શ્રી. હસમુખ જોષી**

બાળકો અને કિશોરો માટે 'જોરીલી શૌર્યકથા' પ્રવાહી કથનશૈલીમાં

રજૂ કરતું આ પુસ્તક બન્ધુપ્રેમ, કર્તવ્યનિષ્ઠા અને સ્વામીભક્તિનો આદર્શ સમજાવે છે. અલાઉદ્દીન ખિલજી અને રણથંભોરના રાજા હમીરસિંહ વચ્ચેની લડાઈની પશ્ચાદ્ભૂમિકામાં મહિમા અને ગભરુ નામના બે ભાઈઓની બહાદુરીનિષ્ઠાની અઢી વાર્તા છે. હમીરસિંહ અને મહિમાનાં પાત્રો સુરેખ છે.

**ભૂદો મહારાજ : શ્રી. અનંત વ્યાસ**

ઝાઝું ભણેલા નહિ પણ ગણેલા પાકું એવા સૂઝશક્તિભર્યા ભૂદા મહારાજના બુદ્ધિચાતુર્યના આકર્ષક પ્રસંગોને વણી લેતી આ વાર્તા બાળકો–કિશોરોને આનંદ આપે તેવી નીવડે છે. પ્રસંગ અને પાત્ર–બન્નેનું નિરૂપણ સળંગ રોચક છે. વ્યાપક અનુસ્વારઉચ્છેદ તથા ભાષાશુદ્ધિ પ્રત્યે વધુ લક્ષ આવશ્યક ખરું જ. લખાવટ સરળ રસભરી છે.

**જંગબારની રાજકુમારી : શ્રી. છેલશંકર ગો. શુક્લ**

પશુપંખીની બોલી જાણતી વાર્તાનાયિકા, મંત્રબળે જળનું થળ થઈ જાય તેવો ચમત્કાર, ગાંગલી ઘાંચણનું ખલપાત્ર આદિ જૂનું વાતાવરણ અને રૂઢ પદ્ધતિની લખાવટ લાવતી આ વાર્તા નાયિકા જેતુનનું પાત્ર સારું ઉપસાવે છે. વાર્તા બારોટમુખે મંડાઈ છે અને બારોટની વાણી ઠીક જામી જણાય છે. જોડણી–ભાષાદોષો લક્ષપૂર્વક દૂર કરવા જેવા

**હીરામોતીનો ટાપુ : શ્રી. શ્રીકાન્ત ત્રિવેદી**

સુરતના સોદાગર રામજી શેઠના બે સાહસિક દીકરા અજય અને પીરમેન અજાણ્યા ટાપુમા જંગલમા જઈ હિંસક પ્રાણીઓ અને રાક્ષસ જેવા વનમાનવોની છવલેણ મુશ્કેલીઓ પાર કરી ત્યાની વાઘમૂર્તિમા સંતાડેલાં હીરા–મોતી લઈ આવે છે એવી રસિક છતા રૂઢ પદ્ધતિની વાર્તા અહી છે. તોફાન પછીનો દરિયો વાયા ઉતારેલ નટ જેવો, એવી વર્ણનછટા પણ ધ્યાનપાત્ર છે. શૈલી રસવાહી છતા કૃત્રિમતાનું વાતાવરણ પ્રસંગ–પાત્ર–ભાષા અંગેનું ખૂંચ્યા કરે તેવુ ગણાય. આ પ્રકારની વાર્તાઓ વચાય, રસ આપે, છતા આવા લેખક પાસે અર્વાચીન સંસ્કારની સારી વાર્તાઓની અપેક્ષા રહે જ.

**સાગરરાજની સંગાથે : શ્રી. ગિરીશ ગણાત્રા–સુમતિચંદ્ર શાહ**

નેવલ ટ્રેનિંગ કૉલેજના યુવાનો કેપ્ટન બલવીર–પિટર–સાગર–આશુતોષ–માર્શલ પરિમલ–ફ્રેંચ બેરી ફિશરની સાહસિક ટુકડી ઓમ્કાર નામના ટાપુમાં જઈ ચડે છે અને વૈજ્ઞાનિક હાવડે વિચારેલી–કોશિશ પછી અસફળ રહેલી રેડિયમ–યુરેનિયમની શોધમા જોડાય છે એવું રોમાંચપ્રેરક અને બોધક વસ્તુ રજૂ કરતા આ પુસ્તકમા મજાનો આરંભ, સળંગ આકર્ષક જમાવટ,

સરળ શૈલી તેમ જ શ્રદ્ધા–સત્ય–સાહસ–શૌર્ય–માનવપ્રેમનો સંદેશો છે વર્ણનો કલ્પનાની ઝમક સારી રાખે છે. આંતરરાષ્ટ્રીય સાહસોએ ભારતની નવી પેઢીની પ્રવૃત્તિની પ્રસંગયોજના આ પુસ્તકની વિશિષ્ટતા જણાશે કેપ્ટન હાવર્ડના મૃત્યુનું કરુણગંભીર ચિત્રાંકન, બિલ, જ્હોન–એઉ પાત્રોની રસપ્રદ યોજના, કુતૂહલ જગાડતી ઘટનાઓની સ્વાભાવિક રજૂઆત, માનવકલ્યાણની ભાવનાનો સતત સૂર 'સાગરરાજની સંગાથે'નું આકર્ષણ છે સ્વતંત્ર ભારતની ઊગતી પેઢીને આવાં પુસ્તકો લેખકો દ્વારા વધુ સાંપડે એવું ઇચ્છીશું

**સોનેરી સફરજન : શ્રી. હરરાય અ. દેસાઈ**

કુતૂહલપ્રેરક, અદ્ભુત વાતાવરણ લાવતી, ચમત્કારોની અતિશયતા કે કૃત્રિમતા વચ્ચે કોઈને કોઈ જીવનસંદેશ આપતી જૂની ઢબની ૭ વાર્તાઓની આ પુસ્તિકા બાળકોને વિશેષે મનોરંજન આપે એવી છે કબૂતરની છાતીમાં હોય રાક્ષસનો જીવ, શિયાળ સોનેરી પંખીનો પત્તો બતાવનાર ભોમિયો બને, રાક્ષસો ઊડે, મહેલ ઊડે, આખના ડોળાઓનો હાર થાય, માછલાના પેટમાંથી સોનાની ઈંટ કઢાય, કે અણમાનીતીનો દીકરો જ પરાક્રમો કરે–એવું બધું જૂનું પ્રસંગપાત્રવાતાવરણ અહીં મળે છે લખાવટ સરળ છતાં ક્વચિત્ ભાષાઅશુદ્ધિ ખરી

**દયા સાગર : શ્રી. હરરાય અ. દેસાઈ**

અહીં પણ દેવદૂતો આવે, પ્રાણીઓ બોલે, નાગ ઇચ્છા મોતી ભેટ ધરે, માથે તનવાર હવા પાતા યુવતીઓ રૂપાળી થઈ જાય એવી ચમત્કારિક હવા લાવતી વાર્તાઓ પ્રાપ્ત થાય છે આજે હવે બાળકોને આવા લેખક પાસે નવા સંદર્ભની વાર્તાઓની અપેક્ષા રહે ખરી 'સુરદાસ' જેવી વાર્તા અર્વાચીન અને કુશળ નિર્વહણ પામેલું વાતાવરણ જમાવે છે 'સફરી માનું ગુલાબબાનું' આદર્શન બાળકો–કિશોરો માટે વધુ પડતું અને 'સોના–રૂપાનું ઝાડ' ને 'ઝવેરાતનો કુવારો'નું અંક સરખાપાડ ખૂચે ખરું જોડણી–ભાષાદીપ જરૂરી 'દયાસાગર' અને 'સોનેરી સફરજન'માંની વાર્તાઓ રસપ્રેરક કથનશૈલી અને તેમાંના કેનાક ઉચ્ચ બોધથી બાળકો–કિશોર માટે સુવાચ્ય નીવડી છે

**મોતની ખીણમાં : શ્રી. નવનીત સેવક**

પુત્રમાં સાહસ–હિંમત–મર્દાનગી ખીલવવા માગતા દેશી શેઠનો પુત્ર બહાદુર સુમન્ત કુલદરાજ વીર મિત્ર રામ અને તેની બહેન રાજુ સાથે જઈને આસામના જંગલના જુલમી જમીનદારના સકંજામાંથી પોતાના

કાકાને છોડાવી લાવે છે એવું કથાનક રજૂ કરતું આ પુસ્તક સારી સાહસ-વાર્તા કિશોર વાચકોને આપે છે. કેન્દ્રસ્થ પાત્ર રામ પર લેખકનું લક્ષ એવું કેન્દ્રિત થયું છે, કે શરૂમાં તો સુબાહુ બાઘા જેવો ય ચીતરાયો છે અને 'સુબાહુએ'ને બદલે એક સ્થળે તો 'રામે' પણ લખાઈ ગયું છે! સુબાહુને ટૂંકી નજરનો દેખાડાયો છે એ તો ઠીક, પણ સ્વાર્થપ્રેર્યો ય બતાવાયો છે એમાં રસભંગ અવશ્ય થાય. આગળના પ્રકરણનો સાર લઈને પછીના પ્રકરણને માંડતી લઢણ પણ નીરસ નીવડે છે. જમીનદાર પાણી અટકાવે, તો સામે રામ અનાજ અટકાવે એ યોજના કૃત્રિમ નહિ તોય સાધારણ જણાશે. ક્યાંક જોડણી–ભાષાશુદ્ધિ ય ચીવટ માગે તેવી છે. અમાનુષી ચમત્કારનું તત્ત્વ અહીં આવતું નથી અને છતા કુતૂહલ જાગેલું રહે છે એવી આ વાર્તા કિશોર સમુદાયને રોચક થશે.

**ભૂતિયા પહાડમાં : શ્રી. નવનીત સેવક**

આસામના જંગલમાં લાકડાંના ઈજારદાર મૂળચંદમામાને ત્યાં રહેતો સુબાહુ બાજુના પહાડમાંના ભૂતને શોધવા મિત્ર રામની મદદ લઈ મથે છે. અને પછી ભૂતના મૃત્યુથી જાણે છે કે એ ભૂત તો હતો મામાનો જ પશુ-વત્ જોડિયો ભાઈ–એવી વાર્તા અહીં મળે છે. વાર્તાનો કુતૂહલરસ ક્રમેક્રમે ઠીક વહાવાયો હોવા છતાં આવી ભૂતવાતો આજે નવી પેઢી સમક્ષનાં નવાં સાહસક્ષેત્રો જોતાં એકંદર ચોટ ન પકડે એમ બને. હપતે હપતે મૂળ પ્રગટ થયેલી આવી કથા પુસ્તકબદ્ધ થતાં સારપુનરુક્તિથી મુક્ત કરાવી ઘટતી હતી. મામાને એક મુક્કે 'ગોથો રામશરણ' જેવું આલેખન યા 'દરેક માણસો' સમી પ્રયોગઅશુદ્ધિ દૂર કરવાજોગ.

**દોડતો લાડવો : શ્રી. રમણલાલ ના. શાહ**

બાળકોને નામ જોઈને જ મોંમા પાણી છૂટે એવી પહેલી વાર્તા, ડોસીમાએ તૈયાર કરેલો લાડવો ભાણાભાઈને અને બીજાઓને હાથતાળી આપી, બાધા જેવા રાખી દોડતો રહે છે ને પોતાના પરાક્રમો કહેતો જાય છે, વરુ–રીંછનેય ઉલ્લુ બનાવે છે, પણ અભિમાની થઈ છેવટે ચાલાક શિયાળના મોમાં ઝડપાઈ જાય છે–એ વસ્તુ સરળ આકર્ષક શૈલીમાં રજૂ કરે છે. કેટલીક વાર્તાઓ વિદેશી વસ્તુ પરથી ય લખાય છે, તો કેટલીક પ્રાચીન પુરાણકથાનુંય અવલંબન લે છે. રહીદાસ ચમારની પ્રભુનિષ્ઠ સંસારપરાયણતા, 'પ્રભુકૃપા'નો આસ્તિક વિશ્વાસુ મદારી, આદિ યાદ રહે એવું આલેખન પામે છે. બોધક, સરળ અને રોચક આ વાર્તાસંગ્રહ બાળકોને ગમશે એમ કહી શકાય. મૂળ દેતર દેશનું એવી વાર્તા માટેનાં ચિત્રો આપણા વાતાવરણનાં કરાયાં હોત તો?

**હર્ક્યુલિસનાં પરાક્રમો : શ્રી. ધનંજય ર. શાહ**

ગ્રીસ દેશના આ પ્રાચીન બાહુબળિયા જવાંમર્દની ચરિત્રાત્મક કથની રજૂ કરતું આ પુસ્તક એના બાળપણથી મૃત્યુ લગીના કિશોરો તથા બાળકોને રસપૂર્વક વાંચવા ગમે તેવા પ્રસંગો વર્ણવે છે. એની પ્રચંડ શારીરિક શક્તિની અદ્ભુતતા સાથે એની ધૂની માનસિક અસ્થિરતાની–ચંચળતાની કરુણતા પણ બોધક બને તેમ સૂચવાઈ છે. વર્ણન ટૂંકાણમાં પણ નાનાં બાળકોને રસ પ્રેરે તેવાં છે. સળંગ રીતે રોચક થાય તેવી આ પુસ્તિકા નાની વયનાં બાળકોને ગમે ખરી.

**પાંખાળો ઘોડો : શ્રી. ધનંજય ર. શાહ**

'રશ્મિ બાલ વાર્તામાળા'ની આ પ્રથમ પુસ્તિકા ગ્રીસ દેશની પ્રાચીન અદ્ભુત કથા આપે છે. યુવાન બેલેરોફોન પિરિનીના ફુવારા આસપાસ ગૂઢ વરતાતા પાંખાળા ઘોડાને કુનેહ–શૌર્યથી વશ કરીને તેની મદદથી વિચિત્ર ખીજનું ભયંકર પ્રાણી કાઇમેરા હણે છે એ વાર્તા અહીં છે. અદ્ભુત વાતાવરણ જૂની વાર્તામાં હોય તેવું સુરેખ ઊપસ્યું છે. બેલેરોફોન, પાંખાળો ઘોડો, કાઇમેરા, ઘોડાની ભાળ આપતું બાળક–એવાં જ પાત્રો સારું ચિત્રણ પામ્યાં છે. કિશોરોને રુચે તેવી અદ્ભુત કથા લેખક સરળ રૂપે રજૂ કરી શક્યા છે.

**સાગરના ચાંચિયા : શ્રી. હિનુભાઈ જોષી**

'સાચી સાગર (યા મુખપૃષ્ઠ મુજબ સાહસ) કથા' શ્રેણીના આ પુસ્તકમાં અંદરના પહેલે પાને 'સાગરના સફરી' શીર્ષક છે! નવી આવૃત્તિ પહેલી તરીકે રજૂ થઈ છે. સુરતી સોદાગર સોમનાથનો દીકરો વિનોદ કુનેહધીરજહિંમતથી ચાંચિયા સરદાર જાફરની દીકરીનો સર્પદંશ મટાડીને, અનેક કષ્ટ બાદ ચાંચિયાને પિતા સોમનાથનો મિત્ર બનાવે છે. દુશ્મનાવટમાંય જૂની પેઢીની દિલાવરી જતી નથી તેનું અને રઘુ નોકરનું પાત્રનિરૂપણ સારું છે.

**માટીની ગાડી : શ્રી. હિનુભાઈ જોષી**

શૂદ્રક રચિત નાટક 'મૃચ્છકટિક'નું સુપ્રસિદ્ધ કથાનક આ વાર્તાપુસ્તકમાં બીજી આવૃત્તિ પામ્યું છે. બાળકોને કથાપરિચય ઉપરાંત સરળ લખાવટ ગમે તેમ છે.

**એંશી દિવસમાં દુનિયાની પ્રદક્ષિણા : અનુ૦ શ્રી. શશિન્ ઓઝા**

શ્રી જ્યૂલ્સ વર્નની વિખ્યાત સાહસકથાનો આ સંક્ષિપ્ત અનુવાદ મૂળ કથાનકનો જુસ્સો અને વેગ સાચવી કિશોર વાચકોને રસપ્રદ નીવડે તેમ છે. નાયક ફિલિયસ ફોગ તથા નોકર પાસપાર્તૂનાં પાત્રો ઉઠાવદાર થયાં છે.

વિજ્ઞાનની શોધો વચ્ચે પણ વૈયક્તિક બુદ્ધિબળ, સ્વાસ્થ્ય, નિયમિતપણું અને આત્મવિશ્વાસ કેવાં મહત્ત્વનાં છે, તે ફેગ બતાવે છે. આ કથાના ચિત્રપટ પરથી પાત્ર-પ્રસંગની તસવીરો પણ મુકાઈ છે. જોડણી-મુદ્રણની ચીવટ પૂરતી ન ગણાય; છતાં સરળ ભાષામાં રજૂ થયેલી આ વાર્તા કિશોરોને આનંદ સાથે પ્રેરણા પણ અવશ્ય આપશે.

**ગુફાસુંદરી : અનુ૦ શ્રી. શાંતિ ના. શાહ ('સત્યમ્')**

અમેરિકન લેખક એડગર રાઇસબરોની શૌર્યસાહસપ્રેમની નવલકથાનો આ ગુજરાતી અનુવાદ કિશોરો માટે છે, તેમ યુવાનોનેય રંજન આપે તેમ છે. કલ્પનાશીલ ભાવનાવાદી ગ્રંથરસિયો વેલ્ડો અજાણ્યા જંગલમાં અનુભવો-આફતોથી ઘડાતાં ઘડાતાં પ્રેયસી નદારાને મેળવે છે અને તેને પોતાની બનાવતાં પશુ સમા જંગલી હરીફોને સાફ કરે છે તેની વાર્તા અહીં છે. કુતૂહલ જાગ્રત રાખતો પ્રસંગવેગ, થેંડર થયેલા વેલ્ડા અને નદારાનો સહજ ફૂટતો-વિકસતો પ્રણય, રહસ્ય જમાવતી પ્રથમ ખંડના અંતની રત્નોની કોથળીની ઘટના, ધરતીકંપમાંથી થેંડર બચી ગયેલો એ સ્ફોટ મોડેથી થાય તેવી રચના, જંગલ-રાની પ્રાણી-વસતિનાં ખપજોગાં જ વર્ણનો, ગૌણ પાત્રોનુંય સુરેખ ચિત્રણ, આ સળંગ કથાની આકર્ષક વીગતો ગણાય. અંત કંઈક ઉતાવળભર્યો લાગે પ્રેમપ્રસંગનું અહીંનું નિરૂપણ જોતાં નાના કિશોરો માટે એની ઇષ્ટતા ખરી? શૌર્ય-પ્રણયની આ કથા અનુવાદક રસભરી ઢબે રજૂ કરી શક્યા છે.

**ટારઝનનો મિલાપ : અનુ૦ શ્રી. શાંતિ ના. શાહ ('સત્યમ્')**

ટારઝનની સહચરી જેન ગુમ થતા શોધમા નીકળેલો બાહુબળિયો ભલો બુદ્ધિશાળી અને ઘ્રાણેન્દ્રિયની મદદથી શોધ કરતો ટારઝન, આફ્રિકાના જંગલમાં ટાઉન-ઓમેટ જેવા મિત્રોને લઈ, ખલ પૂજારી લડુત અને તેના પટ્ટશિષ્ય પાનસેટને હંફાવી, ભયંકર પ્રાણી ગ્રિફનેય વશ કરી છેવટ જેનને મેળવે છે એવું વસ્તુ આ નવલકથામા છે. જીવસટોસટની કુતૂહલજનક ઘટનાઓ વેગબંધ નિરૂપાઈ છે તેમ એમાં રોમાંચક અદ્દ્ભુત ચમત્કારોય આવે જાય છે. સંકલના અટપટી છતાં આકર્ષણ અખંડ જળવાય છે. પુત્ર જેકના આગમનની અસ્પષ્ટતા, વાતચીતની ભાષાનું સાહિત્યિકપણું અને 'મૈત્રિ' કે 'વિપરિત' જેવી ક્ષતિઓ અવશ્ય ખૂંચે તેમ છે; છતા વેગીલી વાર્તા, ઘેરું ભેદી વાતાવરણ, પ્રવાહી શૈલી, કિશોરો ને અવશ્ય આકર્ષે તેમ છે.

**મંગૂ મોચી : અનુ૦ શ્રી. રમણલાલ સોની**

બાળકો-કિશોરોને પસંદ પડે તેવી તૉલ્સ્તોયની આ વાર્તા શાપિત દેવ-

દૂત માધવને, મનુષ્યમા પ્રેમનો વાસ છે–એને ભાવિની જાણ નથી અને મા–બાપ નહિ પણ ભગવાન જીવન આપે છે એ ત્રણ વાતો શીખવવા પૃથ્વી પર મોકલાયો છે એવુ વસ્તુ લાવે છે જીવત પાત્રાલેખન, સરળ વાર્તા–ગતિ અને વિવિધ રંગ બાળકોને ગમી જાય તેવા છે અનુવાદક સરળ શૈલીમા આપણા બાળકો–કિશોરોને આત્મીય લાગે એવુ વાતાવરણ રચી શક્યા છે

**તણખો બાળે ઘર : અનુ૦ શ્રી. રમણલાલ સોની**

'ઈર્ષ્યા કેનુ ?'–એ તમ્રારના નાના અમથા તણખામાથી પડોશીઓ–હુમેન અને કરીમ વચ્ચે, તેમના કુટુબીઓ વચ્ચે વૃદ્ધ બડેમિયા વાર્યા કરે છે છતા, કેવી આગ ભભૂકી ઊઠે છે તેની તોલ્સતોયે કહેલી બોધક છતા રસપ્રદ આ વાર્તા અનુવાદક ખૂબ સફળ રીતે ગુજરાતી બાળવાચકો સમક્ષ રજૂ કરે છે સુખ ક્ષમામા છે, વેર સમજમા છે એ બડેમિયાની વાત છેવટ સમજાય છે મિસાલ' 'ખેરાત' જેવા શબ્દો સમજાવાયા હોત તો સારુ થાત જીવત વાતાવરણ, સુરેખ પાત્ર ગૂંથન અને અને પ્રેરક ભાવથી રસભરી શૈલીમા રજૂ થયેની આ વાર્તા, બીજી આવી વાર્તાઓ અનુવાદક દ્વારા સપડાવે એવુ ઇચ્છીશુ

**જગલવીર : અનુ૦ શ્રી. ભાનુપ્રસાદ મ. ભટ્ટ**

શ્રી રુડિયાર્ડ કિપ્લિંગની એક વનકથાનો આ સરળ અને આકર્ષક અનુવાદ વરુઓ, વાઘવીર ખધો વાઘ રોગ્ખાન સમા વનપ્રાણીઓ વચ્ચે ઉછરતો માનવબાળ માનની દસ–અગિયાર વર્ષ વિતાવી છેવટે દુખી દિલે પાછો માનવવસતિ પ્રત્યે જાય છે એવુ વસ્તુ રજૂ કરે છે જગલમા વસતા પ્રાણીઓમાય સામાજિક નીતિનિયમ હોવાનુ બતાવાયુ છે બોધ, વર્ણન પ્રસગ આદિ બાળકોને પસદ પડે તેવા છે ચિત્રો પણ રસપ્રેરક ખરા

**જીવનનુ નૂર : શ્રી. ઈશ્વરભાઈ પટેલ**

કપ્તાનના હિમતભર્યા શબ્દોની યાદે સાગરના જળઉછાળમાય ટકી રહેતો કિશોર ઈ ૧૫૨૦મા વિરુબણાઓ છતા વિશ્વસફર કરીને પૃથ્વીનુ માપ શોધતો મેગેલન ધ્રુવ ખડનો પ્રવાસી અર્નેસ્ટ શેકલ્ટન, રણજીવનમાય પરોણાધર્મ અજબ ધૈર્યથી બજાવતો શેખ, મૂગા સીદી ગુલામ છોકરો પણ પ્રસિદ્ધ થયેલો અમેરિકન સત વૈજ્ઞાનિક 'જમીનનો જાદુગર' ડૉ કાર્વર, પતિયાનો બેલી પાદરી ડેમિયન આદિ સાત પ્રેરક પ્રસગ–ચરિત્રોનો આ પ્રેરણાદાયી સંગ્રહ સાહસ–પુરુષાર્થ અને વિશેષત અર્વાચીન વિજ્ઞાનસેવાની

સૌરભ આકર્ષક રૂપે પ્રગટ કરે છે. પ્રસંગવર્ણન અને વ્યક્તિચિત્રાંકન રસવાહી બન્યું છે અને જીવનનાં નિશ્ચય-ધૈર્ય-ત્યાગ-સંસ્કાર-ખંતનું શૈક્ષણિક લક્ષ્ય પણ સુભગ રીતે સાકાર કરાયું છે. 'પાર્થિમાત્ય' કે 'કાબરતતા' જેવા પ્રયોગો નિવારાયા હોત તો? કિશોર સમાજમા જ્ઞાન-માહિતી અને પ્રેરણા આપે તેવું આ પુસ્તક આકર્ષક રજૂઆતથી હોંસપૂર્વક વંચાશે એમા શક નથી.

## જીવનનું ખમીર: શ્રી. ઈશ્વરભાઇ પટેલ

લોકસેવક અને ક્ષણે ક્ષણે વિદ્યાર્થીઓના ઉત્કર્ષની જ રટણા જીવી ગયેલા ચરોતરના ગાંધીયુગના નરરત્ન મોતીભાઈ અમીન કે વનસ્પતિવિદમાંથી વ્યાયામપ્રણેતા થઈને રાષ્ટ્રીય ક્રાંતિવીર તરીકે ખ્યાતનામ છોટુભાઈ પુરાણી, ઘોર જંગલમાં એકલે હાથે પોતાની દુનિયા રચી જતો ખંતીલો રાદ્દ, આફ્રિકામાંથી ગુલામી નિર્મૂળ કરવા મથેલો લિવિંગ્સ્ટન, યા સોનાની ખાણનો સહદેવી શોધક મોચ, જેવી ચરિત્રચિત્રાવલી રજૂ કરતો આ સંગ્રહ રસપ્રદ વર્ણનછટા, પૂજ્યભાવ જાળવીને સ્ફુરતી વિનોદપ્રિયતા, તે દ્વારા જાગતી આત્મીયતાની સુરખી, અને જીવનના ખમીર પ્રત્યેની ગુણજ્ઞ ભાવનાશીલતાના સાતત્યથી વિશિષ્ટ બન્યો છે. સંગ્રહસ્થાનના મૂળ દ્વારપાલ પરંતુ પછીથી વૈજ્ઞાનિક નીવડેલા લ્યુએનહોકની ચરિત્રરચના વિજ્ઞાનવીર સ્પાલનઝાનીના ચરિત્ર પૂર્વે યોજવી ઇષ્ટ ગણાય. પ્રમાણમાં 'જેલના સળિયા પાછળ', 'સીધાં ચઢાણનો યાત્રી' કે 'દેશ અને દોકડાં' ઓછાં આકર્ષક પ્રસંગચિત્રો જણાય તો નવાઇ નહિ—ખાસ તો બીજાં ચરિત્રોની સુંદર જમાવટને મુકાબલે. એકંદરે શુદ્ધ પ્રવાહી લખાવટ, આકર્ષક વર્ણનકલા, પ્રેરક વસ્તુ અને ભાવનાશીલ શૈક્ષણિક હેતુથી આ ચરિત્રમાલા (શીર્ષકમાનો 'ખમીર' શબ્દ લેખકની વ્યાપક ઊંડી સૂઝ સૂચવે છે) કિશોરો અને યુવાનોને પ્રેરણા આપે, રસ પ્રેરે એવી સામગ્રી સારા પ્રમાણમા આપે છે.

કરાવે છે. 'વીરપસલી'નું કૃતિશીર્ષક સાર્થ થાય એવું સુંદર એ પ્રસંગનું નિરૂપણ થયું છે. ગિજ્જિકાના અર્થમાં 'શિક્ષક' શબ્દ ન વાપર્યો હોત તો સારું. માત્ર કિશોર સમાજને જ નહિ, વ્યાપક પ્રૌઢસમુદાયને ય આ નાની પુસ્તિકા એમાના સત્યકથાના અંશને કારણે તેમજ ભાવનાશીલ પ્રસંગોના જીવંત નિરૂપણને લીધે અવશ્ય રુચે તેવી નીવડી છે.

**ત્રિભુવનદાસ ગજ્જર : શ્રી. ધનવંત ઓઝા**

અર્વાચીન ગુજરાતના વિજ્ઞાનક્ષેત્રે જ્યોતિર્ધર સ્વ. શ્રી ત્રિભુવનદાસ ગજ્જરનું આ જીવનચરિત્ર તેમની નોંધપોથી અને તેમના ઉદ્‌ગારોના આધારે પ્રમાણભૂત ઉપરાંત પ્રેરક અને રસપ્રદ નીવડે તેમ છે. ૧૯૨૦ માં ગાંધીજીએ તેઓને કહેલા શબ્દોથી આકર્ષક થયેલો આરંભ, પ્રલોભનોથી મુક્ત ધ્યેયનિષ્ઠ ઉદ્યમપરાયણ જીવનનું તે પછીથી આવતું શબ્દચિત્ર, વ્યક્તિ અને દેશના જીવનમાં ઉપયોગી થાય તે દૃષ્ટિ, તેમજ માતૃભાષામાં વિજ્ઞાનશિક્ષણની હિમાયત અને સ્ત્રીશિક્ષણમાં સ્ત્રીના માતૃપદના પરમ કર્તવ્યને લક્ષમાં રાખવું ઘટે એ સૂચન સમી ગજ્જરવિચારકણિકાઓનું નિરૂપણ લેખક સફળતાથી કરે છે. ૧૯૬૩ના ઑગસ્ટમાં સ્વ. ત્રિભુવનદાસની જન્મશતાબ્દી ગુજરાત ન ભૂલે એ વાત પણ લેખક સંભારી આપે છે કિશોર-યુવાન સમાજને આ પુસ્તિકા પુરુષાર્થ અને રાષ્ટ્રહિતની ભાવના પ્રેરે તેવી સરળ અને જીવંત લખાવટ પામી છે.

**નવલરામ : શ્રી. ધનવંત ઓઝા**

ગુજરાતી સાહિત્યના પ્રથમ શિષ્ટ અને રસિક વિવેચક લેખે પ્રસિદ્ધ સ્વ. શ્રી. નવલરામ પંડ્યાના જીવનનુ અને તેમની વિશિષ્ટ સાહિત્યસેવાનું અહીં તેમના સમયની પશ્ચાદ્‌ભૂ સહ મિતાક્ષરી સરળ નિરૂપણ છે. તેમની કેટલીક યાદગાર કાવ્યકૃતિઓનું અવતરણ પણ મળે છે સાહિત્યરસિકતા પ્રેરે અને અભ્યાસમૂલ્ય દર્શાવે તેવી આ પુસ્તિકા કિશોર વાચકોને ઉપયોગી થશે.

**ઝવેરચંદ મેઘાણી : શ્રી. ધનવંત ઓઝા**

ગુજરાતના પ્રસિદ્ધ રાષ્ટ્રીય કવિ સ્વ શ્રી મેઘાણીનું જીવન, તેમનું સાહિત્ય અને તેમની વિચારણા સમાવતુ આ પુસ્તક લેખકની ભાવનાશીલતા અને લેખનકળાની સારી પ્રતીતિ કરાવે છે. પત્રકારમિત્રોમા 'બાપુ' નામે ઓળખાયેલા મેઘાણી, જેલમા પત્નીવિયોગે ઝૂરે છે એ જાણ્યા: મેઘાણી અને મહાદેવભાઈ એ બયાન, અગ્નિસમર્પણ'મા આવતી માર્મિક નોંધ, યાદગાર

કાવ્યોનું અવતરણ, લોકસાહિત્યના તેમના કાર્યને આંતરરાષ્ટ્રીય પ્રસિદ્ધિ આપવાનું સૂચન, મેઘાણીના વ્યક્તિત્વ–સ્વભાવની સુરેખ રજૂઆત, જેવાં અંગો પુસ્તકને મહત્ત્વ અર્પે છે. સ્વ. મેઘાણીના નવલકથાકાર તરીકેના સ્વરૂપની રજૂઆત થઇ નથી એ ખટકે છે. પરિચયાત્મક ચરિત્રકૃતિમાંય સમીક્ષાતત્ત્વ કંઈક વિશેષ હોય તો ઈચ્છવાજોગ ખરું. જોડણી–મુદ્રણક્ષતિઓ તો દૂર કરવા જેવી જણાશેજ. લોકલાડીલા આ કવિનુ આવુ સુવાચ્ય અને માહિતીભર્યું ચરિત્રપુસ્તક આપીને લેખકે કિશોરવાચકોને એક મજાનું પુસ્તક આપ્યું કહી શકાય.

**કાર્લ માર્ક્સ : શ્રી. ધનવંત ઓઝા**

માનવજાતિની આર્થિક અને સામાજિક જીવનવ્યવસ્થામાં ક્રાંતિકારી પરિવર્તનની વિચારણા–ફિલસૂફી રજૂ કરીને અર્વાચીન ઇતિહાસમા ચિરંજીવ થયેલા કાર્લ માર્ક્સના જીવન–દર્શનની અહીં સુરેખ સરળ અને ભાવપૂર્ણ ઉત્સાહી રજૂઆત થઈ છે. સમગ્ર નિરૂપણ ઐતિહાસિક અને સ્પષ્ટીકરણ રૂપનું હોવાથી કિશોર વાચકસમુદાયને સારી માહિતી પણ આપી રહે છે. કાર્લ માર્ક્સના સહયોગી મિત્ર એંગલ્સ, માર્ક્સવિચારને વિકસાવનાર લેનિન અને તેના સમર્થક માઓ–ત્સે તુંગ આદિના પ્રદાનની રૂપરેખા પણ અપાઈ છે. પરિચયાત્મક પુસ્તક હોવા સાથે અભ્યાસતત્ત્વની ય ઠીક માવજત જણાશે. ગુજરાતને એમાંની–માર્ક્સ વિચારણામાંની સામગ્રી ઉપયોગી નીવડે એવા સૂચનનો હેતુ આ જાતની પુસ્તિકામાં સ્પષ્ટ તો થયો નથી, પણ ઉત્પ્રેખાયો છતાં સમન્વય નહિ તેવો જણાશે. વસ્તુની વ્યવસ્થિત મિતાક્ષરી રજૂઆત અને એકંદર પ્રવાહી લખાવટ જોતા જોડણી–સાપાદોષો દૂર કરવા જરૂરી હતા.

**કલ્યાણમૂર્તિ : શ્રી. રતિલાલ દી. દેસાઇ**

'કલ્યાણમૂર્તિ' ઉપરાંત બીજી ૭ ચરિત્રાત્મક વાર્તાઓ કિશોરોને પ્રેરક નીવડે તેવી બોધક તથા રોચક શૈલીમા લેખકે આ સંગ્રહમા આપી છે. જુદા જુદા અગિયાર પ્રસંગો દ્વારા સેવામૂર્તિ દેશભક્ત યતિ શ્રી. જતનલાલજી મહારાજના ચારિત્ર્યને વર્ણવતી 'કલ્યાણમૂર્તિ' વાર્તા, બીજાઓના કલ્યાણ અર્થે આગમાં હોમાતા હાલિમની 'આહુતિ' વાર્તા, કે 'ભીમ જેવો ભાઈ' વાર્તા સારી અસર જમાવે છે. લેખકની પ્રસંગવર્ણન અને વિચારદર્શનની રીતિ આ સત્યકથાઓને પ્રેરક કરે છે. કિશોરોને જીવનઘડતરમાં સહાયક થાય એવી આ વાર્તાઓ સરળ પ્રાસાદિક લખાવટ પામી છે.

**માદામ ભીખાઇજી કામા : શ્રી. વલ્લભદાસ અક્કડ**

ભારતીય અસ્મિતા તથા આઝાદીનો પરદેશોમાં નાદ જગાવનારાં

આપણા તેજસ્વી દેશભક્તોમાં સભા વાચોગ્ય અને વિદેશમાં સહુ પ્રથમ આપણો તિરંગો ફરકાવનાર બહાદુર પારસી નારીરત્ન માદામ ભીખાઈજી કામાના ભાવનાભર્યા તેમજ કાર્યશીલ જીવનને રજૂ કરતું આ નાનું પુસ્તક વસ્તુ અને સુવાચ્ય આલેખનથી મહત્ત્વનું ગણાય વીગતોની રસિક રજૂઆત લક્ષ ખેંચે છે કિશોર સમાજને ગમી જાય તેવી શૈલીમાં લખાયેલું આ ચરિત્ર પ્રેરણાદાયી છે '૬૧ની સાલ માદામ કામાની જન્મશતાબ્દીની ય સાલ હોઈ પ્રકાશન યોગ્ય સમયે વાચકોને સુલભ થાય છે

**બાપુના જીવનમાંથી (ભાગ, ૨) : શ્રી. મનુબહેન ગાંધી**

બાળકોને રુચે અને બોધક થાય એવી આ પુસ્તિકામાં લેખિકાએ ગાંધીજી અને કસ્તૂરબાના આગાખાની કારાવાસના તેમજ ગાંધીજીના જીવનના બીજા ય જાતઅનુભવના કેટલાક પ્રસંગો વર્ણવ્યા છે ભૂમિતિની નોટબૂકનો પ્રસંગ કે ચાદીના ઘૂઘરાનો પ્રસંગ હૃદયસ્પર્શી છે ગાંધીજીના વિરલ વ્યક્તિત્વનું દર્શન લેખિકાએ સ્વાભાવિક શૈલી અને ભક્તિભર્યા હૃદયથી કરાવ્યું છે વિનોદપ્રસંગની રજૂઆતમાં હળવાઈ ઓછી હોત તો? બાળકોને ગમે અને બોધક નીવડે તેવી આ પુસ્તિકા આવકાર પાત્ર છે

**બાપુના પ્રેરક પ્રસંગો : શ્રી. મુકુલભાઇ કલાર્થી**

બાળકો અને કિશોરો માટે ગાંધીજીના જીવનમાંથી પસંદ કરેલા કેટલાક પ્રસંગો ઉપરાંત તેઓની બોધક વાણીની ય અહીં રજૂઆત છે 'સુધારકો માટે પદાર્થપાઠ' 'સભ્યતાની ચીવટ' 'અહિંસાનું એક સ્વરૂપ' જેવા વિશિષ્ટ પ્રસંગો ધ્યાન ખેંચે છે 'પતિપત્ની સબંધ' જેવો પ્રસંગ બાધ ટળાયો હોત તો? બીજા ય કેટલીક સામાન્ય ઘટનાઓનું બયાન નિવારાયું હોત તો સરુ સમગ્ર રીતે પુસ્તિકા રોચક અને બોધક છે

**કવિવર ટાગોર અને મોતીલાલ નહેરુ : શ્રી. વલ્લભદાસ અક્કડ**

બને વ્યક્તિવિશેષોની જન્મશતાબ્દીના વર્ષ પ્રગટ થતી આ પુસ્તિકામાં બે ટૂંકા સુબોધક ચરિત્રોની ગૂંથણી છે દેશભક્તિ અને મહત્તાકાંક્ષા પ્રેરે તેવાં આ ચરિત્રો સરળ શૈલીમાં સમગ્ર જીવનને નિરૂપે છે રવીન્દ્રનાથના ચરિત્રમાં સાનવારીનો ઉલ્લેખ કે પં મોતીલાલના ચરિતમાં કેટલીક પુનરુક્તિ મર્યાદિત હોત તો ઇષ્ટ થાત એક પુસ્તિકામાં બેઉ વ્યક્તિવિશેષોનું આ ટૂંકું ચરિત્રનિરૂપણ બાળકોને જરૂર ગમશે

**રવીન્દ્રનાથ ટાગોર : શ્રી. સોમાભાઇ ભાવસાર**

કવિશ્રી રવીન્દ્રનાથ ઠાકુરના સમગ્ર જીવનને આવરી લેતું આ ચરિત્ર

વિશિષ્ટ પ્રસંગો, તેમની 'ગીતાંજલિ' જેવી કૃતિની પ્રસાદી સ્વદેશી સમાજ માટેના તેમના નિયમોની રજૂઆત, તેમના કુટુંબજીવનની હકીકતો આદિ સમાવે છે વર્તાલાપી શૈલી જ્યા સ્વાભાવિક નીવડે છે ત્યા રોચક બને છે થોડાએક શબ્દફેરે એ જ રીતની વાક્યરચનાની રીતિ પ્રમાણવિશેષે શિથિલ પડે છે તેમ જોડણીમુદ્રણ પણ વધુ ચીવટ માગે તેવા ખરા બાળકોને કવિ વિષે આ પુસ્તક ઘણુ ઉપયોગી વસ્તુ રુચિકર શૈલીમા પીરસે છે એમ કહી શકાય

## નહેરુ ચાચાની વાતો (ભાગ ૧, ૨) : શ્રી. વનરાજ માલવી

એ ભાગમા આ નાની પુસ્તિકાઓ ૫ નહેરુના સરલ પ્રેમાળ, તેજસ્વી સેવાભાવી મહત્ત્વાકાંક્ષી સાહસિક અને શિસ્તપ્રિય વ્યક્તિત્વને પ્રગટ કરતા વિવિધ પ્રસગો વર્ણવે છે પ્રથમ ભાગ બાળકોને ઘણો રસદાયી પણ નીવડશે એમ લાગે છે જાણીતા કે ઓછા જાણીતા પ્રસંગો સળંગ સરળ શૈલીમા રજૂ થયા છે 'નહેરુ ચાચા વિષે ઘણી વાતો' કહેતી આ પુસ્તિકાઓ બાળકોને પ્રેરક થશે એવી આશા રહે જ એ જોતા જોડણીમુદ્રણ તરફ લક્ષ વધુ અપાવુ જોઈતુ હતુ

## નહેરુ ચાચા ઝિંદાબાદ : શ્રી. કેશવલાલ મો. વ્યાસ

ગુજરાતના રાજ્યપાલશ્રીના આમુખ તથા કલાગુરુ શ્રી રવિશંકર મ રાવળના આવકાર સહ પ્રગટ થતી આ પુસ્તિકામા ૫ નહેરુના સમગ્ર જીવનમાથી વિવિધ પુસ્તકોને આધારે પસંદ કરેલા પ્રેરક પ્રસંગોને મિતાક્ષરી રૂપે લેખકે વર્ણવ્યા છે નિરૂપણમા સરળતા સયમ અને રહસ્યદર્શન છે રાષ્ટ્રસઘની બેઠકમા બાળકોને અનુલક્ષીને થયેલુ નહેરુઉદ્બોધન પણ સાર્થ સમાવેશ દાખવે છે શીર્ષક જોઈને જ બાળકોને હાથમા લેવુ ગમે એવુ આ નાનુ પુસ્તક વાચને ય ગમે તેવુ નીવડ્યુ છે

## ટૉમસ આલ્વા એડીસન : શ્રી. ઘનશ્યામ ન. મહેતા

અમેરિકાના સુપ્રસિદ્ધ વૈજ્ઞાનિક-સશોધકના આ વિસ્તૃત જીવનચરિત્રમાં ચરિત્રનાયકની ઉદ્યમપરાયણતા નિષ્ઠા વિનમ્રતા ધીરજ સાથે તેમના ધૂની તથા વિનોદી વ્યક્તિત્વની પણ તસ્વીર દોરાઈ છે તારયત્ર, ટેલિફોન, ફોનોગ્રાફ ચિત્રપટ વીજળીદીવા વગેરેની શોધ-સુધારણાની એડીસનની સેવા કેવા મુશ્કેલ સજોગો વચ્ચેથી યશસ્વી રૂપે બહાર આવી એની વીગતો લેખકે શ્રમપૂર્વક એકત્ર કરીને અહીં યોજી છે નિરૂપણમા સરળ પ્રવાહિતા છે તેમ કહેવતોની છૂટે હાથે કરેલી ગૂથણી પણ છે મુદ્રણ અને જોડણીની શુદ્ધિ

પ્રત્યે વધુ લક્ષ આવશ્યક હતું. કિશોરોને રસપ્રદ અને ઉપયોગી સાથે બોધક નીવડે તેવું આ ચરિત્ર આવકારપાત્ર નીવડે છે.

### જીવનસુવાસ : સ્વ૦ શ્રી. રસૂલભાઇ વહોરા

બાળસાહિત્યના આ જાણીતા લેખકે અહીં દેશ-વિદેશનાં મહાન પુરુષો-સ્ત્રીઓનાં જીવનના પ્રેરણાદાયી બાવન પ્રસંગો રજૂ કર્યા છે. ત્યાગ, દયા, ઈશ્વરશ્રદ્ધા, સાહસ, પ્રેમ કે પુરુષાર્થનો એ દ્વારા સંદેશો સૂચવાયો છે. કેટલાક પ્રસંગો નવા પણ લાગશે. શૈલી સાદી અને સુબોધક છે મુખ-પૃષ્ઠ કંઈક આકર્ષક થયું હોત, 'અજબ ગુરુભક્તિ' જેવો પ્રસંગ ઉચ્ચાશયને પ્રગટ કરે તેવો નિરૂપાયો હોત, પ્રસંગોની પસંદગી ચીવટથી કરાઈ હોત અને 'પુષ્કળ' 'ખૂદ' જેવી ક્ષતિઓ નિવારાઈ હોત તો ઇષ્ટ હતું. બાળકોને ગમે તેમજ શિક્ષણ આપે તેવો આ પ્રસંગચિત્રો-વ્યક્તિચિત્રોનો સંગ્રહ અવશ્ય છે.

### જીવનશિક્ષણ : શ્રી. મુકુલભાઇ કલાર્થી

સમાજશિક્ષણના હેતુથી આલેખાયેલા પ્રાચીન-અર્વાચીન અને વિદેશી મહાન આત્માઓના જીવનમાંથી પસંદ કરેલા પ્રસંગો, તો ક્યારેક માત્ર તેમના ઉદ્ગારો આ પુસ્તકમાં પ્રાપ્ત થાય છે. સંજોગ સાચવી લેતો સેવેગ્ગી કે દુઃખને ય હસતા સરદાર પટેલનો પાઠ સારો નીવડે છે. સમગ્રપણે પ્રેરક થતી આ પુસ્તિકામાં બોધવચનોને ઓછાં ટાંકી પ્રસંગોની રજૂઆત વધુ થઈ હોત તો હેતુ વધુ સિદ્ધ થાત એમ લાગે છે.

### બા અને બાપુ : સં૦ શ્રી. મુકુલભાઈ કલાર્થી

શ્રી. મગનભાઈ પ્ર. દેસાઈના ભાવસભર આમુખ સાથેના આ સંપાદનમાં એકસોવીસ પ્રસંગો સંપાદકે વિવિધ પુસ્તકોને આધારે અહીં આકર્ષક શૈલીમાં રજૂ કર્યા છે. મહાત્માજી અને પૂ બાના પુનિત દામ્પત્યજીવન અને બેઉના વિશિષ્ટ ચારિત્ર્યઓજસને પ્રગટ કરતા પ્રસંગો-ઉદ્ગારો અહીં વાચકને ધન્ય કરે તેમ છે. વિનોદ, શુચિતા, માંગલ્ય અને ગૌરવની હવા આ શબ્દ-ચિત્રો સર્જે રહે છે મહાદેવભાઈના અવસાનપ્રસંગે 'બ્રાહ્મણનું મૃત્યુ' વિષેની બા-બાપુની દૃષ્ટિ, બાનું રમુજી અંગ્રેજી, તેમની વ્યંગકુશળતા, 'બા ન ખાય તો હું ખાઈશ'માં પણ ગાંધીજીની બા માટેની સૂચિત થતી મમતા, બાના અવસાન પછીના નાના નાના પ્રસંગોનું ય એ દૃષ્ટિથી મહત્ત્વ, આ પુસ્તકમાં અસરકારક રીતે દર્શાવાયા છે.

## રવીન્દ્ર જીવન સૌરભ : સં૦ શ્રી. મુકુલભાઇ કલાર્થી

શૈશવથી અવસાન પર્યન્તના કવિવર રવીન્દ્રનાથના જીવનના જુદા જુદા વિશિષ્ટ નાના મોટા પ્રસંગોનું નિરૂપણ અને વચ્ચે વચ્ચે તેમના વિચાર-કાર્યનીય રજૂઆત કરતા આ પુસ્તકમા કિશોરવર્ગને રોચક તથા પ્રેરક થાય તેવી ઠીક ઠીક સામગ્રી પ્રાપ્ત થાય છે. જાણીતા-ઓછા જાણીના રસપ્રદ તથા ભાવનાપ્રેરક પ્રસંગો પોતાની ભાષામા આકર્ષક પ્રકારે રજૂ કરવા છતાં સંપાદકના નમ્ર નામે પુસ્તક પ્રકાશન પામે છે એ નોંધપાત્ર છે. સરકારી ઉતારાના ખિદમતગારોને દાઢીમૂછવાળી અન્નપૂર્ણાઓ કહેતા રવીન્દ્ર-નાથ, તેર વર્ષની વયે વહેલી સવારે 'રબિ, આમાય ગાન સુનાવો' એવો અગોચર અવાજ તે પ્રભુસંકેત ગણીને પ્રેરણા મળે ત્યારે જ ગીત લખવાની ભાવના સેવતા કવિ રવીન્દ્ર, બંગાળી પત્રકારના પ્રશ્નોનો ઉત્તર આપતા રવીન્દ્ર, એમ વિવિધ સ્વરૂપે કવિ ઠાકુર અહીં લક્ષ ખેંચે છે બાળકો-કિશોરોને હોંસથી વાચવું ગમે તેવું પ્રેરક પુસ્તક છે.

## ગાંધીજીના જીવનપ્રસંગો ( ભાગ ૧, ૨, ૩, ૪ ) : સં૦ શ્રી. છોટાલાલ મા. કામદાર

આ ચાર પુસ્તકોમા રાજાજી-નટેસન-દીનબંધુ-લાધાસિંગાદિનાં લખાણોને આધારે મહાત્માજીના જીવનના કેટલાક પ્રસંગો સંકલન પામ્યા છે. પ્રસંગચિત્રણ કરતાં વિચારનિરૂપણ વધુ પ્રમાણમા જણાય છે અને અવતરણો-ચર્ચાનું પ્રમાણ પણ બાળકો માટે વધુ પડતું ગણાય. પ્રસગોનું અવતરણ લેખકે પોતાની ભાષામાં વધુ મૂકવું ઘટતુ હતુ. ચિત્રયોજના પણ પ્રસંગા-નુકૂલ હોત તો? બીજા ભાગમાં પ્રસગતત્ત્વ સારુ છે, પરંતુ 'લંગોટી ને રમૂજ'માં મૂળ પ્રસંગ જ આવતો નથી જણાતો. ત્રીજા ભાગમાં રવીન્દ્રનાથની વાત વધુ પડતી જગ્યા રોકે છે. 'ઉચ્ચતમ' 'વિશુદ્ધતા', છૂપા મંડળો ઊભા' જેવી શબ્દક્ષતિઓ નિવારવાયોગ્ય ગણાય મોટી વયના કિશોરવાચકોને આ પુસ્તિકાઓમાંથી પ્રેરણા મળે તેવી સામગ્રી જરૂર છે.

## ફૂલમાળ : શ્રી. વલ્લભદાસ અક્કડ

બાળકોને ગમી જાય એવી સરળ શૈલીમા પ્રભુ, રાષ્ટ્ર, ગુરુ, અતિથિ, સંપ, ફૂલ, પતંગ, હોળી વગેરે વિષેની બોધક ગદ્યકંડિકાઓના આ ગુચ્છમાં જીવન મધુર, કર્તવ્યશીલ અને પવિત્ર થાય એ દૃષ્ટિ છે. ઉપમા, દૃષ્ટાન્ત અને ભાષા બાળકોને પ્રિય નીવડે તેવાં છે. બાળકોને બધું વાર્તા રૂપે જ

આપનુ એ હમેશનો માર્ગ હોવાથી આવી જાતની પુસ્તિકાઓ વધુ આવકાર્ય ગણાય

**અવયવોનુ' અદ્દ્ભુત ચાતુર્ય : શ્રી. રમણિકલાલ ર. મહેતા**

અર્વાચીન બાળકમાનસને લક્ષમા રાખીને આકર્ષક ચિત્રો સાથે આ પુસ્તિકામા કક્કાના ક્રમે અવયવો વિશેનુ શાસ્ત્રીય તેમજ વ્યવહારુ જ્ઞાન લેખકે રૂઢ પ્રયોગો, કહેવતો આદિની મદદથી રજૂ કર્યું છે બાળકો-કિશોરોને પરોક્ષ રીતે જીવન અંગેય વ્યાપક જાણ થાય એ હેતુ પણ સારો સચવાયો છે કાકુ ઝાલવુ, કાન ધરેવુ મૂકવો, ચોટની હાથમા આવવી, દાઢ કોપી તેનો દી કોળ્યો, દાતે લાગ્યુ ગળુ ને તણખને ઘર બન્યુ અથવા પાચ આગળીએ પોચો સાબદો, જેવા દષ્ટાન્તો લેખકના સૂઝ-શ્રમ-આશયને સફળ રીતે પ્રગટ કરતા જણાશે, આવી રસિક શૈક્ષણિક મહત્ત્વની કૃતિની ભાષા જોડણીદોષથી મુક્ત હોવી ઘટે

**આંકડાનુ' અદ્દ્ભુત ચાતુર્ય : શ્રી. રમણિકલાલ ર. મહેતા**

સુદર ચિત્રો સાથે આ પુસ્તિકામા પણ લેખકે આકડાશાસ્ત્ર અંગે માહિતી આપે, જ્ઞાન વધારે તેમજ આજના બાળક-કિશોર વાચકની રુચિ-સમજ સ્પષ્ટ કરે તેની યોજના કરી છે જે કહેવતો-રૂઢ પ્રયોગો આકડા-અકને પોતામા પ્રગટ કરે તે સર્વ લેખકે જીવનલક્ષી દષ્ટિ જાળવીને અહી રજૂ કરેલ છે 'એક ગાર', 'એક નન્નો સો દુ ખને હણે', 'બે ઘોડે ન ચડાય', આદિ સાથે સાત ઋષિ-સાત સ્વર યા ૭ શાસ્ત્ર-૭ રિપુ, પાચ પાપ-પાચ અમૃત જેવા ઉદાહરણો કૃતિસ્વરૂપ સ્પષ્ટ કરે તેમ છે. આપણા ઘણા અક લેખકને પોતાની વ્યવસ્થા અ ગે કામના નથી નીવડ્યા તે નોધ-પાત્ર છે કેટલાક શબ્દોની સમજૂતી તથા અહી પણ જોડણીશુદ્ધિની ચીવટ આવશ્યક ગણાય. વિનોદ આપતી, ચાતુર્ય પ્રેરતી, ભાષાથી માંડીને જીવન વ્યવહાર અને ઉચ્ચ ભાવના અ ગે ય શિક્ષણ આપતી, આપણે ત્યા નવીન ગણાય તેવી 'અવયવોનુ અદ્દ્ભુત ચાતુર્ય' તેમજ 'આક ડાનુ અદ્દ્ભુત ચાતુર્ય'-એ બેઉ પુસ્તિકાઓનો હેતુ શરીરવિજ્ઞાન અને અકવિજ્ઞાન પણ બાળકોને સુગમ કરાવવાનો લાગે જે લેખક આકર્ષક રીતે એ હેતુ સારા પ્રમાણમા પાર પાડી શકયા છે

**વાચનપોથી : શ્રી. સોમાભાઇ કી. પટેલ**

જુદા જુદા શબ્દો, પછી શબ્દોના જોડકા, તે પછીથી ટૂકા વાક્યો બાળક ઝટ ઝટ રસપૂર્વક શીખી શકે એ હેતુથી તૈયાર થયેલી આ પુસ્તિકા

વાચનસીડીના પાચમા પગથિયા લેખે બહાર આવે છે. એમા 'ગાય પૂળા ખાય છે, મામા મૂળા ખાય છે' જેવો નિર્દોષ વિનોદ પણ ગુથાયો હોઈ બાળકોને ગમી જાય જરૂર. શાહીફેર દ્વારા નવુ અગ સ્પષ્ટ કરાય એ યોગ્ય છે, તો થોડાં ચિત્રોની યોજના ય ઉમેરાની ઘટતી હતી એમ લાગે છે

## વાચનગાડી (ભાગ ૧-૨-૩-૪): શ્રી. સોમાભાઇ ભાવસાર

ચાર પુસ્તિકાઓના આ ગુચ્છમા નાના બાળકોને શબ્દ, ભાષા, વાક્યાદિની પસદગી-રચના પ્રત્યે દિલચસ્પી જાગે તેવી સફળ સામગ્રી-રજૂઆત મળે છે. રસ પડે અને શિક્ષણ મળે એ બેઉ આશય સુંદર રીતે સિદ્ધ કરતી આ પુસ્તિકાઓ બીજી આવૃત્તિ પામે છે 'ચન્દ્ર' અને 'સી નરેન્'ની પીછીએ દોરેલા ધાટીલા ચિત્રો પણ આ શ્રેણીનુ આકર્ષણ છે. અક્ષરકદ અક્ષરસ્વરૂપ, અક્ષર-શબ્દ પસંદગી, જોડણી, લખાવટ તરફ ધ્યાન જાય તેવી છપાઈ, પ્રાસની રમત, પદ્યનો લહેકો, માહિતી ગૂથણી, ભાવનાપ્રેરકતા, આધુનિક સદર્ભ આદિ પરત્વે લેખકે અનુભવી સ્વાભાવિક સૂઝ બતાવી છે બાળકો હોંમે હોંમે ફરી ફરી વાચે-સમજે એવી આ ચાર ભાગની 'વાચનગાડી' શૈક્ષણિક દૃષ્ટિથી પણ આવકારયોગ્ય નીવડે છે

## ગરવી ગુજરાત : માહિતી ખાતું

બાંધણીભાતના અને અંદરના પ્રથમ પૃષ્ઠના રુદ્રમહાલયના ચિત્રને ઉપસાવી આપતા નયનમનોહર મુખપૃષ્ઠવાળી આ ચિત્રાત્મક પોથી (ચિત્રસંપુટ) ગુજરાત અને ગુજરાતી પ્રજાજીવન-નિસર્ગાદિના વિવિધ પાસાના મિતાક્ષરી પરિચય સાથે, ગુજરાત સરકારના પ્રકાશન-માહિતી ખાતા તરફથી આ વર્ષે પ્રગટ થઈ છે ઇતિહાસની ઝલકરેખા (જોડણી અને હકીકતની કેટલીક ખાસ ચીવટ જરૂરી ) પણ તેમાથી રંગસુશોભન-ચિત્રાદિથી વિભૂષિત પાને પાને ફૂટતી જણાય છે ચિત્રપોથી વાચક સમુદાયને તેમજ શિક્ષણ સસ્થાઓને ય ઉપયોગી થશે.

## વિજ્ઞાન

આ વિભાગમા કુલ ૨૬ પ્રકાશનોમા ૨૩ સ્વતંત્ર,
૨ અનૂદિત અને ૧ પુનર્મુદ્રિત છે

**પુરાવસ્તુવિદ્યા : શ્રી. રમણલાલ ના. મહેતા**

ડૉ. રમણલાલ નાગરજી મહેતાનો આ ગ્રંથ પુરાવસ્તુવિદ્યાનુ સ્વરૂપ, તેનુ પ્રયોજન, અન્ય વિદ્યાશાખાઓ સાથેની તેની તુલનાત્મક વિચારણા, એની મર્યાદા અને એ ક્ષેત્રમા કાર્ય માટેની આવશ્યક ભૂમિકા વિશે વ્યાપક રજૂઆત પ્રથમ પ્રકરણમા કરીને બીજા આઠ પ્રકરણોમા વિવિધ દેશોની આ ક્ષેત્રમાની કામગીરી, કાલગણના માટેની વિવિધ પદ્ધતિઓ, સંશોધન-ઉત્ખનન કાર્યના સાધન-રીતિ સ્થળતપાસ, પુરાવસ્તુસંરક્ષણ, એના અહેવાલો અને છેવટે અંગ્રેજી શબ્દોના ગુજરાતી પર્યાયો પણ આપે છે

સંશોધન-ઉત્ખનનના કાર્યક્ષેત્રે માર્ગદર્શક અને માહિતીપૂર્ણ નીવડતો આ ગ્રંથ એની સરળ રજૂઆત વ્યવસ્થિત સુરેખ યોજના, લક્ષ્યગામી છતા વ્યવહારુ પદ્ધતિ, ગુજરાતને લગતા દૃષ્ટાન્તોની ગૂંથણી તેમજ વચ્ચે વચ્ચે વ્યવહારુ સૂચનોમાની હળવી છાંટ ઉપરાંત સરળ અર્થવાહી ગુજરાતી પર્યાય-પ્રયોગથી સુવાચ્ય તથા ઉપયોગી નીવડે તેમ છે બીજા પ્રકરણમા આવા ક્ષેત્ર પર પણ રાજકારણની અસર સૂચવતા દૃષ્ટાન્તો, કાલગણના અંગેની વૃક્ષવલયવિદ્યા-રસાયણ આદિ પદ્ધતિઓની સ્પષ્ટ સમજૂતી ગુજરાતમા ઉપયોગી થાય એવા સાધનો હોવાથી અભ્યાસ-કાર્યની તક, આ પ્રવૃત્તિની ભાવિસ્થિતિની પણ વિચારણા પ્રથમ બે પ્રકરણોમાનુ સળંગ સુવાચ્ય ઐતિહાસિક નિરૂપણ લગભગ ૪૫ જેટલા તસવીર-કોઠા-આકૃતિનુ સંયોજન, અનુમાનો પરત્વેની ચીવટ, સૌની વીગતો ધ્યાન ખેંચે તેવી છે આપણે ત્યા પુરાવસ્તુ-સંશોધન અંગે થયેલી તેમજ ચાલુ કામગીરી વિશે અપાયેલી માહિતી પણ ગ્રંથની ઉપયોગિતા વધારે છે ગુજરાતી ભાષામા અધિકારી અભ્યાસી દ્વારા અભ્યાસ-અનુભવના દોહન રૂપ મળતી આ કૃતિ અભ્યાસીઓ ઉપરાંત વ્યાપક જિજ્ઞાસુ સમાજને ય રોચક થાય તેવી વ્યવસ્થિત સુગમ અને શાસ્ત્રીય નીવડી છે સંસ્કૃતિવિકાસ-અભ્યાસમા ઉપયોગી એવા આ વિદ્યાક્ષેત્ર તરફ સુજ્ઞ વાચકોનો રસ જગાવે તેવી આકર્ષક છતા એનુ મહત્ત્વ સમજી શકે એવી સામગ્રી અહી છે આપણી ભાષામા આ ક્ષેત્રે આવી કૃતિઓ કદાચ પ્રારંભિક ભૂમિકા બાંધતી હશે, છતા એની સત્ત્વશીલતા સ્પષ્ટ હોવાથી ઇચ્છીશુ કે લેખકના અભ્યાસ-અનુભવના નિચોડ સમી વધુ કૃતિઓ આપણને મળ્યા કરે

## આપણી ખનિજસંપત્તિ : શ્રી. નરસિંહ મૂ. શાહ

આપણી ખનિજસંપત્તિ વિશે વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક દૃષ્ટિથી સમાલોચના અને વિવરણ કરતું આ પુસ્તક એની સરળ અર્થવાહી તથા પ્રવાહી શૈલી તેમજ એમાંની સર્વગ્રાહી વ્યવસ્થિત રજૂઆતને કારણે ભૂસ્તરવિદ્યાના અભ્યાસીઓ ઉપરાંત જિજ્ઞાસુ વાચક વર્ગને ય કિંમતી નીવડે તેવું છે. સ્વતંત્ર ભારતના સંદર્ભમાં સળંગ રીતે રાષ્ટ્રીય વિચારણા પણ આ કૃતિમા વણાઈ છે. આવશ્યક કોષ્ટકો, આકૃતિઓ અને ઐતિહાસિક સંદર્ભ-તુલનાને કારણે કૃતિનું શાસ્ત્રીય સ્વરૂપ રોચક પ્રકારે જળવાયું છે. છેલ્લા દાયકામા આ ક્ષેત્રે થયેલી પ્રગતિ, સ્વાતંત્ર્યપ્રાપ્તિ બાદ આપણે આ ક્ષેત્ર પરત્વે આપેલુ સક્રિય લક્ષ, આપણી અનુકૂલતાઓ ઉપરાત આપણી અવિકસિતતા-એ બધું જ લેખકે સુરેખ રીતે વિચાર્યું છે. આપણે ત્યા બધા ખનિજપ્રકારો પડ્યા છે એ ભ્રામક લોકમાન્યતા હકીકતો બતાવીને લેખકે આધાર વિનાની દેખાડી છે. ત્રીજાથી આઠમા પ્રકરણમા ખનિજના વિવિધ પ્રકારોની સમજૂતી રસપ્રદ, વ્યાપક અને શાસ્ત્રીય રજૂઆત દાખવે છે. અણુક્ષેત્રે મહત્ત્વનું બેરિલ આપણે ત્યા પુષ્કળ છે, પચીસેક વર્ષથી જાણીતાં સિલેમેનાઈટ અને વર્મક્યુલાઈટ ખનિજો અમેરિકા અને ભારતમા જ છે, જેવી હકીકતો લક્ષ ખેંચે છે. 'કોબાલ્ટ' શબ્દની વ્યુત્પત્તિ કે તેના સંસ્કૃત પર્યાયો અને વૈજ્ઞાનિક પારિભાષિક ગુજરાતી શબ્દોનો સ્વાભાવિક ઉપયોગ લેખકની આપણી ભાષામા વિજ્ઞાન વિષય નિરૂપવાની હથોટી સૂચવે છે 'ખનિજ' શબ્દનો બેઉ જાતિમા પ્રયોગ યા કેટલીક મુદ્રણદોષોની ક્ષતિઓ દૂર થઈ હોત તો? ઉપસંહારમાં પૃથ્વીરચનાનુ સચિત્ર સ્પષ્ટીકરણ પણ અપાયું છે. લેખકમા અધ્યાપકસહજ વ્યવસ્થિત વસ્તુસંયોજન તથા માહિતીપૂર્ણ છતા સરળ નિરૂપણ અને અનુભવી અભ્યાસીની વિચારણા હોવાથી 'આપણી ખનિજસંપત્તિ' સુવાચ્ય તથા ઉપયોગી કૃતિ થઈ છે. એનું સ્વરૂપ વિશેષત. પરિચયાત્મક હોવા છતાં આવશ્યક ત્યા ત્યા પ્રેરક માર્ગદર્શન-ચિતન પણ લેખકે ગૂથ્યું છે. સ્વતંત્ર ભારતની વિદ્યાક્ષેત્રે આગળ વધતી સ્વતંત્ર પ્રવૃત્તિ-વિચારણાના આરંભકાળે ગુજરાતી ભાષામા અનુભવી અને અભ્યાસી દ્વારા સાંપડતું આ પુસ્તક ભૂસ્તરવિદ્યાની શાસ્ત્રીય પરિચયાત્મક રચના તરીકે ધ્યાન ખેંચે છે અને આ વર્ષે સમીક્ષા માટે મળેલા વિજ્ઞાન વિષેનાં પુસ્તકોમા એમાંની વીગત રજૂઆત, દૃષ્ટિ તથા નિરૂપણરીતિને કારણે મહત્ત્વની કૃતિ લેખે પણ લક્ષપાત્ર છે.

## ખેતી વિજ્ઞાન પ્રવેશિકા : શ્રી. મણિભાઇ સોલંકી

આ વિષયમાં રસ ધરાવતા વાચકોને-કાર્યકરોને માહિતી અને માર્ગ-દર્શન મળે તેવી આ 'પ્રવેશિકા'ની યોજના છે. જમીન, ખાતર, ખેતીનાં સાધનો, ખેતીની વિધવિધ પદ્ધતિઓ, ખેતી અંગે જાણવાં આવશ્યક કીડા-પશુ આદિ, ખેતીનો હિસાબ તથા કેટલાક માર્ગદર્શક પ્રયોગો અહીં રજૂ થયા છે. પ્રકરણોને અંતે શાળાન્ત અભ્યાસમાં આવશ્યક સ્વાધ્યાયસહાયક પ્રશ્નો પણ અપાયા છે. સુવ્યવસ્થિત મુદ્દાઓ, આકૃતિઓ-ચિત્રો દ્વારા સ્પષ્ટીકરણ, વસ્તુલક્ષી સરળ લખાવટ જોતાં, વિદ્યાર્થીઓ ઉપરાંત વ્યાપક જિજ્ઞાસુવર્ગને પણ આ પ્રવેશિકા ઉપયોગી થાય તેમ છે. દેશી ખાતરોની ખાસ ભલામણ સાથે કૃત્રિમ ખાતરોના વિવેકપૂર્વકના ખપની ભલામણ, છાણિયા ખાતર અંગેની વીગતોની રજૂઆત, સાધનોના ઉત્તમ ઉપયોગની આડે આવતાં આપણાં અજ્ઞાન-આળસ-બિનકાળજી, 'બીજોત્તવર્ધન' કથમ વિષેની રસપ્રદ રજૂઆત, કે મિતાક્ષરી સારદર્શન કૃતિની વિશિષ્ટ બાજુઓ ગણાય. વિદેશી કે પ્રચલિત સાધનોના વિકાસનો પ્રશ્ન રજૂ કરી વિચારાયો હોત તો સારું એમ લાગે છે. 'રાણીખેત' 'રૂમ' જેવા શબ્દોની સમજૂતી વધુ ઊંડાણથી જરૂરી હતી. વિશિષ્ટ શબ્દોની સમજૂતીનું પરિશિષ્ટ આવી પ્રવેશિકામાં ઘણું ઉપયોગી નીવડે જ. સ્પષ્ટ કોઠા, સુરેખ આકૃતિઓ, મિતાક્ષરી સંક્ષેપ રજૂઆતથી માર્ગદર્શક થયેલી આ પ્રવેશિકા એનો હેતુ મહદંશે સિદ્ધ કરે છે એમ કહી શકાય.

## આપણો ખોરાકનો પ્રશ્ન : સં૦ શ્રી. આર. કે. પ્રભુ

કૃષિઉત્કર્ષ અંગેની મ ગાંધીજીની ઊંડી સૂઝ અને વ્યવહારુ વિચારણા રજૂ કરતી આ સંપાદિત પુસ્તિકામાં સંકલનકારે ગાંધીજીના લખાણોનો આધાર રાખ્યો છે. ભીખ માગતી પ્રજા ભ્રષ્ટ થાય છે, ખોરાક આરોગ્ય તથા સંયમની દૃષ્ટિથી નિર્ધારવો જોઈએ, કે અનેકકેન્દ્રી વેચાણ ઇચ્છવાયોગ્ય છે અને માપબંધી અનિષ્ટો ઉત્પન્ન કરે છે, જેવું સ્પષ્ટ માર્ગદર્શન અહીં પ્રાપ્ત થાય છે. કૃષિઉત્પન્નની વિવિધ જૂની-નવી વિકાસપદ્ધતિ બાબત ગાંધીજીની સાદી સંગીન સમજ પણ આ નાના સંકલનમાં મળી રહે છે. સંકલન વિશદ થયું છે

## રેડિયો રિસીવર : શ્રી. એસ. જી. દવે

અધ્યા. શ્રી. સૂર્યપ્રસાદ ગી. દવે રચિત આ પુસ્તક રેડિયોની કામગીરી

વિષે વિદ્યાર્થીવર્ગને ઠીક માહિતી પૂરી પાડે છે. રેડિયોના ભાગો, તેનું કાર્ય તથા તે અંગેના સિદ્ધાન્તોની અહીં સામગ્રીયોજનાની દૃષ્ટિથી વિદ્યાર્થીઓને ઉપયોગી રજૂઆત છે. રેડિયોના વ્યાપક ઉપયોગ છતાં એની વૈજ્ઞાનિક જાણકારીનો અભાવ પણ વ્યાપક છે એ લક્ષમાં લેતાં આવું ગુજરાતી પ્રકાશન આવકારપાત્ર ખરું. ધ્વનિ અને વીજપ્રવાહને લગતાં પ્રકરણોની લખાવટ, ઉદાહરણો તેમ ગણિતના દાખલાઓનો વાજબી ઉપયોગ, છૂટથી રજૂ કરાયેલી આકૃતિઓ અને તેની સમજૂતી જેવાં પાસાં પુસ્તકની ઉપયોગિતા સૂચવે તેમ છે. એરિયલની વીગતચર્ચા વધુ પ્રમાણમાં થઈ હોત, 'કપ્લ્ડ સર્કિટ્સ' તેમજ 'ટ્રાન્ઝિસ્ટર સેટ્સ'ના પણ સ્વતંત્ર પ્રકરણો લખાયાં હોત, તો વિદ્યાર્થીઓને સુવિધા થાત એમ લાગે છે. પ્રાસ્તાવિક પારિભાષિક શબ્દોની સમજૂતી પણ કંઈક વિસ્તૃત થવી યોગ્ય જણાય છે. જોડણી-છપાઈશુદ્ધિ અને અંગ્રેજી શબ્દોના અતિવપરાશ પરનો શકય સંયમ ઈષ્ટ હતાં. રેડિયોશિક્ષણ અર્થે ખપમાં આવે એવો આશય કંઈક વધુ રોચક નિરૂપણ પામ્યો હોત તો વધુ સારું. આમ છતા આપણી ભાષામાં પ્રસ્તુત વિષયની પરિશ્રમપૂર્વકની રજૂઆત કરી સમગ્રતયા ઉપયોગી પુસ્તક આપતા લેખક પાસે ભૌતિકવિદ્યાનાં ઇતર વ્યાપક અંગો વિષે વધુ સમૃદ્ધ પુસ્તકો પ્રાપ્ત થાય એવું ઇચ્છીશું.

## ટેલિવિઝન શું છે? : શ્રી. હર્ષદરાય ભટ્ટ

પરિચયપુસ્તિકાપ્રવૃત્તિના આ ચોસઠમા પ્રકાશનમા ટેલિવિઝનની શોધ, તેની કામગીરી, ઉપયોગિતા વગેરે અંગે શાસ્ત્રીય મહત્ત્વની વીગતો લેખકે સરળ પ્રકારે રજૂ કરી છે હજી આ ક્ષેત્રે વિકાસ ચાલુ હોઈ પ્રાથમિક રૂપનો જ વિચાર શકય છે. લેખકનો પરિભાષાક્ષેત્રે રસ જોતાં ગુજરાતી પર્યાયો અપેક્ષિત રહે ખરા. રેડિયો વાલ્વ, એમ્પ્લિફાયર ને ફ્રિકવન્સી મોડયુલેશન યા ચિત્રનળીની .આકૃતિઓ સુગમતાસાધક થાત. યોગ્ય વીગતો, સમગ્રલક્ષી સરળ લખાવટ પ્રશંસનીય છે.

## અવકાશની યાત્રા : શ્રી. વિજયગુપ્ત મૌર્ય

ઉપર્યુક્ત શ્રેણીના આ ૬૬મા પ્રકાશનમાં આકાશ-અવકાશમાં મનુષ્યના ઉત્તરોત્તર સફળ ઉડ્ડયનપ્રયાસોની માહિતી આપી લેખક અદ્યતન વૈજ્ઞાનિક વીગતો-હકીકતો ક્રમબદ્ધ તથા વિશદ રૂપે રજૂ કરે છે. અંતરિક્ષમાં ઘૂમતાં આરોગ્યધામો યા પૃથ્વી બહારના સનાતન યૌવન સમી હકીકતો, ટૂંકાં છતાં

આકર્ષક વર્ણનો અને સરળ ગુજરાતી પર્યાયયોજના જિજ્ઞાસુઓને અવશ્ય રુચશે.

### અણુશક્તિ–ભસ્માસુર કે કલ્પવૃક્ષ? : શ્રી. મનુભાઈ મહેતા

આ ૬૦મી પરિચયપુસ્તિકા સરળ વસ્તુનિષ્ઠ શૈલીમાં અણુ, એની શક્તિ, એનું રહસ્ય, એના સ્ફોટની શોધનો ઇતિહાસ, આદિ અંગો સમાવી લે છે. ભારતને અનુલક્ષીને થયેલો વસ્તુવિચાર, થ્રોમોર્ન્ટ ચેડ્વિક વચ્ચેના ક્રિકેટદડાના દૃષ્ટાન્ત દ્વારા અણુસમજૂતી, અણુભઠ્ઠીનાં ઈંધણ બનાવવામાં ભારતની સિદ્ધિ, આઇસોટોપનો રચનાત્મક ઉપયોગ આદિ પુસ્તિકાની વિશેષતા છે. શીર્ષક-પ્રશ્નની માત્ર અંતભાગે જ રજૂઆત વસ્તુનિષ્ઠ નિરૂપણની સૂચક સફળતા ગણાય.

### આપણા યુગનો ભસ્માસુર : શ્રી. સુભદ્રા ગાંધી

બાળકો–કિશોરોને ગમે એવી મોટા અક્ષરોની છપાઈ, સળંગ કલ્પના-ભક્તિ રસદાયી લખાવટ તથા પ્રસંગાત્મક રજૂઆતથી આ પુસ્તક લક્ષ ખેંચે છે. અણુશક્તિની વિનાશકતા મનુષ્યે કઈ રીતે પેદા કરી છે તેની દ્રાવક કથની અને માણસાઈનો તે સામેનો વ્યથાભર ઉદ્‌ગાર અહીં મળે છે. હિરોશિમાની ખુવારીના અવશેષ સાક્ષી એક દાક્તરના અનુભવકથનની ચિત્રાત્મક માંડણી, જાપાની માછીમારોની યુદ્ધોત્તર સમયમાં વિજ્ઞાનશોધે કરેલી પરેશાનીની રજૂઆત, સ્વાર્થ–સત્તા વચ્ચે વિજ્ઞાનની વિકૃતિ અને અપૂર્વ સિદ્ધિ ય શાપ બન્યાની વેદના લેખિકા આકર્ષક શૈલીમાં રજૂ કરે છે. Atom માટે પરમાણુ પર્યાય યોજાય એ ઇષ્ટ છે. અંતની ભારતીય શાન્તિ-નીતિની રજૂઆત ટૂંકાવાઈ હોત તો?

### નક્ષત્રપરિચય : શ્રી. છોટુભાઈ સુથાર

પરિચયપુસ્તિકાપ્રવૃત્તિની આ ૭૬મી પુસ્તિકા માર્ગદર્શક ૧૨ ચિત્રો સહિત આકાશદર્શનની પ્રવેશિકા બનીને સવીગત માહિતી આપે છે. વાર્તાલાપી પ્રત્યક્ષ શૈલી ખૂબ સ્વાભાવિક અને રુચિકર નીવડી છે. મૃગનક્ષત્રનો યોગતારો તો બાણરજ–ભલે કહેવાય આર્દ્રા, સમી હકીકત લેખકની 'પરિચય' આપની દૃષ્ટિ કેવી ઝીણી છે તે સૂચવે છે. માહિતી આપતી માંડણી, વાર્તાલાપી શૈલીને રમ્ય કરતી વચમા વચમાં મળતી હળવી ટકોર, શૈક્ષણિક હેતુની નાની–મોટી વીગતોની સુરેખ સંકલના અને સરળ ભાષાથી આ પુસ્તિકા લોકપ્રિય નીવડે તેમ છે.

## પંચાંગ : શ્રી. શાસ્ત્રી હિંમતરામ મ. જાની

સં. ૨૦૧૮નું સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયનું આ અત્યાધુનિક કાર્તિકી પંચાંગ જિજ્ઞાસુવર્ગને સારી એવી અગત્યની સામગ્રી પૂરી પાડે છે. ભારત-સરકારે પંચાંગ પરત્વે કેટલાક સિદ્ધાન્તો અપનાવ્યા છે. અહીં એ વિષે વિચારણા કરાઈ હોત તો ઇષ્ટ હતું. વ્યાપક ઉપયોગની દૃષ્ટિથી આ પચાંગ વ્યવસ્થિત રજૂઆત પામ્યું ગણાય.

## મનોવિજ્ઞાન પ્રવેશ : શ્રી. ચૂનીભાઈ શાહ

પ્રા. ચૂનીભાઈ શાહે લખેલો આ 'મનોવિજ્ઞાન પ્રવેશ' પ્રમાણમાં નાના ગ્રંથમાં લગભગ દરેક બાબતને સમાવી લેવાનો અને મનોવિજ્ઞાનનાં વિવિધ પાસાઓને વ્યાપક રીતે રસદાયી સ્વરૂપે રજૂ કરવાનો સારો પ્રયત્ન કહી શકાય. સ્પષ્ટ, સરલ અને રસિક દૃષ્ટાન્તોથી રોચક લખાવટ આ ગ્રંથનું એક મહત્ત્વનું લક્ષણ છે. સરલ પૃથક્કરણ અને ગોઠવણી ગ્રંથની ઉપયોગિતા વધારે તેમ છે. લોકોક્તિઓ, ભવભૂતિ, કાલિદાસ, શેક્સપિયર, શામળ, નાનાલાલાદિનાં અવતરણ-ઉલ્લેખ લેખકનો સાહિત્યપ્રેમ સૂચવીને સમગ્ર કૃતિને રુચિકર બનાવે છે. પારિભાષિક શબ્દકોશ, ગુજરાતી યુનિવર્સિટીના કેટલાક પ્રશ્નોની યાદી વિદ્યાર્થીઓને સહાયક થશે. 'હળી મળીને ચાલો' કે 'લગ્નજીવન' જેવાં પ્રકરણોમાં લેખકે મનોવિજ્ઞાનપ્રવેશ સાથે જીવનઘડતરનું માર્ગદર્શન પણ ગૂંથી આપ્યું ગણાય. આ વિજ્ઞાન માનવ-ચેતનાવિષયક હોવાથી કેટલાંક તારતમ્ય પૂરાં સ્પષ્ટ થયા અથવા સંગીન બતાવાયાં ન લાગે અને ક્વચિત્ વધુ વીગતોની અપેક્ષા પણ રહે, તોયે માનસશાસ્ત્રનું સ્વરૂપ, તેના પ્રકારો, મનુષ્યની પ્રવૃત્તિઓના પ્રેરક પરિબળો, વારસા-વાતાવરણના અંશોનો વિચાર, મનોવિજ્ઞાનના અભ્યાસની પદ્ધતિઓ, અજ્ઞાત મન આદિ અનેક મહત્ત્વનાં અંગો આ ગ્રંથ ઠીક ઠીક આવકારદાયી શૈલીમાં નિરૂપે છે. પૃ. ૩૦ પર છે તેવી ધર્મગુરુ મેન્ડેલ ઝેકોસ્લોવિયાના નહિ પરંતુ ઓસ્ટ્રિયાના છે એ હકીકતચૂક, સિદ્ધાન્તો પછી વ્યવહારુ જીવનમાં તેના ઉપયોગનો ક્રમ સળંગ રાખવામાં ક્યાંક સ્ખલન, મનોવિજ્ઞાન-ના પ્રવેશગ્રંથમાં પણ હવે જૂના ગણાતા સહજવૃત્તિના પ્રશ્નનો સમાવેશ, પ્રથમ પ્રકરણને કંઈક વધુ સમગ્રલક્ષી અને આધુનિક બનાવવાની આવશ્યકતા, પ્રેરક પરિબળો અંગે વધુ વૈજ્ઞાનિક રજૂઆતની આવશ્યકતા, કે કેટલીક મુદ્રણક્ષતિઓ કાળજીપૂર્વક દૂર કરવાપાત્ર-સુધારણાક્ષમ જણાય છે. દૃષ્ટાન્તો રસપ્રદ છતાં અમેરિકનને સ્થાને વચ્ચે વચ્ચે આપણે ત્યાંનાં દૃષ્ટાન્તો

રજૂ થયા હોત તો ષ્ટ ગણાત ઉચ્ચ શિક્ષણમા પ્રસ્તુત વિષય પર સમગ્રતયા વિશદ અને માહિતીપૂર્ણ ઉપરાત રસપ્રદ થતો આ ગ્રથ ગુજરાતી ભાષામા મનોવિજ્ઞાનને રજૂ કરવાનો આવકારપાત્ર પ્રયત્ન છે ગ્રથની લખાવટ અને આયોજના વ્યાપક જિજ્ઞાસુવર્ગને પણ રુચે તેવી છે સરળ આકર્ષક શૈલીમા 'મનોવિજ્ઞાનપ્રવેશ' આપતા આ અભ્યાસી લેખક પાસે આપણે વધુ સમૃદ્ધ મનોવિજ્ઞાનગ્રથોની અપેક્ષા અવશ્ય રાખી શકીએ

**બાળકો ગુનો ક્યારે કરે છે? : શ્રી. હંસાબહેન શેઠ**

પરિચયપુસ્તિકાપ્રવૃત્તિની આ એકસઠમી પુસ્તિકા, બાળઅપરાધ માટે 'ઊર્મિગત સમસ્યાઓ, સામાજિક અને કૌટુમ્બિક પરિસ્થિતિ અને આર્થિક પરિસ્થિતિ જેવા અનેક કારણો' સૂચવીને સમભાવપૂર્વક સમગ્ર પ્રશ્ન છણે છે સુધારણા-નિરાકરણ અર્થેની સસ્થાઓની માહિતી તેમજ ઉચિત ઉદાહરણોની ગૂથણી પણ લેખિકા સારી રીતે કરે છે શિક્ષણ, વાતાવરણ અને કુટુમ્બ-જીવનની સુયોગ્ય વ્યવસ્થા પર લેખિકાએ યોગ્ય વજન મૂક્યુ છે 'બાળ અપરાધ'ની સમીક્ષામા 'સિનેમા જવાબદાર નથી!' એ અભિપ્રાય પ્રતીતિકર સ્વરૂપે સ્પષ્ટ થયો નથી સરળ અને સારલ્લી થયેલી આ પુસ્તિકા અભ્યાસી લેખિકાના અવલોકન-અનુભવને ય સમાવી લઈને પ્રસ્તુત વિષયમા સારુ માર્ગદર્શન આપે તેમ છે

**કેન્સર શુ છે? : શ્રી. સુમંત શાહ**

ડૉ સુમત શાહે લખેલી આ પરિચયપુસ્તિકા આ જીવલેણ રોગ અગેની ઘણી જાણવાજોગ વીગતો સરલ ભાષામા સમજાવે છે આ રોગ ચેપી નથી, તે સાધ્ય અને અસાધ્ય બે જાતનો છે, અગોપાગોના કેન્સરના કારણો કયા હોય, તેની તપાસની રીત કઈ, રામબાણ ઉપાય હજી મળ્યો નથી જેવી હકીકતો-વિચારણા અત્રે મળે છે આ રોગ વિશેના ભ્રામક ખ્યાલો પણ સ્પષ્ટ કરાયા છે પુસ્તિકા ઉપયોગી નીવડે તેમ છે

**દાંતની સભાળ : શ્રી. કોકિલાબહેન જાઈ**

ડૉ કોકિલાબહેન જાઈએ લખેલી આ પરિચયપુસ્તિકામા દાતનુ સ્વરૂપ-મહત્ત્વ સૂચવીને તેના રોગો એના કારણ અને દાતરક્ષાના ઉપાયો સમજાવે છે આપણા સમાજની સ્થિતિ લક્ષમા રાખી કેટલાક સૂચનો અપાયા હોત તેમજ અગ્રેજી શબ્દોની ગુજરાતીમા સમજ અપાઈ હોત તો ઇષ્ટ હતુ લેખિકાએ જાતતપાસની નોંધ પણ સમાવીને આ ઉપયોગી પુસ્તિકાને વધુ સાર્થ બનાવી છે

**કબજિયાત કેમ અટકાવશો? : શ્રી. મહેરવાન ભમગરા**

'સુધરેલા કહેવાતા' દેશોની સહુથી મોટી ફરિયાદ વિષેની આ પરિચય પુસ્તિકા ખોરાક કઈ રીતે પચે છે અને કબજિયાત શું છે તે સમજાવીને એના કારણો તથા તેના નિવારણના ઉપાયો દાખવે છે. કબજિયાતના સ્વરૂપ-નિદાન વિષેના વ્યાપક ભ્રમરૂપ વિચારોને નિરાધાર બતાવી લેખકે સાદા મૂળભૂત રૂપના ઉપાયો ચીધ્યા છે લેખકની વ્યવહારુ દૃષ્ટિ તેમા જણાશે સરળ ભાષામા મળતી આ પુસ્તિકા માર્ગદર્શક નીવડે તેવી છે.

**ઊંઘવાની કળા : શ્રી. મહેરવાન ભમગરા**

અનિદ્રાનાં નિદાન-ઉપાય દાખવીને ઊંઘવાની કળા સમજાવતી આ પરિચયપુસ્તિકામાં શરીરસ્વાસ્થ્ય અને નિસર્ગોપચારના આ અનુભવી અભ્યાસી લેખકે હળવી રીતે આરંભ કરીને ત્રીજા ભાગનું જીવન આપણે ઊંઘમા જ ગાળીએ છીએ એવુ માર્મિક લખીને ઓછી ઊંઘને શાપ ન સમજવા પણ કહ્યુ છે. દવા, ચા–કોફી ન લેવા જણાવીને સાદા વ્યવહારુ ઉપાયો બતાવાયા છે. અનુભવ પછી ઉપાયો સૂચવાયા છે એ વિશેષતા લક્ષપાત્ર છે. નિરૂપણ સરળ અને રુચિકર છે

**કબજિયાત કેમ મટાડશો? : શ્રી. ભૂપતરાય મો. દવે**

શાસ્ત્રીય ભૂમિકા, વ્યવહારુ વિચારણા, ગોગ્ય માર્ગદર્શન અને સરલ શૈલીથી ઉપયોગી નીવડે એવા આ પુસ્તકમાં વીસ વર્ષોના અનુભવ-અભ્યાસનો સારો પરિચય મળે છે. કબજિયાતના કારણો, તેનુ સ્વરૂપ, તેની અસર, તેના નિવારણઉપાયો વ્યવસ્થિત રીતે સમજાવાયા છે. ચિત્રો અને સુસ્પષ્ટ આસનતસવીરો પણ મુકાયા છે. પ્રશ્નોત્તરીની યોજના, દૈનિક આહારને અનુલક્ષીને વ્યવહારુ માર્ગદર્શન, વ્યાયામ-નિસર્ગોપચારની વીગત-સમજૂતી આદિ પુસ્તકને માહિતીભર્યું કરે છે કેટલીક પુનરુક્તિ આવે છે, પણ આવા પુસ્તકમા તે ખાસ નડતી નથી ફોતરા, થૂલું, છાશ, છાશ, લીંબુ જેવી વસ્તુઓનો લાભ લેખકે સ્પષ્ટ કર્યો છે દર્દીઓની અનુભવ-કહાણીઓ ટૂંકાવાઈ હોત તો ઈષ્ટ થાત. હરસ વિશેર લેખકે પ્રકરણ ઉમેરી આપ્યું છે. પુસ્તક એની વીગતો, વ્યવસ્થિત રજૂઆત અને સરળ લખાવટથી વ્યાપક ઉપયોગનું ગણાય.

**બહેનો માટે આસનો : શ્રી. ભૂપતરાય મો. દવે**

આસનો કયારે કરાય-ન કરાય, આસનો કરતાં પહેલા શી વિધિ આવ-

રપક , ખોરાક કયો હિનાવદ–એ બધું સ્પષ્ટ કરીને લેખકે સુરેખ ચિત્રો સાથે વિવિધ આસનો અત્રે સમજાવ્યાં છે. સ્ત્રીના શરીરસૌષ્ઠ પ્રત્યેની વ્યાપક બિનકાળજી જોતાં, ટૂંકાણમાં ઘણી માહિતી વ્યવસ્થિત રીતે આપતી આ પુસ્તિકા ગુજરાતી કુટુંબો અને શાળાઓમાં માર્ગદર્શક થશે એમ કહી શકાય. પંજાબી પોશાકની હિમાયત પણ મહત્ત્વની ગણાય. પરિચયપુસ્તિકા રૂપે બહાર આવતી આ ગ્રંથિકા લેખકનો અનુભવ–અભ્યાસ રજૂ કરે તેમ છે.

## ઋતુચર્યા : શ્રી. લાભશંકર ઠાકર

આપણી ઋતુઓનું આરોગ્યદૃષ્ટિથી સ્વરૂપ–મહત્વ દર્શાવીને આ નાની પણ સમગ્રતથી અને માર્ગદર્શક પુસ્તિકામાં લેખકે આહાર–વિહારની શાસ્ત્રીય વીગતો તથા વ્યવહારુ ઉપાયો સુબોધક રૂપે સમજાવેલ છે. આપણા મધ્યમ વર્ગને માર્ગસૂચન આપવાની દૃષ્ટિ છતા એમા મૌલિક વિચારણા પણ છે. શીખંડને બદલે આયુર્વેદોક્ત 'રસાલા' જેવી બનાવટની સમજૂતી સાથેની ભલામણ, કે ગુજરાતે શિયાળામા ઠંડું પાણી અજમાવવાની પ્રસંગદર્શી હિમાયત, સંપન્ન વર્ગ માટે સૂચનનિર્દેશ કરીનેય મધ્યમ વર્ગ માટે તો શિયાળામાં કોપરું–ગોળ જ હેતુસાધક એવી સ્પષ્ટ દોરવણી લક્ષ ખેંચશે. પારિભાષિક અને બીજા કેટલાક શબ્દપ્રયોગો સરળ કરાવા જરૂરી ગણાય. આ પુસ્તિકા સમગ્રલક્ષી, સારગ્રાહી અને સરળ માર્ગ દાખવનારી હોવાથી વ્યાપક ઉપયોગને યોગ્ય અવશ્ય છે.

## પ્રયોગો: શ્રી. વૈદ્ય મોહનલાલ ચૂ. ધામી

આયુર્વેદની ભૂમિકા સાચવતા આ ગ્રંથમા ત્રણસો નેવું ઔષધિઓ, તે અંગે આવશ્યક દ્રવ્યસામગ્રી તેની બનાવટની વીગતો ગિતાક્ષરી રૂપે સમજાવેલ છે. નિર્માણ, માત્રા, ગુણ, પથ્ય એવો વ્યવસ્થિત ક્રમ લેખકે પ્રત્યેક ઔષધિ પરત્વે રાખ્યો છે. અંતમાં 'આટલું યાદ રાખજો' શીર્ષક બાંધી લેખકે નાની-મોટી પ્રચલિત વ્યાધિઓને અનુલક્ષીને એકસો નવ સરલ મુદ્દાઓ રજૂ કર્યા છે અનુભવ અને પ્રયોગનું વ્યવહારુ માર્ગસૂચન પણ અવારનવાર ગૂંથાયુ છે સમગ્રતયા આ ગ્રંથ જાણકારો અને સસ્થાઓને વધુ ઉપયોગી થાય એવો ગણી શકાય.

## અનુભવપોથી: શ્રી. વૈદ્ય મોહનલાલ ચૂ. ધામી

પોતાના ગુરુ વૈદ્ય કાલિદાસ પોપટભાઈ (દાદાજી)ના અનુભવોની રજૂઆત રૂપે આ ગ્રંથમાં લેખકે, વીતકોની કથની સહ અઠ્ઠાવન રોગો તથા તેના

નિવારણની વીગતો પ્રસંગકથાનકોની ઢબે સમજાવી છે. ઔષધિ ઉપરાંત આહાર, વિહાર, વ્યાયામ, સંયમાદિ પર દાદાજીનો ઝોક સ્પષ્ટ કરાયો છે. કેટલાંક ઔષધો તેમજ ખાદ્યોની બનાવટની વીગતો પણ ગુંથાઈ છે. રોચક શૈલીમાં રજૂ કરાયેલા આ ગ્રંથમાં ભાષાશુદ્ધિની થોડી વધુ ચીવટ રખાઈ હોત તો સારું. શ્રદ્ધા પ્રેરે તેવી ભાવનાત્મક રજૂઆત હકીકતોને આચ્છાદતી નથી એ શુભ પાસું ગણાય.

## દાદાજીનું વૈદું: શ્રી. વૈદ્ય મોહનલાલ ચુ. ધામી

'સાચવી રાખો' શ્રેણીનું આ વધુ પુસ્તક રસપ્રદ અનુભવોના વચ્ચે વચ્ચે બયાન સહિત, નાનાં-મોટાં તેત્રીસ દર્દો વિશેની રજૂઆત કરે છે. લેખકના ગુરુ 'દાદાજી'ના અનુભવો અને તેમનું પથદર્શન તેમાં સમાવાયેલ છે. પ્રત્યેક રોગ અંગે વિવેચન, કારણ, લક્ષણ અને ઔષધયોગ એવી વ્યવસ્થિત ભૂમિકા લેખકે અપનાવી છે. આપણા દેશના સંજોગોને અનુરૂપ આયુર્વેદ-તબીબી જ્ઞાનને રજૂ કરતા ઉપરના બેઉ અને આ ગ્રંથ આપીને લેખકે તેના પ્રત્યે વિશ્વાસ ફરી સ્થાપવા તથા અનુભવકથની દ્વારા તેમજ શાસ્ત્રીય વીગતોની પૂરણી દ્વારા તેને લોકપ્રિય અને વ્યાપક કરવા સન્નિષ્ઠ પ્રયત્ન કર્યો છે. 'અનુભવ પોથી' તથા 'દાદાજીનું વૈદું' તો રસિક વાચન પણ વિશેષમાં આપી રહે છે.

## આસન અને આરોગ્ય: શ્રી. હરકિશનદાસ ડી. ગાંધી

ડૉક્ટર હરકિશનદાસ ગાંધીએ લખેલું આ પુસ્તક આ વર્ષે સુધારા-વધારા સાથે ત્રીજી આવૃત્તિ પામ્યું છે, એ એની લોકપ્રિયતા-ઉપયોગિતા સૂચવે છે. આપણા અવયવોનું આરોગ્યદૃષ્ટિએ મહત્ત્વ, એનો સાચો ઉપયોગ, વ્યાયામનું અંતરસ્નાન સમું મૂલ્ય, એના ય નિયમનું મહત્ત્વ, કુદરતી ઉપચાર કેન્દ્રના દર્દીઓનાં બયાન, આહારવિહારની વીગતો, વ્યાપક રોગોના રંગાન્ત, ચિત્રો સાથે આસનોની રજૂઆત, વગેરે વીગતો અહીં સમાવાઈ છે. સરળ શૈલીમાં લખાયેલું આ પુસ્તક લોકપ્રિય નીવડે એવું ખરું.

શિષ્ટ અને સંનિષ્ઠ નીવડ્યો છે. આવા ગ્રંથોનો સારોદ્ધાર નાના કદમાં બહાર મુકાય તો જિજ્ઞાસુઓને તે અવશ્ય ઉપયોગી થાય.

**ઘરગથ્થુ દવાઓ :** અનુ૦ શ્રી. હરિભાઈ ત્રિવેદી-રંજુલાલ શાહ

હૃષીકેશના સ્વામીશ્રી (પૂર્વાશ્રમના દાક્તર) શિવાનંદ સરસ્વતીના પુસ્તક Practical Household Remediesના હિંદી અનુવાદ પરથી ગુજરાતી ભાષામાં રજૂ કરાયેલી આ પુસ્તિકા આ વર્ષે બીજી આવૃત્તિ પામે છે. પાશ્ચાત્ય તબીબી ક્ષેત્રે સંશોધક તરીકે પણ કાર્ય કરી ચૂકેલા અભ્યાસી દાક્તર અહીં આયુર્વેદ પદ્ધતિએ માર્ગદર્શન આપે છે તે વિશિષ્ટતા છે. પરિચિત ચીજોના ઔષધગુણો અને સાદી ઉપાયસૂચના કૃતિને ઘરગથ્થુ ઉપયોગની મ કરે તેમ છે. અનુવાદ સ્પષ્ટ છે. કેટલીક પુનરુક્તિ અને મુદ્રણભૂલ નિવારવા- જોગ ખરી.



# વર્ષ; ૧૯૬૧ : સમીક્ષિત ગ્રંથોની યાદી

| ક્રમ | ગ્રંથ | લેખક-સંપાદક-અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| | | | **કવિતા** | | |
| ૧ | પુનરપિ | સ્વ. શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણી | વોરા એન્ડ કંપની, મુંબઈ-૨ | ૪-૦૦ | ૪ |
| ૨ | આર્દ્રા | શ્રી. 'ઉશનસ્' | 'કવિલોક'વતી (લિપિના પ્રિન્ટરી) શ્રી. સુરેશ પ. દલાલ, મુંબઈ-૨ | ૨-૫૦ | ૭ |
| ૩ | તુલસીદલ | શ્રી. સુંદરજી ગો. બેટાઈ | આર. આર. શેઠ, મુંબઈ-૨ | ૩-૦૦ | ૮ |
| ૪ | જાહ્નવી | શ્રી. નાથાલાલ દવે | ગુર્જરગ્રંથ રત્ન કાર્યાલય, અમદાવાદ | ૨-૫૦ | ૧૦ |
| ૫ | ઈંગિત | શ્રી. હેમન્ત દેસાઈ | (પ્રા.) વોરા એન્ડ કંપની, મુંબઈ-૨ | ૩-૦૦ | ૧૧ |
| ૬ | મહેક | શ્રી ગની દહીંવાલા | હરિહર પુસ્તકાલય, સુરત | ૨-૦૦ | ૧૨ |
| ૭ | નંદિતા | શ્રી. વિનોદ અધ્વર્યુ | ગુર્જર ગ્રંથ રત્ન, અમદાવાદ | ૧-૦૦ | ૧૩ |
| ૮ | પંચામૃત | શ્રી બહુકરાય પંડ્યા | લેખક : હલુરિયા ચોક, ભાવનગર | ૨-૦૦ | ૧૪ |
| ૯ | ખંડિત સમણાં | શ્રી. સાલિક પોપટિયા | પાકિસ્તાન ગુજરાતી પબ્લિશન હાઉસ, કરાંચી | ૩-૦૦ | ૧૪ |
| ૦ | દીપજ્યોતિ | શ્રી. અમીદાસ કાણકિયા | આર. આર. શેઠ, મુંબઈ | ૩-૫૦ | ૧૫ |
| ૧ | મંદાર | શ્રી. કુસુમબહેન ઠાકોર | (પ્રા.) ગુજરાત પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, વડોદરા | ૨-૦૦ | ૧૬ |
| ૨ | અર્ચના | શ્રી. સુરેશાબહેન મજમુંદાર | ગુર્જર ગ્રંથ રત્ન, અમદાવાદ | ૨-૫૦ | ૧૭ |

| ક્રમ. | ગ્રંથ | લેખક સંપાદક-અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧૩ | પ્રદાન | શ્રી. છોટાલાલ ધ. ચેકડી | " " " " | ૧-૨૫ | ૧૭ |
| ૧૪ | આકાંક્ષા | શ્રી. સુધીર દેસાઈ | એન. એમ. ત્રિપાઠી, મુંબઈ૧ | ૧-૫૦ | ૧૮ |
| ૧૫ | ખંડકાવ્ય ચતુષ્ટય | શ્રી. સદાનંદી મુનિશ્રી છોટાલાલજી | શેઠ જેસિંગભાઈ પોચાલાલ, તળિયાની પોળ, સારંગપુર, અમદાવાદ | ૦-૩૧ | ૧૮ |
| ૧૬ | શ્રી સત્યનારાયણ કથા-કાવ્યમાં | શ્રી નર્મદાશંકર જે દેસાઈ | લેખક : ૨૨, સ્ટેશનરોડ, પીલ્લીવાકમ (મદ્રાસ) | ૦-૫૦ | ૧૮ |
| ૧૭ | સાન્નિધ્ય | શ્રી હસિત બૂચ | ગુર્જર ગ્રંથ રત્ન, અમદાવાદ | ૨-૫૦ | ૧૯ |
| ૧૮ | આલાપ (બીજી આવૃત્તિ) | શ્રી. પિનાકિન્ ઠાકોર | વોરા એન્ડ કંપની, મુંબઈ-૨ | ૩-૦૦ | ૨૦ |
| | **અનુવાદ** | | | | |
| ૧૯ | ઉમર ખય્યામની રુબાયત | શ્રી. શશીકાન્ત નીલકંઠ | (આ) ગુર્જર ગ્રંથ રત્ન, અમદાવાદ | ૧-૭૫ | ૨૦ |
| ૨૦ | છાંદોગ્ય ઉપનિષદ | શ્રી વાસુદેવ મ જોષી | સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ | ૫-૦૦ | ૨૧ |
| ૨૧ | સુભાષિત રત્નમાળા | — | " " " " " | ૦-૬૦ | ૨૧ |
| ૨૨ | ચારુ ચર્યા | શ્રી સુરેશ ત્રિવેદી | " " " " " | ૦-૨૫ | ૨૧ |
| ૨૩ | સૂક્તાવલિ | શ્રી સ્વામી આત્માનંદ ગિરિ | " " " " " | ૦-૪૦ | ૨૧ |
| ૨૪ | નવમન્ત્ર પ્રયોગાવલિ | શ્રી રમણલાલ કે શાસ્ત્રી | લેખક. પંકજ સોસાયટી, અમદાવાદ-૭ | — | ૨૨ |
| ૨૫ | નારદભક્તિસૂત્ર | શ્રી. શિવાનંદ અધ્વર્યુ | શિવાનંદ સાહિત્ય પ્રસાર સમિતિ, શિવાનંદનગર | ૨-૦૦ | ૨૨ |
| | **સંપાદન-** | | | | |
| ૨૬ | ચન્દ્રહાસાખ્યાન (પ્રેમાનંદ) | શ્રી અનંતરાય રાવળ- ધીરુભાઈ ઠાકર | ગુર્જર ગ્રંથ રત્ન, અમદાવાદ | ૨-૦૦ | ૨૩ |

| ક્રમ | ગ્રંથ | લેખક–સંપાદક–અનુવાદક | પ્રકાશક–પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૨૭ | ચન્દ્રહાસ આખ્યાન („) | શ્રી. ઈશ્વરલાલ ર. દવે–રમેશ મ. શુક્લ | પોપ્યુલર બુકસ્ટોર, સુરત | ૩–૫૦ | ૨૩ |
| ૨૮ | રસિકવલ્લભ (દયારામ) | શ્રી. કેશવરામ કા. શાસ્ત્રી | ગુર્જર ગ્રંથરત્ન, અમદાવાદ | ૪–૦૦ | ૨૪ |
| ૨૯ | જંબૂસ્વામી રાસ (યશોવિજય) | શ્રી. રમણલાલ ચી. શાહ | શ્રી. ભાઈચંદભાઈ ન. ઝવેરી, સુરત | ૨–૦૦ | ૨૪ |
| ૩૦ | શામળ | શ્રી. 'અનામી' (રણજિત પટેલ) | ચેતન પ્રકાશન, વડોદરા | ૨–૫૦ | ૨૫ |
| ૩૧ | દયારામ | શ્રી. ભોગીલાલ જ. સાંડેસરા | „ „ „ | ૨–૫૦ | ૨૫ |
| ૩૨ | પદ્મ અને પોયણા (ન્હાનાલાલ) | શ્રી. શિવશંકર પ્રા. શુક્લ | મહાકવિ ન્હાનાલાલ સ્મારકસમિતિ, ૪૬, પરિમલ સોસાયટી, અમદાવાદ–૬ | ૨–૫૦ | ૨૬ |
| ૩૩ | વાદળ (પુ. જો. ભટ્ટ) | શ્રી. કૃષ્ણકાન્ત કડકીઆ | વાર્તાલેખક પરિષદ, ચંદ્રોદય સોસાયટી, અમદાવાદ–૧૪ | ૧–૦૦ (સભ્યફી) | ૨૬ |
| ૩૪ | લગ્નગીતો અને લોકગીતોની ગૂંથણી | શ્રી રંભાબહેન ગાંધી | ભારતી સા. સંઘ, અમદાવાદ | ૨–૫૦ | ૨૭ |
| ૩૫ | જાદવાસ્થળી (દલપતરામ) | શ્રી. હસિત બૂચ | બાલગોવિન્દ પ્રકાશન, અમદાવાદ | ૦–૫૦ | ૨૭ |

## નાટક

| ક્રમ | ગ્રંથ | લેખક–સંપાદક–અનુવાદક | પ્રકાશક–પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૩૬ | સુવર્ણરેખા | શ્રી. શિવકુમાર જોશી | સ્વાતિ પ્રકાશન, મુંબઈ | ૨–૫૦ | ૨૮ |
| ૩૭ | વિનાશને પથે | શ્રી. ધીરુબહેન પટેલ | એન. એમ. ત્રિપાઠી, મુંબઈ | ૨–૫૦ | ૨૯ |
| ૩૮ | પ્રેક્ષક માફ કરે | શ્રી. રંભાબહેન ગાંધી | વોરા એન્ડ કંપની, મુંબઈ | ૪–૦૦ | ૩૦ |

| ક્રમ. | ગ્રંથ | લેખક-સંપાદક-અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧૩ | પ્રદાન | શ્રી. છોટાલાલ પ. થેકડી | „ „ „ | ૧-૨૫ | ૧૭ |
| ૧૪ | આકાંક્ષા | શ્રી. સુધીર દેસાઈ | એન. એમ. ત્રિપાઠી, મુંબઈ | ૧-૫૦ | ૧૮ |
| ૧૫ | ખંડકાવ્ય ચતુષ્ય | શ્રી. સદાનંદી મુનિશ્રી છોટાલાલજી | શેઠ જેસિંગભાઈ પોપટલાલ, તળિયાની પોળ, સારંગપુર, અમદાવાદ | [illegible] 0-૩૧ | ૧૮ |
| ૧૬ | શ્રી સત્યનારાયણ કથા-કાવ્યમાં | શ્રી. નર્મદાશંકર જે દેસાઈ | લેખક: ૨૨, સ્ટેશનરોડ, વીલ્લીનાકમ (મદ્રાસ) | ૦-૫૦ | ૧૮ |
| ૧૭ | સાન્નિધ્ય | શ્રી હસિત બૂચ | ગુર્જર ગ્રંથ રત્ન, અમદાવાદ | ૨-૫૦ | ૧૮ |
| ૧૮ | આલાપ (બીજી આવૃત્તિ) | શ્રી. પિનાકિન્ ઠાકોર | વોરા એન્ડ કંપની, મુંબઈ-૨ | ૩-૦૦ | ૨૦ |
| | **અનુવાદ** | | | | |
| ૧૯ | ઉમર ખય્યામની રુબાયત | શ્રી. શશીકાન્ત નીલકંઠ | (પ્રા) ગુર્જર ગ્રંથ રત્ન, અમદાવાદ | ૧-૭૫ | ૨૦ |
| ૨૦ | છાંદોગ્ય ઉપનિષદ | શ્રી. વાસુદેવ મ જોશી | સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ | ૫-૦૦ | ૨૧ |
| ૨૧ | સુભાષિત રત્નમાળા | — | „ „ „ | ૦-૬૦ | ૨૧ |
| ૨૨ | ચારુ ચર્યા | શ્રી સુરેશ ત્રિવેદી | „ „ „ | ૦-૨૫ | ૨૧ |
| ૨૩ | સૂક્તાવલિ | શ્રી. સ્વામી આત્માનંદ ગિરિ | „ „ „ | ૦-૪૦ | ૨૧ |
| ૨૪ | નવમન્ત્ર પ્રયોગાવલિ | શ્રી રમણલાલ કૃ શાસ્ત્રી | લેખક: પંકજ સોસાયટી, અમદાવાદ-૭ | — | ૨૨ |
| ૨૫ | નારદભક્તિસૂત્ર | શ્રી. શિવાનંદ આચાર્ય | શિવાનંદ સાહિત્ય પ્રસાર સમિતિ, શિવાનંદનગર | ૨-૦૦ | ૨૨ |
| | **સંપાદન-** | | | | |
| ૨૬ | ચન્દ્રહાસાખ્યાન (પ્રેમાનંદ) | શ્રી. અનંતરાય રાવળ-ધીરુભાઈ ઠાકર | ગુર્જર ગ્રંથ રત્ન, અમદાવાદ | ૨-૦૦ | ૨૩ |

| ક્રમ | ગ્રંથ | લેખક-સંપાદક-અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધ પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૫૫ | રેવા, તારાં વહેતાં વારિ | શ્રી. ચંદ્રવદન શુક્લ | વોરા એન્ડ કંપની, મુંબઈ | ૬-૫૦ | ૪૪ |
| ૫૬ | કાળુભારને કાંઠે | શ્રી. મનસુખલાલ મો. ઝવેરી | સ્વાતિ પ્રકાશન, મુંબઈ | ૪-૫૦ | ૪૬ |
| ૫૭ | મીઠી વીરડી (૧-૨) | શ્રી. દેવશંકર મહેતા | ભારતી સાહિત્યસંઘ, અમદાવાદ | ૧૩-૦૦ | ૪૬ |
| ૫૮ | એકલતાના કિનારા | શ્રી. ચન્દ્રકાન્ત બક્ષી | સ્વાતિ પ્રકાશન, મુંબઈ | ૪-૦૦ | ૪૭ |
| ૫૯ | નવાં નિશાન (૧-૨) | શ્રી. સારંગ બારોટ | આર. આર. શેઠ, મુંબઈ | ૧૩-૦૦ | ૪૮ |
| ૬૦ | શ્રાવણી | શ્રી. શિવકુમાર જોષી | સ્વાતિ પ્રકાશન, મુંબઈ | ૭-૫૦ | ૪૯ |
| ૬૧ | હસતાં આંસુ | શ્રી. જયા ઠાકોર | ગુર્જર ગ્રંથરત્ન, અમદાવાદ | ૭-૦૦ | ૫૦ |
| ૬૨ | વિવિધ ભારતી | શ્રી. જયા ઠાકોર | રવાણી પ્રકાશન, ,, | ૫-૦૦ | ૫૧ |
| ૬૩ | મનોરમા | શ્રી. મોહમ્મદ માંકડ | સ્વાતિ પ્રકાશન, મુંબઈ | ૩-૭૫ | ૫૧ |
| ૬૪ | આશા અને રેણુકા | શ્રી. રતિલાલ ગિ. શાહ | ગુર્જર ગ્રંથરત્ન, અમદાવાદ | ૫-૨૫ | ૫૨ |
| ૬૫ | તૃષા અને તૃપ્તિ | શ્રી. પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ભારતી સા. સંઘ, ,, | ૭-૨૫ | ૫૨ |
| ૬૬ | અગ્નિ અને આરતી | શ્રી પ્રાણ પરદેશી | સ્મૃતિ સાહિત્ય મંદિર, મુંબઈ | ૫-૨૫ | ૫૩ |
| ૬૭ | રેતીમાં વહાણ | શ્રી. દામુ સાંગાણી | નવયુગ પુસ્તકભંડાર, રાજકોટ | ૪-૦૦ | ૫૪ |
| ૬૮ | સોના | શ્રી. 'કોલક' | હરિહર પુસ્તકાલય, સુરત | ૫-૦૦ | ૫૪ |
| ૬૯ | અન્નપૂર્ણા | શ્રી. 'કોલક' | આર. આર. શેઠ, મુંબઈ-૨ | ૪-૦૦ | ૫૪ |
| ૭૦ | બીજ પર ત્રીજ | શ્રી. 'કોલક' | હરિહર પુસ્તકાલય, સુરત | ૩-૫૦ | ૫૫ |
| ૭૧ | પ્રીત પરોવાયાં | શ્રી. હરિલાલ ઉપાધ્યાય | રૂપમ્ પ્રકાશનમંદિર, મુંબઈ | ૭-૭૫ | ૫૫ |
| ૭૨ | પુત્રનો દીપક | શ્રી. 'પરિમલ' | ,, ,, ,, ,, | ૮-૦૦ | ૫૬ |

| ક્રમ | ગ્રંથ | લેખક-સંપાદક-અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૩૯ | નમણી નાગરવેલ | શ્રી. ધીરુબહેન પટેલ | એન. એમ. ત્રિપાઠી, મુંબઈ | ૨–૫૦ | ૩૧ |
| ૪૦ | ઝાંઝરાનાં જળ | શ્રી. વજુભાઈ ટાંક–જ્યોતિવૈદ્ય | હરિહર પુસ્તકાલય, સુરત | ૩–૫૦ | ૩૧ |
| ૪૧ | નાટ્યકુસુમો | શ્રી. મધુસૂદન પારેખ | ગુર્જર ગ્રંથરત્ન, અમદાવાદ | ૩–૦૦ | ૩૨ |
| ૪૨ | નેનાઅભિનેના | શ્રી. જયંતી પટેલ | સ્વાતિ પ્રકાશન, મુંબઈ | ૨–૫૦ | ૩૩ |
| ૪૩ | સુખની શોધ | શ્રી. કવિશ્રી ગોવિન્દરાય મો. વ્યાસ | કલામંદિર, નડિયાદ | ૧–૫૦ | ૩૩ |
| ૪૪ | જીવન એ કર્તવ્ય છે | શ્રી મગનલાલ પરીખ | લેખક; ૪૧, કૃષ્ણનગર, અમદાવાદ–૧૦ | ૧–૨૫ | ૩૪ |
| | રૂપાન્તર–અનુવાદ | | | | |
| ૪૫ | રાખની ઢૂંઢ અને કાળનાં ચક્ર | શ્રી. પરમસુખ પંડ્યા | એન. એમ ત્રિપાઠી, મુંબઈ | ૩–૦૦ | ૩૪ |
| ૪૬ | ઘુઘીનોવર અને બીજાં નાટકો | શ્રી. ભાઈલાલ પ્ર. કોઠારી | ગુર્જર ગ્રંથરત્ન, અમદાવાદ | ૩–૦૦ | ૩૫ |
| ૪૭ | આંતરરાષ્ટ્રીય એકાંકીઓ | શ્રી. ચુનીલાલ મડિયા | વોરા એન્ડ કંપની, મુંબઈ | ૪–૦૦ | ૩૬ |
| ૪૮ | કાચા પલટ | શ્રી. 'સુન્દરમ્' | રવાણી પ્રકાશન, અમદાવાદ | ૨–૫૦ | ૩૭ |
| ૪૯ | શકુન્તલા | શ્રી. જશવંત ઠાકર | ગુર્જર ગ્રંથરત્ન, અમદાવાદ | ૨–૫૦ | ૩૮ |
| ૫૦ | ઓથેલો | શ્રી. જયંત પટેલ | પોપ્યુલર બુકસ્ટોર, સુરત | ૧–૭૫ | ૩૮ |
| ૫૧ | નાટક બેસી ગયું | શ્રી. વ્રજ મ. ઓઝા | અધીશ પ્રકાશન, પૂના | ૦–૫૦ | ૩૯ |
| | નવલકથા | | | | |
| ૫૨ | અંતરપટ | શ્રી. 'સ્નેહરશ્મિ' | વોરા એન્ડ કંપની, મુંબઈ | ૭–૦૦ | ૩૯ |
| ૫૩ | ફુલનાં એંધાણ (૧–૨) | શ્રી. ઈશ્વર પેટલીકર | આર. આર. શેઠ, મુંબઈ | ૧૧–૦૦ | ૪૧ |
| ૫૪ | મનખાવનાર | શ્રી. પન્નાલાલ પટેલ | હરિહર પુસ્તકાલય, સુરત | ૧–૨૫ | ૪૩ |

| ક્રમ | ગ્રંથ | લેખક–સંપાદક–અનુવાદક | પ્રકાશક–પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૯૧ | પહાડનાં પુષ્પો (સંક્ષેપ) | શ્રી. સ્વ. રમણલાલ વ. દેસાઈ | ,, ,, ,, ,, | ૨–૦૦ | ૬૫ |
| ૯૨ | પાતાળનાં પાણી (બીજીઆવૃત્તિ) | શ્રી. ગુણવંતરાય આચાર્ય | નવયુગ પુસ્તકભંડાર, રાજકોટ | ૩–૦૦ | ૬૫ |
| ૯૩ | દીવાન અમરજી (બીજી આવૃતિ) | શ્રી. સ્વ. ચંદુલાલ જે. વ્યાસ | ગાંડીવ સા. મંદિર, સુરત | ૫–૦૦ | ૬૬ |
| | **અનુવાદ-રૂપાન્તર** | | | | |
| ૯૪ | આરણ્યક | શ્રી. ચન્દ્રકાન્ત મહેતા | વોરા એન્ડ કંપની, મુંબઈ | ૫–૦૦ | ૬૬ |
| ૯૫ | ધીરે વહે છે દોન (ભાગ, ૧–૨–૩/૪) | સર્વશ્રી સુરેશ જોષી–રમણલાલ પાઠક–જયન્ત પાઠક | ચેતન પ્રકાશન, વડોદરા | ૧૬–૦૦ | ૬૬ |
| ૯૬ | ગરીબનો મરો | શ્રી. પ્રબોધ ચોકસી | યજ્ઞ પ્રકાશન, વડોદરા | ૨–૦૦ | ૬૭ |
| ૯૭ | ધરતીનાં છોરુ | શ્રી. હરીન્દ્ર હવે | વોરા એન્ડ કંપની, મુંબઈ | ૧–૫૦ | ૬૯ |
| ૯૮ | ફુલ અને કળી | શ્રી. ઈશ્વર પંચોળી | રવાણી પ્રકાશન, અમદાવાદ | ૨–૦૦ | ૬૯ |
| ૯૯ | વીણાના તાર તૂટતા રહી ગયા! | શ્રી મોહનલાલ ચૂ. ધામી | નવયુગ પુસ્તકભંડાર, રાજકોટ | ૨–૫૦ | ૭૦ |
| ૧૦૦ | દિવ્યા | શ્રી. સુભદ્રા ગાંધી | આર. આર. શેઠ, મુંબઈ–૨ | ૫–૫૦ | ૭૦ |

## વાર્તા

| ક્રમ | ગ્રંથ | લેખક–સંપાદક–અનુવાદક | પ્રકાશક–પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧૦૧ | સાંધ્યરંગ | શ્રી. 'ધૂમકેતુ' | ગુર્જર ગ્રંથરત્ન અમદાવાદ | ૩–૦૦ | ૭૧ |
| ૧૦૨ | હૃદયદાન | શ્રી. ભગવતીકુમાર શર્મા | હરિહર પુસ્તકાલય, સુરત | ૪–૦૦ | ૭૨ |
| ૧૦૩ | નીલ ગગનનાં પંખી | શ્રી. પીતાંબર પટેલ | હરિહર પુસ્તકાલય, સુરત | ૪–૨૫ | ૭૩ |
| ૧૦૪ | એક સાંજની મુલાકાત | શ્રી. ચન્દ્રકાન્ત બક્ષી | સ્વાતિ પ્રકાશન, મુંબઈ | ૪–૫૦ | ૭૪ |

| ક્રમ | ગ્રંથ | લેખક-સંપાદક-અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૭૩ | પુનીત સદા મંગલમ્ (બીજી આવૃત્તિ) | શ્રી સારંગ બારોટ | આર આર શેઠ, મુંબઈ-૨ | ૪-૦૦ | ૫૬ |
| ૭૪ | જિંદગીના ફેરા (ત્રીજી આવૃત્તિ) | શ્રી સારંગ બારોટ | " " " " " | ૪-૦૦ | ૫૬ |
| ૭૫ | મંગલસૂત્ર (ત્રીજી ,) | શ્રી ગુણવંતરાય આચાર્ય | હરિહર પુસ્તકાલય, સુરત | ૫-૫૦ | ૫૬ |
| ૭૬ | લક્ષ્મીનંદન (બીજી ,,) | શ્રી સ્વ 'શયદા | આર આર શેઠ, મુંબઈ-૨ | ૬-૦૦ | ૫૭ |
| ૭૭ | ઊર્મિ અને આશા (ત્રીજી ,) | શ્રી સારંગ બારોટ | આર આર શેઠ, મુંબઈ-૨ | ૩-૭૫ | ૫૭ |
| ૭૮ | કચુકી બંધ (બીજી ) | શ્રી શિવકુમાર જોષી | સ્વાતિ પ્રકાશન, મુંબઈ | ૮-૦૦ | ૫૭ |
| ૭૯ | પાછલે બારણે (ચોથી ,,) | શ્રી પન્નાલાલ પટેલ | ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ | ૩-?૫ | ૫૭ |
| ૮૦ | ગ્રામલક્ષ્મી (૨ વ ૨)-સંક્ષેપ | શ્રી અનંતરાય મ રાવળ | આર આર શેઠ, મુંબઈ-૨ | ૫-૭૫ | ૫૮ |
| ૮૧ | કોકિલા (સંક્ષેપ) (બીજી આવૃત્તિ) | શ્રી સ્વ રમણલાલ વ દેસાઈ | વોરા એન્ડ કંપની, મુંબઈ-૨ | ૨-૦ | < ૫૮ |
| ૮૨ | ગુર્જરપતિ મૂળરાજદેવ (૧-૨) | શ્રી 'ધૂમકેતુ' | ગુર્જર ગ્રંથરત્ન, અમદાવાદ | ૧-૦૦ | ૫૮ |
| ૮૩ | ભૂત રડે ભેંકાર | શ્રી ગુણવંતરાય આચાર્ય | " " " " | ૫-૦૦ | ૬૦ |
| ૮૪ | અર્જુનદેવ | શ્રી ગુણવંતરાય આચાર્ય | આર. આર શેઠ, મુંબઈ-૨ | ૫-૦૧ | ૬૦ |
| ૮૫ | અનંત ચાવડો | શ્રી ગુણવંતરાય આચાર્ય | ગુર્જર ગ્રંથરત્ન, અમદાવાદ | .૫-૦૦ | ૬૧ |
| ૮૬ | રણમલ લાખા | શ્રી ગુણવંતરાય આચાર્ય | " " " " | ૬-૫૦ | ૬૨ |
| ૮૭ | શત્રુ કે અજાતશત્રુ | શ્રી 'જયભિખ્ખુ' | શ્રી જીવનમણિ ટ્રસ્ટ, દિલ્હી દરવાજા બહાર, અમદાવાદ | ૭-૦૦ | ૬૩ |
| ૮૮ | ગોરી ધીરે ચલો પદ્મસેના | શ્રી મોહનલાલ ચૂ ધામી | નવયુગ પુસ્તકભંડાર, રાજકોટ | ૬-૨૫ | ૬૪ |
| ૮૯ | ગોરી ધીરે ચલો દત્તા મહત્તરા | શ્રી મોહનલાલ ચૂ ધામી | " " " " | ૬-૨૫ | ૬૪ |
| ૯૦ | મહાઅમાત્ય ચાણક્ય (સંક્ષેપ) | શ્રી. 'ધૂમકેતુ' | વોરા એન્ડ કંપની, મુંબઈ-૨ | ,૨-૦૦ | ૬૫ |

| ક્રમ | ગ્રંથ | લેખક–સંપાદક–અનુવાદક | પ્રકાશક–પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૯૧ | પહાડના પુષ્પો (સંક્ષેપ) | શ્રી. સ્વ. રમણલાલ વ. દેસાઈ | ,, ,, ,, ,, | ૨–૦૦ | ૬૫ |
| ૯૨ | પાતાળના પાણી (બીજી આવૃત્તિ) | શ્રી. ગુણવંતરાય આચાર્ય | નવયુગ પુસ્તકભંડાર, રાજકોટ | ૩–૦૦ | ૬૫ |
| ૯૩ | દીવાન અમરજી (બીજી આવૃત્તિ) | શ્રી. સ્વ. ચંદુલાલ જે. વ્યાસ | ગાંડીવ સા. મંદિર, સૂરત | ૫–૦૦ | ૬૬ |
| | **અનુવાદ–રૂપાન્તર** | | | | |
| ૯૪ | આરણ્યક | શ્રી. ચન્દ્રકાન્ત મહેતા | વોરા એન્ડ કંપની, મુંબઈ | ૫–૦૦ | ૬૬ |
| ૯૫ | ધીરે વહે છે દોન (ભાગ, ૧–૨–૩/૪) | સર્વશ્રી સુરેશ જોષી–રમણલાલ પાઠક–જયન્ત પારેખ | ચેતન પ્રકાશન, વડોદરા | ૧૬–૦૦ | ૬૬ |
| ૯૬ | ગરીબનો મેરો | શ્રી પ્રબોધ ચોકસી | યજ્ઞ પ્રકાશન, વડોદરા | ૨–૦૦ | ૬૭ |
| ૯૭ | ધરતીનાં છોરુ | શ્રી. હરીન્દ્ર દવે | વોરા એન્ડ કંપની, મુંબઈ | ૧–૫૦ | ૬૯ |
| ૯૮ | ફૂલ અને ફળી | શ્રી. ઈશ્વર પચોળી | સ્વાણી પ્રકાશન, અમદાવાદ | ૨–૦૦ | ૬૯ |
| ૯૯ | વીણાના તાર તૂટતા રહી ગયા! | શ્રી મોહનલાલ ચૂ. ધામી | નવયુગ પુસ્તકભંડાર, રાજકોટ | ૨–૫૦ | ૭૦ |
| ૧૦૦ | દિવ્યા | શ્રી. સુભદ્રા ગાંધી | આર. આર. શેઠ, મુંબઈ–૨ | ૫–૫૦ | ૭૦ |

## વાર્તા

| ક્રમ | ગ્રંથ | લેખક–સંપાદક–અનુવાદક | પ્રકાશક–પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧૦૧ | સાંધ્યરંગ | શ્રી 'ધૂમકેતુ' | ગુર્જર ગ્રંથરત્ન અમદાવાદ | ૩–૦૦ | ૭૧ |
| ૧૦૨ | હૃદયદાન | શ્રી. ભગવતીકુમાર શર્મા | હરિહર પુસ્તકાલય, સૂરત | ૪–૦૦ | ૭૨ |
| ૧૦૩ | નીલ ગગનનાં પંખી | શ્રી. પીતામ્બર પટેલ | હરિહર પુસ્તકાલય, સૂરત | ૪–૨૫ | ૭૩ |
| ૧૦૪ | એક સાંજની મુલાકાત | શ્રી. ચન્દ્રકાન્ત બક્ષી | સ્વાતિ પ્રકાશન, મુંબઈ | ૪–૫૦ | ૭૪ |

| ક્રમ | ગ્રંથ | લેખક-સંપાદક-અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧૦૫ | હજી તો રાત બાકી છે | શ્રી. ડી પી સૂચક | ભારતી સા. સંઘ, અમદાવાદ | ૩-૭૫ | ૭૫ |
| ૧૦૬ | તની શ્યામા | શ્રી સારંગ બારોટ | આર આર. શેઠ, મુંબઈ | ૪-૨૫ | ૭૬ |
| ૧૦૭ | પ્રીત બંધાણી | શ્રી સરોજ પાઠક-રમણલાલ પાઠક | હરિહર પુસ્તકાલય-સુરત | ૪-૦૦ | ૭૬ |
| ૧૦૮ | ગાના મરોડ | શ્રી મોહમ્મદ માંકડ | સ્વાતિ પ્રકાશન, મુંબઈ | ૪-૫૦ | ૭૮ |
| ૧૦૯ | સેતુ અને સરિતા | શ્રી વજુભાઈ ટાંક | હરિહર પુસ્તકાલય, સુરત | ૪-૦૦ | ૭૮ |
| ૧૧૦ | મેગાના પંખી | શ્રી ભાનુશંકર ઓ વ્યાસ | ભારતી સા સંઘ, અમદાવાદ | ૪-૫૦ | ૭૯ |
| ૧૧૧ | સફરના સાથી | શ્રી બળવંત નાયક | " " " " | ૫-૦૦ | ૭૯ |
| ૧૧૨ | વહેતા પાણી | શ્રી નાનુભાઈ નાયક | અરુણોદય કાર્યાલય, સુરત | ૨-૫૦ | ૮૦ |
| ૧૧૩ | ઉગ્ના અરમાન | શ્રી ધીરજબહેન પારેખ | સ્મૃતિ સા મંદિર, મુંબઈ | ૪-૫૦ | ૮૦ |
| ૧૧૪ | મા, તું કોની લાગની? | શ્રી પદ્મા ફડિયા | નવયુગ પુસ્તકભંડાર, રાજકોટ | ૪-૦૦ | ૮૧ |
| ૧૧૫ | ડૉ ઝવેરી | શ્રી ગુણવંતરાય આચાર્ય | હરિહર પુસ્તકાલય, સુરત | ૪-૫૦ | ૮૧ |
| ૧૧૬ | રેતીના હીરા | શ્રી હરિપ્રસાદ કા. આચાર્ય | નવયુગ પુ ભંડાર, રાજકોટ | ૨-૫૦ | ૮૨ |
| ૧૧૭ | હું ને મારી શ્રીમતી | શ્રી દામુ સાંગાણી | " " " " " | ૩-૦૦ | ૮૨ |
| ૧૧૮ | ત્રણ વરદાન | શ્રી ચૂનીલાલ વ શાહ | સસ્તુ સા. કાર્યાલય, અમદાવાદ | ૩-૦૦ | ૮૨ |
| ૧૧૯ | ગામડાની વાતો (બીજી આવૃત્તિ) | શ્રી મોહનલાલ ચૂ. ધામી | નવયુગ પુસ્તકભંડાર રાજકોટ | ૨-૦૦ | ૮૩ |
| ૧૨૦ | પીતાંબર વાર્તાવિભવ | શ્રી પીતાંબર પટેલ | વોરા એન્ડ કંપની, મુંબઈ | ૩-૫૦ | ૮૩ |

| ક્રમ | ગ્રંથ | લેખક-સંપાદક-અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| | **અનુવાદ-રૂપાન્તર** | | | | |
| ૧૨૧ | અંતરનાં અમી | શ્રી. ધનસુખલાલ મહેતા | હરિહર પુસ્તકાલય, સૂરત | ૪-૦૦ | ૮૩ |
| ૧૨૨ | આયખાનાં ઓઢણ | શ્રી. 'શાન્તમ્' | પ્રગતિ સાહિત્યમંદિર, સૂરત | ૧-૨૫ | ૮૪ |
| ૧૨૩ | ઝરણ ઝરણના નીર | શ્રી 'શાન્તમ્' | ,, ,, ,, ,, | ૧-૨૫ | ૮૪ |
| ૧૨૪ | ધારાપુરીનો ખજાનો (૧-૨) | શ્રી. રામુ ઠક્કર | ભારતી ,, સંઘ, અમદાવાદ | ૧૫-૦૦ | ૮૫ |
| | **ચરિત્ર-પ્રસંગચિત્ર** | | | | |
| ૧૨૫ | બિહાર પછી દિલ્હી | શ્રી. મનુબહેન ગાંધી | નવજીવન પ્રકાશન, અમદાવાદ | ૪-૦૦ | ૮૫ |
| ૧૨૬ | ગોમતી ઘાટ | શ્રી. ઇશ્વર પેટલીકર | આર. આર. શેઠ, મુંબઈ-૨ | ૫-૦૦ | ૮૭ |
| ૧૨૭ | બા-બાપુની અંતિમ ઝાંખી | શ્રી. મનુબહેન ગાંધી | નવજીવન પ્રકાશન, અમદાવાદ | ૦-૧૭૫ | ૮૮ |
| ૧૨૮ | શાંતિનિકેતનની યાત્રા | શ્રી. પ્યારેલાલ | ,, ,, , ,, | ૦-૩૦ | ૮૯ |
| ૧૨૯ | રવીન્દ્રનાથ ઠાકુર | શ્રી. ધનવંત ઓઝા | સ્વાશ્રી પ્રકાશન, અમદાવાદ | ૩-૨૫ | ૮૯ |
| ૧૩૦ | રવીન્દ્રનાથ | શ્રી. યશવંત દોશી | પરિચય ટ્રસ્ટ, મુંબઈ-૧ | ૦-૪૦ | ૯૦ |
| ૧૩૧ | સર્વમાન્ય લોકનેતા | શ્રી. ચ્યવનરાય શુક્લ | જનતા પ્રકાશન, વડોદરા | ૩-૦૦ | ૯૦ |
| ૧૩૨ | વીર વિદ્યાર્થી | શ્રી. મદન પરીખ | ,, ,, , ,, | ૦-૭૫ | ૯૦ |
| ૧૩૩ | યશવંતરાવ ચવ્હાણ | શ્રી. ચંદુલાલ એમ. શાહ | સુનીલ પ્રકાશન ગૃહ, મુંબઈ-૨ | ૫-૦૦ | ૯૦ |
| ૧૩૪ | સ્વાનુભવના જીવનપ્રસંગો | શ્રી. ગોપાળદાસ પ્ર. મોદી | વોરા એન્ડ કંપની, મુંબઈ-૨ | ૨-૦૦ | ૯૧ |
| ૧૩૫ | સંસારમાધુરી | શ્રી. લાભુબહેન મહેતા | આર. આર. શેઠ, મુંબઈ-૨ | ૫-૦૦ | ૯૨ |

| ક્રમ | ગ્રંથ | લેખક-સંપાદક-અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧૩૬ | સોરઠના સંત-મહાત્માઓ | શ્રી. કાલિદાસ મહારાજ | હરિહર પુસ્તકાલય, સુરત | ૩-૫૦ | ૬૩ |
| ૧૩૭ | સોરઠની વિભૂતિઓ | શ્રી. કાલિદાસ મહારાજ | ” ” ” | ૩-૦૦ | ૬૩ |
| ૧૩૮ | સોરઠના સંતો | શ્રી. કાલીદાસ મહારાજ | ” ” ” | ૩-૦૦ | ૬૩ |
| ૧૩૯ | સૌરાષ્ટ્રના સતો | શ્રી. દેવેન્દ્રકુમાર કા. પંડિત | સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ | ૧-૫૦ | ૬૩ |
| | **સંપાદન-અનુવાદ :** | | | | |
| ૧૪૦ | અલ કાઈદ | શ્રી. યુસુફ માંડવીઆ | શાહીન પબ્લિકેશન, કરાચી-૨ | ૩-૦૦ | ૬૪ |
| ૧૪૧ | લીલાવતી જીવનકલા (ગો. મા. ત્રિ.: ચોથી આવૃત્તિ) | શ્રી. ભૂપેન્દ્ર ત્રિવેદી | એન. એમ. ત્રિપાઠી, મુંબઈ-૨. | ૩-૦૦ | ૬૫ |
| ૧૪૨ | નંદશંકર જીવનચરિત (વિ. નં. મહેતા: બીજી આવૃત્તિ) | શ્રી. ભૂપેન્દ્ર ત્રિવેદી | ” ” ” ” | ૪-૫૦ | ૬૫ |
| ૧૪૩ | જ્યોર્જ વૉશિંગ્ટન-વ્યક્તિ અને વિભૂતિ | અનુ. શ્રી. ત્ર્યંબક મહેતા | રવાણી પ્રકાશન ગૃહ, અમદાવાદ | ૩-૦૦ | ૬૫ |
| ૧૪૪ | એબ્રહેમ લિંકન-જીવન અને વિચાર | અનુ શ્રી. જ્યોતીન્દ્ર હ દવે | આર. આર. શેઠ, મુંબઈ-૨, | ૧-૦૦ | ૬૬ |
| ૧૪૫ | શિવાનંદ આત્મકથા | અનુ. શ્રી. શિવાનંદ અધ્વર્યુ | બૃહદ ગુજરાત દિવ્યજીવન સંઘ, નીરનગર. કાચું પૂંઠું | ૪-૦૦<br>૩-૦૦ | ૬૬ |
| ૧૪૬ | અમને ઓજાર આપો! | અનુ. શ્રી. ધનસુખલાલ મહેતા | વોરા એન્ડ કંપની, મુંબઈ-૨ | ૩-૦૦ | ૬૭ |

## હાસ્યસાહિત્ય

| ક્રમ | ગ્રંથ | લેખક-સંપાદક-અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧૪૭ | સાથે બેસીને વાંચીએ | શ્રી. ચિનુભાઇ ભો. પટવા | સ્વાતી પ્રકાશન ગૃહ, અમદાવાદ | ૫-૦૦ | ૯૭ |
| ૧૪૮ | મનમાં આવ્યું | શ્રી. 'ફંદ' | ,, ,, ,, ,, | ૩-૭૫ | ૯૮ |
| ૧૪૯ | રંગ અને વ્યંગ | શ્રી. નાનુભાઈ નાયક | અરુણોદય કાર્યાલય, સુરત | ૨-૫૦ | ૯૯ |
| ૧૫૦ | આરામે હાસ્ય (બીજી આવૃત્તિ) | શ્રી. ઓલિયા જોષી | નવયુગ પુસ્તકભંડાર, રાજકોટ | ૩-૭૦ | ૧૦૦ |
| ૧૫૧ | દીવાને હાસ્ય ( ,, ,, ) | શ્રી. ઓલિયા જોષી | ,, ,, ,, ,, | ૩-૦૦ | ૧૦૦ |
| ૧૫૨ | મુશાયરે હાસ્ય ( ,, ,, ) | શ્રી. ઓલિયા જોષી | ,, ,, ,, ,, | ૩-૦૦ | ૧૦૧ |
| ૧૫૩ | હાસ્ય તમેવો ( ,, ,, ) | શ્રી. ઓલિયા જોષી | ,, ,, ,, ,, | ૩-૦૦ | ૧૦૧ |
| ૧૫૪ | આનંદનો અખાડો ( ,, ,, ) | શ્રી. ઓલિયા જોષી | ,, ,, ,, ,, | ૩-૦૦ | ૧૦૨ |

## વિવેચન—સંશોધન

| ક્રમ | ગ્રંથ | લેખક-સંપાદક-અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧૫૫ | નભોવિહાર | શ્રી. સ્વ. રામનારાયણ વિ. પાઠક | ગુર્જર ગ્રંથરત્ન, અમદાવાદ | ૪-૦૦ | ૧૦૨ |
| ૧૫૬ | સંશોધનની કેડી | શ્રી. ભોગીલાલ જ. સાંડેસરા | ,, ,, ,, | ૬-૦૦ | ૧૦૪ |
| ૧૫૭ | સમદર્શી આચાર્ય હરિભદ્ર | શ્રી. પંડિત સુખલાલજી | મુંબઇ યુનિવર્સિટી, મુંબઇ-૧ | ૩-૫૦ | ૧૦૫ |
| ૧૫૮ | મીરાંબાઈ: એક મનન | શ્રી. મંજુલાલ ર. મજમુંદાર | મ. સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા-૨ | ૬-૭૫ | ૧૦૬ |
| ૧૫૯ | વાર્તાવિમર્શ | શ્રી. ચુનીલાલ મડિયા | હરિહર પુસ્તકાલય, સુરત | ૪-૦૦ | ૧૦૭ |

| ક્રમ | ગ્રંથ | લેખક સંપાદક–અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧૬૦ | ગ્રંથગરિમા | શ્રી ચુનીલાલ મડિયા | " " " | ૪–૦૦ | ૧૦૮ |
| ૧૬૧ | રવિચ્છવિનું ઉપસ્થાન અને તર્પણ | શ્રી કાકા કાલેલકર | નવજીવન પ્રકાશન, અમદાવાદ | ૨–૦૦ | ૧૦૮ |
| ૧૬૨ | શ્રી અરવિંદનું કાવ્યદર્શન | શ્રી અંબાલાલ પુરાણી | પથિક પ્રકાશન મંદિર, ઉમરેઠ | ૬–૦૦ | ૧૦૯ |
| ૧૬૪ | અવલોકન | શ્રી. રમણ કોઠારી | વોરા એન્ડ કંપની, મુંબઈ–૨ | ૪–૦૦ | ૧૧૦ |
| ૧૬૫ | લોકનાટ્ય અને ગામડું | શ્રી જશવંત ઠાકર | મ સયાજીરાવ વિશ્વવિદ્યાલય વડોદરા–૨ | ૧–૨૦ | ૧૧૧ |
| ૧૬૬ | ત્રણ વિવેચનો | શ્રી કુંજવિહારી મહેતા–રમેશ મ શુક્લ | પોપ્યુલર બૂકસ્ટોર, સુરત | ૩–૦૦ | ૧૧૨ |
| ૧૬૭ | પાશ્ચાત્ય સાહિત્ય સિદ્ધાન્તો અને સ્વરૂપો | શ્રી જિતેન્દ્ર અ. દવે | ખડાયતા બૂક ડીપો, અમદાવાદ | ૩–૦૦ | ૧૧૨ |
| ૧૬૮ | ભારતીય કાવ્યમીમાંસા | શ્રી. અરુણચન્દ્ર ડી. શાસ્ત્રી | પોપ્યુલર બૂકસ્ટોર, સુરત | ૩–૫૫ | ૧૧૨ |
| ૧૬૯ | કાર્ટૂનની કથા | શ્રી. જયંતી પટેલ | પરિચય ટ્રસ્ટ, મુંબઈ–૧ | ૦–૪૦ | ૧૧૩ |
| ૧૭૦ | મરાઠી સાહિત્યમાં ડોકિયું | શ્રી. નારાયણ ગ. જોષી | " " " | ૦–૪૦ | ૧૧૩ |

## સંપાદન–અનુવાદ

| ક્રમ | ગ્રંથ | લેખક સંપાદક–અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧૭૧ | કાલેલકર અધ્યયન ગ્રંથ | સર્વશ્રી ઉમાશંકર જોશી –અનંતરાય રાવળ– પાંડુરંગ દેશપાંડે | સન્માન સમિતિ વતી વોરા એન્ડ કંપની મુંબઈ–૨ | ૧૦–૦૦ | ૧૧૩ |

| ક્રમ | ગ્રંથ | લેખક-સંપાદક-અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧૭૨ | ઉપાયન (વિ. ર. ત્રિ. ષષ્ટિ-પૂર્તિ ગ્રંથ | સર્વશ્રી વ્રજરાય દેસાઈ-કુંજવિહારી મહેતા-જયન્ત પાઠક-હકૂમત દેસાઈ-જયન્ત પટેલ | શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી ષષ્ટિ પૂર્તિ-સમિતિ, સુરત | ૧૦-૦૦ | ૧૧૫ |
| ૧૭૩ | કવિ ખબરદાર સ્મારક ગ્રંથ | કવિશ્રી અ. ફ. ખબરદાર સ્મારક સમિતિ-મુંબઈ | કવિશ્રી ખબરદાર સ્મારક સમિતિ, મુંબઈ-૮ | ૧૫-૦૦ | ૧૧૬ |
| ૧૭૪ | રવીન્દ્ર દર્શન | શ્રી. ભોગીલાલ ગાંધી | ચેતન પ્રકાશન, વડોદરા | ૮-૦૦ | ૧૧૮ |
| ૧૭૫ | ઉપનિષદોનો અભ્યાસ (વિનોબા ભાવે) | અનુ. શ્રી પ્રબોધ ચોકસી-નારાયણ દેસાઈ | યજ્ઞ પ્રકાશન, વડોદરા | ૧-૦૦ | ૧૧૮ |
| ૧૭૬ | કાલિદાસ અને રવીન્દ્રનાથ | અનુ. શ્રી. મનહરલાલ ભાવસાર (કવિ-'કલાર્થી') | લેખક; કપડવંજ | ૦-૩૭ | ૧૧૯ |

## નિબન્ધ ધર્મ

| ક્રમ | ગ્રંથ | લેખક-સંપાદક-અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧૭૭ | જિબ્રાનનું જીવન દર્શન | શ્રી. 'ધૂમકેતુ' | ગૂર્જર ગ્રંથ રત્ન, અમદાવાદ | ૩-૫૦ | ૧૨૦ |
| ૧૭૮ | પત્રમ્ પુષ્પમ્ | શ્રી. કુસુમબહેન ઠાકોર | લેખિકા; ફતેહગંજ, વડોદરા | ૨-૦૦ | ૧૨૦ |
| ૧૭૯ | ફૂલવાડી | શ્રી. 'યોગેશ્વર' | નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ | ૨-૫૦ | ૧૨૧ |
| ૧૮૦ | સનાતન સંગીત | શ્રી. 'યોગેશ્વર' | સ્મૃતિ સાહિત્ય મંદિર, મુંબઈ | ૩-૦૦ | ૧૨૧ |
| ૧૮૧ | જીવન વિકાસનાં સોપાન (૧,૨) | શ્રી. 'યોગેશ્વર' | રૂપમ્ પ્રકાશન મંદિર, મુંબઈ-૨ | ૧૫-૨૫ | ૧૨૧ |

| ક્રમ | ગ્રંથ | લેખક-સંપાદક-અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધ પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧૮૨ | હિન્દુ ધર્મ | શ્રી. રામનારાયણ ના. પાઠક | હંસ પ્રકાશન, રાજકોટ | ૧-૫૦ | ૧૨૨ |
| ૧૮૩ | બૌદ્ધધર્મ | શ્રી. રામનારાયણ ના. પાઠક | " " " | ૧-૨૫ | ૧૨૨ |
| ૧૮૪ | ઈસ્લામ ધર્મ | શ્રી. રામનારાયણ ના. પાઠક | " " " | ૨-૦૦ | ૧૨૨ |
| ૧૮૫ | ઈસાઈ ધર્મ | શ્રી. રામનારાયણ ના. પાઠક | " " " | ૧-૦૦ | ૧૨૩ |
| ૧૮૬ | પર્વાધિરાજ પર્યુષણ | શ્રી ધનવંત ઓઝા. | (પ્રા.) સ્વામી પ્રકાશન, અમદાવાદ | ૦-૭૫ | ૧૨૩ |
| ૧૮૭ | અગમનિગમ જ્ઞાનપ્રકાશ યાને અવિનાશી કોણ? | શ્રી. ભક્ત વસરામ વાઘા | (પ્રા.)એમ શ્રી મકવાણા, વણકર નિવાસ, મોરબી | — | ૧૨૪ |
| ૧૮૮ | નકલંક મોતી (શાસ્ત્રી શ્રી. કૃષ્ણશંકર) | સં શ્રી. 'જયભિખ્ખુ' | શ્રી જીવનમણી ટ્રસ્ટ, દિલ્હી દરવાજા બહાર, અમદાવાદ. | ૨-૦૦ | ૧૨૪ |
| ૧૮૯ | પ્રેરણાની પરબ ('ચિત્રભાનુ) | સં શ્રી જસુભાઈ વ દાણી | " " " " અમદાવાદ | ૦-૫૦ | ૧૨૪ |
| ૧૯૦ | દેવદર્શન (પુ. જો ભટ્ટ) | સ શ્રી. કૃષ્ણકાન્ત કડકીઆ | ગુજરાત વાર્તા લેખક પરિષદ, વાવ (જિ બનાસકાંઠા) | — | ૧૨૪ |
| ૧૯૧ | અધ્યાત્મ વાર્તાલાપ | સ શ્રી. નરુશંકર મ ભટ્ટ | સસ્તું સા. વ. કાર્યાલય, અમદાવાદ | ૪-૦૧ | ૧૨૫ |
| ૧૯૨ | •માડી હો! (ત્રીજી આવૃત્તિ) | શ્રી નટવર અં. રાવળ | શ્રી. રસુબહેન અં. રાવળ, વીરનગર. | — | ૧૨૫ |
| ૧૯૩ | શ્રી સદુપદેશ કુસુમમાળા (નવમી આવૃત્તિ) | શ્રી મુનિ છોટાલાલજી | લાધાજી સ્વામી પુસ્તકાલય, લીંબડી. | — | ૧૨૫ |
| ૧૯૪ | ખ્રિસ્તી ધર્મને ગાંધીજીનો -પડકાર. | અનુ શ્રી સ્વ. ચન્દ્રશંકર શુક્લ | નવજીવન પ્રકાશન, અમદાવાદ. | ૧-૫૦ | ૧૨૫ |

| ક્રમ | ગ્રંથ | લેખક-સંપાદક-અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧૯૫ | વિદ્યાર્થીઓનું યશસ્વી જીવન | અનુ શ્રી. લક્ષ્મીકાન્ત દવે | શ્રી શિવાનંદ સ પ્રચાર સમિતિ-ગુજરાત વિભાગ, જમાલપુર, અમદાવાદ | ૧-૨૫ | ૧૨૬ |
| ૧૯૬ | બ્રહ્મચર્ય સાધના | અનુ શ્રી જનાર્દન પ્રભાસ્કર | | | |
| ૧૯૭ | યશસ્વી જીવન | અનુ શ્રી નાનાલાલ કે પટેલ | ,, ,, ,, ,, | ૨-૫૦ | ૧૨૬ |
| ૧૯૮ | જપયોગ | અનુ શ્રી સ્વામી ભદ્ર | ,, ,, ,, ,, | ૪-૦૦ | ૧૨૬ |
| ૧૯૯ | દૈનિક જીવનમાં થિયોસોફી | અનુ શ્રી રાજભાઈ વાડીવાલા | ,, ,, ,, ,, | ૨-૦૦ | ૧૨૭ |
| ૨૦૦ | જિંદગીનો આનંદ | અનુ શ્રી દેવેન્દ્રમુનિ- પ | શ્રી રતિલાલ દે ભટ્ટ, મહીધરપુરા, સુરત. | ૦-૨૦ | ૧૨૭ |
| | | મુનિ નેમચન્દ્રજી | લક્ષ્મી પુસ્તક ભંડાર, અમદાવાદ | ૩-૨૫ | ૧૨૭ |
| ૨૦૧ | ત્રિપુરા રહસ્ય-જ્ઞાનખંડ (બીજી આવૃત્તિ) | અનુ શ્રી વિષ્ણુપ્રસાદ અ ભટ્ટ | સસ્તુ સા વર્ધક કાર્યાલય, અમદાવાદ | ૧-૨૧ | ૧૨૭ |

## સંસ્કૃતિ—સમાજ

| ક્રમ | ગ્રંથ | લેખક-સંપાદક-અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૨૦૨ | ભારતીય સંસ્કૃતિ શું છે? | શ્રી સ્વ નાનાભાઈ ભટ્ટ | પરિચય ટ્રસ્ટ, મુંબઈ-૧ | ૦-૪૦ | ૧૨૮ |
| ૨૦૩ | ગુજરાત એક પરિચય | સ શ્રી રામલાલ પરીખ | અધ્યક્ષ સ્વાગત સમિતિ, ૬૬મું કોંગ્રેસ અધિવેશન, ભાવનગર | ૧૦-૦૦ | ૧૨૮ |
| ૨૦૪ | ભારતીય સંસ્કૃતિ (ર ન દે) (સંક્ષેપ) | સ શ્રી કિશોરકાન્ત યાજ્ઞિક | મ સ વિશ્વવિદ્યાલય (પ્રાચ્ય વિદ્યામંદિર) વડોદરા | ૩-૦૦ | ૧૩૦ |
| ૨૦૫ | પ્રેમપંથ (ગાંધીજી) | સ શ્રી વાલજી ગો દેસાઈ | નવજીવન પ્રકાશન, અમદાવાદ | ૦-૪૦ | ૧૩૦ |
| ૨૦૭ | ગામડાંની પુનર્રચના (ગાંધીજી) | સ શ્રી ભારતન કુમારપ્પા | ,, ,, ,, | ૧-૨૫ | ૧૩૦ |

| ક્રમ | ગ્રંથ | લેખક-સંપાદક-અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૨૦૭ | દારૂબંધી-કોઈપણ ભોગે (ગાંધીજી) | સં. શ્રી. આર. કે. પ્રભુ | ,, ,, ,, | ૦-૨૫ | ૧૩૧ |
| ૨૦૮ | અસ્પૃશ્યતા (ગાંધીજી) | સં. શ્રી. ભારતન કુમારપ્પા | ,, ,, ,, | ૦-૨૫ | ૧૩૧ |
| ૨૦૯ | હરિજન સેવકો માટે (ગાંધીજી) | સં. શ્રી. ભારતન કુમારપ્પા | ,, ,, ,, | ૦-૨૫ | ૧૩૧ |
| ૨૧૦ | અમે અમેરિકન લોકો | અનુ. શ્રી. અમૃતલાલ યાજ્ઞિક | વોરા એન્ડ કંપની, મુંબઈ-૨ | ૬-૦૦ | ૧૩૧ |
| | **પ્રકૃતિ** | | | | |
| ૨૧૧ | રખડવાનો આનંદ (બીજી આવૃત્તિ) | શ્રી. કાકા કાલેલકર | નવજીવન પ્રકાશન, અમદાવાદ. | ૪-૦૦ | ૧૩૨ |
| ૨૧૨ | લોકમાતા નર્મદા (સંપાદન) | ગુજરાત સરકાર-માહિતી ખાતું | માહિતી ખાતું, સચિવાલય, અમદાવાદ. | — | ૧૩૨ |
| | **રાજકારણ-અર્થકારણ** | | | | |
| ૨૧૩ | વિશ્લેષણ | શ્રી. દાદા ધર્માધિકારી | યજ્ઞ પ્રકાશન, વડોદરા | ૧-૨૫ | ૧૩૩ |
| ૨૧૪ | શાંતિવિચાર | શ્રી દાદા ધર્માધિકારી | ,, ,, ,, | ૦-૪૦ | ૧૩૩ |
| ૨૧૫ | રાષ્ટ્રીય એકતા | શ્રી. દાદા ધર્માધિકારી-વિનોબા ભાવે | ,, ,, ,, | ૦-૧૫ | ૧૩૪ |
| ૨૧૬ | લોક સ્વરાજ્ય | શ્રી. જયપ્રકાશ નારાયણ | ,, ,, ,, | ૦-૫૦ | ૧૩૪ |
| ૨૧૭ | આફ્રિકામાં અંધારું નથી | શ્રી. મહેન્દ્ર દેસાઈ | પરિચય ટ્રસ્ટ, મુંબઈ-૧ | ૦-૪૦ | ૧૩૫ |

| ક્રમ | ગ્રંથ | લેખક-સંપાદક-અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૨૧૮ | દીવ દમણ ને ગોવા | શ્રી. દિનકર મહાત્મે | " " , " " | ૦-૪૦ | ૧૩૫ |
| ૨૧૯ | નેપાળ | શ્રી. દિવાકર નિગુડકર | " " , " " | ૦-૪૦ | ૧૩૫ |
| ૨૨૦ | રાજકારણ: વા. મો. શાહનું | સં. શ્રી. ત્રિભુવન વી. હેમાણી | દેવચન્દ્રજી પ્રકાશન મંદિર | ૫-૦૦ | ૧૩૫ |
| ૨૨૧ | ભારતનાં નવાં રાજ્યો (ગાંધીજી) | સં. શ્રી. આર. કે. પ્રભુ | નવજીવન પ્રકાશન, અમદાવાદ | ૦-૩૫ | ૧૩૭ |
| ૨૨૨ | કોંગ્રેસનું ભાવિ (ગાંધીજી) | સં. શ્રી. આર. કે. પ્રભુ | " " " | ૦-૩૫ | ૧૩૭ |
| ૨૨૩ | ગુજરાત રાજ્ય. પ્રથમ-સોપાન (સંપાદન) | ગુજરાત સરકાર-માહિતીખાતું | માહિતીખાતું, સચિવાલય, અમદાવાદ | — | ૧૩૭ |
| ૨૨૪ | હજી ખાદી શા માટે? | શ્રી. ઇન્દુમતી ચીમનલાલ | પરિચય ટ્રસ્ટ, મુંબઈ-૧ | ૦-૪૦ | ૧૩૮ |
| ૨૨૫ | નાના ઉદ્યોગો માટે શી સગવડો છે? | શ્રી. આર. એસ. ભટ્ટ | " " , " " | ૦-૪૦ | ૧૩૮ |
| ૨૨૬ | હડતાળો (ગાંધીજી) | સં. શ્રી. રવીન્દ્ર કેળકર | નવજીવન પ્રકાશન, અમદાવાદ | ૦-૩૦ | ૧૩૮ |
| ૨૨૭ | પ્રગતિને પંથે: પુસ્તક પહેલું | ગુજરાત સરકાર-માહિતીખાતું | માહિતીખાતું, સચિવાલય, અમદાવાદ | ૧-૨૫ | ૧૩૮ |
| ૨૨૮ | ત્રીજી પંચવર્ષીય યોજના | ગુજરાત સરકાર-આયોજનખાતું | (પ્રા.) ગુજરાત સરકાર પુસ્તકભંડાર આજમખાન મહેલ, ભદ્ર, અમદાવાદ | — | ૧૩૯ |

## ભાષા–પિંગળ

| ક્રમ. ગ્રંથ | લેખક-સંપાદક-અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|
| ૨૨૯ ગુજરાતી-હિંદી કોશ | ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ | ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૧૪ | ૮-૦૦ | ૧૩૯ |
| ૨૩૦ સરળ જોડણી કોશ | શ્રી ભરતરામ ભા. મહેતા | બાલજીવન કાર્યાલય, વડોદરા | ૦-૮૦ | ૧૪૦ |
| ૨૩૧ નન્દા કોશ | સં શ્રી. અમ્બાલાલ પટેલ–રતિલાલ સાં નાયક | અનડા બૂક ડીપો, અમદાવાદ | ૨-૧૦ | ૧૪૧ |
| ૨૩૨ નાનો કોશ (ચોથી આવૃત્તિ) | સ. શ્રી ઉપેન્દ્ર ર. ભટ્ટ–રતિલાલ સાં. નાયક | ,, ,, ,, ,, | ૨-૭૫ | ૧૪૨ |
| ૨૩૩ પ્રૂફવાચન (બીજી ,,) | શ્રી રતિલાલ સાં. નાયક | ,, ,, ,, ,, | ૦-૫૦ | ૧૪૨ |
| ૨૩૪ પિંગળ પ્રવેશ | શ્રી જયન્ત પી પટેલ | પોપ્યુલર બૂક સ્ટોર, સુરત | ૧-૦૦ | ૧૪૨ |

## બાળસાહિત્ય કવિતા-નાટક

| ક્રમ. ગ્રંથ | લેખક-સંપાદક-અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|
| ૨૩૫ મોતીનો દાણો | શ્રી. સ્વ. 'મોહિનીચન્દ્ર' | સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, સુરત | ૦-૨૫ | ૧૪૩ |
| ૨૩૬ ચગડોળ | શ્રી સોમાભાઈ ભાવસાર | ચરોતર એજ્યુ સોસાયટી, આણંદ | ૦-૧૨ | ૧૪૪ |
| ૨૩૭ ઈદા કિદા | શ્રી. સુરેશ દલાલ | સ્વાતિ પ્રકાશન, સુરત | ૧-૦૦ | ૧૪૪ |
| ૨૩૮ પશુ પ્રાણીની મિજલસ | શ્રી ભગવાનલાલ લ માંકડ | નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ | ૧-૨૫ | ૧૪૫ |
| ૨૩૯ ખડ્દર્શન | શ્રી મગન મો ઓઝા | અઘોર પ્રકાશન, પૂના | ૦-૫૦ | ૧૪૫ |
| ૨૪૦ જોડકણાં | શ્રી. સોમાભાઈ વિ. પટેલ | ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલય, અમદાવાદ | ૦-૫૫ | ૧૪૫ |

| ક્રમ | ગ્રંથ | લેખક-સંપાદક-અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૨૪૧ | પંચતંત્ર | શ્રી. પ્રબોધ દેસાઈ | ગૂર્જર ગ્રંથ રત્ન, અમદાવાદ | ૧-૦૦ | ૧૪૬ |
| ૨૪૨ | દીવો એ મારા દેશનો | શ્રી. ઇન્દ્ર વસાવડા | ,, ,, ,, ,, | ૦-૭૫ | ૧૪૬ |
| ૨૪૩ | વીર ધનંજય | શ્રી. ધનંજય ર. શાહ | બાલજીવન કાર્યાલય, વડોદરા | ૧-૦૦ | ૧૪૬ |
| ૨૪૪ | રાસુ અને રૂપા | શ્રી. ધનંજય ર. શાહ | ,, ,, ,, | ૦-૬૫ | ૧૪૭ |
| ૨૪૫ | સોનકેશી | શ્રી. ધનંજય ર. શાહ | ,, ,, ,, | ૦-૬૫ | ૧૪૭ |

## વાર્તા

| ક્રમ | ગ્રંથ | લેખક-સંપાદક-અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૨૪૬ | માણુ મોતી | શ્રી. 'જયભિખ્ખુ' | ગૂર્જર ગ્રંથ રત્ન, અમદાવાદ | ૧-૫૦ | ૧૪૮ |
| ૨૪૭ | શૂરાને પહેલી સલામ | શ્રી. 'જયભિખ્ખુ' | ,, ,, ,, ,, | ૦-૬૦ | ૧૪૮ |
| ૨૪૮ | ફૂલપરી | શ્રી. 'જયભિખ્ખુ | ,, ,, ,, ,, | ૦-૬૦ | ૧૪૮ |
| ૨૪૯ | વાર્તા વિહાર | શ્રી. કુસુમબહેન ઠાકોર | લેખિકા; ફતેહગંજ, વડોદરા | ૨-૦૦ | ૧૪૮ |
| ૨૫૦ | ડહાપણની વાતો | શ્રી. રમણલાલ સોની | ગૂર્જર ગ્રંથ રત્ન, અમદાવાદ | ૨-૦૦ | ૧૪૯ |
| ૨૫૧ | મહાભારત કથાઓ (૨) | શ્રી. 'ધૂમકેતુ' | ગૂર્જર ગ્રંથ રત્ન, અમદાવાદ | ૩-૫૦ | ૧૪૯ |
| ૨૫૨ | કાળરાત્રિ | શ્રી. 'ધૂમકેતુ' | ,, ,, ,, ,, | ૦-૫૦ | ૧૫૦ |
| ૨૫૩ | ઈલિયડ (૧,૨) | શ્રી. 'ધૂમકેતુ' | ,, ,, ,, ,, | ૧-૦૦ | ૧૫૦ |
| ૨૫૪ | ઉપગુપ્તની વાત અને બીજી વાતો | શ્રી. 'ધૂમકેતુ' | ,, ,, ,, ,, | ૦-૫૦ | ૧૫૦ |
| ૨૫૫ | પડઘાની દેવી અને બીજી વાતો | શ્રી. 'ધૂમકેતુ' | ,, ,, ,, ,, | ૦-૫૦ | ૧૫૦ |
| ૨૫૬ | અદ્ભુત ગવૈયો | શ્રી. 'ધૂમકેતુ' | ,, ,, ,, ,, | ૦-૫૦ | ૧૫૦ |

| ક્રમ | ગ્રંથ | લેખક-સંપાદક-અનુવાદક | પ્રકાશક પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૨૭૫ | દોડતો લાડવો | શ્રી. રમણલાલ ના. શાહ | બાલજીવન કાર્યાલય, વડોદરા | ૧–૨૫ | ૧૫૫ |
| ૨૭૬ | હર્ક્યુલસનાં પરાક્રમો | શ્રી. ધનંજય ર. શાહ | ” ” ” | ૨–૦૦ | ૧૫૬ |
| ૨૭૭ | પાંખાળો ઘોડો | શ્રી. ધનંજય ર. શાહ | ” ” ” | ૦–૮૫ | ૧૫૬ |
| ૨૭૮ | સાગરના ચાંચિયા (બીજી આવૃત્તિ) | શ્રી. હિનુભાઈ જોષી | હરિહર પુસ્તકાલય, સુરત | ૧–૧૯ | ૧૫૬ |
| ૨૭૯ | ગારાની ગાડી (બીજી આવૃત્તિ) | શ્રી. હિનુભાઈ જોષી | ” ” ” | ૧–૭૫ | ૧૫૬ |
| ૨૮૦ | એંશી દિવસમાં દુનિયાની–પ્રદક્ષિણા | અનુ. શ્રી. શાશન્ ઓઝા | વિજ્ઞાન પ્રકાશન | ૨–૦૦ | ૧૫૬ |
| ૨૮૧ | ગુફાસુંદરી | અનુ. શ્રી. 'સત્યમ્' | આર. આર. શેઠ, મુંબઈ–૨ | ૪–૫૦ | ૧૫૭ |
| | | (શાંતિ ના. શાહ) | ” ” ” , ” ” | ૪–૦૦ | ૧૫૭ |
| ૨૮૨ | ટારઝનનો મિલાપ | અનુ. શ્રી. 'સત્યમ્' | ચેતન પ્રકાશન–વડોદરા (નવસર્જન) | ૧–૦૦ | ૧૫૭ |
| | | (શાંતિ ના. શાહ) | ” ” – ” | ૦–૭૫ | ૧૫૭ |
| ૨૮૩ | મંગૂ મોચી | અનુ. શ્રી. રમણલાલ સોની | બાલજીવન કાર્યાલય, વડોદરા | ૦–૪૦ | ૧૫૭ |
| ૨૮૪ | તણખો બાળે ઘર | અનુ. શ્રી. રમણલાલ સોની | હરિહર પુસ્તકાલય, સુરત | ૩–૦૦ | ૧૫૮ |
| ૨૮૫ | જંગલવીર | અનુ. શ્રી. ભાનુપ્રસાદ મ. ભટ્ટ | ” ” , ” | ૩–૦૦ | ૧૫૮ |

## ચરિત્રવાર્તા

| ક્રમ | ગ્રંથ | લેખક-સંપાદક-અનુવાદક | પ્રકાશક પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૨૮૬ | જીવનનું નૂર | શ્રી. ઇશ્વરભાઇ પટેલ | ભારતી સા. સંઘ, અમદાવાદ | ૦-૬૫ | ૧૫૮ |
| ૨૮૭ | જીવનનું ખમીર | શ્રી ઇશ્વરભાઇ પટેલ | રવાણી પ્રકાશન, અમદાવાદ | ૦-૬૫ | ૧૫૯ |
| ૨૮૮ | વીરપસલી | શ્રી પીતામ્બર પટેલ | ,, ,, ,, | ૦-૬૫ | ૧૫૯ |
| ૨૮૯ | ત્રિભુવનદાસ ગર્જ્જર | શ્રી ધનવંત ઓઝા | ,, ,, ,, | ૨-૦૦ | ૧૬૦ |
| ૨૯૦ | નવલરામ | શ્રી ધનવંત ઓઝા | ,, ,, ,, | ૧-૫૦ | ૧૬૦ |
| ૨૯૧ | ઝવેરચંદ મેઘાણી | શ્રી ધનવંત ઓઝા | શ્રી જીવન મણિ ટ્રસ્ટ, દિલ્હી દરવાજા બહાર અમદાવાદ | ૧-૦૦ | ૧૬૦ |
| ૨૯૨ | કાર્લ માર્ક્સ | શ્રી ધનવંત ઓઝા | અરુણ પ્રિન્ટરી સુરત | ૦-૨૫ | ૧૬૧ |
| ૨૯૩ | કલ્યાણમૂર્તિ | શ્રી રતિલાલ દી. દેસાઈ | ગૂર્જર ગ્રંથ રત્ન અમદાવાદ | ૦-૫૦ | ૧૬૧ |
| ૨૯૪ | માદામ ભીખાઈજી કામા | શ્રી વલ્લભદાસ અક્કડ | નવજીવન પ્રકાશન, ,, | ૦-૪૦ | ૧૬૧ |
| ૨૯૫ | બાપુના જીવનમાંથી (૨) | શ્રી મનુબહેન ગાંધી | મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, સુરત | ૦-૪૦ | ૧૬૨ |
| ૨૯૬ | બાપુના પ્રેરક પ્રસંગો | શ્રી મુકુલભાઈ કલાર્થી | | | |
| ૨૯૭ | કવિવર ટાગોર અને મોતીલાલ નહેરુ | શ્રી વલ્લભદાસ અક્કડ | ચરોતર એજ્યુ. સોસાયટી, આણંદ<br>ગાંડીવ સાહિત્ય મંદિર સુરત | ૦-૫૦<br>૧-૨૦ | ૧૬૨<br>૧૬૨ |
| ૨૯૮ | રવીન્દ્રનાથ ટાગોર | શ્રી સોમાભાઇ ભાવસાર | ગૂર્જર ગ્રંથ રત્ન, અમદાવાદ | ૧-૨૫ | ૧૬૨ |
| ૨૯૯ | નહેરુ ચાચાની વાતો (૧-૨) | શ્રી વનરાજ માતરી | | | ૧૬૩ |
| ૩૦૦ | નહેરુ ચાચા ઝિંદાબાદ | શ્રી કેશવલાલ મો. વ્યાસ | | | ૧૬૩ |

| ક્રમ | ગ્રંથ | લેખક-સંપાદક-અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૩૦૧ | ટોમસ આલ્વા એડિસન | શ્રી ઘનશ્યામ ન મહેતા | મ સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા-૨ | ૩-૨૧ | ૧૬૩ |
| ૩૦૨ | જીવન સુવાસ | શ્રી સ્વ રસૂલભાઈ વહોરા | ,, ,, ,, વડોદરા-૨ | ૧-૦૦ | ૧૬૪ |
| ૩૦૩ | જીવન શિક્ષણ | શ્રી મુકુલભાઈ કલાર્થી | નવજીવન પ્રકાશન, અમદાવાદ | ૦-૪૦ | ૧૬૪ |
| ૩૦૪ | મા અને બાપુ | શ્રી મુકુલભાઈ કલાર્થી | નવજીવન પ્રકાશન, અમદાવાદ | ૧-૫૦ | ૧૬૪ |
| ૩૦૫ | રવીન્દ્ર જીવન સૌરભ | શ્રી. મુકુલભાઈ કલાર્થી | વોરા એન્ડ કંપની, મુંબઈ-૨ | ૧-૭૫ | ૧૬૫ |
| ૩૦૬ | ગાંધીજીના જીવન પ્રસંગો (૧, ૨, ૩, ૪) | સ શ્રી છોટાલાલ મા. કામદાર | હરિહર પુસ્તકાલય, સુરત | ૨-૦૦ | ૧૬૫ |

## શિક્ષણ

| ક્રમ | ગ્રંથ | લેખક-સંપાદક-અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૩૦૭ | ફૂલમાળ | શ્રી વલ્લભદાસ અક્કડ | મેસર્સ કરસનદાસ ના એન્ડ સન્સ, સુરત | ૦-૫૦ | ૧૬૫ |
| ૩૦૮ | અવયવોનું અદ્ભુત ચાતુર્ય | શ્રી રમણિકલાલ ર. મહેતા | નવયુગ પુ ભંડાર, રાજકોટ | ૧-૨૫ | ૧૬૬ |
| ૩૦૯ | આંકડાનું અદ્ભુત ચાતુર્ય | શ્રી રમણિકલાલ ર મહેતા | નવયુગ પુ ભંડાર, રાજકોટ | ૧-૭૫ | ૧૬૬ |
| ૩૧૦ | વાચનપોથી | શ્રી. સોમાભાઈ ક્રી. પટેલ | ગૂર્જર ગ્રંથ રત્ન, અમદાવાદ | ૦-૫૦ | ૧૬૬ |
| ૩૧૧ | વાચનગાડી (૧, ૨, ૩, ૪) (બીજી આવૃત્તિ) | શ્રી સોમાભાઈ ભાવસાર | અનડા બુક ડીપો, અમદાવાદ | ૧-૬૦ | ૧૬૭ |

## વિજ્ઞાન

| ક્રમ | ગ્રંથ | લેખક-સંપાદક-અનુવાદક | પ્રકાશક-પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૩૧૨ | પુરાવસ્તુવિદ્યા | શ્રી. રમણલાલ ના. મહેતા | મ. સ. વિશ્વવિદ્યાલય, વડોદરા. | ૭-૫૦ | ૧૬૮ |
| ૩૧૩ | આપણી ખનિજ સંપત્તિ | શ્રી નરસિંહ મૂ. શાહ | પ્રાચ્ય વિદ્યામંદિર મ. સ. વિશ્વવિદ્યાલય, વડોદરા | ૩-૦૦ | ૧૬૯ |
| ૩૧૪ | ખેતી વિજ્ઞાન પ્રવેશિકા | શ્રી. મણિભાઈ સોલંકી | અનડા બૂક ડીપો, અમદાવાદ | ૨-૫૦ | ૧૭૦ |
| ૩૧૫ | આપણો ખોરાકનો પ્રશ્ન(ગાંધીજી) | સ. શ્રી. આર. કે. પ્રભુ | નવજીવન પ્રકાશન, અમદાવાદ | ૦-૪૦ | ૧૭૦ |
| ૩૧૬ | રેડિયો રિસીવર | શ્રી. એસ. જી. દવે | અનડા બૂક ડીપો, અમદાવાદ | ૬-૦૦ | ૧૭૦ |
| ૩૧૭ | ટેલિવિઝન શુ છે? | શ્રી હર્ષદરાય ભટ્ટ | પરિચય ટ્રસ્ટ, મુંબઈ-૧ | ૦-૪૦ | ૧૭૧ |
| ૩૧૮ | અવકાશની યાત્રા | શ્રી વિજયગુપ્ત મૌર્ય | " " " " | ૦-૪૦ | ૧૭૧ |
| ૧૧૯ | અણુશક્તિ ભસ્માસુર કે કલ્પવૃક્ષ? | શ્રી મનુભાઈ મહેતા | " " " " | ૦-૪૦ | ૧૭૨ |
| ૩૨૦ | આપણા યુગનો ભસ્માસુર | શ્રી. સુભદ્રા ગાંધી | ચેતન પ્રકાશન, વડોદરા (નવસર્જન) | ૧-૦૦ | ૧૭૨ |
| ૩૨૧ | નક્ષત્ર પરિચય | શ્રી. છોટુભાઈ સુથાર | પરિચય ટ્રસ્ટ, મુંબઈ-૧ | ૦-૪૦ | ૧૭૨ |
| ૩૨૨ | પંચાંગ | શ્રી. શાસ્ત્રી હિંમતરામ મ. જાની | સસ્તુ સા. વર્ધક કાર્યાલય, અમદાવાદ | ૦-૧૫ | ૧૭૩ |
| ૩૨૩ | મનોવિજ્ઞાન પ્રવેશ | શ્રી ચુનીભાઈ શાહ | અનડા બુક ડીપો, અમદાવાદ | ૫-૦૦ | ૧૭૩ |
| ૩૨૪ | બાળકો ગુનો ક્યારે કરે છે? | શ્રી. હંસાબહેન શેઠ | પરિચય ટ્રસ્ટ, મુંબઈ-૧ | ૦-૪૦ | ૧૭૪ |
| ૩૨૫ | કેન્સર શું છે? | શ્રી. સુમંત શાહ | " " " " | ૦-૪૦ | ૧૭૪ |

| ક્રમ | ગ્રંથ | લેખક–સંપાદક–અનુવાદક | પ્રકાશક–પ્રાપ્તિસ્થાન | મૂલ્ય | નોંધપૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૩૨૬ | દાંતની સંભાળ | શ્રી. કોકિલાબહેન જાઈ | ,, ,, ,, ,, | ૦–૪૦ | ૧૭૪ |
| ૩૨૭ | કબજિયાત કેમ અટકાવશો? | શ્રી. મહેરવાન ભમગરા | ,, ,, ,, ,, | ૦–૪૦ | ૧૭૫ |
| ૩૨૮ | ઊંઘવાની કળા | શ્રી. મહેરવાન ભમગરા | ,, ,, ,, ,, | ૦–૪૦ | ૧૭૫ |
| ૩૨૯ | કબજિયાત કેમ મટાડશો? | શ્રી. ભૂપતરાય મો. દવે | ભારતી સા. સંઘ, અ'વાદ | ૪–૦૦ | ૧૭૫ |
| ૩૩૦ | બહેનો માટે આસનો | શ્રી. ભૂપતરાય મો. દવે | પરિચય ટ્રસ્ટ, મુંબઈ–૧ | ૦–૪૦ | ૧૭૫ |
| ૩૩૧ | ઋતુચર્યા | શ્રી લાભશંકર ઠાકર | લેખક, મણિનગર, અમદાવાદ | ૦–૫૦ | ૧૭૬ |
| ૩૩૨ | પ્રયોગો | શ્રી વૈદ્ય મોહનલાલ ચુ. ધામી | નવયુગ પુ. ભંડાર, રાજકોટ | ૬–૨૫ | ૧૭૬ |
| ૩૩૩ | અનુભવપોથી | શ્રી. વૈદ્ય મોહનલાલ ચુ. ધામી | ,, ,, ,, ,, | ૬–૨૫ | ૧૭૬ |
| ૩૩૪ | દાદાજીનું વૈદું | શ્રી વૈદ્ય મોહનલાલ ચુ. ધામી | ,, ,, ,, ,, | ૬–૨૫ | ૧૭૭ |
| ૩૩૫ | આસન અને આરોગ્ય (બીજી આવૃત્તિ) | શ્રી. હરકિશનદાસ ડી. ગાંધી | હરિહર પુસ્તકાલય, સુરત | ૩–૨૫ | ૧૭૭ |
| ૩૩૬ | ચરક સંહિતા (૨) (આવૃત્તિ બીજી) | અનુ. શ્રી શાસ્ત્રી ગિરિજાશંકર મયાશંકર | સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ | ૧૫–૦૦ | ૧૭૮ |
| ૩૩૭ | ઘરગથ્થુ દવાઓ | અનુ શ્રી. હરિભાઈ ત્રિવેદી–રંજુલાલ શાસ્ત્રી | શ્રી. શિવાનંદ સા. પ્રસાર સમિતિ, ગુજરાત નિભાગ, જમાલપુર, અમદાવાદ | ૧–૦૦ | ૧૭૮ |

# વિભાગ ૨ જો

## રણજિતરામ સુવર્ણચંદ્રક

### પ્રદાન-વ્યાખ્યાનો

'[ તા. ૯-૧૨-૬૧ ને રોજ ગુજરાત સાહિત્ય સભા તરફથી **શ્રી જયન્તી દલાલને** "એકાંકી નાટક અને ટૂંકી વાર્તાઓ" માટે સને ૧૯૫૯ નો રણજિતરામ સુવર્ણચંદ્રક અર્પણ કરવામાં આવ્યો તે બાદ શ્રી. જયન્તી દલાલે આપેલો જવાબ — . **મંત્રીઓ.** ]

**પ્રમુખશ્રી, ભાઈઓ અને બહેનો,**

ગુજરાત સાહિત્ય સભા રણજિતરામ સુવર્ણચંદ્રક આપે એ ઘડીએ, એ પહેલાં અને એ પછી પણ, એ બદલ આભારની લાગણી વ્યક્ત ન કરું તો તો હું એ કરતાં પણ વધુ નઘરોળ લાગું. બધા કરતા આવ્યા છે માટે કરવું એવું તો જિંદગીમાં ક્યારેય કર્યું નથી. એટલે આભારની લાગણી વ્યક્ત કરું છું તેને આ સંદર્ભમાં જોવાની વિનંતી સાથે એટલું પણ ધ્યાનમાં લેવાની વિનંતી કરુ છું કે આ લાગણી માત્ર ઔપચારિક રીતે વ્યક્ત કરું છું એમ કૃપા કરીને ન માનતા.

પણ આ સાથે લગભગ એટલી જ ઉત્કટ એવી બીજી લાગણી પણ વ્યક્ત ન કરું તો બીજા સાથે જાતને છેતરવા જેવું થાય. બચપણને બચપણ શું બાલપણ પણ ન રહેવા દે એવા સંજોગોમાં ઉછરવાનું મળ્યું એનો એક મોટો ગેરલાભ તો આશ્ચર્ય પામવાની રગ લગભગ કુંઠિત થઈ એ થયો છે. એમ છતાં પણ મારે કબૂલ કરવું જોઈએ કે ગુજરાત સાહિત્ય સભા મને રણજિતરામ સુવર્ણચન્દ્રક આપે એનું મને અમઘડી લગી આશ્ચર્ય જ થયુ છે, અને રહ્યું છે.

આ આશ્ચર્ય થયુ છે એમ કહું છું ત્યારે શા મિષે આશ્ચર્ય થાય છે એ પણ કહી દઉં. મારું લખેલું બધા વાંચે એવી અપેક્ષા તો મૂળમાં જ નહીં. પણ કોક વાંચે એવી લાલચ ખરી ખરી. ગુજરાત સાહિત્ય સભા જેવી સંસ્થા રણજિતરામ સુવર્ણચન્દ્રક આપે એ પહેલાં એ લખનારનું લખેલું વંચાયેલું હોય એવી માન્યતા ધરાવનાર હું એકલો નહીં હોઉં અને ન જ હોઉં. ત્યારે મારું આશ્ચર્ય તો મારું લખાણ્યુ વંચાયુ અને એના લખનારને રણજિતરામ સુવર્ણચન્દ્રક આપવામાં આવે તો એથી, જેની પુણ્યસ્મૃતિ સાથે એ ચન્દ્રકને સાંકળી લેવામાં આવ્યો છે તેમની સદ્ભાવના, કાર્ય તથા સુકીર્તિને તથા એ આપનારી સંસ્થાની પ્રણાલિકાને હાનિકર્તા નહીં નીવડે એવું મનાયુ એનું છે.

આમ કહું છું એ વેળાએ જિંદગીના કડવામીઠા અનુભવમાંનો એક યાદ રહે એવો અનુભવ મોંએ આવે છે. 'નિખરે મોતી' નામની

એક ફિલ્મ મે ઊતારેલી અને મુંબઈના વિખ્યાત છબીઘરમાં એ બતાવાયેલી પણ ખરી Play succeeded but the audience failed જેવી જાણીતી ઉક્તિનું કોઈ પુનરાવર્તન કરવાની મને સગવડ આપવા ફિલ્મ એવી નિષ્ફળ નીવડી કે જેનું નામ અને ફિલ્મ ઊતારી લેવાનો દિવસ આવ્યો ત્યારે છબીઘરના સંચાલકે આવું કચરા જેવું ચિત્ર એમના છબીઘરને પરદે ચઢયું એ બદલ કદાચ પરદો પણ ધોવરાવવો પડશે એવી ભીતિ વ્યક્ત કરેલી. આ છબીઘરના સંચાલકને જે લાગણી થઈ હતી એવી લાગણી આ ચન્દ્રક મને આપવાથી કોઈને થાય તો વધુમાં વધુ તો એમાં મારો દોષ ઓછામાં ઓછો છે એટલું જ હું આપને કહી શકું

આટલા કોઈને બીનજરૂરી લાગે એવા બચાવ પછી આ નિમિત્તે મને થયેલો મોટો લાભ પણ હું આપની સમક્ષ કહી દઉં. જ્યાથી અને જ્યારે પણ મળે ત્યારે હસી લેવું આનંદ લૂટવો, મનની મસ્તીમાં રહેવું અને એમાં અપના પરાયાનો કોઈ ભેદ ન રાખવો એવી વૃત્તિ વારસામાં, તક મળે દેવું અને દુસાહસ પહેલાં કરવાં એ સાથે, મળેલી છે એટલે જ્યારે મારી લખેલી કોઈ વાર્તા કે એકાંકી રચનાકૃતિ નથી બનતાં—અનવદ્ય કલાકૃતિ નથી બનતાં—એમ વાંચતો સાંભળતો ત્યારે હસતો હતો. પશુરાજ્ય, જે જ્યોર્જ ઓરવેલના Animal Farm નો અનુવાદ છે એના વિષે એક વિદ્વાન અવલોકકે એમા નાત્સીઓ પ્રત્યે ક્રૂર કટાક્ષ કરવામાં આવ્યો છે એવો આમ્રમ્લો અભિપ્રાય આપેલો ત્યારે હસ્યો હતો ધીમુ અને વિભા નામની નવલકથા વિષે વિદ્વતાભર્યું શબ્દસંધાન કરતાં 'ભવિષ્યની પ્રજા આપણા સત્યાગ્રહીઓ વિષે શું ધારશે?' એવો ગંભીર મુદ્દો ઉપસ્થિત કરીને આવી નવલકથા લખાવા જ જોઈતી ન હતી અને લખાઈ અને છપાઈ ગઈ અને કદાચ વંચાઈ ગઈ તો એ ન કામની છે, ૭ લીટીમાં જેનો મુદ્દો સાર લખી શકાય તેનો સવા ત્રણસો પાનમાં નાહકનો વિસ્તાર કરવામાં આવ્યો છે, એવું જેલમાં

આશ્ચર્ય થયેલું અને બીજું આશ્ચર્ય મારી લખેલી વાર્તાઓમાં ઊર્મિતત્ત્વ ઓછું અને બુદ્ધિતત્ત્વ વિશેષ છે એમ અભિપ્રાય જાણવા મળ્યો હતો ત્યારે થયેલું.

મારે કબૂલ કરવું જોઈએ કે સમર્થ વિવેચકોની નજરમાંથી, લગભગ અપવાદ સિવાય સદંતર બચી ગયાનો લાભ બીજા ગુજરાતી લેખકભાઈઓ જેમ મને પણ મળ્યો છે. અને એવી સુભગ પરિસ્થિતિ સર્જવાનો યશ મોટે ભાગે તો કવિતાની અર્ધો પણ લીટી નથી લખી એને છે ગુજરાત સરકારે બહુ જ યથાર્થ રીતે ઇનામ આપવા યોગ્ય બાંધેલાં મથાળાંમાં કવિતા સાથે જોડકણાંને જોડેલાં છે. આવું એક, ઇનામ પામવાને યોગ્ય જોડકણું, બનાવીને પિતાશ્રીને બતાવવા ગયો હતો ત્યારે તાજી અપનાવેલી અહિંસાને સાવ વિસારે પાડીને, એમણે અડધી ભવિષ્યવાણી ઉચ્ચારીને, આખો તમાચો મારેલો. 'versifiers are beggars' એમ એમણે કહેલું. એ તમાચો મને versifier થતાં અને વિવેચકોની નજરે પડતાં બચાવી ગયો; બાકીનું અરધું ચરણ વગર જોડકણે પણ વાસ્તવમાં જોડાઈ ગયું.

પણ હું તો વિવેચકોની નજરથી બચી ગયાનો જે લાભ મળ્યો છે એની વાત આપ સમક્ષ જણાવતો હતો. એ લાભમાં આજે રણજિતરામ ચન્દ્રક અપાય એ પરિસ્થિતિ ભળતાં, પોતાની ભૂમિકા જોવા તપાસવાની અને કાંઈ ખોટું નથી કર્યું એટલો આત્મસંતોષ મેળવવાની તક મને સાંપડી છે. એ આત્મસંતોષ, સર્વ સ્થળે સરખી રીતે અકારા થવાની સહજપ્રાપ્ત કુશળતા સામેનું આત્મરક્ષણ તો નથીને, એટલી ખોજ આપમેળે થઈ શકે એ રીતે મે કરી છે. 'રેખા' બંધ કર્યું ત્યારે મુરબ્બીશ્રી ચુનીભાઈએ એ બંધ થયુ તેના કારણ લેખે સંપાદકની નિષ્ઠા ઊણી એમ કહેલુ, તે ગુરુવચનને યાદ કરીને, આવો આત્મસંતોષ લઉં એમાં નિષ્ઠાની માત્રા ઊણી છે, પૂરતી છે, કે જીરવી શકાય એ કરતાં વિશેષ છે, એની પણ જાત ખાતરી કરવાની કોશિશ મેં કરી છે.

નવલકથા કે ટૂંકી વાર્તા કે એકાંકી કે અન્ય કોઈ પણ પ્રકારના લેખનમાં કે લેખન પાછળ એના સ્વરૂપ, એની ખૂબી કે ખામી, એના પર પડેલી અસર કે એ પાડી શકે એ અસરની ચર્ચા થાય છે અને થવાની. એક રીતે એ વ્યાપાર અનિવાર્ય પણ હશે. પણ એના કરતાંય વિશેષ મહત્ત્વની વાત તો આ લખવાની પ્રવૃત્તિનું ઉગમ શું છે, એ છે.

આજુ બાજુ નજરે પડતી, સાંભળવા મળતી, કલ્પાતી, અનુભવાતી, સંવેદાતી કશી ચીજ, કશો પ્રસગ, કોઈ પાત્ર, કોઈ પાત્રની કશી મોજદ કે આરોપેલી લાક્ષણિકતા • તાત્કાલિક તો આવી કશી વાત પર માંડણી થાય છે, અને સાજની તૈયારી મુજબ એને ઘાટ મળે છે પણ તત્ક્ષણની મન સ્થિતિ એને વળાંક આપે, ઉત્કટ બનાવે, ધાર કાઢે કે પછી ધારને બૂઠી પણ બનાવે, ચોટને શિથિલ પણ કરે આમ તો આ એક સાધારણ પ્રક્રિયા છે, પણ પેલી એક ચકની આની અને અનાજનો એક કણ ઊપાડી ગઈ એ બનાવનું અનન્ત, પુન પુન પુનરાવર્તન કરતી કહેતી, ક્યારેક તો એની પાછળના હેતુનુ અનાવરણ કરી જાય છે તેમ, આ અતિ સામાન્ય પ્રવૃત્તિ પણ વહેલા કે મોડા પોતાનો હેતુ કળાવા દે છે કોઈક ભાગ્યશાળીને આ વસ્તુ આધાર, બીજ કે ભાત વહેલાં સમજાય કોઈક જીવસુરદાસને લખચોર્યાશીના ફેરા પગ ફેરા માર્યા છતાંય બારી હાથ ન લાધે જે સમજાયુ તે યોગ્ય કે સાચુ જ છે એમ માનવાનુ કોઈની પાસે કશુ કારણ નથી હોતુ છતાં કળી શકાય અને કહી શકાય એવી ભાત સમજાવા માંડે છે કોઈક એને ચેતના કહે. કોઈક એને સામાજિક સપ્રતા કહે. કોઈ એને દર્શન કહે એમાં કયુ નામાભિધાન કેટલે અશે સાચુ એનો તોલ કરવા બેસવા જેટલી સૂઝ કે ધીટતા મારી પાસે નથી

આ ખોજમાં મને શુ મળ્યુ એની તપસીલ આપીને આપને, આપ્યો છે એથી વિશેષ ત્રાસ નથી આપવો એટલે જે બેત્રણ મુદ્દા રજૂ કરવાનું મન થાય છે તે જ રજૂ કરી, ફરીથી આભાર માની, કહેવાનુ પૂરૂ કરીશ

દેખાદેખી અને પોતાની શક્તિના ઘણા ઊચા ખ્યાલથી લખવાનું શરૂ કરેલુ શરૂ કર્યું ત્યારે આ શા માટે એનો કોઈ સ્પષ્ટ ખ્યાલ ન હતો આજે પણ એ ખ્યાલ સ્પષ્ટ, સુરેખ કે વ્યાખ્યામાં બાંધી શકાય એવો બન્યો છે એમ નહીં કહી શકુ પણ આ સમગ્ર પ્રવૃત્તિ માનવીના ગૌરવ અર્થે, જેને માનવીય મુક્તિ કહી શકાય એવા હેતુસર, થતી હોવાનુ વિશેષે અને વિશેષે પ્રતીત થતુ જાય છે જ્યાં માનવીનુ ગૌરવ નહીં હોય, જ્યાં મુક્ત વાતાવરણ નહીં હોય, જ્યાં ભાવ અને ભક્તિને વિકૃત કરીને ભયમાં પલટાવવાની પ્રવૃત્તિ નિર્બંધ ચાલતી હોય ત્યાં કયુ નાટક કે નવલકથા કે વાર્તા જન્મી કે જીવી શકશે એ પ્રશ્ન એકલા મને જ થાય કે મૂઝવે છે એવો ફાંકો રાખવાનો મને કોઈ અધિકાર

નથી. આ રીતે વિચાર કરીએ ત્યારે તો મૌજુદ હાલતની પ્રશંસા કરતાં ય એ વિષેનું મૌન એ જ વધુ ખતરનાક છે, એમ લાગે છે. જેને મુંગળામણ ન લાગતી હોય એના કરપીણ મૌગ્ધ્યની અદેખાઈ કરવા જેવું પણ હવે ઘણુ ઓછું રહ્યું છે.

નજર સામે અનેકાનેક અને નિતનવી રીતે માનવીના ગૌરવનું ખંડન થતું જુવો અને આવડતું હોય એ રીતે એનો પ્રતિકાર ન કરો, એ કામ મારું નહીં એમ બીજાને કહીને અને મનને મનાવીને, ચૂપ બેસી રહો એ કેમ બની શકે? અને માત્ર સાક્ષી જ કેમ બની શકાય?

આ સાક્ષીના ખ્યાલને પણ આજના સંદર્ભમાં જોવા જેવો છે. જે રીતે બધું કહેતાં બધુ એકમેક પર આધાર રાખનારું, અવલંબન રાખનારું બનતું જાય છે એમાં સાક્ષી નિરપેક્ષ જોનારો નથી રહી શકતો. એ પણ પક્ષકાર બને છે અને પક્ષકારથી વિશેષ સહદોષી બને છે.

હુ માનું છું કે મુક્ત વાતાવરણ સિવાય સાચું સર્જન શક્ય નથી. હા, જેને ભય લાગતો ન હોય, જેને દ્વિધા મૂંઝવતી ન હોય, શેહશરમ જેને પક્ષપાતનો અનુભવ ન કરાવતી હોય, એનું પોતાનું મન તો મુક્ત જ છે. અને એવો મુક્તમન આદમી માનવીના ગૌરવના ખંડનનો મૂગો સાક્ષી નહીં જ રહી શકે. એકલો હોય તો ભલે એકલો રહ્યો. માનવીનું ગૌરવ જાળવવા એવો માણસ હરપળે તત્પર જ રહેવાનો.

આવી જ પરિસ્થિતિ કહેવાતા કટાક્ષ અંગે છે

મારે કબૂલ કરવું જોઈએ કે જ્યા જ્યાં નજર પડે ત્યાં પહેલી દષ્ટિએ તો મને પરિસ્થિતિની વિચિત્રતા જ સૂઝે છે ધોબીની દુકાનના ઉદ્‌ઘાટન પ્રસંગે મને દિગંબરના દેશમા ધોબીની દુકાન ન થાય એ ચાટુક્તિ યાદ આપેલી. પણ સાથે જ એ મિત્ર દુકાન ખોલતા હતા અને તે પણ કમાવાની દાનતથી જ ખોલતા હતા એ યાદ આવ્યુ એટલે આ રાજનગર હવે માનસિક રીતે પણ દિગંબર નહીં જ હોય એમ કહ્યુ હતુ

પણ આવા દાખલા બાદ કરતાં, કટાક્ષભરી રીતે કહેતાં વિશેષ ફાવે છે એ હું કબૂલ કરું છુ. ક્યારેક એમાં ડંખ હશે, કડવાશ પણ હશે, એમ પણ સ્વીકારી લઉં.

પરિસ્થિતિ અકળાવનારી હોય, વ્યક્તિ કે સંસ્થા કે સ્થિતિ વિષેની માની લીધેલી માન્યતા વાસ્તવિકતાના પ્રથમ સ્પર્શે જ પીગળીને હવામાં ભળી જાય ત્યારે જે આઘાત લાગે એ વિષે અત્યંત આળા હોવાનો

આક્ષેપ જરૂર થઈ શકે જગતકાજી ન બનવાનો ઉપદેશ આપવો ઘણો અઘરો છે 'અમે તો કહેતા જ હતા' કે 'એ તો એમ જ હોય' એટલાથી આત્મસંતોષ માનવાનું વલણ ભલભલાએ અપનાવેલું હોય ત્યારે તું એક આળો અને અત્તરૂપથી કેમ બને એમ જરૂર સવાલ થાય

હું માનું છું કે ચૂપ રહેવું અને બોલવું એ બે જ માર્ગ છે એમ લાગે અને એમાંય ચૂપ રહેવાનું શક્ય નથી, એના કરતાં તો મૌન સારું એમ લાગે ત્યારે કેમ બોલવું એ વાત ઘણી મહત્ત્વની બને છે કહેવાનું હોય તે સાદી રીતે કહી શકાય, ગુસ્સો ઠાલવીને કહી શકાય, કટાક્ષ સાથે કહી શકાય સાદી રીતે કહેવા માટે લખનાર પાસે બાહ્ય સાજ સજાવટ ઉપરાન્ત પ્રભાવક કાકુ જોઈએ નૈતિક બળ જોઈએ રોષે ભરાઈને લખવું એના જેવી વધ્ય અને આત્મઘાતક બીજી કોઈ રીત નથી એવાની પાસે જો ફાવી જાય તો કટાક્ષનો એકનો જ માર્ગ રહે છે

કટાક્ષ અને રોષ વિશે એક બીજી વાત ધ્યાનમાં રહેવી જોઈએ એમ મને લાગે છે કટાક્ષ એ વિરોધાભાસી લાગે તો પણ Insiderનું માંહ્યલાનું સાધન છે રોષ એ Outsiderનું અસ્પૃષ્ટનું ચિબરસ્થનું, સાધન છે રોષ ક્યારેક માની લીધેલી અવગણનાનું પરિણામ પણ હોઈ શકે દુર્વાસા Outsider, સાવ તટસ્થ અને અસ્પૃષ્ટ હોવાને કારણે જ શાપ આપી શકે માંહ્યલો શાપ કઈ રીતે દઈ શકે? કોને શાપ દે? કેવો શાપ દે?

(આમ કહું છું ત્યારે ખાસ માંહ્યલા હોવાને કારણે આજે તો ઋષિમુનિઓ પણ શાપ દેતા નથી એટલી વાત પર પણ આપનું ધ્યાન ગયું જ હશે એટલી વાત નોંધી લઉં)

સહુને સ્વીકાર્ય હશે કે નહીં તે તો હું નથી જાણતો સાચું જ છે એમ પણ નહીં કહી શકું પણ કટાક્ષની રીત અપનાવનારના મનમાં, પોતાનું સાધન બીજાને પાડનારું નહીં, પણ મૂર્ચ્છા ખાઈ બેઠેલી ચેતનાને ફરીથી જગાડનારું છે એવી એક શ્રદ્ધા છે એમ ઘા ને બે ટૂકડાની એ રીત નથી અશ્રદ્ધામાંથી એ પાંગરતી નથી માનવીમાંની, માનવી વિષેની શ્રદ્ધા એ રીતના મૂળમાં છે

આમ કહું છું ત્યારે કટાક્ષને સફળ કરવાની, સબળ કરવાની વૃત્તિ થઈ આવે છે એની ના નહીં કહું રોષ કરતાંય વિશેષ કડવાશ કટાક્ષને વિકૃત કરી જાય છે એની પણ ના નહીં કહું

અને માત્ર સફળતાની નજરે જ જોઈએ તો અત્યારે કટાક્ષના અર્થશાસ્ત્રનું તુષ્ટિબિંદુ ક્યારનું ય સધાઈ ગયું અને ઘટતી આમદાનીનું વહેણુ ચાલુ થઈ ગયું છે એમ કહેવુ જોઈએ. ડી. ડી. ટી. ના પ્રથમ ૭ ટકાવ પછી બાકી બચેલા જીવાણુઓએ જેમ પ્રતિકારનું વિશેષ અને વિશેષ સામર્થ્ય મેળવ્યુ તેવું કશુ કટાક્ષ વિષે પણ બનતું હોય એમ લાગે છે.

પણ એનો અર્થ એ નથી કે એ અશ્રદ્ધેય માર્ગ છે. માનવીના ગૌરવને અખંડિત રાખવાની નેમ રાખનારને માટે તો જ્યાં જ્યાં માનવીનું ગૌરવને ખંડિત થતું લાગે તો ત્યાં ત્યાં એ જ, સાધ્ય સાથે સુસંગત સાધન છે સફળતા એને શ્રદ્ધેય બનાવે અને નિષ્ફળતા એને અશ્રદ્ધેય બનાવે એને પણ કટાક્ષ જ કહેવો પડે.

મારા પૂરતું આ અસફળતા, અવિશદતા, ક્લિષ્ટતા અને દુર્બોધતાને કારણે છે એમ કહેવાય છે. એ રીતિ અને સામાન્ય રીતે મારુ લખાણ સફળ નથી એ વાત હું સ્વીકારુ છુ અને એનુ કારણ તો લખવા પાછળ જે હેતુ અક્ષર અક્ષરને ગોઠવવાનો યત્ન કરે છે એ છે વાંચનારના મનમાં વાંચતી વેળાએ કશો પ્રતિભાવ, કશો વિચાર, ખરાખોટાની તુલના, સ્થાય, ચાલો કે બધાય નહીં, તો લખનાર વાંચનાર વચ્ચે કશો સેતુ બંધાય જ નહીં. હુ માનુ છુ કે આ વ્યાપારમાં લખનારે મૂડી રોકવાની હોય છે, વહીવટ કરવાનો હોય છે પણ વાંચનારેય કાંક કરવાનુ હોય છે. એ કાંકની મારી અપેક્ષા ગમે તે કે ગમે તેવી હોય, પણ જે પણ વાંચે એને વિચારતા કરવાની નેમ ફળી નથી એટલુ ચોક્કસ લખવાની રીત સુધારો એવી સલાહ વગર વચાયે પણ મળી છે નવા કાંટલા નાખવા માટે ઘડા ઘણા પાકા છે—કેશવ પક્ષે

આગળ મેં ગુગળામણની વાત કરી એનો મને ખૂબ મૂંઝવતો એક પ્રકાર છે એ વિષે પણ આપનુ ધ્યાન દોરવાની ચેષ્ટા કરુ છુ. બીજી બધી વાત જેમ એવી ચેષ્ટા કરવાનો અધિકાર મને કેટલો છે એ હું નથી જાણતો. પણ આપ કાંઈ ફરી ફરીને હાથ આવવાના નથી, અને અડધી સભાએ ઊભા થઈને ચાલ્યા જાવ એવા અવિનયી નથી, એટલે એ વાત પણ કહી દેવાનો લોભ થાય છે

આજે આસપાસ નવો વિચાર કરવાની કે ઝીલવાની આપણી શક્તિ અશક્તિનો ક્યારેક આપણે વિચાર કરવો પડશે શબ્દ ભંડોળ પરિમિત હતો એમાંથી ય સંકોચાતો સાંકડો થતો જાય છે. જાણકારી

આસપાસ વિવિધ પ્રકારના કોટ–કાંગરા સમેતના–રચાતા જાય છે જિજ્ઞાસાને છૂંદવા, કુણ્ઠિત કરવા, ક્ષીણપ્રાણ બનાવવાનો રાષ્ટ્રીય ઉદ્યમ જાહેર અને ખાનગી સર્વપ્રકારના સાહસમાં ભરપૂર ચાલુ છે સમુદ્રકાંઠા પર ધસમસતું મોજુ ક્ષણેક માટે ચિત્રવિચિત્ર ઓકળી પાડી જાય છે એમાં કશી ભાત જોવા પારખવાનો જેમ સમય નથી રહેતો, તેવુ જ આજની આસપાસની દુનિયાનુ લાગે છે

શબ્દના ગૌરવને જાળવવાની સહુકોઈની બેનમા, એ આ પરિસ્થિતિનું કારણ હોય એમ મને લાગે છે મસ્ત હાથી નદી કાંઠે ઊભો ઊભો સૂંઢમાં પાણી ભરીને ઊડાડે કે રેતી વેરે એવી રીતે આજે શબ્દનો વપરાશ થઈ રહ્યો છે શબ્દના અર્થને માત્ર ક્ષીણ બનાવી દેવામાં આવે છે એટલુ નહીં પણ શબ્દ સાવ અર્થહીન બની જાય છે

હું માનુ છુ કે જ્યાં લગી લખવાની ચેષ્ટા કરનાર શબ્દનુ ગૌરવ નહીં કરે ત્યાં લગી માનવીનું ગૌરવ કરવાનું એને હાથે નહીં બને.

આ સ્થળે નવો વિચાર અને નિજવિચારસ્પદ એ બે વચ્ચેનો ભેદ સમજવો જરૂરી છે નવો વિચાર આપણને જ સૂઝે એવુ ન પણ બને પણ એ વિચારને અપનાવવો કે ફેકી દેવો, બીજાને એનો સ્વીકાર કરવા સમજાવવા કે એનો ત્યાગ કરવા કહેવુ એ બધુ તો દરેક વ્યક્તિએ પોતે કરવાનુ કામ છે લખનારનો સમાજવાદ એવો કે હરકોઈ વ્યક્તિ આ કામ કરી શકે છે, એ બૂનિયાદનો સ્વીકાર કરે અને એવી પરિસ્થિતિ સર્જવાનો હોંશે હોંશે યત્ન કરે

આજના પ્રસગે ઉમેદ તો બીજાઓ આવુ કહે અને એમની સાથે સહમત થવાનો વિશેષ લાભ મને મળ્યો છે એમ હુ કહી શકુ એવી હતી બીજુ કશુ નહીં તો મને જવાબ જલ્દી જડી ગયા છે એવી જાત છેતરામણથી બચવુ જ છે જવાબ એ જ આખરી બોલ છે એમ નહીં કહી શકાય આજે તો કદાચ જવાબ વિષે જ સવાલ કરવા વિશેષ જરૂરી છે આવા ખ્યાલ મનમાં આવે છે, અને બેચેન બનાવી દે છે અને એ બધા ડારી ડરાવીને જડ ન બનાવી દે એની ગજાસપદ મુજબની આપરખી પેરવીમાં પ્રવૃત્ત છુ એવા એકરાર સાથે, ફરીથી કશી દિલચોરી વિના, અને આપની સહુની ચોકી, આડા અવળા જતાં જરૂર રોકશે એવી હૂંફાળી શ્રદ્ધા સાથે, આપનો આભાર માનુ છું

★

શ્રી રણજિતરામ સુવર્ણચંદ્રકના સ્વીકાર પ્રસંગે

પ્રો. ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રીનું વક્તવ્ય

# ઇતિહાસ–સંશોધનની રુચિ અને દૃષ્ટિ




ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ

રવિવાર તા. ૧ લી જુલાઈ ૧૯૬૨

ઇલા પ્રિન્ટરી, મામાની હવેલી, માણેકચોક, અમદાવાદ

પ્રમુખશ્રી, ભાઈઓ અને બહેનો,

આજે આપે મને જે આ માન આપ્યું છે, તે મારી ઇતિહાસ-સંશોધન પ્રવૃત્તિને અનુલક્ષીને હોઈ હું અહીં ઇતિહાસ-સંશોધન વિશે કેટલાક મુદ્દા રજૂ કરું તો એ અસ્થાને નહિ ગણાય.

× × ×

સહુ પહેલાં, ઇતિહાસ-સંશોધનનો મને શોખ કેવી રીતે થયો એની અંગત વાત કરું. શૈશવકાળમાં માતાપિતાએ અધિકાધિક શિક્ષણ લેતા રહેવાની તમન્ના જગાડી, એને હું મારા ઉચ્ચ શિક્ષણનું બીજારોપણ લેખું છું. ગૃહ-સંસ્કારના શિક્ષણમા મને સંસ્કૃત સ્તોત્રો અને ગુજરાતી આખ્યાનોનું આકર્ષણ થતું ને કુટુંબના પૂર્વજ સંત કવિ છોટમની જેમ પદો ને આખ્યાનો રચવાની મનમાં છાની આકાક્ષા જાગતી શાળાકીય શિક્ષણની વાત કરું, તો પ્રાથમિક શિક્ષણ દરમ્યાન કોઈ ચોક્કસ વિષય તરફ પસંદગી ઢળી નહોતી, પરંતુ માધ્યમિક શિક્ષણ દરમ્યાન સંસ્કૃત અને ગણિત એ બે વિષયો તરફ વિશેષ રુચિ જાગી. એમા આખરી પસંદગી ઢળી સંસ્કૃત તરફ. સંસ્કૃતમાં યે વ્યાકરણ કે દર્શન કરતાં સાહિત્ય વિશે અભિરુચિ રહી. સાહિત્યમાં પદ્ય કરતાં ગદ્યમા અને ગદ્ય કરતાં રૂપકમા વિશેષ રસ પડે. ઉચ્ચ શિક્ષણ દરમ્યાન સંસ્કૃત ભાષામા નાટિકા રચતો થયો. ગુજરાતીમા યે લલિત સાહિત્યમાં નાટકલેખનનો શોખ ખરો. ઉચ્ચ શિક્ષણના સર્વ ઉપાધિઓના અભ્યાસક્રમમા મારો મુખ્ય વિષય સંસ્કૃત હતો.

ઇતિહાસ તો ક્યાંય સુધી મારો માનીતો વિષય હતો જ નહિ. પ્રાથમિક શાળામાં લડાઈની વિગતોના આકડા ગોખવા પડતા ને માધ્યમિક શાળામા લડાઈના કારણ ને પરિણામ યાદ રાખવા પડતા. ઉચ્ચ શિક્ષણમાં

ઇતિહાસ ભણવાનો ન રહ્યો, ત્યારથી કોણ જાણે કેમ એ વિષય તરફ મને કંઈ સૂક્ષ્મ રુચિ થવા લાગી '

ઇતિહાસ તરફની આ રુચિ રહી રહીને આવી ક્યાંથી ? આજે આ રુચિનાં પ્રેરક બળોનો વિચાર કરું છું, તો સહુ પહેલાં મને મારા ઉચ્ચ શિક્ષણની ભૂમિ યાદ આવે છે. સંસ્કૃતના મારા બંને અધ્યાપકોને સાહિત્ય ઉપરાંત પુરાતત્ત્વમાં યે ઠીક રસ હતો મને લાગે છે, જૂનાગઢનું સ્થળ જ એવું છે કે પ્રાચીન સાહિત્યના અભ્યાસીને પુરાતન અવશેષોનો સંપર્ક સધાવ્યા વિના રહે જ નહિ. ઇતિહાસ સંશોધનની રુચિ જગાડનાર ગુરુ હતા મારા એ સંસ્કૃત-અધ્યાપકો, પણ ગુરુઓનો ય ગુરુ હતો જૂનાગઢ –ગિરનારના માર્ગ પર આવેલો એ ઐતિહાસિક ખડક, જેના પર જુદા જુદા રાજવંશોના ત્રણ રાજાઓના અભિલેખ કોતરાયા છે–એક, પ્રાકૃત ગદ્યમાં દેવોના પ્રિય પ્રિયદર્શી રાજા અશોકનો, બીજો, સંસ્કૃત ગદ્યમાં, રાજા મહાક્ષત્રપ રુદ્રદામાનો, અને ત્રીજો, સંસ્કૃત પદ્યમાં, મહારાજાધિરાજ સ્કન્દગુપ્તનો. ગુજરાતમાં રહેલો આ ઐતિહાસિક ખડક ભારતનાં આભિલેખિક સ્મારકોમાં વિરલ હોઈ મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

એ ખડકની પાસે આવેલા દામોદર મંદિર અને રેવતી કુંડ, 'ઉપરકોટ' નામે ઓળખાતો જૂનો ઊંચો કોટ, એની અંદર આવેલ અડીચડી વાવ અને નવઘણ કૂવો, શ્રમણોના વસવાટ માટે કોચેલી ગુફાઓ, ભૂતનાથ મહાદેવ અને બ્રહ્મકુંડ, નરસિંહ મહેતાનો ચોરો, રસૂલખાનજી મ્યૂઝિયમ અને પુરાતત્ત્વસંગ્રહાગાર, ગિરનારની તળેટી પાસે આવેલા ભવનાથ મહાદેવ; અને ગિરનાર પરના ઉપરકોટમાં આવેલા જૈન દેરાસરોમાંની કુમારપાલની ટૂંક તથા વસ્તુપાલ-તેજપાલની ટૂંક, અંબાજીનો ગોખ, ગોરખનાથનું શિખર અને ગુરુ દત્તાત્રેયના પગલાં, જૂનાગઢ અને ગિરનારના એવાં અનેકાનેક પ્રાચીન સ્મારકોનું આજે સ્મરણ થાય છે.

જૂના શહેરમાં વસ્તી ચાલુ હોય, તો ત્યાં વસનારને એની ઐતિહાસિકતા ઘણી ઓછી સ્પર્શે છે જૂનાગઢમાં રહેવાથી મને શહેરના જોવાલાયક સ્થળો કરતાં સુદર્શનના ખાડા અને ઉપરકોટનું સવિશેષ આકર્ષણ રહેતું પરંતુ ઇતિહાસ-સંશોધનની દૃષ્ટિ તો ખાસ ખીલતી અમારા જૂનાગઢની આસપાસના પર્યટનોમાં અમારા વડા અધ્યાપક અમને એક વાર લઈ ગયેલા ચૂડાસમાઓની જૂની રાજધાની અને વામનવાતારની તીર્થભૂમિ વંથળીની

મુલાકાતે. ને બીજા અધ્યાપક તો હતા મારા વડીલ બંધુ, ગા. ૧. સર્વાંગીણ શિક્ષણના માર્ગદર્શક. નાતાલની રજાઓમાં અમે સહકુટુંબ કોઈ ને કોઈ ઐતિહાસિક સ્થળોના પર્યટને જવાનું રાખતા. સંસ્કૃતના બંને અધ્યાપકો મોટે ભાગે સાથે આવતા ને પ્રાચીન સ્મારકોનું રસભેર અવલોકન કરતા વેરાવળ પાસે આવેલું પ્રભાસપાટણ, સોમનાથનું પ્રાચીન મંદિર, ભાલકા, ભીડભંજન અને દેહોત્સર્ગ, હિરણ્યા નદી પર આવેલું પ્રાચીન સૂર્યમંદિર, ગોરખમઢી ને પ્રાચીતીર્થ, કદવારનું વરાહ-મંદિર, સૂત્રાપાડાનાં પ્રાચીન મંદિર, પશનાવડાનું ગાયત્રીમંદિર, કોડીનાર પાસે આવેલું મૂળ દ્વારકા, ઊના અને દેલવાડા, ગીરના જંગલની અંદર આવેલું તુલસી-શ્યામનું તીર્થ, દીવનો વિશાળ કોટ ને ત્યાંનું વરાહમંદિર;—સોરઠ અને સોરઠની સમીપમાં એવાં અનેક ઐતિહાસિક સ્થળ હતાં, જ્યાં અમને પ્રાચીન મંદિરો અને મૂર્તિઓનું નિરીક્ષણ કરવાનું તેમજ પ્રાચીન શિલાલેખો વાચવા અને નોંધવાનું પ્રાપ્ત થતું. નાતાલનાં આ પર્યટનોએ મારામાં ઇતિહાસ-સંશોધન તરફ અભિરુચિ વધારી. એવામાં પં. ભગવાનલાલ ઇંદ્રજીની શતાબ્દી ઊજવાઈ ને જૂનાગઢની આર્કિયોલૉજિકલ સોસાયટીએ 'ભગવાનલાલ સ્મારક અંક' બહાર પાડયો. જૂનાગઢના એ પુરાવિદે અખિલ ભારતીય પુરાતત્ત્વમાં આપેલો ફાળો સવિશેષ પ્રેરણાદાયી નીવડયો. થોડા જ વખતમાં અનુસ્નાતક અભ્યાસ માટે જૂનાગઢ છોડી અમદાવાદ આવવાનું થયું. વડીલ બંધુના માર્ગદર્શન અનુસાર વિષયની પસંદગી અગાઉથી કરી રાખી હતી. મુખ્ય ભાષા સંસ્કૃત અને ગૌણ ભાષા પાલિ; સંસ્કૃતના વૈકલ્પિક શાસ્ત્રોમાં એપિગ્રાફી અર્થાત્ અભિલેખશાસ્ત્ર.

પરંતુ અહીં આવ્યો, ત્યારે પાલિ અને એપિગ્રાફી-બંનેની પસંદગીમાં મુશ્કેલી આવી. પાલિને બદલે અર્ધમાગધી લીધી. ગમે તેમ પ્રાકૃત ભાષાઓનો પરિચય સાધવો હતો. સંસ્કૃતના વિશાળ તલસ્પર્શી જ્ઞાને પિતામહને શાસ્ત્રી તરીકે પ્રસિદ્ધ આપી હતી, તો સંસ્કૃતની સાથે પ્રાકૃતના જ્ઞાને એમને ગુજરાતીના આદ્ય ભાષાશાસ્ત્રી બનાવ્યા હતા. પ્રાચીન અભિલેખોમાં ઘણા સંસ્કૃતમાં અને કેટલાક પ્રાકૃતમાં હોઈ મને સંસ્કૃત ઉપરાંત પ્રાકૃત ભાષાનો પરિચય આવશ્યક જણાયો. પરંતુ એપિગ્રાફીની પસંદગીએ વિકટ પરિસ્થિતિ ઊભી કરી. અનુસ્નાતક વિભાગના અધ્યક્ષે વેદાન્ત કે સાહિત્ય (અલંકાર) કે એવું બીજું કોઈ શાસ્ત્ર લેવા સલાહ આપી જોઈ, પણ મારો એપિગ્રાફી માટેનો આગ્રહ જોઈ મને ગુ. વ. સોસાયટીના પ્રમુખ શ્રી આનંદશંકરભાઈ

પાસે મોકલ્યો. શ્રી આનંદશંકરભાઈએ ત્યારે અહીં રહેઈથી એ વિષયના અધ્યાપનની ઓછી સગવડને કારણે મને મારી શાસ્ત્ર-પસંદગીમાં ઠીક ઠીક નાણી જોયો, પરંતુ હું સંસ્થાની સગવડ પ્રમાણે વિષય નહિ, પણ વિષયની સગવડ પ્રમાણે સંસ્થા પસંદ કરવા માગું છું અને એપિગ્રાફીની સગવડ અહીં ના મળે, તો એ માટે વડોદરા, મુંબઈ કે પૂના જવા તૈયાર છું, એવું જાણતાં એમણે પ્રસન્ન થઈ મને એ વિષય લેવાની છૂટ આપી. પ્રાચીનલિપિવિદ્યાનાં મનોયત્ન પોતાની મેળે શીખી લેવાનું રાખ્યું, જ્યારે મુ. શ્રી. રસિકભાઈએ અભિલેખવિદ્યાનાં મૂળતત્ત્વો અને ઇતિહાસ-સંશોધનમાં એની સામગ્રીના શાસ્ત્રીય ઉપયોગ વિશે વિશદ માર્ગદર્શન આપ્યું. વિષય-પસંદગીમાં નિષ્ઠા રાખી, તો મને મુ. શ્રી રસિકભાઈ જેવા તત્ત્વદર્શી દીક્ષાગુરુ મળ્યા. એમ. એ. થયા બાદ મહાનિબંધનો વિષય શોધતી વખતે ગુજરાતના પ્રાચીન અભિલેખોમાંથી વલભી રાજ્યના અભિલેખોના વિષયની પસંદગી કરી તે પણ મુ શ્રી. રસિકભાઈની જ પ્રેરણાથી. યુનિવર્સિટીની દૃષ્ટિએ મારા માન્ય માર્ગદર્શક ન હોવા છતાં એમણે મારા સંશોધનકાર્યમાં સતત માર્ગદર્શન આપી ઇતિહાસ-સંશોધનની શાસ્ત્રીય પદ્ધતિની તલસ્પર્શી તાલીમ આપી, એટલું જ નહિ, સંસ્થાના અનુસ્નાતક વિભાગમાં મને ફેલો નીમી અભિલેખવિદ્યા ઉપરાંત પુરાવશેષવિદ્યાનું અધ્યાપન સોંપ્યું; સમય જતાં મને પુરાવશેષીય ઉત્ખનનના ક્ષેત્રકાર્યની તાલીમ આપવાનો યે પ્રબંધ કર્યો. સંસ્કૃત-પ્રાકૃત આખ્યાયિકાઓ, કથાનકો અને રૂપકોની સાહિત્યકૃતિઓએ ભારતની પ્રાચીન સંસ્કૃતિનું ઘણું દર્શન કરાવ્યું હતું, તેમાં હવે અભિલેખો અને પુરાવશેષોની પૂરક સાધન-સામગ્રી ઉમેરાતાં પ્રાચીન ઇતિહાસ અને સંસ્કૃતિનું ચિત્ર એટલું સરળ રીતે સ્પષ્ટ થવા લાગ્યું, કે હું ભારતના પ્રાચીન ઇતિહાસના તથા જગતની પ્રાચીન સંસ્કૃતિઓના

આ યોગાનુયોગ પ્રાપ્ત થયો નહોત, તોપણ મારે મારા એ પરમગુરુના ઋણનો સ્વીકાર કરવાનો રહેત.

× × ×

'આ અંગત વાત મેં સહેતુક કરી છે. ઐચ્છિક વિકલ્પ તરીકે આજે ઇતિહાસની પસંદગી ઘણા ઓછા વિદ્યાર્થીઓ કરે છે અને જે કરે છે તેમાં યે એ વિષયની અભિરુચિ ઘણા ઓછા ધરાવે છે. એકંદરે ઇતિહાસના વ્યાખ્યાતાઓ અને અધ્યાપકોની કંઈ કમી રહે છે ને ઇતિહાસ–સંશોધન કરનાર વિદ્વાનો જવલ્લે જ નજરે પડે છે.

પહેલાં તો ઇતિહાસ એટલે મોટે ભાગે રાજવંશોનો ઇતિહાસ એવો અર્થ થતો ને ઇતિહાસમાં રાજાઓની અંગત ધૂનો અને ટેવો, બળવાઓ અને લડાઈઓની વિગતો, અગત્યના બનાવોનાં વર્ણન વગેરે યાદ રાખવું પડતું, પરંતુ હવે ઇતિહાસનો અર્થ વ્યાપક થયો છે. **राजा कालस्य कारणम्** એ સૂત્ર મર્યાદિત કર્યું છે ને રાજવંશો હવે પ્રાયઃ ઇતિહાસ-જુદા જુદા તબક્કાઓને ઓળખવાની ભૂમિકારૂપ સંજ્ઞાઓ પૂરી પાડે છે. ઇતિહાસ જેટલો રાજાઓનો છે તેટલો પ્રજાજનોનો છે, યુદ્ધો અને વિજયોનો છે તેટલો સમાજની સાંસ્કૃતિક પ્રવૃત્તિઓનો છે, કીર્તિસ્તંભો અને પ્રશસ્તિલેખોનો છે તેટલો ધર્મ કલા અને સાહિત્યનો છે. કોઈપણ પ્રદેશનો ઇતિહાસ એ પ્રદેશની વસ્તીના સર્વ વર્ગોને સ્પર્શે છે અને એ ઇતિહાસને એની પહેલાંના કાલની પશ્ચાદ્ભૂમિકાના સંદર્ભમાં તેમજ એ પ્રદેશની આસપાસ આવેલા વિશાળ સ્થલ-વિસ્તારના સંદર્ભમાં ઘટાવવાને રહે છે. આથી ઇતિહાસ હવે રાજાઓની અંગત સિદ્ધિઓ અને ક્ષતિઓ પૂરતો સીમિત ન રહેતાં સમસ્ત પ્રજાના સર્વાંગીણ જીવનને આવરી લે છે. રાજકીય ઇતિહાસ હવે સાંસ્કૃતિક ઇતિહાસની માત્ર ભૂમિકા બની રહે છે. સ્થલ અને સમયની મર્યાદાઓ માત્ર આપણી સગવડ માટે જ છે. દેશ કે પ્રદેશની મર્યાદાની અંદર પણ સાંસ્કૃતિક સાતત્યની અપેક્ષા રહે છે ને એની સ્વાભાવિક ઉત્ક્રાન્તિની અંદર દેખા દેતાં અનપેક્ષિત પરિવર્તનો માટે આસપાસનાં પરિબળોને લક્ષમાં લેવાનાં રહે છે. ઇતિહાસ એટલે યુગે યુગે અને દેશે દેશે ઘડાતી માનવસંસ્કૃતિની સપ્રમાણ વિગતવાર તવારીખ. આવા વ્યાપક અર્થ ધરાવતા ઇતિહાસમાં કોને રસ ન પડે? વર્તમાન સંસ્કૃતિના પ્રત્યેક પાસાની ઐતિહાસિક ભૂમિકા વિશે કોને જિજ્ઞાસા ન જાગે? પૂર્વ-

જેના સાંસ્કૃતિક વારસાની પાછળ રહેલી સિદ્ધિઓ અને ક્ષતિઓ વિશે કોને કુતૂહલ ન થાય?

ને છતાં વિદ્યાલયોમાં શીખવાતો ઇતિહાસ ઘણા ઓછાની અભિરુચિ કેળવે છે એ હકીકત છે. ભૌતિક સંપત્તિની અભિવૃદ્ધિની જરૂરિયાતની દૃષ્ટિએ આ વિષય ઇજનેરી કે અર્થશાસ્ત્ર કે વાણિજ્યના જેટલો મહત્ત્વનો ન લાગે તોપણ આપણા સાંસ્કૃતિક વારસાના હરકોઈ પાસાની પશ્ચાદ્-ભૂમિકા વિશે આપણને જિજ્ઞાસા જાગે ને એ જિજ્ઞાસા તૃપ્ત કરવાને તમામ ઉપલબ્ધ સાધનોની તપાસ કરવાની અને એમાંથી મળે તેટલી સપ્રમાણ માહિતી મેળવવાની ઇચ્છા પ્રગટે એ પ્રકારની ઇતિહાસ-દૃષ્ટિ જ્ઞાન-વિજ્ઞાનના પ્રત્યેક ક્ષેત્રમા ઘણી ઉપયોગી નીવડે એમ છે. કોઈપણ દેશ કે પ્રદેશના ઇતિહાસ કરતા આ પ્રકારની ઇતિહાસદૃષ્ટિ ઘણું વધુ મહત્ત્વ ધરાવે છે. સમગ્ર જગતના સર્વકાલીન ઇતિહાસ કરતાંય ઇતિહાસવિદ્યા વધુ મહત્ત્વની છે. જેના હાથમાં ઇતિહાસ-વિદ્યાની પકડ આવે છે, તેને કોઈ પણ ઇતિહાસ હસ્તામલકવત્ બની રહે છે. ઇતિહાસનાં તૈયાર વિધાન યાદ રાખવા મથતા પરીક્ષાર્થી કરતા ઇતિહાસની મૂળ સાધનસામગ્રીનો પરિચય સાધનાર અભ્યાસીને એ વિધાન ઘણી વધુ સહેલાઈથી યાદ રહી જાય છે. મૂળ સાધનસામગ્રીનો સંપર્ક ઇતિહાસના વિદ્યાર્થીને એ વિષયમાં અનેરો રસ પાડે છે. એમાંય જો એને કોઈ અપ્રસિદ્ધ સાધનસામગ્રી હાથ લાગે, તો એ એને ઇતિહાસ-સંશોધનને માર્ગે દોરે છે.

દાખલા તરીકે, ભારતનો પ્રાચીન ઇતિહાસ જાણવા માગનાર વિદ્યાર્થીને અભ્યાસીને સંસ્કૃત-પ્રાકૃત ભાષા અને સાહિત્યનો પરિચય ન હોય, તો એમા એને ભાગ્યે જ અભિરુચિ જાગે. શિલાલેખો અને તામ્રપત્રો, સિક્કાઓ અને મુદ્રાઓ, મકાનો અને નગરો, મૂર્તિઓ અને દેવાલયો, દુર્ગો અને મહાલયો, ચિત્રો અને શિલ્પો, ઓજારો અને વાસણો, અનુશ્રુતિઓ અને લોકકથાઓ—ઇત્યાદિનો પરિચય ન હોય, તો હકીકતો અને આંકડાઓમા રસ ન પડે.

ઇસ્લામ કાલનો ઇતિહાસ જાણનારે સંસ્કૃત-પ્રાકૃત અને અપભ્રંશ ઉપરાંત અરબી અને ફારસીનું જ્ઞાન ધરાવવું જ રહ્યું. એવી રીતે બ્રિટિશ શાસનકાલનો ઇતિહાસ જાણનારને અર્વાચીન ભારતીય ભાષાઓ ઉપરાંત ડચ, પોર્ચુગીઝ, ફ્રેન્ચ અને અંગ્રેજી જેવી યુરોપીય ભાષાઓ પરિચિત

હોવી જોઈએ. તે તે સમયની સર્વ પ્રચલિત ભાષાઓ તથા લિપિઓ તેમજ તે તે સમયના પુરાતન અવશેષો—એ તમામ પ્રકારની સાધનસામગ્રીની જાણકારી ધરાવે, તેને જ ઇતિહાસ-સંશોધનમાં ખરી અભિરુચિ જાગે એમ મને લાગે છે. ઇતિહાસનાં અધ્યયન-અધ્યાપનમાં મૂળ સાધનસામગ્રીનો થોડોઘણો પરિચય સાધવામાં આવે, તો એ વિષય અનેક અભ્યાસીઓની અભિરુચિ જગાડી શકે.

સામાન્ય વાચકને અગાઉના ઇતિહાસમાં રસ પડતો હતો, કેમકે એ રોચક લોકકથાઓથી ભરપૂર હતો. ગુજરાતના ઇતિહાસની શરૂઆત પંચાસરના જયશિખરી ચાવડાને લગતી લોકકથાઓથી થતી. કલ્યાણનો સૂવર, શંકર બારોટ, સોળ સામંતો, રાણી રૂપસુંદરી, સાળો સુરપાળ, જયશિખરીનું રોમાંચક પરાક્રમ, ચાંપો વાણિયો, ધર્મભગિની શ્રીદેવી, અણહિલ્લ ભરવાડ—એ બધાં પાત્રો ને પ્રસંગો સહેજે યાદ રહી જાય તેવી નવલિકાનો રસ ઉપજાવતાં, પરંતુ હવે એ જયશિખરી ચાવડો, મૂળરાજ સોલંકીનો મામો સામંતસિંહ, જસમા ઓડણ, દેવળદેવી—એ બધાં લોકપ્રિય પાત્રો આજે ઇતિહાસની કસોટીએ શંકાસ્પદ ઠર્યાં છે. બ્રાહ્મણોની અનુશ્રુતિઓ અને જૈન પ્રબંધો વચ્ચે ઘણો વિસંવાદ નજરે પડે છે ને પરિણામે એ રોચક કથાઓ રદ થઈ જાય છે અને એની જગા લે છે સાહિત્યકૃતિઓ, શિલાલેખો અને તામ્રપત્રોમાં આવતા વિવિધ ઉલ્લેખો. કેટલાય છૂટાછવાયા ઉલ્લેખોને ક્રમવાર ગોઠવીને એના અંકોડા બંધ બેસાડવામાં આવે છે. નિશ્ચિત હકીકતો તો કેટલીક જ, બાકી સંભવો અને અટકળો જ આવ્યા કરે! ક્યાં અગાઉનો લોકશ્રુતિને અક્ષરશઃ ખરો માનીને લખાતો વાર્તામય ઇતિહાસ ને ક્યાં આજનો અટપટો ગંભીર ઇતિહાસ!

પરંતુ એ લોકપ્રિય લોકકથાઓ સમૂળી લુપ્ત નથી થતી. એ લોકકથાઓ ઇતિહાસમાં નહિ, તો ઐતિહાસિક નવલકથાઓમાં પ્રગટ થાય છે. અર્વાચીન નવલકથાકારને હાથે એ જૂની લોકકથાઓ અગાઉના કરતાંય વધુ રોમાંચક અને વધુ વિગતવાર બને છે, એટલું જ નહિ, ઇતિહાસકારોએ કોઈ જૂની લોકકથાઓમાં યે નહિ જાણેલી એવી કેટલીક નવી રોમાંચક વ્યક્તિઓ અને ઘટનાઓ ઇતિહાસનાં પ્રસિદ્ધ પાત્રોની આસપાસ સર્જાતી જાય છે. સામાન્ય વાચકને આ નવલકથાઓમાં ભારે રસ પડે છે. સામાજિક નવલકથાના વસ્તુને તો એ વાસ્તવિક છતાં કલ્પિત માને છે, પરંતુ

ઐતિહાસિક નવલકથામાં થતા પાત્રો અને પ્રસંગોના નિરૂપણને એ ઐતિહાસિક માની લે છે. કેટલાયે કલ્પિત પાત્રો ને કલ્પિત પ્રસંગો એના મનમાં ઐતિહાસિકતાની છાપ મૂકી જાય છે. મુંજ કે ભોજ, મૃણાલ કે વસંત, ભીમદેવ કે ચૌલા, મીનલ કે મુંજાલ, કાક કે મંજરી, દામો કે ઉદો, નેરો કે ગંગલી, માધવ કે દેવળ–સહુ પાત્રો અને એ પાત્રોનાં સારાં-નરસાં ચરિત વાચકના ચિત્તમાં એવી ચિરંજીવ છાપ પાડે છે કે એ એને જ ઇતિહાસ માની લે છે. ઐતિહાસિક નવલકથા લખનાર તો એને નવલકથાની દૃષ્ટિએ લખતો હશે અને નવલકથાનો વાચક એમાં ઇતિહાસની અપેક્ષા રાખી ન શકે એ વાત સાચી, પણ નવલકથાની પકડ એવી હોય છે કે ઐતિહાસિક નવલકથા લખનારે પણ અમુક જવાબદારી રાખવી રહી. નવલકથાકાર પોતાનાં કલ્પિત પાત્રો સાથે ગમે તે છૂટ લે એ એક વાત છે ને ઐતિહાસિક વ્યક્તિઓ સંબંધી ઇતિહાસમાં નહિ નોધાયેલી અને એ વ્યક્તિઓને નહિ છાજતી એવી કપોલકલ્પિત ઘટનાઓ માત્ર વાચકના મનને રોમાંચક લાગે એટલા માટે જ ઉપજાવી કાઢે એ બીજી વાત છે. આ સંબંધમાં, થોડા વખત પર શ્રી વિનોદિની નીલકંઠે આપેલા વ્યાખ્યાનમાંથી નીચેનું વક્તવ્ય અહીં ઉદાહરણરૂપે ટાંકું છું:

"'પાટણની પ્રભુતા'માં મીનળદેવીને લેખકે ખરેખર ભારે અન્યાય કર્યો છે. આપણા ગુજરાતની એક મહાન રાણી, જે પોતાની બાહોશી તથા ન્યાયવૃત્તિ માટે ઇતિહાસને પાને પંકાઈ ચૂકી છે તેને મુનશીએ પોતાની કલમ વડે કેવી બનાવી દીધી છે! તે હતી તેવી જ પ્રતાપી અને તેજસ્વી તો તેમણે રહેવા દીધી છે, પરંતુ તેની પતિપરાયણતામાથી તેને વિચલિત બનાવી છે, એ શું ઓછો અન્યાય છે? એ રીતે એક ઐતિહાસિક પાત્રની છેડતી કરી શકાય ખરી? મુંજાલ મહેતા સાથે ભલે મીનળદેવીએ દેહસંબંધ ન બાંધ્યો હોય, પરન્તુ મુંજાલ સાથેના પ્રેમને લઈ ને તે પોતાના પતિ કર્ણદેવને મનસા વાચા અને કર્મણા તો વફાદાર નથી જ રહી શકી. આ રીતે એક મહાન સન્નારીને તેના સતીત્વમાથી ચળાવી દઈ કનૈયાલાલ મુનશીએ ઐતિહાસિક મીનળદેવીને અન્યાય નથી કર્યો એમ કોઈ કહી શકે ખરું?"

ગુજરાતીમાં ઐતિહાસિક નવલકથાઓ લખનાર લેખકોમાં કેટલાક ઇતિહાસના ઠીક ઠીક અભ્યાસી છે ને નવલકથાઓ લખતી વખતે તે તે સમયના રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસની વિગતો જાણવા ઠીક જહેમત

ઉઠાવે છે એ હું જાણું છું. એમાંના કેટલાક નવલકથાકારોની નવલકથાઓમાં કયારેક ઇતિહાસનું તત્ત્વ વધારે પડતું દેખા દે છે ને એમાં ઇતિહાસકારની આગળ નવલકથાકાર પાછળ પડી જાય છે એવી ફરિયાદ પણ થતી હોય છે. લલિત સાહિત્યમાં કલાતત્ત્વનું પ્રાધાન્ય રહેવું જોઈએ એ સ્પષ્ટ છે, છતાં ઐતિહાસિક નવલકથામાં ઇતિહાસની ઉપલબ્ધ માહિતીને લક્ષમાં રાખીને જ એ કલા દીપાવવાની છે, એમાંના કોઈ પાત્ર કે પ્રસંગને ઇતિહાસની માહિતીની અવગણના કરીને મન ફાવે તેમ ઉઠાવ આપવાનો નથી એ પણ ન ભુલાવું જોઇએ. એકવાર ઇતિહાસના પુસ્તકમાં કર્ણ વાઘેલાને દેવળદેવી નામે કુંવરી હતી જ નહિ એવું પ્રતિપાદન કરવું ને પછી પાછું નવલકથામાં એને મુખ્ય પાત્ર તરીકે સ્થાન આપવું એવા નીતિપલટાથી સામાન્ય વાચકના મનમાં કેવો સંભ્રમ થાય? કર્ણને સ્ત્રીલંપટતાના કલંકમાંથી બચાવવાને, માધવને માત્ર પોતાની સત્તાલોલુપતાને લઈને યવનોને તેડી લાવનાર જેટલો સ્વાર્થાન્ધ નિરૂપવામાં તો રાજાની જૂની કલંકકથાને સ્થાને પ્રધાનની નવી કલંકકથા સર્જવાની જ સ્થિતિ ઉપસ્થિત થાય છે! કેટલાક નવલકથાકારો અવાસ્તવિક પણ રોચક લાગતી લોકકથાઓનો લાભ લઈ એમાં પોતાની કથાના રંગ પૂરે છે, જ્યારે કેટલાક નવલકથાકારો કેટલીક અવાસ્તવિક કે શંકાસ્પદ જણાતી લોકકથાઓને કપોલકલ્પિત ગણીને અનુશ્રુતિના કેટલાક છૂટા અંકોડાઓને ગમે તેમ જોડી દે છે ને ખૂણેખાંચરે મળતી કોઈ આછી અનુશ્રુતિમાંથી કાગનો વાઘ કરી સામાન્ય વાચકને ચકિત કરી દે છે. તાજેતરમાં શ્રી ગુણવંતરાય આચાર્યે 'પાયા વગરનાં ચણતર' નામે લેખમાળામાં ગુજરાતના ઇતિહાસની કેટલીક જાણીતી પણ શંકાસ્પદ જણાતી લોકકથાઓ વિશે ઠીક ઊહાપોહ કર્યો છે, પરંતુ એમાં અમુક આમ હતું જ નહિ ને આમ જ હતું એવાં નિશ્ચિત વિધાનો કરવામાં એ કેટલીક નવી સમસ્યાઓ ઊભી કરે છે. દાખલા તરીકે વલભીના કાકુ શેઠે આરબો પાસે વલભીનો નાશ કરાવ્યો અને પંચાસરના જયશિખરીનો કલ્યાણના ભૂવડે નાશ કર્યો એ બે જાણીતી લોકકથાઓની અવાસ્તવિકતા દર્શાવતાં તેઓ વલભીના નાશનો સમય સંવત સાતસો ને સાતસો પચીસ વચ્ચે મૂકવામાં આવતો હોવાનું જણાવે છે, જ્યારે એનો આનુશ્રુતિક સમય વિ. સં. ૮૪૫ (કે એને ભૂલથી વીર સં ૮૪૫ માનીને વિ. સં. ૩૭૫) છે, તો એનાં દાનશાસન વ. સં. ૪૪૭ (વિ સં. ૮૨૨) સુધીનાં મળ્યાં હોઈ સામાન્યતઃ એને હિ. સ ૧૬૦ (વિ સં. ૮૩૨)ના આરબ હુમલા સાથે સાંકળવામાં આવતો. એવી, રીતે સહુથી પહેલી આરમ

ચડાઈ વિક્રમની નવમી સદીમાં સિંધ ઉપર થઈ, ને તે પહેલાં આરબની કોઈ ચડાઇ થઈ નહોતી એવુ વિધાન કરેલુ છે, જ્યારે આરબ સરદાર મોહમ્મદ કાસિમે ઈ. સ. ૭૧૧–૧૨ (વિ. સં. ૭૬૮)મા સિંધ કબજે કર્યાનો સમય આરબ તવારીખમા નિશ્ચિત થયેલો છે ને ઈસ્વી આઠમી સદીમાં ગુજરાત પર આરબોના અનેક હુમલા થયાનું નોંધાયુ છે, જેમાં નવસારીના ચાલુક્ય નરેશ અવનિજનાશ્રય પુલકેશીના ક. સં. ૪૯૦ (ઈ સ. ૭૩૯)ના સંસ્કૃત તામ્રશાસનમા આવતા વિગતવાર ઉલ્લેખનો પણ સમાવેશ થાય છે વનરાજના પિતાના રાજ્યનો નાશ પ્રતીહારવંશના રાજા વત્સરાજ કે મિહિરભોજે કર્યો હોય એવો સંભવ અગાઉ પણ રજૂ થયેલો છે, પરંતુ વલભી રાજ્યનો વિનાશ એ કોઈ પ્રતીહાર રાજાને હાથે થયો હોવાનો તર્ક નવો છે અને એમા વનરાજ અને પંચાસરને લગતી અનુશ્રુતિઓને સાથે વણી લેવામા આવી છે ઇતિહાસમા સંભાવના તરીકે નવા તર્કોને સ્થાન છે, પરંતુ ઉપલબ્ધ સાક્ષ્યવારીનો ઉપેક્ષા તો ન જ થાય ને?

ગુજરાતના ઇતિહાસમા હજી કેટલાય પ્રશ્ન અણઉકલ્યા રહ્યા છે. દાખલા તરીકે, આપણા આ પ્રદેશનુ નામ 'ગુજરાત' કેવી રીતે પડ્યું? આ પ્રદેશને માટે 'ગુજરાત'નો પ્રયોગ વાઘેલા કાલથી દેખા દે છે ને 'ગુર્જર' કે 'ગુર્જર દેશ' જેવું નામ પણ સોલંકી કાલની પહેલા નજરે પડતુ નથી. આ પ્રદેશને આ નામ લાગુ પડયુ તે પહેલા આપણા આ સમસ્ત પ્રદેશ માટે કોઈ સામાન્ય નામ પ્રયોજાતુ કે કેમ? 'લાટ' શબ્દ આ આખા પ્રદેશ માટે વપરાતો? ક્યારે? આનર્તની પાટનગરી કુશસ્થળી સુરાષ્ટ્રમા હતી ને હાલના મહેસાણા જિલ્લામા આવેલું વડનગર આનર્તપુર તરીકે ઓળખાતુ, તો 'આનર્ત' નામ પણ ક્યારેક આ સમગ્ર પ્રદેશ માટે પ્રયોજાતુ કે કેમ? ને આનર્તો કોણ હતા? શાર્યાતો, આનર્તો ને રૈવતો એક જ હતા કે જુદા? મનુ વૈવસ્વતથી પાડવોના સમય સુધીમા ઐક્ષ્વાકુવંશમા ૬૨, પૌરવ વંશમા ૪૯ અને યાદવ વંશમા ૫૮ પેઢી ગણાવવામા આવે છે, ત્યારે ગુજરાતના પૌરાણિક વંશમા માત્ર શર્યાતિ, આનર્ત, રેચમાન, રેવ અને રૈવત જેવી પાંચ પેઢી જ થઈ હોવાનુ કેવી રીતે સંભવે? રંગપુર, લોથલ, સોમનાથ, રોઝડી, ભાગાત્રાવ વગેરે સ્થળોએ દેખા દેતી હડપ્પ સંસ્કૃતિને સિંધ અને પંજાબ સાથે તેમજ સુમેર અને મિસર સાથે કેવોક સંબધ હતો? ને એ સંસ્કૃતિને વેદકાલીન આર્ય તેમજ આર્યેતર સંસ્કૃતિ સાથે કેવો સબધ હતો? તામ્રકાસ્ય યુગની એ સંસ્કૃતિને લઘુપાષણ યુગની

સંસ્કૃતિ સાથે શો સંબંધ હતો ? પાષાણ યુગના અહીંના માનવી કઈ જાતિના હતા ? પછી અહીં બહારથી કયા કયા લોકો આવ્યા ને ક્યારે ?

યાદવાસ્થલી પછી અહીં કોની સત્તા સ્થપાઈ ? પુરાણોમાં જણાવેલા અહીંના બીજા રાજાઓ કયા વંશમાં થયા ને કયા સમયે ? ભગવાન બુદ્ધના સમયમાં અહીં કોની રાજસત્તા પ્રવર્તતી ? અહીં મગધનું આધિપત્ય ક્યારે જામ્યું ? મૌર્ય રાજા અશોકનો ઈરાની નામવાળો યવનરાજ તુષાસ્ફ ઈરાની કે યવન ? બાહ્લિક યવનોની સત્તા અહીં ક્યારે પ્રવર્તી ? મિલિન્દ અને અપલદત્ત ક્યાં રહી રાજ્ય કરતા ? નહપાન અને નભોવાહન એક કે જુદા ? નહપાનની રાજધાની નાસિકમાં કે ભરુકચ્છમાં ? સર્વભટ્ટારક કયા વંશનો ને ક્યારે થયો ? સુદર્શનના સેતુનો નાશ ક્યારે થયો ?

વનરાજ ચાવડાનો પિતા કોણ ને એ કોને હાથે મરાયો ? ભૂવડ કયા વંશનો ને ક્યારે થયો ? વનરાજના વંશજોની બે વંશાવળીઓમાં ફેર પડે છે, તો એમાં ખરું શું ને ખોટું શું ? મૂળરાજ સોલંકીનો પિતા ક્યાં સત્તા ધરાવતો અને એને ગુર્જર-પ્રતીહારો સાથે શો સંબંધ હતો ? ભીમદેવની રાણીનું નામ ચૌલા કે બકુલા ? સોલંકી સમયમાં વર્ણવાતી શૈવો અને જૈનો વચ્ચેની ખટપટોમાં ખરું કેટલું ? આવા અનેક પ્રશ્ન હજી ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાં કોયડારૂપ રહ્યા છે.

મુખ્ય પ્રશ્ન તો છે વધુ ને વધુ સાધનસામગ્રી શોધતાં રહેવાનો અને મળેલી સાધનસામગ્રીનો તલસ્પર્શી અભ્યાસ કરી એમાંથી મળતી હકીકતનો શાસ્ત્રીય ઉપયોગ કરવાનો.

કેવળ અનુશ્રુતિઓ પર આધાર નહિ રાખતાં સાહિત્ય, અભિલેખો, સિક્કાઓ અને પુરાવશેષોને આધારે મુંબઈ ઈલાકાના સર્વસંગ્રહના ગ્રંથ-૧ તરીકે ગુજરાતનો સિલસિલાબંધ ઇતિહાસ ૧૮૯૬ મા અંગ્રેજીમા પ્રસિદ્ધ થયો અને એના પરથી શ્રી. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈએ ગુજરાતીમાં 'ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ' તથા 'ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ' રૂપરેખારૂપે ૧૯૧૮ માં બહાર પાડયો. તે પછી ગુજરાતનો સળંગ ઇતિહાસ ભાગ્યેજ લખાયો છે. અંગ્રેજીમાં શ્રી રસિકલાલ છો. પરીખે 'કાવ્યાનુશાસન'-ની પ્રસ્તાવનામાં હેમચન્દ્રનાં જીવન તથા સમયના ભૂમિકારૂપે પૌરાણિક કાલથી માંડીને હેમચન્દ્રાચાર્ય સુધીના સમયની ઇતિહાસની રૂપરેખા આલેખી છે, જ્યારે પ્રો. કોમિસરિયેતે સલ્તનત કાલનો તથા મોગલ કાલનો વિગતવાર ઇતિહાસ લખ્યો છે. ભારતીય વિદ્યાભવને 'ગ્લોરી ધેટ વૉઝ ગુર્જરદેશ' ના ભાગ ૧ માં પ્રાગૈતિહાસિક કાલથી ભારતયુદ્ધકાલ સુધીનો અને ભાગ ૩ માં પ્રતીહારો, પરમારો અને સોલંકીઓનો અર્થાત્ ચાવડા-સોલંકી-વાઘેલા-કાલનો ઇતિહાસ પ્રગટ કર્યો છે. મૈત્રકકાલ વિશે ડૉ. કૃષ્ણકુમારી વીરજીનું અને સોલંકી કાલ વિશે શ્રી. અશોક મજુમદારનું પુસ્તક બહાર પડયું છે. ગુજરાતીમાં શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીએ ચાવડા-સોલંકી-વાઘેલા વંશોનો ઇતિહાસ આપ્યો છે, જ્યારે શ્રી. રત્નમણિરાવે ઇસ્લામયુગના સલ્તનત-સમયનો ઇતિહાસ વિગતે નિરૂપ્યો છે. મૈત્રકકાલીન ગુજરાતના રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસ વિશે આ વક્તાનું પુસ્તક પ્રગટ થયુ છે, પરંતુ એ પહેલાના ક્ષત્રપકાલ વિશે પછી ઇતિહાસ લખાયો નથી. સલ્તનત સમયના અંતથી માંડીને ૧૯૬૦ માં ગુજરાતનુ અલગ અને સંકલિત એકમ રચપાયું ત્યાં-સુધીનો ઇતિહાસ પણ લખાવો બાકી છે. અંગ્રેજીમાં પ્રો. કોમિસરિયેતે ૧૭૫૮ થી ૧૯૪૮ સુધીનો ઇતિહાસ તૈયાર કર્યો છે, તે જલદી બહાર પડે તો સારું.

ને છતાં આમાંના કેટલાક ઇતિહાસ અમુક જ સમયને લગતા કે અમુક જ રાજવંશને લગતા છે. સોલંકી વંશના કે સલ્તનતના સમયમાં ગુજરાતમાં, ખાસ કરીને સૌરાષ્ટ્રમા, જે અનેક સ્થાનિક રાજ્ય હતા તે

રાજ્યોનો સળંગ ઇતિહાસ-ભાગ્યેજ તૈયાર થયો છે. એવી રીતે ક્ષત્રપકાલ, સોલંકી કાલ સલ્તનત કાલ ને મોગલ-મરાઠા કાલના રાજકીય ઇતિહાસના સંદર્ભમાં તે તે સમયના સાંસ્કૃતિક ઇતિહાસ વિશે હજી ઘણી ઉપલબ્ધ સામગ્રીનો ઝીણવટથી અભ્યાસ કરવો બાકી છે. પોર્ચુગીઝ, ડચ અને અંગ્રેજ સત્તાને લગતા દસ્તાવેજોમાંથી તેમજ આઝાદી પછી વિલીન થયેલાં મોટાં નાનાં રાજ્યોનાં દફતરોને તપાસી એમાંથી ઘણી માહિતી તારવવાની છે ઇતિહાસ-સંશોધનનાં જુદાં જુદાં ક્ષેત્રોના અભ્યાસીઓ આ દિશામાં એકાદ દસકો પ્રવૃત્ત રહે, તો ગુજરાતનો સળંગ સર્વાંગીણ ઇતિહાસ તૈયાર થઈ શકે

ભારતીય વિદ્યાભવનની ભારતના ઇતિહાસની ગ્રંથમાલા નિયમિત આગળ વધી રહી છે, જ્યારે ગુજરાતના ઇતિહાસના પહેલા ત્રણ ભાગમાંનો વચલો ભાગ, અઢાર વર્ષ થયાં, વિસારે પડી ગયો છે. સોલંકી કાલ પછીના સમયને લગતા ખંડોની તો પછી વાત જ શી કરવી ?

વડોદરાની મ. સ. યુનિવર્સિટીએ ગુજરાતની ઐતિહાસિક અને સાંસ્કૃતિક સાલવારીનો એક ગ્રંથ તૈયાર કરાવી બહાર પાડયો છે, જેમાં પ્રાચીનતમ કાલથી ઈ. સ. ૯૪૨ સુધીના સમયને આવરી લેવામાં આવ્યો છે. ગુજરાતના ઇતિહાસની આવી સળંગ રૂપરેખા લાંબા વખતની જરૂરિયાત પૂરી પાડે છે, પરંતુ સોલંકી કાલથી શરૂ થતા બાકીના ખંડો વિશે હવે કંઈ હિલચાલ જણાતી નથી।

જિલ્લાવાર સર્વસંગ્રહોની સુધારાવધારા સાથેની પુનરાવૃત્તિઓ તૈયાર કરાવવાની યોજનામાં અત્યાર સુધીમાં ભરૂચ જિલ્લાના સર્વસંગ્રહનું પુસ્તક બહાર પડયું છે, સુરત જિલ્લાનું છપાય છે, અને હવે સૌરાષ્ટ્રના જિલ્લાઓનું કામ ચાલે છે એવું જાણવા મળે છે. ગુજરાત સરકાર ધારે, તો આ કામમાં ગુજરાતના સ્થાનિક વિદ્વાનોનો લાભ લઈ એ કાર્યને વધુ ઝાપી અને વધુ સંગીન બનાવી શકે. ખાનગી રાહે તૈયાર કરેલ 'ચરોતર સર્વસંગ્રહ' નો નમૂનો પણ આ બાબતમાં લક્ષમાં લેવા જેવો દેખાય જિલ્લાવાર સર્વસંગ્રહો બહાર પડતા રહે તે કરતાં ય એ ગ્રંથમાલાની ભૂમિકારૂપે સમગ્ર ગુજરાતનો સળંગ અને સુધારાવધારાવાળો ઇતિહાસ તૈયાર થાય ને પ્રકાશિત થાય એ વધુ જરૂરી છે. ગુજરાતના ઇતિહાસના જાણકારો પાસે પહેલાં

સમગ્ર ગુજરાતનો સળંગ ઇતિહાસ તૈયાર કરાવવામાં આવે, તો જિલ્લાવાર સર્વસંગ્રહોમાં કેટલીયે પુનરુક્તિઓ અને અસંગતતાઓ ટાળી શકાય. ગુજરાત સરકાર આ બાબતમાં સ્થાનિક વિદ્વાનોની સલાહ લે, તો કેવું સારું !

ગુજરાતનો સર્વાંગીણ ઇતિહાસ તૈયાર કરવો એ કોઈ એકાદ વ્યક્તિનું કામ નથી; એને માટે તો એક સંગીન યોજના જોઇએ અને એ યોજના અનુસાર ઇતિહાસ-સંશોધન કરનાર વિદ્વાનોનું જૂથ જોઇએ. એમાં પુરાવશેષીય સામગ્રીના અભ્યાસી હોય, સંસ્કૃત-પ્રાકૃત સાહિત્યના અભ્યાસી હોય, અભિલેખો અને સિક્કાઓના અભ્યાસી હોય, ગ્રીક રોમન ચીની અને અરબી-ફારસી તવારીખના અભ્યાસી હોય, અપભ્રંશ અને જૂની ગુજરાતીના અભ્યાસી હોય, ડચ પોર્ચુગીઝ અને અંગ્રેજી દસ્તાવેજોના અભ્યાસી હોય, અપ્રસિદ્ધ હસ્તલિખિત ગ્રંથોના અભ્યાસી હોય, માનવવિદ્યા અને સમાજ-વિદ્યાના તેમજ રાજકારણ અને અર્થકારણના અભ્યાસી હોય, ગુજરાતી સાહિત્યના અભ્યાસી હોય, અને એ અને એવાં બીજાં બધાં પાસાંને સંકલિત કરનાર સામાન્ય સંપાદક પણ હોય. આ યોજના તો ગુજરાત સરકાર કે ગુજરાતની કોઈ યુનિવર્સિટી કે ગુજરાતની બીજી કોઈ વિદ્યાસંસ્થા ઘડી શકે અને એનું સંચાલન સંભાળી શકે. ઇતિહાસ અને સંસ્કૃતિનાં જુદાં જુદાં પાસાંના અભ્યાસીઓ પોતપોતાની માહિતી પૂરી પાડે અને એનું પદ્ધતિસર સંકલન કરી એના ગ્રંથ ક્રમશઃ પ્રસિદ્ધ થતા રહે એ તો ગુજરાત સરકારની આર્થિક મદદથી જ થઇ શકે. ગુજરાતની બીજી વિદ્યા-સંસ્થાઓનો સહારો સાધી એ યોજના પાર પાડનાર વિદ્વાનો અને સંચાલકો મેળવી શકાય. પણ હજી એ સુયોગ કોણ જાણે ક્યારે સાંપડશે ! ભારત સ્વતંત્ર થયે પંદર વર્ષ પૂરાં થવા આવ્યાં ને ગુજરાતનું વહીવટી એકમ થયે બે વર્ષ પૂરાં થઈ ગયાં, તો યે હજી ગુજરાતના જિલ્લાવાર ગામોના નકશા ને ગામોનાં નામોની યાદી તૈયાર નથી ! બગોદ્રા, બ્રોચ, કેરા ને કૅમ્બે જેવાં અંગ્રેજી અટપટાં રૂપ ચાલુ રહે છે, એટલું જ નહિ, અંગ્રેજી નકશાઓ અને અંગ્રેજી યાદીઓ પરથી ગુજરાતી સ્થળનામોનાં ય વિકૃત રૂપ ઊભાં થાય છે, જેમકે બારેજાદી (બારેજડી), વાટવા (વટવા), વાસો (વસો), કાદી (કડી), ઢોલકા (ધોળકા) વગેરે. ભારતના પ્રાદેશિક ઇતિહાસ-ભૂગોળનાં પુસ્તકો ભારતીય ભાષામાં લખાય ને છપાય એ કેટલું આવશ્યક છે ! આ બાબતમાં ગુજરાતની સરકાર, સંસ્થાઓ અને અગ્રણી વ્યક્તિઓ જેટલી

સજાગ રહે, તેટલી વહેલી સુવિધા થશે.*

× × ×

જ્યાંસુધી ગુજરાતના ઇતિહાસમાં અટલુ બધું કરવાનું બાકી છે ત્યાંસુધી માગ જેવાની ઘણી પ્રવૃત્તિ એને કેન્દ્રિત રહે એ સ્વાભાવિક છે. પોતાના પ્રાદેશિક ઇતિહાસમાથી ઘણે અંશે ઊચે અવાય, તો ભારતના ઇતિહાસમાં અહીંના ઇતિહાસ-સંશોધકો વધુ ફાળો આપી શકે. ને સુમેર કે મિસર, એલમ કે બેબિલોનિયા, ક્રીટ કે ગ્રીસ, રોમ કે બ્રિટન, ચીન કે ઑસ્ટ્રેલિયા, અમેરિકા કે રશિયા-એવા કોઈ વિદેશના પ્રાચીન કે અર્વાચીન ઇતિહાસમાં આપણે કંઈ નોંધપાત્ર ફાળો આપી શકીએ એ તો દૂરના ભવિષ્યનું સ્વપ્ન લાગે છે. ને મેં તો સામાન્યતઃ ભારતના ઇતિહાસમાં, વિશેષતઃ ગુજરાતના ઇતિહાસ-સંશોધનમા જ કંઈ ફાળો આપ્યો છે; ને એનો જશ ગુજરાત વિદ્યાસભાને જાય છે. છતાં કમભાગ્યે આપણી વિદ્યાસંસ્થાઓ, આર્થિક સગવડની ભારે મર્યાદાને લઈને, આપી શકાય તેથી ઘણું ઓછું પ્રોત્સહન આપી શકે છે. સંશોધન, લેખન, સંપાદન અને પ્રકાશનની સંગીન યોજના હોય અને એ યોજનાની આર્થિક જવાબદારી ગુજરાત સરકાર કે ગુજરાતની કોઈ વિદ્યાસંસ્થા ઉપાડી લેતી હોય, તો આપણે ત્યાં જે થોડાઘણા ઇતિહાસસંશોધકો છે તેમની શક્તિનો પૂરો લાભ ઉઠાવાય અને ગુજરાતનો સર્વાંગીણ ઇતિહાસ એકાદ દસકામાં જરૂર તૈયાર કરી શકાય એવી મને શ્રદ્ધા છે.

એકના ઇતિહાસ-સંશોધનના કાર્યમાં જ રોકાયેલા રહેવાનું હોય તો એ કાર્યમાં જેટલો ફાળો આપી શકાય, તેના કરતા ઘણો ઓછો ફાળો હું અત્યાર સુધીમા આપી શકયો છુ. એ છતા મારા એ અલ્પ ફાળાને ય ગણનાપાત્ર ગણીને ગુજરાત સાહિત્ય સભાએ આજે મારું જે બહુમાન કર્યું છે તેને માટે હું અત્યંત કૃતજ્ઞ છું અને યોગાનુયોગે મારા પરમગુરુને હસ્તે અર્પણ થયેલો આ સુવર્ણચંદ્રક અને ઇતિહાસ સંશોધનના ક્ષેત્રમા વધુ ને વધુ ફાળો આપતા રહેવાની પ્રેરણા આપશે એ શ્રદ્ધા સાથે હું આપ સહુનો ય આભાર માનું છું

*તાજેતરમાં જાણવા મળ્યુ છે કે ગુજરાત સરકાર તરફથી ગુજરાત રાજ્યના બધાં સ્થળ-નામોની ગુજરાતી તથા અંગ્રેજી જોડણીના શુદ્ધીકરણનું કામ શરૂ કરવામા આવ્યું છે, જિલ્લાવાર સર્વસંગ્રહોના અગ્રેજી ગ્રથોમાં જિલ્લાના બધા ગામોના નામ અગ્રેજી ઉપરાંત ગુજરાતીમાં પણ આપવાનું અપનાવવામાં આવ્યું છે. ગુજરાતીનાં સ્થળ-નામોના શુદ્ધ રૂપ વિશે હવે ઘણી ઓછી મૂંઝવણ રહેશે

# સંત કવિ છોટમ

## :એક પરિચય:

લેખક અધ્યા. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી
એમ. એ., પીએચ. ડી.



સંત કવિ છોટમ–સાર્ધશતાબ્દી સમારંભ
તા. ૭-૭-૧૯૬૨, કનિજ

# સંતકવિ છોટમ

(ઈ. સ. ૧૮૧૨-૧૮૮૫)

## ૧. જીવનરેખા

"ધર્મ વિચારો રે ધર થકી, તજી કપટ તમામ;
પડતાં ધારે જે પાપમાં, ધર્મ તેનું છે નામ,
... ... .. ... ... ... ... ... ... ...
વેદવચન થકી ધર્મને, પથે ચાલશે જેહ,
છોટમ પ્રભુને જે ભજે, તરે ભવજળ તેહ."

જેમનાં કીર્તન ચરોતરમાં રચાયાં હોવા છતાં છેક સૌરાષ્ટ્ર સુધી ગવાય છે અને એ રચાયે લગભગ સો વર્ષ થયાં હોવા છતાં હજી અનેક વૃદ્ધજનોને કંઠસ્થ છે, તે કવિ છોટમ દલપત-કાળના એક લોકપ્રિય સંતકવિ હતા.

પેટલાદ તાલુકાના મલાતજ ગામમાં સાઠોદરા નાગર જ્ઞાતિના કાળિદાસ સુખરામ ત્રવાડીના જ્યેષ્ઠ પુત્ર છોટાલાલ સંવત ૧૮૬૮ના ચૈત્ર સુદ ૧૨ (તા. ૨૪-૩-૧૮૧૨) ના રોજ જન્મેલા. સત્તર વર્ષની વયે છોટાલાલે પિતાની છત્રછાયા ગુમાવી, ત્યારે એમને શિરે વિધવા માતા, ત્રણ નાના ભાઈઓ અને એક બહેનની જવાબદારી રહેલી હતી, પોતે જ્ઞાન યોગ અને ભક્તિના ઉપાસક હતા છતાં તલાટી તરીકે નોકરી કરી નાના ભાઈઓના વિદ્યાભ્યાસને ઉત્તેજન આપતા. હીરાલાલે જ્યોતિષ વિદ્યામાં નામના મેળવી, શંભુલાલે કર્મકાંડ અને ધર્મશાસ્ત્રનો વારસો લીધો, જ્યારે સહુથી નાના વ્રજલાલે અનેક વિદ્યાઓ અને શાસ્ત્રોનું અધ્યયન કર્યું. વ્રજલાલ સિનોરમાં હતા ત્યારે છોટાલાલ એમની સાથે નર્મદાને સામે કાંઠે આવેલા કાર્તિકેશ્વર મહાદેવની યાત્રાએ ગયા, જ્યાં એમને શ્રીપુરુષોત્તમ નામે સિદ્ધનો સમાગમ થયો. એમણે છોટમે રજૂ કરેલા જ્ઞાન યોગ અને ભક્તિને લગતા અનેક સંશયોનું નિવારણ કરી

સંતકવિ છોટમ



જન્મ સને ૧૮૧૨

નિર્વાણ-સને ૧૮૮૫

એ મુમુક્ષુના પૂર્વભવના સંસ્કારોના ઉદયને વેગ આપ્યો અને શીખ આપી કે

છોટમ, તુજમા સત્ત્વગુણ જાણી આપ્યું જ્ઞાન;
એકાંતે એક ચિત્તથી, ધરજો તેનું ધ્યાન.
અનુભવ ઉરમાં વાધશે, રચજો રૂડા ગ્રંથ;
તેમાં ખંડી નાખજો, પાખંડીના પંથ.
વેદધર્મ છે જૂનો જેહ, ગ્રંથ રચી વિસ્તારો તેહ;
દેશી ભાષામા રચી ગ્રંથ, લખજો શુદ્ધ પુરાતન પંથ

સિદ્ધની આ શીખ લઈ છોટાલાલ મહાતજ પાછા ફર્યા, સરકારી નોકરી તજી ઈશ્વરની ઉપાસનામાં અને અસલ ધર્મના ઉપદેશમાં પરાયણ બન્યા. આ બનાવ સં. ૧૯૦૩ ના અરસામાં બન્યો લાગે છે. સંસારમાં આસક્તિ નહિ ધરાવતા છોટાલાલ સંસારની જંજાળમાં પડ્યા નહોતા. નાના ભાઈઓ હવે પુખ્ત વયના હોઈ પોતપોતાની જવાબદારી સંભાળી લે તેવા હતા. હીરાલાલ જોશ જોતા હતા અને ભણાવતા હતા. શંભુલાલ કર્મકાંડ અને જર જમીનનુ સંભાળતા હતા. વ્રજલાલ શાસ્ત્રોના અધ્યયનમાં બહાર ફર્યા કરતા હતા. હીરાલાલને અભેરામ કાકા સાથે રહેવાનું ગોઠી ગયું હતું. શંભુલાલ અને બાલ વિધવા બહેન દિવાળી બાપીકે ઘેર રહેતા હતાં. ત્યાં છોટાલાલ રહેવા આવ્યા. બહારનુ કામ ભાઈ શંભુલાલ સંભાળે અને ઘરનું કામ બહેન દિવાળી સભાળે. છોટાલાલ નિશ્ચિંતતાથી પોતાના કર્તવ્યને અદા કરવા લાગ્યા. પદો ને આખ્યાનો તરફ પોતાને પહેલેથી પ્રીતિ હતી. જ્ઞાન યોગ ને ભક્તિ વિશે નાનપણથી મમતા હતી. સાંખ્ય અને વેદાંતના તત્ત્વજ્ઞાનની ભૂમિકા હતી. શાસ્ત્રો અને પુરાણોમાંથી જોઈ જોઈએ તેવી સામગ્રી પૂરી પાડે તેવા વિદ્વાન ભાઈ હતા. નરસિંહ, પ્રેમાનંદ ને શામળ તથા અખો, ધીરો, ભોજો ને દયારામની રચનાઓના વિવિધ છંદોની ફાવટ હતી. હવે એક વાર પોતાના જીવનના પરમધ્યેયનો નિર્ણય થઈ ચૂક્યો કે તરત જ એઓ પૂર્ણયોગની ઉત્તરોત્તર સિદ્ધિમા તેમજ સ્વાનુભૂતિ દ્વારા, સ્પષ્ટ થતા અસલ વેદધર્મને લોકોમા પુન પ્રતિષ્ઠિત કરે તેવી વિશદ સુબોધ કાવ્યરચનામા પરાયણ બન્યા. 'છોટાલાલ તલાટી' મટી 'મહાત્મા છોટમ' બન્યા. જ્ઞાન યોગ અને ભક્તિનો સાક્ષાત્કાર કરી એનો લાભ વિશાળ જનસમુદાયને આપનાર પથપ્રદર્શક બન્યા. સાંસારિક જનોની વચ્ચે ગૃહસ્થ રહી સહુને આત્માના સત્ય સ્વરૂપનો તથા એ સ્વરૂપ પામવાના માર્ગનો મર્મ સમજાવનાર પરમગુરુ બન્યા.

સાખ્ય યોગ તથા વેદાન્તના સિદ્ધાન્તો દ્વારા ઉપનિષદોની વાણીને અંતરમાં ઉતારે તેવાં અનેકાનેક અવનવાં સુબોધ પદ રચાતાં ગયાં અને ભાવિક જનતાને મુખે ઝિલાતાં ગયાં.

જાગ રે જીવ અજ્ઞાન આળસ તજી
જગત કરનારને લે ને જાણી,
નરદેહ નિરમિયો જાતિ સંભાળવા,
આચરે અનીતિ તે અધમ પ્રાણી.

* * *

ભૂલમાં શું ફરે ભમતો, નફ્ટ નર ભૂલમાં શું ફરે ભમતો.
તને જ્ઞાનમાર્ગ નથી ગમતો, નફ્ટ નર ભૂલમાં શું ફરે ભમતો
દીનદયાળે દેહ દીધો છે, તે સુકૃત સાધન સારુ;
અમૃત મૂકી અશન કરે વિષનું, તેમાં ભલું નથી તારું.

* * *

તારું ખેતર હરણાં ખાય રે, જંજાળી જનુવા;
તે તો ફળવંત કયાથી થાય રે, જંજાળી જનુવા.

* * *

તું તો ન્યારો રહીને ખેલે છે નારાયણ રે.
તારી ઇચ્છા તેહ જ માયા, તેમાં સઘળા ભેદ સમાયા.
તું નિર્ગુણ પણ ગુણ તુજમાં દીસે ઘણા રે. તું તો૦

* * *

કાયા છે તો નિશદિન કર સમરણ કરતારનું રે.
જતન કર્યું જઠરામાં જેણે, તારો દેહ રચ્યો છે તેણે;
એણે કામ કર્યું છે અતિ ઉપકારનું રે. કાયા છે તો૦

* * *

મોટમ મૂકો રે મન થકી, અનરથ-મૂળ અભિમાન જી;
સમરથ સરજનહાર છે, ધરવું તેહનું ધ્યાન જી. મોટમ૦

* * *

ધર્મ વિચારો રે ઘર થકી, તજી કપટ તમામ;
પડતાં ધારે જે પાપમાં, ધર્મ તેનું છે નામ. ધર્મ૦

* * *

બે પખીડે, તન-તરુવર પર વાસ કર્યો છે આવી;
રસ ગગન તણો, ચુગે છે નિજ ચાંચ ભરી ભરી લાવી.

* * *

વાકા શું ચાલો છો રે, કુબુદ્ધિ પડશો કંટકમાં;
સાચો મારગ મૂકી રે, પડો છો શિદ સંકટમાં.

* * *

કાયારૂપી નગરી રે, કીધી છે કોઈ કારીગરે,
મને માની મારી રે, મિથ્યા અભિમાન ધરે.

* * *

હરિ હરિ ભજને રે, હરઘડી હેતે કરી,
અપાર ભવસાગર રે, તેને તું તો જાશે તરી.

* * *

કંઠી બાંધે વંઠી અકલ શુદ્ધ ના કરી,
ધર્મ ધારણકર્તા, પૂંજી પાપની ભરી.

* * *

પ્રભુનો મારગ સૌથી સહેલો, એક અટપટું એમાં રે,
નિર્મળ મન પોતાનું કરવું, જ્યોતિ પ્રકાશે જેમાં રે.

* * *

જોને જાગી જીવ અભાગી, શું નિદ્રામા ઘોરે છે,
પટ શત્રુ છે તારી સાથે, ધર્મરૂપી ધન ચોરે છે.

* * *

પ્રભુભજન વિના પલક જાય છે વૃથા જો,
માનો માવહાનો મેર જાય છે જયા જો.

* * *

સત્ય નહીં તે ધર્મ જ શાનો, દયા વિના શું દાન જોને,
મન વશ નહિ તે તપ પણ શાનુ, શીલ વિના શું સ્નાન જોને,

* * *

છો રે શું રે ઊંઘે છે અજ્ઞાનમાં, આવો અવસર એળે જાય,
વળતી તે શું થાય, જાગી જોને જીવડા

*　　*　　*

તેરા તન-તબુરા બડા, તુબા હાડ ચામસે મઢા

*　　*　　*

કાયા-વાડી કરી કરતારે, માંડી મૂક્યો જીવ માળીને,
ગગન-ઝરૂખે રહીને ઝાંખે, સુરત વડે સભાળીને

*　　*　　*

તન-તરુવરમાં જીવ શિવ બે હંસો કેરો વાસ છે,
એક ફલભોગી, એક કરમ-ફલદાતા, આપ ઉદાસ છે.

આવા તો સેંકડો પદ છે, જે પહેલાં 'કીર્તનમાળા'માં અને પછી 'છોટમની વાણી'માં પ્રગટ થયા છે

### ૩. જ્ઞાનકાવ્યો

કવિ છોટમે માત્ર નાના નાના કીર્તન જ નહિ, મોટા મોટા જ્ઞાનપ્રધાન ખડકાવ્યો અને બોધપ્રધાન આખ્યાનો પણ રચ્યા છે આ કૃતિઓમાં કેટલીકને અંતે એની રચનાની મિતિ આપવામાં આવી છે

મિતિવાળા જ્ઞાનકાવ્યો પણ આ પ્રમાણે છે

૧. **કપિલગીતા** (સ ૧૯૦૧)-પદ્મપુરાણમાંથી કપિલ મુનિએ સિદ્ધોને કહેલા સિદ્ધાંતનો સાર નિરૂપ્યો છે ('છોટમકૃત કાવ્યસંગ્રહ')

૨. **શિવસ્વરોદય** (સં ૧૯૧૧)- શિવે કહેલ સ્વરોદયના શાસ્ત્રની સમજૂતી આપતા આ હિંદી કાવ્યમાં નાડી, પંચતત્ત્વ, પ્રશ્ન, યોગ ઇ વિષયોનું નિરૂપણ છે ('શિવસ્વરોદય')

૩. **બોધચિંતામણિ** (સ ૧૯૧૮)- વિનયવત શિષ્યને વિવેકાનંદ ગુરુ વેદનો ધર્મ સમજાવે છે ને કર્મમીમાંસા તથા બ્રહ્મમીમાંસા, આરંભવાદ, પરિણામવાદ અને વિવર્તવાદ, નિરાકાર અને સાકાર ઇત્યાદિ મતોની ચર્ચા કરી મૂળ વેદધર્મનો મર્મ દર્શાવે છે (અપ્રસિદ્ધ)

૪. **ભક્તિકલ્પતરુ** (સ ૧૯૨૨)- વિશ્રામ નામે ૧૧ ખડમાં રચાયેલા આ કાવ્યમાં ભક્તિનું સ્વરૂપ, એના અંગ, યોગ, જ્ઞાન, દશધા ભક્તિ, ભક્તિની પરંપરા, ગુરુમહિમા, સત્સંગમહિમા, નાસ્તિક મતો,

ભક્તિરૂપી કલ્પતરુનો મહિમા ઇત્યાદિનું નિરૂપણ કરેલું છે. ('સાંખ્યસાર-વિવેકજ્ઞાન, પ્રબોધસૂર્યોદય, ભક્તિકલ્પતરુ, તારકમહિમા'; 'ભક્તિકલ્પતરુ'; 'છોટમની વાણી, ભા.૩')

૫. **અંકાવલી** (સં. ૧૯૨૩)—એકથી સો સુધીના અંકો દ્વારા તત્ત્વજ્ઞાનનાં જુદાં જુદાં તત્ત્વોનું નિરૂપણ કરેલું છે. ('છોટમકીર્તનમાળા, ભા. ૨', 'છોટમની વાણી, ભા. ૧')

૬. **પ્રબોધસૂર્યોદય**[1] (સં. ૧૯૨૩)– આમાં પુરુષ અને માયાના પરિવારમાં વિવેક અને મોહના દ્વન્દ્વ દ્વારા આત્મા અને પરમાત્માના ઐક્યનો, પરમાત્માના ધ્યાનનો, મહાકારણના સ્વરૂપનો અને આત્મતત્ત્વવિચાર દ્વારા થતા વિવેકના વિજયનો પ્રબોધ આપવામાં આવ્યો છે. આ કાવ્યના પાંચ ખંડ છે. ('સાંખ્યસાર–વિવેકજ્ઞાન,પ્રબોધ-સૂર્યોદય, ભક્તિકલ્પતરુ, તારકમહિમા')

૭. **ઉપાસનાકુતૂહલ** (સં. ૧૯૨૫)– એમાં વિષ્ણુ શિવ ગણેશ શક્તિ અને સૂર્ય એ પંચ દેવના ઉપાસકો તથા મીમાંસા સાંખ્ય આદિ ષડ્ દર્શનના પંડિતો પોતપોતાના મતનું પ્રતિપાદન કરી બીજાઓના મતોનું ખંડન કરે છે, તો એમાં ખરું શું? એ પ્રશ્નના ઉત્તરમાં મહાવાક્યથી વ્યક્ત થતા અક્ષરાતીત પરબ્રહ્મની ઉપાસનાનો મહિમા દર્શાવવામાં આવ્યો છે. (અપ્રસિદ્ધ)

૮. **ગુરુમહિમા** (સં. ૧૯૨૫)– શિવે પાર્વતીને કહેલ ગુરુમહિમા ગુરુગીતાના સારરૂપે અહીં ગરબાના રૂપમાં રજૂ કરવામાં આવ્યો છે. ('છો. કી. મા., ભા. ૩'; 'ગુરુમહિમા....'; 'છો. વા., ભા. ૧')

૯. **ધર્મબ્રહ્મપ્રકાશ** (સં. ૧૯૨૫)– સંસ્કૃત ભાષા ન જાણનાર જનો પાખંડી પંથોનાં વચનોથી ગેરરસ્તે દોરવાતાં, ભાઈ વ્રજલાલે વેદમાં નિરૂપાયેલા ધર્મ અને બ્રહ્મનો મર્મ સમજાવશો. એ સાંભળીને છોટમે વ્રજભાષામાં આ ગ્રંથ રચ્યો. એના બે કાંડ છે: ધર્મકાંડ અને બ્રહ્મકાંડ. ધર્મકાંડમાં વેદમહિમા, પ્રમાણ, ધર્મપ્રશંસા, સાધારણ ધર્માચાર, વર્ણાશ્રમાચાર, સૃષ્ટિવાટિકા, સુજનદુર્જનલક્ષણ ઇત્યાદિ વિષયોનું નિરૂપણ છે, જ્યારે બ્રહ્મકાંડમાં ચાર અનુબંધ, મુમુક્ષુબ્રહ્મસંબંધ, બ્રહ્મોપાસના, દેવોપાસના, સૃષ્ટિ, પ્રકૃતિતત્ત્વો, પચ્ચીકરણ, ચાર દેહ, ચાર વાણી, ત્રણ કર્મ, ત્રણ વાદ, ચાર પ્રમાણ, બ્રહ્મજ્ઞાન મોક્ષોપાય, બ્રહ્મોપાસના અને બ્રહ્માનંદપ્રાપ્તિનું નિરૂપણ છે. (અપ્રસિદ્ધ)

'૧૦. અક્ષરમાળા (સં. ૧૯૨૬)– 'ક' થી 'હ' સુધીના મૂળાક્ષરથી શરૂ થતા ૩૩ ખડીમાં જગતની ઉત્પત્તિ, ધર્મ, ભક્તિ, ઈશ્વર, વેદશાસ્ત્ર, પુરુષાર્થ, સત્સંગ, મોક્ષ ઇત્યાદિ વિવિધ વિષયોનું નિરૂપણ કરીને, શ્રુતિસ્મૃતિમાં જણાવેલા અક્ષર બ્રહ્મનું જ્ઞાન આપવામાં આવ્યું છે. લગભગ હજાર કડીઓમાં રચાયેલું આ મોટું જ્ઞાનકાવ્ય અલગ છપાયું છે. ('અક્ષરમાળા')

૧૧. ભક્તિધર્મમહિમા (સં. ૧૯૨૭)– આ કાવ્ય આમ આઠ સર્ગના આખ્યાનરૂપે લખાયું છે, પરંતુ એમા વસ્તુત ભક્તિ અને ધર્મનાં પાત્રો દ્વારા ભક્તિધર્મનો મહિમા દર્શાવવામાં આવ્યો છે. જ્યારે કલિયુગમાં અધર્મ અને નાસ્તિકતાનું પ્રાબલ્ય જામ્યું, ત્યારે વ્રજલાલ અને છોટમે ' ઉપદેશરત્નમાલા' ગ્રંથને આધારે પાખંડી પંથોનું ખંડન કરીને ભક્તિધર્મનો મહિમા સ્થાપ્યો, વેદધર્મનું પ્રતિપાદન કર્યું અને પુરુષોત્તમ ગુરુની આજ્ઞાથી આ ગ્રંથ રચાયો. (અપ્રસિદ્ધ)

૧૨. ભક્તિભાસ્કર (સં. ૧૯૨૯)– આ કાવ્યના ૨૨ ખંડ છે, જેને 'કિરણ' કહ્યાં છે એમાં શાડિલ્યસૂત્ર અનુસાર ભક્તિસ્વરૂપ, ભક્તિ–અંગ, અવતાર, સત્સંગ, ભક્તિરીતિ, ભક્તમહિમા, પ્રસાદમહિમા, તિલકમહિમા, માલાધારણ વગેરે વિષયોના નિરૂપણ દ્વારા વિષ્ણુ આદિ દેવોની તેમજ એ દેવોના મૂળમા રહેલ પરબ્રહ્મની ભક્તિ કરવાનો બોધ આપ્યો છે. ('ભક્તિભાસ્કર'; 'છો. વા., ભા. ૨')

૧૩. ગુરુમહિમા (સં. ૧૯૩૦)–આ કાવ્યમાં ગુરુના મહિમાનું વિવિધ નિરૂપણ કરેલું છે.

૧૪. બોધબાવની (સં. ૧૯૩૨)– વિદ્યાની પુત્રી નિવૃત્તિ અને અવિદ્યાની પુત્રી પ્રવૃત્તિ મન રાજાને વરી, એ બંનેથી થયેલા પરિવારોમા વિવેકાદિ પરિવારનો મોહાદિ પરિવાર પર વિજય થાય એવો બોધ આ કાવ્યમા ૫૨ કડીઓમાં અપાયો છે. આ કાવ્યને આખ્યાનરૂપે 'મનજીભાઈનું આખ્યાન' એવું બીજું નામ પણ આપેલું છે. ('છો. કા. સં.', 'છો. વા., ભા ૨')

૧૫. ગુરુમહિમા (સં. ૧૯૩૨)– પાર્વતીને શંકર કહેતા હોય તે રીતે ગુરુમહિમા ગાતી ગુરુગીતાનો સાર અહી નવેસરથી અપાયો છે. ('ગુરુમહિમા, સપ્તભૂમિકા, હંસબાવની'; 'છો. વા , ભા. ૧')

૧૬. હંસ ઉપનિષદ સાર (સં. ૧૯૩૩)– પ્રાણરૂપ હંસના

આધ્યાત્મિક સ્વરૂપ વિશે તથા દસ નાદનાં લક્ષણો વિશે સમજૂતી આપી છે.

મિતિ વગરનાં જ્ઞાનકાવ્ય આ પ્રમાણે છે :–

૧. **અક્ષરબાવની**–એમાં ॐ, ૧૬ સ્વરો અને ૩૫ વ્યંજનો મળી પર અક્ષરોને લગતી એકેક કડીમાં તત્ત્વજ્ઞાનનું નિરૂપણ કરેલું છે. ('છો. કા. સં.'; 'છો. વા., ભા, ૩')

૨. **ઉદ્ધવગીતા**– ઉદ્ધવને શ્રીકૃષ્ણ ભગવાને ધર્મ અને તત્ત્વજ્ઞાનનો જે ઉપદેશ આપેલો, તે અહીં ઉદ્ધવ-કૃષ્ણ સંવાદરૂપે નિરૂપાયો છે. કળિયુગનું વર્ણન કરી, તેમાં ભક્તની વહારે રહેવાની ભગવાન ખાત્રી આપે છે. ('છો. કા. સં.')

૩. **છાંદોગ્યસાર**–બ્રહ્માએ ઇન્દ્ર અને વિરોચનને આપેલા આત્મજ્ઞાનનું આમાં નિરૂપણ છે. બ્રહ્મા એ એને જુદી જુદી રીતે આત્માનું સ્વરૂપ સમજાવતા હતા. વિરોચને દેહને આત્મા માની લીધો, જ્યારે ઇન્દ્રે વધુ જિજ્ઞાસા દર્શાવતા વધુ ને વધુ તપ કરીને અવિદ્યાથી મુક્ત થઇ આત્માના બ્રહ્મસ્વરૂપનો મર્મ જાણ્યો. ('છો. વા., ભા. ૩')

૪. **જ્ઞાનકક્કો**– વ્રજાચાર્યે (વ્રજલાલે) વેદ વેદાંતનો જે સિદ્ધાન્ત દર્શાવ્યો, તે કવિ અહીં પ્રાકૃત ભાષામાં નિરૂપે છે, જેથી પાખંડી પંથોના ગ્રંથોને લઇને ઢંકાઈ રહેલું વેદનું જ્ઞાન પ્રગટ થાય. 'અક્ષરમાળા'ની જેમ આ કાવ્યમાં પણ કક્કાના એકેક અક્ષરના મથાળા નીચે વેદધર્મના જુદા જુદા વિષયોનું પદ્ધતિસર નિરૂપણ કર્યું છે. ('છો. વા., ભા. ૩')

૫. **ધર્મસિદ્ધિ**—સોળ અધ્યાયના આ મોટા જ્ઞાનકાવ્યમાં ધર્મ, ગૃહસ્થાશ્રમ, ભક્તિ, ઈશ્વર, માનવ, ગુરુ, સત્સંગ, હરિભક્તિ, ચેતવણી, બ્રહ્મસ્તુતિ, પરમગતિ, વિવેક, વહેમ, વેદવિપ્ર, મોક્ષહેતુ અને બ્રહ્મલોકનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

૬. **નાગરગુણવર્ણન**—નાગરકુલમાં જન્મેલા કવિએ નાગરના ત્રણ ગુણો–કડછી, બરછી અને કલમ–માં વિવિધ વિદ્યાઓનું ઉપાર્જન કેટલું મહત્ત્વનું છે એ બતાવ્યું છે.

૭. **પંચીકરણ**—સાંખ્યનાં તત્ત્વો ગણાવી પંચ મહાભૂતના વિસ્તારનું વર્ણન કરેલું છે. પંચીકરણના જ્ઞાનથી જીવ જગત અને ઈશ્વરનું યથાર્થ સ્વરૂપ સમજાય છે. ('છો. કી. મા., ભા. ૨', 'છો. વા., ભા. ૧')

૮. **પ્રશ્ન ઉપનિષદ સાર**—પદ્યમાં શરૂ કરી ગદ્યમાં લખેલા આ લખાણમાં કબંધી, કાત્યાયન, ભાર્ગવ, આશ્વલાયન, સૌર્યાયણી અને સત્યકામ નામે ૭ ઋષિઓએ પિપ્પલાદ મુનિને સગુણ તથા નિર્ગુણ વિદ્યા વિશે પ્રશ્ન પૂછીને જે ઉત્તર મેળવ્યા તેનું નિરૂપણ કરેલું છે. ('છો. કા. સં')

૯. **પ્રશ્નોત્તરમાળા**—આ ગ્રંથમાં એક ઈશ્વર, વેદધર્મ, વેદ-શાસ્ત્ર પુરાણ, સગુણ-નિર્ગુણ પરબ્રહ્મ, બંધમોક્ષ, પંચીકરણ અવતાર, નાસ્તિકમત, વેદધર્મ, પાંખંડધર્મ ઇત્યાદિ ૨૧ વિષયોનું પ્રશ્નોત્તરરૂપે વિવેચન કરવામાં આવ્યું છે. ('પ્રશ્નોત્તરમાળા')

૧૦. **યોગસાર**—સરળ સુબોધ શૈલીમાં રચાયેલા આ કાવ્યમાં યોગમહિમા, યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન સમાધિ, નાદ અને યોગસિદ્ધિનું નિરૂપણ કરેલું છે. ('સાંખ્યસાર તથા યોગસાર')

૧૧. **વાદવિચાર**—ન્યાય-વૈશેષિકનો આરંભવાદ, સાંખ્યનો પરિ-ણામવાદ, વેદાંતનો વિવર્તવાદ અને શંકર મધ્વ નિમ્બાર્ક રામાનુજ અને વલ્લભ એ આચાર્યોના ભિન્ન ભિન્ન વાદોનું નિરૂપણ કરી એ સહુમાં શંકરાચાર્યે સમજાવેલો વેદાંતનો અદ્વૈતવાદ ખરો હોવાનું પ્રતિપાદન કરેલું છે. (અપ્રસિદ્ધ)

૧૨. **વિદ્યામહિમા**—ગુરુ શિષ્યના સંવાદમાં પહેલાં મહાવિદ્યાનો મહિમા બતાવીને, પછી અઢાર વિદ્યાઓનું વર્ણન કરવામાં આવ્યું છે. અઢાર વિદ્યાઓમાં ચાર વેદ, ૭ અંગ, ચાર ઉપાંગ (મીમાંસા ન્યાય ધર્મશાસ્ત્ર અને પુરાણ) અને ચાર ઉપવેદ (આયુર્વેદ ધનુર્વેદ ગાંધર્વવેદ અને શિલ્પ-શાસ્ત્ર અથવા અર્થશાસ્ત્ર) ગણાવેલ છે. અંતમાં અવિદ્યા ટાળવાનો માર્ગ બતાવ્યો છે. (અપ્રસિદ્ધ)

૧૩. **વિવેકજ્ઞાન**—નાનાનંદ ગુરુ સુમતિ શિષ્યને મોક્ષના હેતુ તરીકે આત્મા અનાત્મા વચ્ચેના વિવેકનો ઉપદેશ આપે છે. એમાં સાંખ્યનાં પચીસ તત્ત્વોનું નિરૂપણ આવે છે. આથી એને 'સાંખ્યસાર' પણ કહેલ છે. ('સાંખ્યસાર, વિવેકજ્ઞાન પ્રબોધપ્રદીપ, ભક્તિકલ્પતરુ, તારક મહિમા'; 'છો, વા. ભા. ૩')

૧૪. **વિવેકમંજરી**—વિવેકહીન નરને કેની ઉપમા અપાય ? ગર્દભ, શ્વાન, કાગ, ધૂવડ, સાપ, પથ્થર, મસ, રાખ, મેશ, માટી, તૃણ એ સહુ કંઈ ને કંઈ કામમાં આવે છે, પરંતુ અવિવેકી, ધુળ જેવો

નકામો છે. સંતાનને તથા સ્ત્રીને વિવેકની કેળવણી આપવી જોઈએ. ('છો. વા. ભા. ૨')

**૧૫. શિવસ્વરોદય**—'શંકર કહે અબ સુનહુ ભવાની'થી શરૂ થતા આ હિંદી કાવ્યમાં સ્વર, નાડી, નાડીફલ, પ્રશ્નવિચાર, સ્વરસાધન અને કાલજ્ઞાન જેવા વિષયોનું અગાઉ જણાવેલા 'શિવસ્વરોદય' કરતાં જુદી રીતે નિરૂપણ કરેલું છે. (અપ્રસિદ્ધ)

**૧૬. સપ્ત ભૂમિકા**—વેદાંતે મુમુક્ષુની સાત જ્ઞાનભૂમિકા વર્ણવી છે. શુભેચ્છા, વિચારણા, તનુમાનસા, સત્વાપત્તિ, અસસક્તિ, પદાર્થાભાવ અને તુર્યગા એ દરેક ભૂમિકાના અહીં લક્ષણ સમજાવ્યા છે. ('ગુરુમહિમા .....,' 'છો કા. સ.', 'છો વા.', ભા. ૨')

**૧૭. સાંખ્યસાર**—પ્રકૃતિ અને પુરુષ, ત્રણ ગુણ, મહદ્, અહંકાર, ઇન્દ્રિયો, પંચમાત્રા, પંચભૂત ઇત્યાદિ તત્ત્વો સમજાવીને તથા આત્મસ્વરૂપ તથા રાજયોગનું નિરૂપણ કરીને સાખ્યદર્શનનો સાર સુબોધ રીતે આપવામાં આવ્યો છે. ('સાખ્યસાર તથા યોગસાર')

**૧૮. હંસબાવની**—મનની સ્થિરતા સાધવાના ઉપાય તરીકે હંસ ઉપનિષદમા બતાવ્યા પ્રમાણે જીવ 'હંસ હંસ' મત્ર જપે અને એમા ચિત્ત પરોવે તો આત્મસાક્ષાત્કાર કરી શક છે. આ કાવ્યનું 'હંસ ઉપનિષદ' એવું બીજુ શીર્ષક પણ છે. ('ગુરુમહિમા', 'છો કા. સ.')

**૧૯. હંસસ્વરોદય**—'શિવસ્વરોદય' ની જેમ આ કાવ્ય પણ હિંદીમા રચેલું છે. એમા વિષય એકસરખા છે, પરંતુ કેટલીક વિગતો વિશેષ છે. (અપ્રસિદ્ધ)

## ૪. આખ્યાનો

નરસિંહ, ભાલણ, નાકર, વિષ્ણુદાસ, પ્રેમાનંદ અને શામળની જેમ છોટમે પણ ગુજરાતી ગિરાને અનેક રસપ્રદ આખ્યાનોથી સમૃદ્ધ કરી છે.

**૧. પુરુષોત્તમ સિદ્ધયોગીનું આખ્યાન**— છોટમના બ્રહ્મનિષ્ઠ જીવનના પ્રેરક આ સિદ્ધયોગીનો સમાગમ એમને કાર્તિકેશ્વરની યાત્રા સમયે રેવાતટે થયેલો. કૃષ્ણાજિન પર બેસી તાડપત્રના પુસ્તકમાથી વેદાંતસૂત્ર વાચતા ને શુકદેવ સમાન દીસતા એ તેજસ્વી મુનિએ વગર પૂછ્યે આ જિજ્ઞાસુનું નામ કહ્યું ને મનના સંશય પૂછવા જણાવ્યું. છોટમે એમને મહાવાક્યના લક્ષ્યભાગ વિશે, કૃષ્ણચરિતના ગવાતા અનુ-

ચિત આચાર વિશે, ધર્મમાં પ્રસરેલા પાખંડી પંથો વિશે, પુણ્ય વૃક્ષનાં લક્ષણ વિગે અને સોહં ના મહિમા વિશે પ્રશ્ન પૂછ્યા, ને યોગીએ એનો સંપૂર્ણ સંતોષકારક ખુલાસો કર્યો. વળી અગાઉ પોતાને થયેલા દયાનાથ યોગી, ગૌડપાદ આચાર્ય અને ગોરખનાથના સમાગમની પણ વાત કરી, અંતે, છોટમને પાખંડીના પંથોનું ખંડન કરી શુદ્ધ પુરાતન વેદધર્મને લગતા ગ્રંથ દેશી ભાષામાં લખવાની શીખ દીધી. આ પ્રેરક પ્રસંગનું આખ્યાન મિતિ વિનાનું છે. પરંતુ એ આશરે સં. ૧૯૦૪ના અરસામા લખાયું લાગે છે. કવિ દયારામ ( મૃત્યુ સં. ૧૯૦૮ ) નો ઉલ્લેખ એમાં વિદ્યમાન તરીકે આવે છે. ( 'છોટમકૃત કાવ્યસંગ્રહ' )

૨. ભોળા ભીમની વાર્તા ( સં. ૧૯૧૭ )—સોલંકી નરેશ ભોળા ભીમદેવને લગતા આ પ્રસંગનું વસ્તુ કવિ છોટમને ભાઈ વ્રજલાલ પાસેથી મળેલું, જે હવે અમદાવાદમાં એક સાક્ષર તરીકે સ્થાન પામ્યા હતા. ભોળા ભીમદેવને કોઈ કપટી સાધુ ગીતાનો અંતિમ સાર દહીં ને પૌંઆમાં રહેલો છે એનું ગુહ્ય જ્ઞાન આપી ગેરરસ્તે દોરતો હતો, ત્યારે કાશીના મોરારજી પંડિતે પાટણ આવીને એને દહીં–પૌંઆ સાથે મરી મીઠાનું રહસ્ય સમજાવીને ધીમે ધીમે પેલા પાખંડીનું પોલ બહાર પાડયું અને રાજાને સન્માર્ગે ચડાવ્યો એ આ વાર્તાનો સાર છે. વાર્તા ભારે રસિક અને બોધપ્રદ છે આ આખ્યાન સં. ૧૯૬૨માં ગુ વ. સોસાયટીએ પ્રગટ કર્યું. ( 'ભો.ભી. વા.' )

૩. વંશપાળ આખ્યાન—એમાં રચનાનું વર્ષ આપ્યું નથી, પરંતુ એનું વસ્તુ સંવત ૧૯૧૮માં 'બુદ્ધિપ્રકાશમાં' ચયેલી કવીશ્વર દલપતરામકૃત 'વંશપાળ અને યમરાજ'ની વાર્તા પરથી લેવાયુ હોઈએ સં. ૧૯૧૯ ના અરસામાં રચાયું લાગે છે. આ આખ્યાન પણ ખૂબ રસિક અને બોધપ્રદ છે. ચંપા નગરીના વંશપાળ નામે વણિકનો પ્યારો પુત્ર સાત વર્ષનો થઈ મરણ પામ્યો ત્યારે વંશપાળ અને એની પત્ની ભોગી વરુણદેવની મારફત યમલોક ગયા, ને પોતાના વિદ્યાપથી યમદેવને હેરાન કરી પોતાના કુટુંબનાં મરણ પામેલા નાનાં મોટાં તમામ સગાંને પાછાં લઈ ગયાં. પરંતુ પછી એ બધાની ચાકરીથી કાયર કાયર થયેલ એ દંપતીને કુદરતના કાયદાની અગમ્યનું ભાન થયું. ( 'છોટમની વાણી, ભા. ૨ ' )

૪. આચાર્યચરિત્ર (સં. ૧૯૨૦)—આ આખ્યાનમાં બુદ્ધ, કુમારિલ ભટ્ટ, મંડનમિશ્ર અને શંકરાચાર્ય એ ચાર આચાર્યોના ચરિત્ર આલેખ્યાં છે. (અપ્રસિદ્ધ)

૫. દેવબોધિ ચરિત્ર (સં. ૧૯૨૦)–એમાં જૈનધર્મનું ખંડન કરનાર દેવબોધિ આચાર્યનુ ચરિત્ર આલેખાયું છે. (અપ્રસિદ્ધ)

૬. શિવવિવાહ–(સં. ૧૯૨૧) આ પૌરાણિક આખ્યાનમાં દક્ષ-યજ્ઞથી માંડીને શિવપાર્વતીવિવાહ સુધીના પ્રસંગ નિરૂપાયા છે, જેમાં વરની જાન, કન્યાનો માંડવો, વિવાહવિધિ, કન્યાને વિદાય, ઇત્યાદિ પ્રસંગોનું રસપ્રદ આલેખન જોવા મળે છે. (છો. વા. ભા. ૨)

૭. માનસિંહ આખ્યાન—આ આખ્યાન હુન્નરકળાના મહત્ત્વ વિશે છે. એમાં રચનાની મિતિ આપેલી નથી, પરન્તુ એ સં. ૧૯૨૨ના અરસામા રચાયું લાગે છે. એમાં માનસિંહ નામે કુમારે અનેક હુન્નર કળાઓનું જ્ઞાન સંપાદન કરી કપરા સંજોગોમાથે માર્ગ કાઢવાની શકિત મેળવ્યાની વાત આવે છે. (અપ્રસિદ્ધ)

૮. એકાદશી માહાત્મ્ય—(સં. ૧૯૨૨) એક પછી એક એકાદશીના માહાત્મ્યનું આખ્યાન લખવાની શરૂઆત કવિએ ૧૯૨૦માં અભયા એકાદશીના માહાત્મ્યથી કરેલી, પરંતુ બીજાં આખ્યાનો અને જ્ઞાનકાવ્યોને લઈને એ યોજના ખોરંભે પડેલી. સં. ૧૯૨૨માં કવિએ વર્ષની બાકીની બધી એકાદશીઓનું માહાત્મ્ય અને એ વ્રત કરનાર કોઇ નર કે નારીની કથા નિરૂપી છે. (એ. મા)

૯. ધુંધુમાર આખ્યાન (સં. ૧૯૨૩)–ભદ્રાવતી નગરીના રાજકુંવર ધુધુમારે કુસંગ તજી બોધકથાઓ સાંભળી ધર્મપરાયણ થઈ પ્રજાને ધર્મતત્ત્વ સમજાવ્યું એ વિશેનું આ આખ્યાન સત્યધર્મ તથા પાખંડધર્મનું નિરૂપણ કરે છે (છો. વા., ૨')

૧૦. ચિત્રભાનુ આખ્યાન – તારકમહિમા વિશેનું આ કાવ્ય પાચ સર્ગમા રચાયેલું છે. માયાપુરીના ચિત્રભાનુ રાજાએ શિવ પાસેથી મળેલા તારકમત્ર દ્વારા નરકના જીવોનો ઉદ્ધાર કર્યો એ એનુ મુખ્ય વસ્તુ છે. આ આખ્યાનમા મિતિ આપી નથી, પરંતુ એ સ. ૧૯૨૨ અને ૧૯૨૬ ની વચ્ચે રચાયુ લાગે છે ('સાખ્યસાર ....તારકમહિમા') છો. વા ૨') આ કાવ્ય 'તારકમહિમા' તરીકે પણ છપાયું છે

૧૧. સુમુખ ચરિત્ર – એમા તક્ષશિલાના રાજપુત્ર સુમુખનું ચરિત્ર નિરૂપાયું છે. રાજપુત્ર, પ્રધાનપુત્ર, સેનાપતિપુત્ર અને શ્રેષ્ઠીપુત્ર પોતપોતાનું ભાગ્ય અજમાવે છે ને જેનું જે ભાગ્ય હોય તે ગમે ત્યા'

ફળે છે એની ખાનરી કરે છે. આ આખ્યાન સં. ૧૯૨૪ના અરસામાં લખાયું લાગે છે. ('સુમુખ તથા નૃસિંહકુંવર')

**૧૨. નરસિંહકુંવર આખ્યાન** – ભૃગુકચ્છનો રાજપુત્ર નરસિંહકુંવર ચંદ્રશર્મા પંડિત પાસે રસિક સાહિત્ય દ્વારા સારા સંસ્કાર પામી, એક સોનીની પત્નીને છેતરીને એના દાગીના પડાવી લઈ ઉપરથી એ દાગીના એ પિયેર મૂકી આવી છે એવું આળ મૂકનાર પતિમિત્રનો ગુનો સાબિત કરી આપે એવો મેધાવી થયો હોવાની આ કથામાં સત્સંગનો મહિમા ગાયો છે. આ આખ્યાન સં. ૧૯૨૪ના અરસામાં રચાયું જણાય છે. ('સુ નૃ')

**૧૩. પ્રહ્લાદનું આખ્યાન** (સં. ૧૯૨૫) –ભાગવતના સાતમા સ્કંધમાંથી લીધેલી આ કથા ૧ અધ્યાયના મોટા કાવ્ય-રૂપે આવેખાઈ છે. આ કથા શિશુપાલના વધ પ્રસંગે યુધિષ્ઠિરને નારદે કરેલી. ('છો વા. ૨')

**૧૪. ચંદ્રચરિત્ર આખ્યાન** (સં. ૧૯૨૬)-એમાં ચંદ્રાવતીના રાજા ચંદ્રસેનને દેશાટન કરતા નાગકન્યા ચપકમાળા દ્વારા થયેલ યમલોકનાં દુઃખોનું અને સ્વર્ગલોકનાં સુખોનું નિરૂપણ કરેલું છે તેમજ પુરાતન હંસ દ્વારા કર્મફલનું રહસ્ય સમજાવ્યું છે. ('છો. કા સં.; છો. વા., ભા.૨)

**૧૫. નારારેશમનું આખ્યાન** – એમાં નારો નામે ચોર પોતાની સુશીલ પત્ની રેશમના સત્સંગથી ચોરીનો ધંધો છોડી ખેતીના પ્રામાણિક ધંધે ચઢી સુખી થયાનું બોધપ્રદ કથાનક આપેલું છે. આ નારો અંતે વસ્તુપાલ મંત્રીનો નારસિંહ નાયક થયો હોવાનો ઉલ્લેખ છે. આ આખ્યાનમાં મિતિ આપી નથી, પરંતુ એ સં. ૧૯૨૭ના અરસામાં રચાયું લાગે છે. આમાં કોળી સમાજનું વાસ્તવિક દર્શન થાય છે. (છો. વા , ભા.૨)

**'૧૬. મદાલસા આખ્યાન** – (સં. ૧૯૨૮) – 'મારા ઉદરમાં આવ્યો જેહ, પુનર્જન્મ ન પામે તેહ' એવું પણ લીધેલી બ્રહ્મનિષ્ઠ રાણી મદાલસા પોતાના પુત્રોને કેવી રીતે ભવસાગર તરાવે છે એની કથા નિરૂપતાં આ આખ્યાનમા કવિ છોટમની વાણી જાણે પૂર બહારમાં' ખીલે છે. ('છો. કા સં'.; 'છો. વા , ૨')

**૧૭. જડમુનિ આખ્યાન** (સં ૧૯૨૮) – માર્કંડેય આખ્યાનમાંથી લેવાયેલી આ કથામાં સુમતિ નામે જડમુનિએ પોતાના પિતાને આપેલા પરમ જ્ઞાનનું નિરૂપણ કરવામા આવ્યું છે. ('છો. કા. સં.'; 'છો. વા , ૨')

૧૮. જાનકીવિવાહ (સં. ૧૯૩૦) – અપ્રસિદ્ધ રહેલું આ આખ્યાન તાજેતરમાં 'ગીતાધર્મ'માં પ્રસિદ્ધ થયું છે, એમાં જાનકીની ઉત્પત્તિથી માંડીને એના વિવાહ સુધીના વિવિધ પ્રસંગ સમગ્ર રીતે આલેખવામાં આવ્યા છે.

૧૯. બુદ્ધિધનચરિત્ર (સં. ૧૯૩૩)– એમાં સિદ્ધરાજ જયસિંહના માનીતા કવિ શ્રીપાલના પુત્ર બુદ્ધિધનનું ચરિત્ર નિરૂપાયું છે. એણે કર્ણાટ દેશના દિગંબર સૂરિ કુમુદચંદ્રને વાદવિવાદમાં હરાવ્યા હતા, બાપીકા વારસાનું ધન ન લઈ પોતાની વિદ્યાકલા દ્વારા વિપુલ ધન મેળવ્યું હતુ અને ગૌડ દેશના તર્કપંચાનન પંડિતની વિદ્વાન પુત્રી ચતુરાને પ્રાપ્ત કરી કાશ્મીરના શારદાપીઠમાયે વિદ્વત્તાની ઊંચી છાપ પાડી હતી. (અપ્રસિદ્ધ)

૨૦. અંગદવિષ્ટિ–રામાયણમાથી લીધેલ અંગદવિષ્ટિનો આ પ્રસંગ હિંદીમા નિરૂપાયો છે. એની મિતિ આપેલી નથી. 'ગીતાધર્મ'માં પ્રસિદ્ધ થયું છે.

આ આખ્યાનોમાં કવિ છોટમનાં જ્ઞાન, ભક્તિ અને ધર્મ ઉપરાંત તત્કાલીન સમાજ વિશેનાં પ્રેરક વલણ પણ વારંવાર નજરે પડે છે.

## ૫. પ્રકાશનો

આમ કવિ છોટમે ભક્તિપ્રધાન પદો, જ્ઞાનપ્રધાન ખંડકાવ્યો અને બોધપ્રધાન આખ્યાનો દ્વારા ગુજરાતી ભાષાના ધાર્મિક કાવ્યસાહિત્યને વિવિધ રીતે સમૃદ્ધ કરી ધર્મકાવ્યની પ્રાચીન પરંપરાને છેક દલપતયુગ સુધી સભર રાખી

સં. ૧૯૦૪ના અરસામા (અર્થાત્ લગભગ ૩૬ વર્ષની ઉમરે) શરૂ થયેલો કવિ છોટમનો કવનકાલ સં ૧૯૧૭ (ઉમર વર્ષ ૪૯) થી ૧૯૩૩ (ઉમર વર્ષ ૬૫) સુધી પૂરબહારે ખીલી છેલ્લા વર્ષોમાં મંદ પડતાં પડતાં સં. ૧૯૪૧ (ઉમર વર્ષ ૭૩)મા કવિના જીવનકાલની સાથે લય પામ્યો પાકટ વયે પાંગરેલ અને આરાધનાના સ્વાનુભવથી ખીલેલ એ સંતકવિની વાણીએ આટલા સમયમા જનતાને ચારસોએક પદો, પાંત્રીસેક જ્ઞાનકાવ્યો અને વીસેક આખ્યાનોની પ્રસાદી આપી અને એ પણ કેવી? ધર્મ અને તત્ત્વજ્ઞાનના ગહન વિષયને નિરૂપતી હોવા છતા, બાળકનુ પૂછડું આમળતા કોશિયાનેય કંઠે ચડે તેવી સરળ અને સુગમ કવિતામા પીરસેલી.

એમનાં કાવ્ય મુખ્યત્વે માત્રાબંધ કે લયબંધમાં રચાયાં છે. દોહરા, ચોપાઈ, કુંડળિયો, છપ્પો, ઝૂલણા અને ઢાળ વારે વારે નજરે પડે છે. છતાં કયારેક ભુજંગપ્રયાત કે ગઝલધાટી પણ દેખા દે છે. એમનાં કાવ્યોમાં ધર્મ, નીતિ અને તત્ત્વજ્ઞાનના નિરૂપણ ઉપરાંત સાંસારિક જીવનના વિવિધ પ્રસંગોનાં રસપ્રદ વર્ણન આવે છે. નવયુગની વિચારસરણીમાં એ દલપતયુગની સુધારકવૃત્તિની હિમાયત કરે છે. સામાજિક કુરિવાજોને વખોડી કેળવણી, સ્ત્રીશિક્ષણ, હુન્નર, દેશાટન ઇત્યાદિની ભલામણ કરે છે. વેદવિરોધી ધર્મસંપ્રદાયોનું તથા વેદધર્માનુસારી નવા નવા પાખંડી પંથોનું ખંડન કરી અસલ વેદધર્મ, અને વેદાંતદર્શન અને પુરાણધર્મનું પુનઃપ્રતિષ્ઠાન કરવાની ધગશ ધરાવે છે. ધર્મના આચરણમાં અને તત્ત્વજ્ઞાનના નિરૂપણમાં મોટાઈ કે પંડિતાઈને બદલે સદાચાર અને આત્મનિષ્ઠાનું મહત્ત્વ માને છે. એમનાં બોધપ્રદ કાવ્ય એ સમયનાં બુદ્ધિપ્રકાશ, ધર્મપ્રકાશ, બુદ્ધિવર્ધક, ચંદ્ર, સ્વદેશહિતેચ્છુ ઇત્યાદિ લોકપ્રિય માસિકોમાં પ્રગટ થતાં રહે છે. ગુ. વ. સોસાયટીએ 'ભોળા ભીમની વાર્તા' છપાવી. વ્રજલાલ કાલિદાસે 'અક્ષરમાળા' અને 'ભક્તિભાસ્કર' પ્રકાશિત કર્યાં. કવિ છોટમના કીર્તનસંગ્રહ બહાર પડ્યા. સં. ૧૯૪૧ના આસો વદિ ૧૩ને પર્વદિને બ્રહ્મનિષ્ઠ છોટમે અંતિમ સમાધિ લગાવી જીવનલીલા સંકેલી લીધી.

ગુજરાતના સાક્ષરોમાં અગ્રિમ સ્થાન ધરાવતા અને વિદ્દદ્વર્ગમાં 'શાસ્ત્રીજી' તરીકે વિખ્યાત થયેલા વ્રજલાલ શહેરીના ખટપટી જીવનમાંથી નિવૃત્ત થઈ વતનમાં વસવા આવી ગયા હતા. છોટાલાલના દેહત્યાગ પછી આઠ વર્ષ હયાત રહેલા શાસ્ત્રીજીએ આ કાળ દરમ્યાન છોટમના કીર્તનસંગ્રહોની પુનરાવૃત્તિમાં સુધારાવધારા કરાવ્યા. વ્રજલાલ મૃત્યુ પામ્યા સં. ૧૯૪૯માં અને એમનાં વિધવા હયાત રહ્યાં સં.૧૯૫૮ સુધી. એ દરમ્યાન છોટમકીર્તનમાળાની નવી આવૃત્તિ બહાર પડી. પરંતુ સં. ૧૯૫૮ પછી છોટમની કૃતિઓના પ્રકાશન માટે ચોમેરથી પડાપડી થવા લાગી, ૧૯૫૯મા ભાવનગરથી 'ભક્તિકલ્પતરુ' પ્રગટ થયું. સં. ૧૯૬૦ના અરસામા અમદાવાદના શ્રી. કેશવલાલ મગનલાલે છોટમનાં ખંડકાવ્યોના બે નાના સંગ્રહ બહાર પાડ્યા સં. ૧૯૬૧મા કીર્તનમાળાના ત્રણેય સંગ્રહોની નવી સંકલિત આવૃત્તિ નીકળી.

સં. ૧૯૬૩મા હવે પુખ્ત વયે પહોંચેલા શ્રી. ગંગાશંકર વ્રજલાલ શાસ્ત્રીએ નડિયાદમાં 'શ્રી છોટમ જ્ઞાનોદય' નામે માસિક કાઢી છોટમનું

ઉપલબ્ધ સાહિત્ય પ્રસિદ્ધ કરવા માંડયું. પરંતુ એ માસિક અલ્પાયુ નીવડયું.

સં. ૧૯૬૭માં સસ્તું સાહિત્ય વર્ધક મિત્ર મંડળે છોટમકૃત અક્ષરમાળાની નવી આવૃત્તિ કાઢી, પોતાનાં પ્રકાશનોમાં આ સંતકવિની કૃતિનો સમાવેશ કર્યો. સં. ૧૯૭૪માં છોટમકૃત 'પ્રશ્નોતરમાળા' નામે લાંબું બોધપ્રદ કાવ્ય પ્રસિદ્ધ થયું.

અમદાવાદના શ્રી. કેશવલાલ મગનલાલ જેઓ છોટમને પોતાના ગુરુ માનતા તેઓ સંન્યસ્ત લઈ વાસુદેવાનંદ તરીકે કાંકરિયા પાસે 'છોટમ ગુફા'માં ધ્યાન ધરતા હતા. એમણે છોટમના અનેક અપ્રસિદ્ધ ગ્રંથ સાચવી રાખેલા. એમાંથી ભગત જીવાજી કિશોરદાસ સ્મારક ગ્રંથમાલામાં છોટમકૃત કાવ્યસંગ્રહનો ભાગ ૧ સં. ૧૯૭૮માં પ્રસિદ્ધ થયો, જેમાં ચાર આખ્યાનો, પાંચ ૭ કાવ્યો અને કેટલાંક પદોનો સમાવેશ થાય છે.

આ દરમિયાન ભિક્ષુ અખંડાનંદે આ સંત કવિની કેટલીક અપ્રસિદ્ધ કૃતિઓનું સંશોધન કર્યું ને એમના તમામ ઉપલબ્ધ સાહિત્યને ગ્રંથસ્થ કરવાની યોજના કરી. સં. ૧૯૮૨માં 'છોટમની વાણી' ભાગ –૧ બહાર પડયો, જેમાં કીર્તનમાળાના કીર્તનસંગ્રહો ઉપરાંત વધુ વીસ કીર્તનો અને ત્રણ ખંડકાવ્યોનો ઉમેરો થયો. સં. ૧૯૮૪માં 'છોટમની વાણી' ભાગ ૨ મા ધર્મસિદ્ધિ નામે લાંબુ જ્ઞાનકાવ્ય, આઠ આખ્યાનો અને બે જ્ઞાનકાવ્યનો સમાવેશ થયો. ૧૯૮૫માં 'છોટમની વાણી' ભાગ ૩ પ્રગટ થયો, જેમાં ભક્તિભાસ્કર અને ભક્તિકલ્પતરુ ઉપરાંત બીજાં બે જ્ઞાનકાવ્યો અને કેટલાંક કીર્તનોનો સમાવેશ થયો. છોટમની વાણીના આ ગ્રથોની પ્રતો ટૂંક મુદતમા ખપી ગઈ ને વર્ષોથી દુર્લભ બની ગઈ છે.

સં. ૨૦૦૪માં સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે એમાંથી ૯૬ પદોની પસંદગી કરી એક નાનો સંગ્રહ પ્રગટ કર્યો. પછી છોટમને ત્યાંથી આ લેખક દ્વારા કેટલીક અપ્રસિદ્ધ કૃતિઓ મળતા એ સંસ્થા દ્વારા સં. ૨૦૦૮માં 'સાખ્યસાર તથા યોગસાર,' સં. ૨૦૧૦માં 'સુમુખ આખ્યાન' તથા 'નૃસિંહકુંવરનું આખ્યાન,' અને સં. ૨૦૧૧માં 'એકાદશી માહાત્મ્ય' પ્રસિદ્ધ થયું. છેલ્લે સં. ૨૦૧૩માં એ સંસ્થાએ 'અક્ષરમાળા'ની નવી આવૃત્તિ બહાર પાડી. 'છોટમની વાણી'ની સં. ૨૦૦૪માં જે સંક્ષિપ્ત આવૃત્તિ પ્રગટ થયેલી, તેની પ્રતો પણ હવે ખલાસ થયેલી હોઇ એવો એક નવો સંક્ષિપ્ત સંગ્રહ એ જ નામે સં. ૨૦૧૮માં તાજેતરમા એ સંસ્થાએ બહાર પાડયો છે.

કવિ છોટમની જે કૃતિઓ અપ્રસિદ્ધ રહી છે, તેનો એક સંગ્રહ તૈયાર કરી પ્રસિદ્ધ કરવો જરૂરી છે તેમજ કવિની પ્રસિદ્ધ કૃતિઓમાની ઘણી હાલ અપ્રાપ્ય હોઈ એનો પણ એક સંગ્રહ પુનઃ પ્રસિદ્ધ કરવો જોઈએ મહાત્મા છોટમના ભાવિક અનુયાયીઓ અને ધાર્મિક સાહિત્યના પ્રકાશકોના પ્રોત્સાહનથી સંત કવિ છોટમની પ્રસિદ્ધ-અપ્રસિદ્ધ તમામ કૃતિઓનું-કાવ્યસ્વરૂપવાર વર્ગીકરણ કરી રચનાસમયના ક્રમે પદ્ધતિસર પ્રકાશન કરવાની સક્રિય યોજના યોજાય, તો છોટમ સાર્ધ શતાબ્દી સમારંભ નિમિત્તે સદ્‌ગત સંતકવિને સાચી જ્ઞાનાંજલિ આપી ગણાશે.

છોટમ ઉર્ફે છોટાલાલ કાળિદાસની કૃતિઓ લોકોમા પ્રચલિત થવા લાગી, ત્યારે છોટાલાલ અને 'છોટમ' નામના બીજા કવિઓ પણ પ્રગટ થતા ગયા એમા એક હતા શ્રી છોટાલાલ મેવકરામ, જે કચ્છના મહારાજાના સેક્રેટરી હતા 'છોટાલાલ બાવની' અને 'છોટાલાલ પદ બોધિની' જેવી કૃતિઓમા કર્તા તરીકે બધે 'છોટાલાલ' શબ્દનો પ્રયોગ થયો છે. બીજા હતા શ્રી છોટમલાલ બળદેવજી વડોદરાના એ કવિ પોતાના કાવ્યોમા 'છોટમ' અને 'છોટમદાસ' નામ પ્રયોજતા અને એમનો કાવ્યસગ્રહ 'છોટમ કાવ્ય' નામે પ્રસિદ્ધ થયો છે ત્રીજા હતા સોની છોટાલાલ કિશોરદાસ, જે બોરસદ તાલુકાના બેટાસી ગામના વતની હતા એમના કાવ્યોમા કર્તાના નામ તરીકે 'સોની છોટા' ઉપરાંત 'છોટમ' શબ્દ પણ દેખા દે છે એમના એક કાવ્યસગ્રહનું નામ પણ 'છોટમકૃત જ્ઞાનોપદેશ ભજનાવળી' છે. ચોથા હતા મહુવાના પારેખ છોટમલાલ દુર્લભરામ, જેમના કાવ્યોમા 'છોટાલાલ' 'છોટમલાલ' અને 'છોટમ' રૂપ પ્રયોજાયા છે વિક્રમ સવતની વીસમી સદીના આ કવિઓના એકસરખા નામ-ઉપનામ ક્યારેક અભ્યાસીઓમા તથા વાચકોમા કઈ ભ્રમ કરાવે છે

## ૯. આધ્યાત્મિક જીવન

આ મહાત્મા છોટમ જાણે કે પૂર્વભવના કોઈ યોગભ્રષ્ટ પુરુષ હતા. નાના ભાઈઓ પુખ્ત વયના થયા પછી એમને આજીવિકાની કે વ્યવહારની કંઈ જવાબદારી રહી નહોતી બાલવિધવા દિવાળી બહેન અને અવિવાહિત રઘુનાથ એ બહેન-ભાઈએ છોટમને ઘરની તથા બહારની જંજાળમાથી હમેશા મુક્ત રાખ્યા હતા કુદરતે એમને એ બંનેનો સાથ લાગ પણ એમના આયુષ્યના અંત પર્યંત રાખ્યો હતો

છોટમ સ્વભાવે શાંત, પરમ ગંભીર, શરીરે તેજસ્વી, મિતભાષી

અને મિતાહારી હતા. એમની મુખમુદ્રા શાંત, વચન અમૃતસમાન, હૃદય ઉદાર, દૃષ્ટિ વિશાળ, ચરણ લાલ સુકોમળ અને અંતઃકરણ પરમાત્મ-મગ્ન રહેતું છતાં તેમણે ગામ તજી કોઈ અરણ્ય કે પર્વતનો આશ્રય લેવાનું જરૂરી ગણ્યું નહોતું. સંસારની વચ્ચે રહીને એમણે વૈરાગ્ય સાધ્યો હતો. લોકસમૂહની વચ્ચે રહીને એમણે એકાંત સાધના કરી હતી. સાંખ્યની જ્ઞાનનિષ્ઠા, યોગની ધ્યાનપરાયણતા, વેદાંતની બ્રહ્મોપાસના અને ભક્તિમાર્ગની હૃદયશ્રદ્ધા દ્વારા છોટમે અનાસક્ત સ્થિતપ્રજ્ઞનાં તેમજ સાચા જ્ઞાની યોગી તથા ભક્તનાં લક્ષણ કેળવીને આત્મા તથા પરમાત્માના અદ્વૈત દ્વારા પર બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાની દિશામાં સિદ્ધિ પ્રાપ્ત કરી હતી, એટલું જ નહિ, પોતાનાં જ્ઞાન દર્શન તથા અનુભવનો લાભ આસપાસના ભાવિક મુમુક્ષુઓને આપતા રહેવાનો પરમાર્થ પણ અંગીકાર કર્યો હતો. ઘરમાં રહી બને તેટલો સમય ધ્યાન અને ચિંતનમાં ગાળતા, પ્રેરણા થતા લોકકલ્યાણ અર્થે બોધક કૃતિઓ રચતા અને પોતાની પાસે જે જ્ઞાનાર્થીઓ આવે તેમને જ્ઞાનનું દાન દેતા.

કવિ છોટમનું સ્થૂલ જીવન એકરંગી ને સાદું હતું. તેમણે તપ આદર્યું અને અધ્યયન કર્યું; યોગ આદર્યો અને જ્ઞાન–અનુભવ સાધ્યો, સંસારનાં આવરણ ખસી ગયાં; ને સત્યનાં દર્શન થયાં. એઓ કુટુંબના મટી વિશ્વના થયા. સત્યના આ દ્રષ્ટાને સંપ્રદાયો ને પંથો પ્રગતિરોધક વાડાઓ સમા લાગ્યા, અને કંઠીઓ તથા ટીલાં–ટપકાં દંભભર્યાં દેખાયાં. જગતની જંજાળો નિરર્થક ભાર સમાન જણાઈ. કહેવાતા ગુરુઓ પાખંડી ભાસ્યા. જ્ઞાનપિપાસુનો અંતરાત્મા કકળી ઊઠ્યો. હૃદયની ઊર્મિઓ વાણી વડે વ્યક્ત થઈ, ભક્તિભર્યાં પદ રચાયાં, જ્ઞાનમય કાવ્ય લખાયાં અને બોધપ્રદ આખ્યાન સર્જાયાં.

કવિ છોટમે ધાર્યું હોત, તો પોતાનો એક આગવો પંથ સ્થાપી શક્યા હોત, કંઠીઓ બંધાવી હોત, સત્તા સંપત્તિ અને સંમાન મેળવી શક્યા હોત, પણ 'કંઠી બાંધે વડી અકલ શુદ્ધ ના કરી' ગાનાર કવિ આ રીતે પોતાનું અણમોલ માનવજીવન કલુષિત કરે એવા ન હોતા. એમની સાત્ત્વિક અને સંયમી, નિશ્ચલ અને નિર્લેપ મનોવૃત્તિને કંઠીની, કે કૌપીનની, વનવાસની કે સંન્યાસની આવશ્યતા ન લાગી.

મહાત્મા છોટમ એકાંતમાં ધર્મચિંતન અને યોગસાધના કરતા, લોકસંગ્રહાર્થે ધર્મ જ્ઞાન અને ભક્તિનું સાહિત્ય લખતા, જિજ્ઞાસુઓ

અને મુમુક્ષુઓને 'માર્ગદર્શન દેતા ગામના તેમજ બીજાં કેટલાંયે ગામોના ભક્તો એમનો સત્સંગ સાધતા. એમાંના કેટલાક મુખ્ય માણસોનો ઉલ્લેખ એમનાં કાવ્યોમાં જિજ્ઞાસુ શિષ્ય તરીકે આવે છે. કેટલાક ભાવિક જનો દરરોજ એમનાં દર્શન કરવાનો લાભ લેતા, જેમાં એક સ્થાનિક હરિજનનો સમાવેશ થાય છે. સ્થાનિક જનતામાં છોટમ એક સંતકવિ તરીકે નહિ, પણ એક જીવન્મુક્ત મહાત્મા તરીકે સ્થાન ધરાવે છે. આજે પણ એમના આસન અને એમની પાદુકાઓનાં દર્શન-અર્ચન કરવા જેવાં મનાય છે.

## ૭. છોટમની વાણી

આધ્યાત્મિક ઉપાસના દ્વારા પરમાત્મસાક્ષાત્કાર પામી કૃતકૃત્ય થયેલા મહાપુરુષ જેવું પરમ છતાં વિશદ જ્ઞાન પીરસે તેવું જ જ્ઞાન છોટમે સ્વાનુભવથી ઊભરાતાં, શાન્તરસથી ઝરતાં અને તત્ત્વજ્ઞાનથી પ્રકાશતા વિવિધ પદો અને આખ્યાનો દ્વારા વ્યક્ત કરી એનો લાભ સહુને આપ્યો છે. એમનો પરાપારનો અનુભવ પરા વાણીમા ઊતરી, તેવો ને તેવો તથા તેવા જ રૂપે વૈખરીમાં કલ્લોલ કરતો શાંત કાવ્યરસ રૂપે ઝરવા લાગ્યો. એમનું આ કવિત્વ છંદોબદ્ધ વહેવા છતા એના નિયમોથી પર છે. એ દિવ્ય કવિત્વ સાધનસંપત્તિને સુચવતું, ભાવભક્તિને પૂજતું અને જ્ઞાનામૃતનું પાન કરાવતું આપોઆપ વહા કરતા અમૃતમય દિવ્ય ઝરણા જેવું છે. મહાત્મા છોટમની વાણી અલૌકિક પ્રસાદથી ઝરતી અકળ કળા-વાળી છે. એઓશ્રીએ ઉપદેશ કરવા નીકળી પડવાની, જનસમૂહમાં પૂજાવાની, લૌકિક ધન કે કીર્તિ મેળવવાની, ગાદી સ્થાપવાની, વાદવિવાદ કરવાની કે પ્રસિદ્ધિમાં આવવાની ઈચ્છા કરી નથી કીર્તન અને આખ્યાનની રોચક પદ્ધતિથી અને સર્વ કોઈ સહેજે સમજે એવી સરળ ભાષામાં ઉપનિષદ્ ગમ્ય તત્ત્વોનો ઉપદેશ દીધો છે. સાહિત્યની દૃષ્ટિએ કે યોગની કે તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ જોઈએ, પણ હીરાના પ્રકાશની પેઠે એનો જ્ઞાનપ્રકાશ સ્પષ્ટ જણાઈ રહેશે. रसो वै सः (પરબ્રહ્મ પરમાત્મા રસરૂપ છે) એ ઉપનિષદ્-સૂત્રનું પ્રગટ સ્વરૂપ આવા સત્પુરુષોની વાણીમાં સુસંસ્કારી સાત્ત્વિક આત્માઓને રગેરગે અનુભવાય છે. તેથી જ એવા રસસિદ્ધ કવીશ્વરો વિજયી અને અમર ગણાયા છે.

પરમજ્ઞાની કવિ અખા ભક્તની વાણીનો પ્રવાહ દિવ્ય નાદથી સડસડાટ વહેતી ગંગા નદીના ખળખળાટવાળો છે. પરમજ્ઞાની ધીરા

ભક્તની વાણીનો પ્રવાહ ગહન જંગલના સિંહનાદ જેવો મહત્તાવાળો છે. એ એકલો કોઇની પરવા કર્યા વગર નીડરપણે નિર્બંધ ગાજી રહ્યો છે; અને પરમજ્ઞાની છોટમ કવિની વાણીનો પ્રવાહ રામરાજ્ય અયોધ્યા નગરી પાસે વિલસતી શાંત ગંભીર સરયૂ નદી જેવો શાંત, અર્થસૂચક, ગંભીર અને ચિન્મય છે. આ મહાન કવિએ લોકકલ્યાણ અર્થે સંસ્કૃત વાઙ્મયની અને પરાપર પરમાત્માની અમૃતમય સેર પ્રાકૃતમાં વહેવડાવી છે.

છોટમની વાણી પ્રાયઃ ધર્મ નીતિ ને તત્ત્વજ્ઞાનના વિષયોને સ્પર્શે છે. ભારતના પ્રાંતે પ્રાંતનું સાહિત્ય પ્રાય ધાર્મિકતાનું જ પ્રતિબિંબ પાડતું હતું. ઓગણીસમી સદીના મધ્યમાં પશ્ચિમની સંસ્કૃતિના સંપર્કને લઈને જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં નવી વિચારસરણી આવી રહી હતી. રસિક કવિ દયારામના અવસાન સાથે ગુજરાતી સાહિત્યનો ધાર્મિક સ્રોત જાણે લય પામતો હતો, છતાં પ્રાચીન અને અર્વાચીન વિચારસરણીનો એ સંક્રાન્તિકાળ હતો. દલપતરામ જેવા કવિઓ ભારતીય સંસ્કૃતિની ભૂમિકા ઉપર પશ્ચિમી સંસ્કૃતિના નવા રંગ ઝીલી રહ્યા હતા. સાહિત્યમાં ધાર્મિક વિષયોનો પ્રવાહ દયારામના અવસાન પછીયે એ ત્રણ દાયકા સુધી અખંડિત વહી રહ્યો હતો. આ ધાર્મિક કાવ્યસ્રોતને વહેતો રાખવામાં કવિ છોટમનો મહત્ત્વનો ફાળો રહેલો છે.

ઉપનિષદો, સ્મૃતિઓ, પુરાણો, પદો, આખ્યાનો ને લોકકથાઓ આ સંતની વાણીને વિષય તથા સ્વરૂપની સામગ્રી પૂરી પાડે છે. છોટમની વાણી વિશદ કાવ્યરૂપે વ્યક્ત થાય છે જ્ઞાનયોગ ને ભક્તિના અનુભવ ઉગાળા મારે છે. કવિ બારી સામે જુએ છે ને જે જોઈતું હોય તે ગાયું આવે છે કવિની ભાષા સરળ, પ્રવાહી ને વેગવંતી છે. છોટમની વાણીમાં ભલે નરસિંહની મસ્તી કે દયારામનું લાલિત્ય ન હોય, પણ એમા અખાની કઠિનતા કે ભોજા ભગતનો કટાક્ષયુક્ત તિરસ્કાર તો નથી જ છોટમની ભાષા એકંદરે બળવાન અને સંયમી છે, વક્તવ્યને સ્ફુટ કરે છે અને ધારેલું નિશાન પાડે છે. છોટમનાં કાવ્ય પંથ કે સંપ્રદાયની સંકુચિત મનોદશાથી સર્વથા મુક્ત છે. આદ્ય શંકરાચાર્યનું કેવલાદ્વૈત એ જ કવિનો માનીતો સિદ્ધાંત છે, અને વેદાન્ત એ જ એમનું પરમ દર્શન છે.

કવિનું દર્શન એકંદરે તો આત્મજ્ઞાન વિશે હોઇને પરલોકવાદને જ બઝે છે, છતાં એમાં ઇહલોકનું વાસ્તવ ચિત્ર પણ નિરૂપાયું છે. કેવલ

કલ્પના કે પારલૌકિકતા જ કવિહૃદયને આવરી લેતાં નથી, ઉચ્ચ વ્યોમમાં વિહરતાં કવિ નીચે ધરતી પરના સંસારનેય નિહાળે છે. ઊંચે ઊડતાં ઊડતાંય એઓ સંસારીઓના રાહને અવગણ્યા વિના એમને સીધો બોધ આપે છે અને સન્માર્ગે વાળે છે.

કવિની વાણી ગુરુના આદર્શ પ્રમાણે પાખંડીના પંથને ખંડે છે, વેદધર્મના પ્રતિપાદન અર્થે ચાર્વાક બૌદ્ધ અને જૈન દર્શનોને નિંદે છે, વેદાંતના પ્રતિપાદન અર્થે સાંખ્ય ન્યાય આદિ દર્શનોની કે વૈષ્ણવાદિ વર્તમાન સંપ્રદાયોની સંકુચિતતાને વખોડે છે, કેવલાદ્વૈતના પ્રતિપાદન અર્થે રામાનુજ મધ્વ ને વલ્લભ જેવા આચાર્યોના મતોનું ખંડન કરે છે, છતા એકંદરે કવિને ખંડન કરતાં મંડન વધારે માનીતું છે, મુખ્યત્વે શુદ્ધ અને સ્વતંત્ર રીતે બ્રહ્મજ્ઞાન અને બ્રહ્મોપાસનાનું નિરૂપણ કરવામાં રાચે છે.

આત્મમંથન ગુરુ–આદેશ અને પ્રભુપ્રસાદમાંથી એમની ત્રિસ્રોતસ ભાગીરથી ઉદ્‌ભવે છે, કેટલાંક પદ આત્માને ઉદ્દેશીને પહેલા પુરુષમાં આત્મોદ્‌ગારરૂપે રચાયાં છે, તો કેટલાંક વળી પ્રત્યક્ષ સંબોધનરૂપે બીજા પુરુષમાં લખાયાં છે, તો વળી પરોક્ષ રીતે બોધ આપતાં પદો ને આખ્યાનો ત્રીજા પુરુષમાં રચાયાં છે. આત્મોદ્‌ગાર અને સંબોધનોમાં કવિ જ્ઞાનમસ્ત થઈ જાય છે, શૈલી બુલંદી અને પ્રભુતા દાખવે છે, ભાષા પ્રવાહી અને હૃદયંગમ બને છે.

છોટમ ઉપર પદ્યરચનાના પ્રકાર પરત્વે તો કેવળ નરસિંહ મહેતાની ને પ્રેમાનંદ શામળની જ નહિ, પણ કવિ દયારામની ગાઢ અસર પણ જણાય છે. કવિ દયારામે વાપરેલા કેટલાય પ્રચલિત રાગોને છોટમે પણ પોતાના કાવ્યોમાં પ્રયોજ્યા છે અને દયારામની જેમ છોટમે પણ વ્રજભાષામાં કેટલાંક કાવ્ય રચ્યાં છે.

## ૮. અમોલ વારસો

પૂર્વ–પશ્ચિમી સંસ્કૃતિના એ સંક્રાન્તિકાળમાં કવિ છોટમ ધાર્મિક વૃત્તિના મહાત્મા હોવા છતાં જુનવાણી રૂઢિરક્ષક નહોતા રહ્યા. પશ્ચિમી સંસ્કૃતિનાં નવાં વહેણોના સંપર્કમાં આવવા છતાં એના પ્રખર પ્રશંસક પણ નહોતા બન્યા કવિ દલપતરામની જેમ એઓ દેશની કુરૂઢિઓને વખોડતા અને પશ્ચિમના સારા રિવાજોને વખાણતા. ભૂતપ્રેતના વહેમ, બાળલગ્ન, કન્યાવિક્રય અને રોવાકૂટવા જેવા નિંદ્ય રિવાજોને

તિલાંજલિ દેવાનો, તથા સ્ત્રીકેળવણી, દેશાટન અને હુન્નરઉદ્યોગ જેવા પ્રશસ્ય રિવાજોને અપનાવવાનો બોધ દેતા; છતાં એકંદરે છોટમની વાણી પ્રાચીન પરંપરાના ધાર્મિક પ્રકારની હોઈ અને એ પરંપરા દયારામથી સમાપ્ત થઈ ગણાતી હોઈ, કવિ છોટમની કૃતિઓને ગુજરાતી સાહિત્યમાં એનું યોગ્ય સ્થાન મળ્યું નથી. સાહિત્યના અભ્યાસીઓ તથા વિવેચકોએ દયારામ પછીના ધાર્મિક સાહિત્યની નહિવત્ સમીક્ષા કરી હોઈ, છોટમ જેવા સમર્થ સંતકવિ અજાણતાં ઉપેક્ષિત રહ્યા છે. વિષયની પ્રાચીનતા અને સમયની અર્વાચીનતાને કારણે એ કવિ જાણે કે-સંતકવિઓમાં વિસારે પડી ગયા ને અર્વાચીન કવિઓમાં યે સ્થાન ન પામ્યા, છતાં સમકાલીન જનતામાં કવિ છોટમની વાણી ભારે લોકપ્રિય નીવડી હતી. ભક્તિપ્રિય જનસમુદાય તો એ એકાંતપ્રિય કવિને શોધી કાઢતો, એમની વાણીને ઝીલતો અને કંઠસ્થ કરતો. કેવળ ચરોતરમાં કે વડોદરા પ્રાંતમાં જ નહિ, પણ છેક સૌરાષ્ટ્ર સુધી છોટમનાં પદો ને ભજનો પ્રસાર પામ્યા હતાં અને ભાવિક નરનારીઓમાં ગવાતાં હતાં. લોકકલ્યાણ અર્થે કાવ્યો રચવાની પ્રવૃત્તિ આદરતા સંતની એ કૃતકૃત્યતા જ ગણાય. છતાં હવે જ્યારે અગાઉ ઉપેક્ષિત રહેલા અનેક સાહિત્યકારોની કૃતિઓનું અધ્યયન થવા લાગ્યું છે ને એ અધ્યયન દ્વારા અનેક સિદ્ધહસ્ત કવિઓને એમનું સમુચિત સ્થાન મળવા લાગ્યું છે ત્યારે દલપતયુગના આ સમર્થ સંત, કવિની કૃતિઓનું યે તલસ્પર્શી અધ્યયન થાય અને દયારામ પછીના ધાર્મિક સાહિત્યના ક્ષેત્રમાં રહેલા કવિ છોટમના વિશિષ્ટ સ્થાનનું મૂલ્યાંકન થાય એ ઘણું આવશ્યક છે. કવિ છોટમની અ-પ્રસિદ્ધ કૃતિઓ વહેલી તકે પ્રસિદ્ધ થાય, તો એમની સર્વ કૃતિઓનું કોઈ અભ્યાસી વિદ્વાન કે વિદ્યાર્થી સાંગોપાંગ અધ્યયન કરી શકે. કોઈ વિદ્વાન પ્રાધ્યાપકના માર્ગદર્શન નીચે કવિ છોટમની કૃતિઓ વિશે મહાનિબંધ તૈયાર કરવામાં આવે, તો એ સંતકવિની વાણીમાં વ્યક્ત થતાં ધર્મ તથા તત્ત્વજ્ઞાનનાં તેમજ એની અંદર રહેલાં સાહિત્યિક સ્વરૂપ અને શૈલીનાં અનેક રસપ્રદ લક્ષણોની મીમાંસા થાય તેમજ ગુજરાતી ભાષાના ધાર્મિક સાહિત્યમાં એ કૃતિઓના સ્થાનનું સમુચિત મૂલ્યાંકન થાય. કવિ છોટમની સાર્ધશતાબ્દીના સમારંભ પ્રસંગે આ અધ્યયનનું બીજારોપણ થાય, તો એ સમારંભનું ચિરંજીવ સ્મારક નીવડે.

પરંતુ આ તો થઈ કવિ છોટમની વાત. છોટમની વાણીનો લાભ લેનાર વિશાળ જનસમુદાયને મન છોટમનું સાહિત્યિક સ્વરૂપ એ તો એ

વિભૂતિનુ એક મર્યાદિત પાસુ છે ગામ મનાતજના ચરોતર પ્રદેશના ને વિશાળ ગુજરાતના ભાવિક જનોને મન છોટમ કવિ નહિ, મહાત્મા છે એ મહાત્માની છબી કે પાદુકાઓ, એમનુ બાવનુ કે સિહાસન એ એમના અનુયાયીઓનો અમૂલ્ય વારસો છે આ સમારભના નિમિત્તે મહાત્મા છોટમના સ્થૂલ જીવનના એવા સ્મારકો મૂર્ત સ્વરૂપ પામે, તો એ ભાવિક અનુયાયીઓના અતર પ્રસન્ન થશે

ને છતા એ મહાત્માનુ અક્ષરજીવન તો એમની એ અમર કૃતિઓમા રહેલુ છે છોટમની વાણીની પિપાસા એમની એ કાવ્યકૃતિઓના વાચન-શ્રવણ દ્વારા જ તૃપ્ત થાય એમ છે જ્ઞાન યોગ અને ભક્તિની એ ત્રિવેણી છોટમની વાણીના પ્રકાશન અને પુનપ્રકાશન દ્વારા જ કૃતકૃત્ય રહી શકે સતકવિનો એ અમોલ અમર વારસો ભાવિક જનોને સુલભ બને તો જ એમનો સાર્ધશતાબ્દી-સમારભ સાર્થક બને.



મયૂર પ્રિન્ટરી, રાયપર ચકલા, અમદાવાદ

ભક્તકવિ

# શ્રી. અનંતપ્રસાદજી શ્રીવૈષ્ણવ

અધ્યા. કેશવરામ કા. શાસ્ત્રી



ભકતકવિ અનંતપ્રસાદજી—શતાબ્દી સમારંભ

તા ૧૪-૭-૬૨, શનિવાર

ભક્તકવિ

# શ્રી અનંતપ્રસાદજી શ્રીવૈષ્ણવ

[સં. ૧૯૧૭–૧૯૭૩–ઈ. સ. ૧૮૬૧–૧૯૧૭]

"અનુગ્રહી છે કુદરત મુજ પર, સહજ સાંપડે સઘળું રે;
પાસા મારા પોતે એલે, કશું ન થાતું અવળું રે."

માંગરોળ–સૌરાષ્ટ્રના વતની અને રાજકીય સંબંધે ત્રણ પેઢીથી રાધનપુર જઈ વસેલા દીવાન કુટુંબના શ્રી. અનંતપ્રસાદ ત્રીકમલાલ શ્રીવૈષ્ણવનો જન્મ સં. ૧૯૧૭ના જ્યેષ્ઠ વદિ અગિયારસ (સને ૧૮૬૧)ને દિવસે માતા રુક્મિણીની કૂખે થયો હતો. માતા પિતા પરમ વૈષ્ણવ હતાં તેથી અનંતપ્રસાદજીનું બાલ્યજીવન એ સંસ્કારમાં ઘડાયું. નિશાળે બેસવાની વય થતાં રાધનપુરમાં જ એક ગામડી નિશાળમાં મૂકવામાં આવ્યા હતા, પરંતુ ત્યાં શિક્ષણનું કાંઈ ઠેકાણું નહોતું તેથી ઘેર આવ્યા પછી બ્હેનોની સાથે માતા પાસેથી અક્ષરજ્ઞાન સાધ્યું હતું. વાંચવાની શક્તિ આવતાં મોટા અક્ષરવાળો 'શ્રીમદ્‌ભાગવતસાર' કુટુંબનાં જનો સાથે બેસી વાંચવાનો એમનો ક્રમ હતો. નિત્યના આ ક્રમને લીધે બાળક અનંતપ્રસાદમાં ધાર્મિક ગ્રંથોના વાચન–મનનનાં બીજ રોપાયાં. માતાને ભગવાન રઘુનાથ ઉપર ઘણી શ્રદ્ધા અને બે વાર એમને ત્યાં અનંતપ્રસાદના બાલ્યકાળમાં રામાયણનું પારાયણ થયેલું તેથી એ કથાના શ્રવણથી આ બાળકને પણ રામચંદ્રજી ઉપર આસ્થા બેઠીને એ એમના ઇષ્ટદેવ બની રહ્યા. એમની સાત આઠ વર્ષની વયે દ્વારિકા અને બેટની યાત્રા કરવાનો યોગ કુટુંબને મળેલો એની અસર પણ આ બાળકને ઘણી થઈ, એને લઈ ભગવાન ઉપરની શ્રદ્ધા એમની ઉત્તરોત્તર વધતી જ ચાલી. બ્હેનો કમળા અને લલિતાને અનેક ભજનો કીર્તનો અને ગરબીઓ મોઢે હતાં અને અવારનવાર ગાતાં. અનંતપ્રસાદની યાદદાસ્ત પણ ઘણી સારી હોઈ એમને એ મોઢે ચડી ગયાં અને એ બ્હેનોની સાથે ગાવામાં આનંદ લેતા. લોકોનો સમૂહ એકત્રિત થતો ત્યારે પણ આ ગીતો અને આખ્યાનો આ બાળક ગાય તેથી પોતાને ખૂબ

ભક્તકવિ શ્રી અનતપ્રસાદ ત્રી. શ્રીવૈષ્ણવ



જન્મ સને ૧૮૬૧ દેહવિલય સને ૧૯૧૭

શ્રી. અનંતપ્રસાદના જીવનનું એક મહત્ત્વનું સોપાન બની ગયો. સ્વામીજી રાધનપુરથી વરણા ગયા ત્યારે આ બાળક કજિયો કરીને એમની સાથે ગયેલો. એ ગાળામા એમના મન પર આચાર્યભક્તિની જે છાપ પડી તે એમના જીવનના છેલ્લા દિવસ સુધી અવિચલિત રહી હતી. શ્રી. અનંતપ્રસાદ ગુજરાતી છઠ્ઠી ચોપડીમાં આવ્યા ત્યારે એમને 'દલપતપિંગળ' ભણવાનો લાભ મળ્યો. એમની કવિત્વશક્તિનાં અંકી બીજ વવાયાં અને દોહરા-ચોપાઇની રચનાનો એમને હાથે આરંભ થયો. ત્યા તો હિંડોળા મહિનો (આષાઢ વદિ ૧ થી શ્રાવણ સુદિ ૧૫ સુધીનો) આવ્યો. પોતાનું નામ નાખ્યા વિના જ એમણે હિંડોળાનું એક પદ બનાવ્યું. આ પદ સાંભળ-નારાં બધાને બહુ પસંદ પડ્યું. બાળક અનંતપ્રસાદનો ઉત્સાહ વધ્યો અને દરરોજ એક પદ રચી એમણે સ્વજનોને સંભળાવવા માંડયાં. એમાં દાદા કહાનજીબલીને કુળધન તરીકે મળેલા શાલિગ્રામજીની સેવા એમને મળી અને નિત્યનું વિષ્ણુપૂજન કરવાનો એમને આરંભ થયો. અંગ્રેજીનો અભ્યાસ પણ આ જ સમય દરમ્યાન શરૂ થયો. સં. ૧૯૨૯ માં પિતાજી સાથે પાલનપુર જવાનું થયું. રાધનપુરમાં જે સુવિધા પુસ્તકાલયની નહોતી તે પાલનપુરમાં મળી. વર્તમાનપત્રો તેમજ પુસ્તકાલયના પુસ્તકો વાંચવાનો એમનો શોખ ઉત્તરોત્તર વધતો જ ચાલ્યો. એમાં ધર્મસંબંધી તેમજ વાર્તાનાં પુસ્તકો એમને ખૂબ ગમતાં અનેક પ્રકારનાં વિરુદ્ધાવિરુદ્ધનાં પુસ્તકો વાંચવાથી વર્ષો સુધી મન ડખોળાયેલું રહ્યું, ધર્મસંબંધી પુસ્તકો ઉપરથી આસ્થા ઓછી થઇ, પણ મૂર્તિપૂજા ઉપર એની ખાસ અસર પડી નહિ. એનું એક કારણ હતું, એમના મૂળ પુરુષ પર્વત મહેતાની શ્રી દ્વારિકાધીશ રણછોડરાયજી ઉપરની અનન્ય આસ્થાનું, જે એમના વંશજો-વડનગરા ગૃહસ્થો 'વૈષ્ણવ' 'મજમૂદાર' અને 'બક્ષી'ઓના કુટુંબમાં અવિચ્છિન્ન ચાલી આવતી હતી.

[આ પર્વત મહેતો તે નરસિંહ મહેતાના કાકા અને એમને ત્યાં સં. ૧૫૦૧ ના માગસર સુદિ ૬ ને બુધવાર (? સોમવાર)ને દિવસે માંગરોળને ઉત્તર દરવાજે આવેલી 'ગોમતીવાવ'માંથી શ્રીરણછોડરાયજીનુ દશાંગુલ શ્યામ પાષાણનું સ્વરૂપ પધારેલું. એના થોડા દિવસ પહેલાં દીવના વાસુદેવ સલાટે દ્વારકાના શ્રીદ્વારકાનાથજી માટે તૈયાર કરેલું, નાનું, શ્યામ પાષાણનું, ફરતી કિનારીની હાસમાં સ્થાવનારની કોતરણીવાળું, સિંહાસન આવી મળેલું. આ સ્વરૂપ અને આ સિંહાસન આજ સુધી માંગરોળના માંડલા કોટમા રાવળીવાવ પાસે આવેલા શ્રીરણછોડરાયજીના મંદિરમાં સચવાઈ સેવાતા આવ્યાં છે. નાગરોના અને ખાસ કરીને પર્વતવંશીય

નાગરોના આ ઇષ્ટ દેવ છે અને માગસર સુદિ ૬ નો દિવસ આજ સુધી પાટોત્સવના દિવસ તરીકે મોટી ધામધૂમથી ઊજવાય છે. અસલ સ્વરૂપ માંગરોળવાસી કેટલાક પર્વતનથી નાગરો જૂનાગઢ જઈ રહ્યા ત્યારે જૂનાગઢના ઉપર કળિયામાં આજના શ્રીરણછોડરાયજીના મંદિરમાં પધરાવવામાં આવ્યું એમ પણ માનવામાં આવે છે. સિંહાસન માંગરોળમાં જ રહ્યું હતું અને આજે પણ માંગરોળમાં જ શ્રી રણછોડરાયજીના મંદિરમાં બિરાજે છે, જ્યાં રાજભોગ સમયે એના ઉપર શ્રી..ને પધરાવવામાં આવે છે. માંગરોળમાં બિરાજતું સ્વરૂપ ખૂબ જ ઘસાઈ ગયેલું હોઈ મારી દૃઢ માન્યતા છે કે એ માંગરોળમાં જ બિરાજે છે. સિંહાસન અને શ્રી ને અલગ સ્થાનોમાં મૂકતાં મૂકનાર હેરાનપરેશાન થઈ જાય છે એવી માન્યતા પ્રવર્તે છે અને એવા બે પ્રસંગોનો એક માંગરોળ-વાસી તરીકે મારો અનુભવ પણ છે. બેશક, આ કેવળ શ્રદ્ધા અને માન્યતાનો વિષય છે. પર્વત મહેતા ઉપર શ્રીરણછોડરાયજી કેવી રીતે પધાર્યા એનું ભક્તગાથામય બયાન એમના પછી ૧૧ મા પુરુષ અમરેલીના સુપ્રસિદ્ધ ગાયકવાડી મજમુદાર શ્રી. ત્રીકમદાસ ભવાનીશંકરે ગાયેલી 'પર્વતપચીશી'માં મળે છે, જે શ્રી. અનંતપ્રસાદજીને ખૂબ જ પ્રિય હતી. મારા પૂ. પિતાશ્રી શાસ્ત્રીજી કાશીરામ કરશનજીએ આને આધારે સંસ્કૃતમાં પર્વતાખ્યાનની રચના કરેલી જાણીતી છે]

શ્રી. અનંતપ્રસાદને પોતાના મૂળ પૂર્વજ પર્વત મહેતા અને શ્રીરણછોડરાયજી ઉપર અપાર શ્રદ્ધા હતી અને એમાં નરસિંહ મહેતાના સમૃદ્ધ ભક્તિસાહિત્યનું બળ હતું; ઘરનું શ્રદ્ધા અને ભક્તિથી ભરપૂર વાતાવરણ હતું. આને લીધે થોડો સમય વડોદરા અને હાઈસ્કૂલના ઉપલાં ધોરણ અમદાવાદમાં ગયા અને સુધરેલા સમાજની છાયામાં પણ આવ્યા, અમદાવાદમાં પ્રાર્થનાસમાજમાં થતા કાર્યક્રમોનો એ વિદ્યાર્થિ-દશામાં સારો એવો લાભ લીધો, છતાંય અંદર રહેલાં શ્રદ્ધા અને ભક્તિએ એમને વિચલિત થવા દીધા નહિ. એ ખરું કે ઘરમાંના વલ્લભી વૈષ્ણવોના વાતાવરણે એમને ભગવત્કૃપામાં અને ભગવદિચ્છામાં પરમ શ્રદ્ધાવાળા બનાવ્યા હતા જ, એમાં રામાનુજ સંપ્રદાયના આચાર્ય શ્રીનિવાસ તાતાચાર્યનો સંપર્ક સુલભ બન્યો; એને લઈ પ્રથમ માતા અને પછી પિતા એ સંપ્રદાયનાં દીક્ષિત બન્યા અને શ્રી. અનંતપ્રસાદજીએ પણ એ દીક્ષાનો સ્વીકાર કર્યો, અને આમ પર્વત મહેતાથી ચાલી આવતી 'વૈષ્ણવ' અટક 'શ્રી વૈષ્ણવ' બની. આ એમના જીવનનો શકવર્તી યોગ હતો. વડોદરા અને પછી અમદાવાદમાં હાઈસ્કૂલનો અભ્યાસ પૂર્ણ કરી સં. ૧૯૭૫-ઈ સ.

૧૮૭૯ આસપાસ ૧૮ વર્ષની વયે રાધનપુર આવી રહ્યા. કેવળ આપીકી શક્તિથી જ નવાબ 'સાહેબના હજૂર શિરસ્તેદાર થવાનો એમને યોગ આવ્યો. આ પૂર્વે જ 'હિંમતવિજય' નાટક અને ધાર્મિક કવિતાઓની એમની રચનાઓ થઇ ચૂકી હતી, અનેક પદો–કીર્તનો એમને મોઢે પ્રગટ થઇ ચૂક્યાં હતાં. આ કુટુંબની સામે રાધનપુરમાં જ દ્વેષ કરનારા અનેક હતા, પરંતુ એ બધા નિષ્ફળ ગયા અને પિતાશ્રી ત્રીકમદાસ સં. ૧૯૩૬–સને ૧૮૮૦ મા રાધનપુર રાજ્યના કારભારી તરીકે લેવાયા. નવાબ તદ્દન અનુકૂળ હતા અને પોલિટિકલ એજન્ટને પણ અનંતપ્રસાદમાં રહેલી શક્તિઓને માટે ઘણો સારો અભિપ્રાય બંધાઇ ચૂકયો હતો. સંસારી તો એ આ પહેલાં જ થઇ ચૂકયા હતા, અને એમને સંસારનાં સુખોને પણ અનુભવ થઈ ચૂકેયો હતો. સસારસુખોના અસ્થિરપણાનો પણ એમને ખ્યાલ આવી ગયો હતો, એટલે સસારમા રહીને પણ 'સંસારથી સરસા' રહેવાની એમની વૃત્તિઓ પ્રબળતા ધારણ કર્યે જતી હતી. જ્યારે પણ રાજ્યના પ્રતિનિધિ તરીકે અન્ય રાજ્યોમાં જવાનો એમને યોગ મળતો ત્યારે ઉચ્ચ અમલદારની અદાથી પૂરા રસાલા સાથે જવાનું થતું એટલે જાહોજલાલી પણ નાની વયમા જ સિદ્ધ થઈ ચૂકી હતી. આમા હમેશાં એમને સંતોષની જ લાગણી રહેતી હતી. અને આ બધા સમયમાં આ સિદ્ધિ આપનાર પરમકૃપાળુ પ્રભુ જ છે એવી એમની દૃઢ માન્યતા રહેતી તેથી એમના હૃદયમા ભક્તસુલભ દીનતા જ સદા વૃદ્ધિ પામતી રહેતી હતી. થોડા જ સમયમા એમના પત્ની અનુપબાનો દેહાંત થયો. એમને આ પ્રસંગે ઘણું લાગી આવ્યું. અખંડ એકપત્નીવ્રત છતા પ્રભુએ આમ શા માટે કર્યું એની એમને ઘણી વિમાસણ થઇ. એમણે બહેન કમલાના નિધન પછી 'ત્રિદંપતી વર્ણન' નવલકથાની રચના કરી હતી, પણઆ વખતે વડીલોની શરમે અને સ્ત્રીભીરુ ગણાવાની દહેશતે કોઇ વિરહકાવ્યની રચના ન કરી, અને દલપતરામના 'વિજયવિનોદ'ની પરિપાટીનું 'જોરાવર–વિજય' કાવ્ય લખી નાખ્યું. પણ એ સાથે એક વૃત્તિનો ઉદય થયો કે બીજું લગ્ન કરવું તો ગુજરાતમાંથી ભણેલી સંસ્કારી સ્ત્રી સાથે જ. અને એમા પણ એમને ભારે સફળતા મળી અને વડોદરાના હજૂર અમાત્ય શ્રી. કપિલરાય મહેતા (સુરતવાળા)નાં પુત્રી દમનગૌરી સાથે પૂરા રાજ–ઠાઠથી એમનાં લગ્ન થયાં. નાટકોની રચના પછી પ્રખ્યાત ગ્રંથકર્તા થવાનો અભિલાષ જાગ્યો હતો અને એ અભિલાષાને એમણે 'રાણકદેવી'ની ઉચ્ચ કોટિની નવલકથા બાવીસમે વર્ષે લખી સિદ્ધ કરી.

રાધનપુર રાજ્યમાંના શ્રી. અનતપ્રસાદજીના ઊંચા હોદ્દાને લઇ ઈર્ષ્યાળુઓને એમના તરફ દ્વેષ હતો. આ વાત એ સારી રીતે જાણતા

પણ હતા, તેથી એમણે સ્થાન ઉપરથી હટી 'જઈ, એવા એક ભાઈને એ સ્થાન ઉપર આવવા દીવા. પેલાએ એટલેથી સંતોષ ન પામતા એમનું નિકંદન કાઢવાનો પણ પ્રયત્ન કર્યો. એમાં એ સફળતા ન પામ્યો; એશક, પિતાને માસાસિક નુકશાન કર્યું, પણ અનંતપ્રસાદ તો તદ્દન નિર્દોષ સિદ્ધ થયા. એમણે હવે દૃઢ પ્રતિજ્ઞા લીધી કે ફરી પાછું રાજકાજમાં ન જ પડવું. સાથોસાથ પેલો પણ પાયમાલ થઈ ગયો. પરિણામે પ્રભુ તરફની શ્રી. અનંતપ્રસાદજીની આસ્થા બળવત્તર થઈ.

માતાપિતાનાં શરીર લગભગ ખોટકયા જેવાં થઈ ગયાં હતાં. માતાપિતાની પ્રબળ ઇચ્છા હતી કે દક્ષિણનાં તીર્થોની યાત્રા કરવી. શ્રી અનંતપ્રસાદની ઇચ્છા હતી કે હું એક વાર જઈ,આવું ને પછી યાત્રા કરાવું. એવામાં સ. ૧૯૪૧–સન ૧૮૭૫માં ગવલ્પિંડી જવાનો યોગ મળ્યો આમાં માર્ગમાં આવતાં,તીર્થોનો પણ ટૂંકા ગાળા મળવા છતાં પણ લાભ લેવાનું ચૂકયા નહિ. પોતાનાં આચાર અને,સાથે પ્રધર રાવેલા ઇષ્ટદેવની સેવાપૂજાથી કયાય પણ લેશ માત્ર એ ચલિત થયા નહોતા, એવું એમનું મન દૃઢ હતું. આ પ્રવાસમાં એમણે ઉત્તરનાં તીર્થોનાં દર્શનનો અને અનુભવનો લાભ લીધો. પ્રવાસમાંથી આવ્યા પછી શ્રી અનંતપ્રસાદે દક્ષિણની યાત્રાનો નિશ્ચય કર્યો અને હાલી ચાલી ન શકતા એવા પિતાને અને ઉપવાસોથી કૃશ થયેલાં માતાને લઈ દક્ષિણની પવિત્ર યાત્રા કરવા નીકળી પડયા માર્ગમાં એમને કયાંયે પણ જરા જેટલું વિઘ્ન નડયું નહિ, અને 'માતાપિતાને સંતોષ થાય તે રીતે પૂરી યાત્રા કરાવી.' આ યાત્રામાં એમની ધર્મભાવનાને ભારે વિકાસ મળ્યો. અનેક સુંદર પ્રાર્થનામાળાઓની રચના આ યાત્રામાં એમને હાથે થઈ. એમનો 'યાત્રાવિલાસ' નામનો પદ્યગ્રંથ આની સાક્ષી છે. 'વિશિષ્ટાદ્વૈત' અને 'પ્રપત્તિ'ના સિદ્ધાંતો આ યાત્રામાં પૂરેપૂરા દૃઢમૂળ થયા. શ્રી. અનંતપ્રસાદજીના અનેક શાસ્ત્રીય ગ્રંથોમાં અને પદોમાં આ પરિપકવ જ્ઞાનનો આપણને પરિચય સુલભ બને છે,

રાધનપુર આવ્યા પછી સં. ૧૯૪૧ના ભાદરવાથી સં. ૧૯૪૨ના ઉનાળા સુધી મોટા ભાગનો સમય શાસ્ત્રચર્ચા અને સત્સંગમાં પસાર થયો. આમાં થોડા સમયને માટે રાધનપુરના દીવાન થયેલા પાટણના શ્રી. ગોપાળરાવ દીવાનનો તેમજ રાધનપુર હાઈસ્કૂલના હેડમાસ્તર શ્રી. બાવાંલાલ ભાઈશંકર ભટ્ટ (રાયકવાળ બ્રાહ્મણ)નો સહારો મુખ્ય હતો. એ પછી નવાબની વિનંતિથી નવા દીવાનની શોધમાં ગયા અને રાજકારણમાં ભાગ લેવો પડ્યો તેથી સં. ૧૯૪૪ના ફાગણ સુધી પાંચલિયું જીવન

ગયું; પછી દીવાનગીરીની જવાબદારી એમના ઉપર આવી પડેલી છતાં પ્રભુ સ્મરણ અને પ્રભુસેવા છૂટ્યા નહોતા આ પછી પોતાની જવાબદારી ભરેલી કામગીરીમા પણ શ્રી ગોપાળરાય દીવાનના ભાઈ જશવંતરાય પાસે રામાનુજ અને શંકરના ભાષ્યો સાથે ગીતાનું શ્રવણ કર્યું, 'ગદ્યત્રય' અને 'અર્થપંચક'ના ભાષાંતર કર્યાં; અનેક અવનવા પદો-કીર્તનોની રચના પણ કરી; 'પ્રપન્નામૃત' જેવા ૮૦૦૦ હજાર શ્લોકના ગ્રંથનું શ્રી. જશવંતરાયભાઈ પાટણવાળા પાસેથી ગીતાભાષ્યની જેમ શ્રવણ સાધ્યુ ને ભાષાંતર કર્યું, શ્રીનિવાસ તાતાચાર્યના નવા ગ્રંથ 'વિષ્ણુતત્ત્વ-પ્રકાશ'નુ પણ ભાષાંતર કર્યું. સ. ૧૯૪૫ના માગસર, માસ સુધી આવી પ્રવૃત્તિ ચાલુ રહી. આ પછી દક્ષિણની બીજી યાત્રા માતા, બહેનો પત્ની ગોરાણી અને ભાણીને, એક નોકર સાથે સફળ રીતે કરી, વૈશાખ મા પાછા આવી, ગયા, આવ્યા પછી પ્રિન્સ આલ્બર્ટના આગમન પ્રસગે નવાબ સાથે મુંબઈ જવાનુ થયું અને પૂરા વૈભવનો લાભ ઉઠાવ્યો, 'રાવસાહેબ'નો ખિતાબ પણ પામ્યા અનિચ્છા છતાં સં. ૧૯૪૬ના જેઠથી સાત માસ સુધી એમની પાસે રાધનપુરનો કુલ રાજ્યકારભાર રહ્યો પાછલા ગાળામા રાજખટપટે પણ માઝા મૂકી. અનંતપ્રસાદજી કંટાળી ગયા ને રાધનપુરનો ત્યાગ કરી પાટણ આવી રહ્યા નવાબની આમ છતા ભારે ચાહના હતી, તેથી માસિક રૂ. સો મોકલ્યે જતા હતા પાટણમાં પાછો શ્રી જશવંતરાયના સત્સંગનો લાભ મળ્યો અને હવે જાહેરમાં હરિકીર્તન કરવાનો એમણે આરંભ કર્યો અહીં પહેલી વાર 'વરાહ ભગવાનનુ' હરિકીર્તન કથાકારની અદાથી એમણે પાટણની જનતા સમક્ષ રજૂ કર્યું.

સ. ૧૯૫૨-સને ૧૮૯૬મા નવાબે પાછા તેડાવી રાધનપુરની દીવાનગીરી સોંપી, પણ નવાબ ગુજરી જતા પોલિટિકલ એજન્ટની સત્તા નીચે એડમિનિસ્ટ્રેશન આવ્યુ અને શ્રી. અનંતપ્રસાદજીને મહેસૂલ ખાતાના મુખ્ય અમલદારનું કાર્ય સોંપવામા આવ્યુ, એડમિનિસ્ટ્રેશનના ઉપપ્રમુખનો હોદ્દો પણ એમને મળ્યો. એમની પ્રામાણિકતાને લઈ એમણે અંગ્રેજ અમલદારોની પૂરી ચાહના મેળવી આ વર્ષમા એમણે વાલ્મીકીય રામાયણનુ પદ્યમય ભાષાંતર કરી છપાવ્યુ અહીં ૭ વર્ષ પર્યંત પૂરી જાહોજલાલી ભોગવ્યા પછી સ. ૧૯૫૯-સને ૧૯૦૩મા એમણે નોકરી લગભગ છોડી દીધી; કેટલોક સમય એ ભાવનગર જઈ રહ્યા અને ત્યાના દીવાન વિઠ્ઠલરાય શામળદાસ મહેતા સાથે સબંધ ખૂબ ગાઢ બન્યો. અહીં એમના નાના ભાઈ લલ્લુભાઈ શામળદાસ મહેતાના પુત્રી શ્રી. સુમતિ બહેન અનંતપ્રસાદજીના શિષ્યા બન્યા શ્રી મહેતા કુટુંબમાં શ્રીવૈષ્ણવી

સંસ્કાર દઢ થતા ચાલ્યા. અહીં એમણે 'મૂર્તિપ્રતિપાદન' વિષયનાં કેટલાંક આખ્યાન રચ્યાં. સૌરાષ્ટ્રમાં એમની ભક્તિભાવના ખૂબ પ્રસરી; કેટલાંક રજવાડામાં પણ એ અસર પહોંચી. હડાળાના દરબાર વાજસૂરવાળા અને વડિયાના દરબાર બાવાવાળા સાથે ગાઢ સંપર્ક બંધાયો. શ્રી. અનંતપ્રસાદજી જૂનાગઢ પાસે લુશાળા સ્ટેશન નજીક આવેલા ખોરાસા ગામના શ્રીવેંકટેશજીના મંદિરમાં પણ જતા અને ત્યાં હરિકીર્તનની રેલમછેલ વહાવતા. રાધનપુરમાં હતા ત્યારે 'આનંદ' માસિક નીકળતું હતું તેમાં અનેક પદો, નેકલેખો અને અનેક આખ્યાનો એમનાં છપાયે જતાં હતાં. અને નિવૃત્તિના સમયમાં અનેક પ્રાર્થનામાળાઓની પણ રચના થયે જતી હતી. એમની અનેક કૃતિએ-કીર્તનોનું પુસ્તક 'અનંત પદસંગ્રહ' ૧૨૮૪ પાનાંનું એમનાં લખેલા સ્વચરિત સાથે છપાયું એ એમના મૃત્યુ પછી પાંચ વર્ષે, એ પહેલાં સૌરાષ્ટ્રના પ્રવાસમાં સં. ૧૯૭૩-માં ભારે બીમારીમાં પટકાયા અને એમાં જ મહેસાણા જઈ પહોંચ્યા ત્યાં આષાઢ સુદિ બીજ ને શુક્રવાર-(રથયાત્રાસમયે) (તા. ૨૨-૬-૧૯૧૭)ના દિવસે એઓ પૂરી સાધ્યાવસ્થામાં, અત્યંત અશક્તિમાં પણ, ભજન-કીર્તન વખતે સશક્ત જેવા થઈને ભગવન્નામસ્મરણ કરતા આ લોક છોડી દિવ્યધામને પંથે પળ્યા. આ અંતિમ અવસ્થા ભક્તકવિ દયારામની અંતાવસ્થાની સાથે સરખાવી શકાય. બંનેના છેલ્લા દિવસો તપની અને ભક્તિની ઉચ્ચ ભૂમિકાના પસાર થયા હતા અને લૌકિકાસક્તિ કે લૌકિક-સ્મરણનો અંશમાત્ર પણ બેઉમાં છેલ્લા દિવસોમાં રહ્યો નહોતો. દયારામે જ્યારે ૭૫ વર્ષનું આયુ ભોગવ્યું હતું, ત્યારે અનંતપ્રસાદજીએ ૫૧ વર્ષની વયે દેહ છોડયો.

શ્રી. અનંતપ્રસાદજીને એક ભાઈ શ્રી નૃસિંહપ્રસાદ અને પાંચ બહેનો હતાં. શ્રી નૃસિંહપ્રસાદજીનો વંશ રહ્યો છે. શ્રી. નૃસિંહપ્રસાદજીના મોટા પુત્ર શ્રી. વિષ્ણુપ્રસાદ પાછળથી અપુત્ર ગયા, પણ નાના પુત્ર શ્રી. જનાર્દનપ્રસાદ કે જેઓ શ્રી. અનંતપ્રસાદજીના દેહાંતસમયે ૨૦ વર્ષના અંતિમ ક્રિયામાં હાજર હતા તેઓ રાધનપુરની કારકિર્દી પછી અત્યારે અમદાવાદમાં નારાયણનગરમાં આવી રહ્યા છે. એમને ત્રણ પુત્રો અને મોટું કુટુંબ છે. શ્રી. અનંતપ્રસાદજીનો પ્રત્યક્ષ સંપર્ક હતો તેવાઓમાંના એઓ એક છે. [મારા પૂ. પિતાશ્રી શાસ્ત્રીજી કાશીરામ કરશનજીને પણ શ્રી. અનંતપ્રસાદજીનો પ્રત્યક્ષ સંપર્ક હતો અને એમનાં અનેક આખ્યાનોના સાક્ષાત્ શ્રવણનો લાભ મેળવ્યો હતો. એમની જ પદ્ધતિએ મારા પિતાશ્રીએ સંખ્યાબંધ પદ-રચના કરી છે અને આજે પણ કરે છે. મારા બચપણને કારણે મને માત્ર આછું સ્મરણ જ છે; એમનાં બીજાં પત્ની શ્રી. દમનગૌરી

વધુ વર્ષ જીવેલાં હતાં અને એમનાં દર્શનનો લાભ અનેક વાર મળ્યો હતો.]

શ્રી. અનંતપ્રસાદજીની આખ્યાન-કથન-પરંપરા જૂનાગઢના શ્રી. ત્રીકમજી સેવકે ચાલુ રાખી હતી, જેના શ્રવણનો લાભ મને પણ અનેક વાર મળ્યો છે. આખ્યાનો ખૂબ જ ચોંટદાર અને રસિક થતાં હતાં.

બાકી આજે તો આપણી પાસે એમનું મુદ્રિત સાહિત્ય પડ્યું છે, જેમાં ગંભીરમાં ગંભીર વિષયોના શ્રીભાષ્યના સરળ હિંદી અનુવાદ જેવાથી લઈ સરળમાં સરળ ગુજરાતી પદો-કીર્તનો અને આખ્યાનો સુલભ છે. એમણે રચેલા ૧૨૫ આખ્યાનોમાંથી ૧૧૧ છપાયાં છે, બાકીનાં અપ્રસિદ્ધ છે અને એમના ભત્રીજા શ્રી જનાર્દનપ્રસાદ નૃસિંહપ્રસાદ વૈષ્ણવ પાસે સચવાઈ રહેલા છે.

### શ્રી. અનંતપ્રસાદજીની સાહિત્યસેવા

એમણે લખેલા ગ્રંથો અને પદોની એક યાદી અભ્યાસકોને ઉપયોગી થઈ પડે એ દૃષ્ટિએ અહીં આપવામા આવે છે.

**આખ્યાનો** ૧. શ્રીકર્દમ-દેવહૂતિ, ૨. હારમાળા, ૩. શ્રીપાંડવદૂત, ૪. શ્રી તુલસીદાસજીને દર્શન, ૫. મીરાબાઈ, ૬. ભક્તાંઘ્રિરેણુ, ૭. વૃત્રાસુરવધ, ૮ બોધલાજીની બારસ, ૯. શ્રી જયદેવસ્વામી, ૧૦. જેમલ રાઠોડ, ૧૧. શ્રી તુકારામ બાવા અને શિવાજી મહારાજ, ૧૨. સેનાબાઈ, ૧૩. ચંદ્રહાસ, ૧૪. દામાજી, ૧૫. એકનાથ સ્વામી, ૧૬. તુકારામ અને વિઠોબા, ૧૭. મોસાળું, ૧૮, નામદેવ, ૧૯. અંગદસિંહ, ૨૦. મુરારિદાસ અને ગોપાલદાસ, ૨૧ વારમુખીનો મુગટ, ૨૨. કામધ્વજની કથા, ૨૩ હરિદાસજી, ૨૪. સિંહકિશોરજી, ૨૫. પુરંજન, ૨૬. ભરતજીના ત્રણ ભવ, ૨૭, પ્રહ્લાદ, ૨૮. વામનચરિત્ર, ૨૯. માર્કંડેય મુનિને માયાદર્શન, ૩૦. ધ્રુવ, ૩૧. ગજેંદ્રમોક્ષ, ૩૨. કૃષ્ણજન્મમંગળ, ૩૩. અમૃતપાવન, ૩૪. અંબરીષ, ૩૫ શબરીચરિત્ર, ૩૬. ભારત-ભાગવત, ૩૭. તુલસીદાસજીનો પ્રભાવ, ૩૮ પીપાજી મહારાજ, ૩૯ સુરદાસચરિત્ર, ૪૦. રામદાસ સ્વામીનુ પૂર્વ ચરિત્ર, ૪૧ રામદાસ સ્વામી, ૪૨. માધવદાસજી, ૪૩. રૂપ સનાતન, ૪૪. જીવ ગોસાઇ ૪૫. હરિદાસજી, ૪૬. ગદાધરજી, ૪૭. કૃષ્ણદાસ પયહારી, ૪૮. ભક્તમાળ, ૪૯. ભક્ત ભાનુદાસ અને કપટી કાપડિયો, ૫૦ પંઢરીનાથનો પ્રભાવ, ૫૧. ભાનુદાસનો ભાવ, ૫૨. નિંબરાજચરિત્ર, ૫૩. શ્રીપાદ સ્વામી, ૫૪. કૂર્મદાસ પર કૃપા, ૫૫. રહીદાસ, ૫૬, કેવળ કૂબાજીની કથા, ૫૭ જનુબાઈનું જીવન, ૫૮, રાણી રત્નાવળી, ૫૯. મદાલસા, ૬૦. આશકરણ રાજા, ૬૧. અજામિલ, ૬૨. ગંગાજી, ૬૩. અનંતપુરુષાચાર્ય, ૬૪. શ્રીકુરેશચરિત્ર, ૬૫. શેષાવતાર અને સંપતકુમાર, ૬૬. કૃષ્ણદાસનો વત્સલભાવ, ૬૭. જય-

દયવધ, ૬૮. નામદેવજીનો નિશ્ચય, ૬૯. વિશ્વામિત્ર-વૃત્તાંત, ૭૦. શ્રીશુકદેવજી, ૭૧. વિદુરજીનો વૃત્તાંત ૭૨ પદ્માવતીનો પરિણય.

૨૪-૨૪ આખ્યાનોના ત્રણ ગ્રંથ શ્રી. દશરથલાલ ગંગારામ વ્યાસે પાટણથી સં. ૧૯૭૦ સુધીમાં પ્રસિદ્ધ કરેલા, ઉપરાંત 'બાર આખ્યાન' મથાળે એમણે બાર આખ્યાન છપાવેલાં.

૭૩. સંતોખા પવાર, ૭૪. મહેતાજીની હૂંડી, ૭૫. બોડાણો, ૭૬ ચોખા મેળો, ૭૭ નરસિંહ મહેતાના પિતાનું શ્રાદ્ધ. ૭૮. જગમિત્ર. ૭૯. પર્વતદાસ મહેતા, ૮૦. પ્રેમનિધિ, ૮૧. શામળદાસનો વિવાહ, ૮૨. હંસવધ, ૮૩ શ્રીતોંડમાન, ૮૪. પરીક્ષિત-સંજીવન.

૨૧. જીવનલાલ અમરશીએ અમદાવાદથી 'અનંત આખ્યાનમાળા'ના બે ભાગ સને ૧૯૨૫-૨૭મા પ્રસિદ્ધ કરેલા તેમાં ૧૮+૧૬=૩૪ આખ્યાન આવ્યા છે આમાનાં નીચેનાં નવાં છે.

૧. અમૃતપાન. ૨. અર્જુનને ઈંદ્રપ્રસ્થની પ્રાપ્તિ, ૩. અર્જુનવનવાસ. ૪. અર્જુન પર પ્રીતિ, ૫ અર્જુન અને કર્ણ (બે ભાગમા), ૬. અર્જુનનું અવસાન, ૭. ઊર્મિલાદાસજી, ૮. એકનાથ સ્વામી, ૯. કબીરજી, ૧૦. કૃષ્ણની કૈલાસયાત્રા, ૧૧. છીતુદાસજી.

સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય-અમદાવાદ તરફથી બે ભાગમા 'આખ્યાનમાળા' પ્રસિદ્ધ થઈ છે તેમાં ૧૯+૨૪=૪૩ આખ્યાન છપાયાં છે, જેમાના નીચેનાં નવા છે.

૧. ભરત, ૨. સેનો નાઈ, ૩. દામાજી, ૪. નામદેવ-નિશ્ચય, ૫. સુરથ-સુધન્વા, ૬. મામો-ભાણેજ, ૭. ભીષ્મપિતામહ, ૮. ભીષ્મપિતામહ-ભૂલ, ૯. ભીષ્મપિતામહ-ભાવ, ૧૦. સુગ્રીવસ્વીકાર ૧૧. સુગ્રીવ-સેવા, ૧૨. વિભીષણ-શરણાગતિ, ૧૩. પૃથુરાજ, ૧૪. બોધરાજ તથા દાસી, ૧૫. રામાનુજ, ૧૬. પ્રિયાદાસ અને વિશ્વનાથ

આમ ૮૪+૧૧+૧૬=૧૧૧ આખ્યાન આજે સુલભ છે.

આ ઉપરાંત નીચેના એમના ગુજરાતી ગ્રંથો જાણવામાં આવ્યા છે:

૧. વાલ્મીકીય રામાયણ (પદ્યમા), ૨. મહાભારત (પદ્યમાં, ૩. ભાગવત દશમસ્કંધ (પદ્યમા), ૪. ભગવદ્‌ગીતા (અર્થ અને વિવેચન સાથે), ૫. ઉપનિષદર્થ, ૬. ભગવદ્‌ગુણદર્પણ અને વિષ્ણુસહસ્રનામ, ૭. રાણુકદેવી (નવલકથા), ૮. વિદ્યાલક્ષ્મી (નવલકથા), ૯. ત્રિદંપતી (નવલકથા), ૧૦. હિંમતવિજય (નાટક), ૧૧. મણિપ્રવાલહારમાળા ૩ ભાગમાં (ગદ્ય-પદ્યમય પાઠો), ૨, પ્રભુનો પ્રમાદ, ૧૩. ગુજરાતીમાં ગીતા, ૧૪. મૂર્તિનો મહિમા, ૧૫. ગોદામાકૃત ગાન, ૧૬. આલવંદારસ્તોત્રપદ (વિવેચન સાથે), ૧૭. ધ્યાનમાળા, ૧૮. વૈકુંઠનાથમાળા ૧૯ વિઠ્ઠલનાથમાળા, ૨૦. પ્રપન્નનાથમાળા, ૨૧. સવાઈમાળા, ૨૨. દીપમાળા, ૨૩. ગાન-

માળા, ૨૪. સદુપદેશરત્નમાળા, ૨૫. જુગલ ગાનમાળા, ૨૬. ગુજરાતી સ્તોત્રરત્નાવલી ૨૭ વિશુદ્ધતત્ત્વપ્રકાશ (વિવેચન સાથે ભાષાંતર), ૨૮. પ્રપન્નામૃત ભાષાંતર (વિવેચન સાથે), ૨૯. સત્યચિત્ર, ૩૦. રાઘવેંદ્ર અને રમાદેવી (નવલકથા), ૩૧, માધુરી (નવલકથા) ૩૨. પ્રપન્નપ્રિય-પચીશી, ૩૩. દયાશતક, ૩૪. પ્રપન્નપ્રિય-સ્તોત્રરત્નાવલી, ૩૫. જિતેંદ્રસ્તોત્ર, ૩૬. સત્ચરિત્રસંગ્રહ ૩૭ શ્રીનાથમાળા.

માળાઓ તેમજ પચીશીઓ વગેરે સંખ્યાબંધ કૃતિઓ 'અનંત-પદસંગ્રહ'મા છપાઈ છે, જેમા ઉપર ન નોંધાયેલાં એવાં પણ સેંકડો પદો કીર્તનો છે

એમના નીચેના ગ્રંથ હિંદી ભાષામા લખાયેલા પ્રસિદ્ધ થયા છે,
૧ બ્રહ્મસૂત્રભાષ્ય, ૨. ગદ્યત્રય, ૩. ગોદામાકૃત ગાન (વિવેચન સાથે), ૪. રાસારંભ, ૫. અદ્વૈત-વિવેચન, ૬. પદમાળા-પ્રસાદી, ૭. પદ-પંક્તિ ૮. પાદુકાસહસ્રગીતિ, ૯ શ્રીરામાનુજજીવનચરિત્ર, ૧૦. સંકલ્પસૂર્યોદય (નાટક), ૧૧. સહસ્રગીતિ (ભાગ ૧-૨), ૧૨. રંગનાથ સ્વામીના પદોનો સંગ્રહ, ૧૩, ગુરુપરંપરાપ્રભાવ.

સં. ૧૯૫૮ના શ્રાવણથી 'આનંદ' માસિક રાધનપુરમાથી અને પછી પાટણથી પ્રસિદ્ધ થતું હતું અને ૧૯૬૫ના શ્રાવણ સુધી એ ચાલ્યું હતું. દરેક અંકમાં શ્રી અનંતપ્રસાદજી એક આખ્યાન અને એક લેખ લખતા. આખ્યાનો જુદાં પુસ્તકાકારે પછીથી પ્રસિદ્ધ થયાં, જ્યારે લેખો નીચેના નામવાળા એ માસિકમાં છપાયેલા

૧. અરવિંદકુમાર, ૨. પરમાર્થની પ્રતિમા ૩. શ્રીરંકુહસ્તવન, ૪ શ્રીવરદરાજસ્તવન, ૫ શ્રીરંગમાહાત્મ્ય, ૬ શ્રીવેંકટેશમાહાત્મ્ય, ૭ શ્રીજગદીશમાહાત્મ્ય, ૮. સદુપદેશ, ૯ ધર્મવર્ણાશ્રમ, ૧૦ રસમય સગ્રહ, ૧૧. રસમય ચૂંટણી, ૧૨. અભયપ્રદાનસાર, ૧૩ દશચરિત્ર, ૧૪ બૃહદ્દસંહિતા, ૧૫. વેદાંતસંગ્રહના મંગળાચરણ-શ્લોકનુ વિવેચન, ૧૬. પુરુષસૂક્તના મુખ્ય મંત્રો પર વિવેચન, ૧૭. નારાયણાષ્ટક (ભાષાંતર), ૧૮. વાલ્મીકીય રામાયણરહસ્ય, ૧૯. શ્રીકૃષ્ણનામરહસ્ય

શ્રી. અનંતપ્રસાદજીનુ, પોતે જ જણાવે છે તે પ્રમાણે સંસ્કૃત ભાષાનું જ્ઞાન ખૂબ જ મર્યાદિત હતું, પરંતુ પાટણના વતની શ્રી. ગોપાળરાય દીવાનના નાના ભાઈ શ્રી. જશવંતરાયનો રાધનપુરમા તેમજ પાટણમાં જે સતત સંપર્ક રહ્યો હતો તેને લઇ અનેક આકર ગ્રંથોના શ્રવણનો એમને લાભ મળ્યો હતો, પરિણામે 'પ્રપન્નામૃત' 'ગદ્યત્રય' અને 'શ્રીભાષ્ય' જેવા આકર ગ્રંથોનું જ્ઞાન એમને સુલભ થયું હતુ અને એમણે ભાષામાં એ ગ્રંથો આપ્યા, જેમાંના છેલ્લા બે એમણે હિંદીમા લખ્યા.

શ્રી. અનંતપ્રસાદજીના દેહાન્ત પછી એમના અનુયાયીઓએ સ્મારક

કરવાનો વિચાર કર્યો અને એમના એક શિષ્ય બાબારાય બળવંતરાયના સત્પ્રયત્ને પાટણમાં એમના તરફથી જીર્ણોદ્ધાર પામેલા એમના પૂર્વજોના બંધાવેલા શ્રીલક્ષ્મીનારાયણ-મંદિરના કંપાઉન્ડમાં **'ભક્તકવિકેસરી મહાત્મા અનંતપ્રસાદ શ્રીકમલલાલ વેદાંત પુસ્તક મંદિર'**ની સ્થાપના થઈ. આ પુસ્તકમંદિરમાં શ્રી અનંતપ્રસાદજીના ગ્રંથો ઉપરાંત દીવાન ગોપાળરાયે પોતાના પુત્રો માટે ભારે રકમ દઈ ઉતરાવેલાં પુરાણો, ધર્મ-શાસ્ત્રો, ભાષ્યો તેમજ સાંપ્રદાયિક ગ્રંથો, અને અનેક વિષયોનાં ઇતર ધર્મોનાં મુદ્રિત પુસ્તકો સચવાયેલાં પડ્યાં છે.

### શ્રી. અનંતપ્રસાદજીની પ્રતિભા

ઉપર નોંધવામાં આવેલી એમની વિશાળ સારસ્વતોપાસના એમના એકનિષ્ઠ અદમ્ય ઉત્સાહનું ફળ છે. ગુજરાતી છઠ્ઠા ધોરણમાં હતા ત્યારે માત્ર બાર વર્ષની નાની વયે 'દલપતપિંગળ'નો અભ્યાસ કરતાંની સાથે એમની પૂર્વજન્મની સુપ્ત પ્રતિભાએ પગરણ કરવા માંડયાં અને એમાંથી હિંડોળાનાં પદોનો જન્મ થયો. ઘરના પવિત્ર આસ્તિક ધાર્મિક સંસ્કારોએ એમાં સિંચન કર્યું અને સતત ૪૪ વર્ષ પર્યંત, જીવનનિર્વાહના બીજા પ્રશ્નોને ગૌણ બનાવી એમણે સરસ્વતીને ખોળે પોતાનું જીવન ધરી દીધું. એમની સરખામણી કરવી હોય તો આપણે ભક્તકવિ દયારામ અને સંતકવિ છોટમ સાથે કરી શકિયે. ત્રણેનો સાહિત્યોપાસનાનો પ્રકાર લગભગ એક દિશાનો છે. શ્રી. અનંતપ્રસાદજીનો આ ચરિતના આરંભમાં લખેલી પંક્તિઓમાં આત્મવિશ્વાસ અત્યંત સ્પષ્ટ છે :

'અનુગ્રહી છે કુદરત મુજ પર, સહજ સાંપડે સવળું રે;
પાસા મારા પોતે ખેલે, કશું ન થાતું અવળું રે."

વિશાળ સાહિત્ય-સર્જનમાં એ એકનિષ્ઠા જ નિયામક બની હતી એમ કહેવામાં આપણે કશી અત્યુક્તિ કરતા નથી. સ્તોત્રવિભાગને બાદ કરતાં એમની કવિતાનો એક હંમેશાં માનવ-જીવનની વિશુદ્ધિ તરફ રહ્યો છે :

'સાચું સમજ્યું તે જ ગણાય, જ્યારે વરતન તેવું થાય. ટેક
સુંદર રસોઈ જાણી તેમાં પેટ કદી ન ભરાય;
બાજરીનું પણ કરે ઢેબરું ભુખ તો ત્યારે જાય રે. સાચું૦ ૧
લાખ રૂપૈઆ મુકી રાખે, દિન નવ વળે જરાય;
પાંચ પાઈ પણ ખરચે ત્યારે પાન સોપારી ખાય રે. સાચું૦ ૨
અનેક ઔષધ જાણે એથી રોગ ન મટે જરાય;
ઔષધ કરે અને ચરી પાળે ત્યારે દુઃખ તો જાય રે. સાચું૦ ૩
ઘણું ભણી ઘરમાં બેસી રહે ને નહિ પાઈ કમાય;

કરે નોકરી બુદ્ધિ ખરચે ત્યારે મસ પંકાય ' રે. સાચું૦ ૪.
તેમ જ્ઞાન જાણે દિન ન વળે, ભજન કરે અઘ જાય;
'અનંત' તે જ ખરા જ્ઞાની જે નિશદિન હરિગુણ ગાય રે. સાચું૦ ૫
(અનંતપદસંગ્રહ. પૃ. ૧૯૫)

હિંડોળાનાં ૩૦ પદ શ્રી. અનંતપ્રસાદજીનાં બારમા–તેરમા વર્ષનાં રચેલાં છે. પાછળથી જરૂર એમણે મઠાર્યાં હશે, તોય વાણી ઉપરનું પ્રભુત્વ આમાં અછતું નથી રહેતું :

'શોભા બની બ્રિજ માંહિ, આજ આલી, શોભા બની બ્રિજ માંહિ. ટેક.
સુંદર શ્રાવણ સુખદ સોહાવન, નભ રહ્યું ઘનથી છવાઈ;
શ્રીયમુના ગંભીર તીરમાં હરખે રહી ઉભરાઈ. આજ૦
કુંજ સુગંધી પુંજ થકી તર, ગુંજત ભ્રમર ભરાઈ,
સુંદર તીર સમીર વહે મૃદુ, નીર રહ્યું છંટાઈ આજ૦
વરસે કુસુમ લતા તરુમાંથી, ભભક રહી પથરાઈ;
કોયલ કીર મોર મેનાની વાણી ચહુ દિશ છાઈ. આજ૦
નભમાં બહુરંગી વાદળીઓ વિવિધ અંગી ફેલાઈ;
વચમાં વચમાં વીજળી ચમકે, દષ્ટિ જાય અંજાઈ. આજ૦
શોભામાં શોભા વધારવા જગ શોભન સુખદાઈ;
'અનુ' આવ્યા બ્રિજનારી સંગે ઝુલવાને ચિત્ત માંડી. આજ૦'
(એજન. પૃ ૩૭૩)

બચપણની વલ્લભીય વૈષ્ણવી સેવાની છાપ આમાં સ્પષ્ટ છે. 'હોળી'નાં આત્મલક્ષી પ્રકારનાં પદોમાં નરસિંહ મહેતાની પરંપરા જણાયા વિના રહેતી નથી :

રાગ કાફી

'સખી, આજ સહુ મળી ચાલો, ચલો રે સખી.
જહાં હોય નંદનો લાલો. સખી૦
નિત્ય રંજાડે, મટુકીઓ પાડે, માખણ ચોરવાવાળો,
નવ પકડાય, કરે વળી સાચો, માત તણો મસ વ્હાલો;
સ્વામી નાખે છે શિર આળો. સખી૦
હોરીનું બહાનું, ત્યાં શોચવું શાનું, જહાં મળે ત્યાં જ ઝાલો;
રંગે ભીંજાવી ગુલાલે મૂંઝાવી કુમકુમાં એને અકળાવો;
મઝા પછી એની નિહાળો. સખી૦
આંખમાં અબીલ ન જાય જાળવજો. કસ્તૂરી કેશમાં ઘાલો;
કેસરરસભરી મસ પિચકારીએ નખશિખ અંગ પલાળો;
રોગ–લાગ જાય ન ઠાલો. સખી૦

મેવા મીઠાઈ છુપાવી રાખવી, પ્રથમ કરશું ખૂબ આજો;
પૂરો પજવીને પછીથી રીઝવશું 'અનુ'પતિ નખરાળો; ,
અંતરમાં છે અતિ વ્હાલો. સખી૦
(એજન, પૃ. ૩૮૩)

આવાં કેટલાયે સુંદર પદો કવિની જીભેથી ટપકી પડ્યાં છે. અને કવિની તાલાવેલી :

'મ્હારી બગડી છે બાજી (૨), હરિ, મ્હારી બગડી છે બાજી,
બહુ છઉં નારાજી. ટેક
બગડી જાણી તોએ બગાડું, પૂઠે સોચું છું લાજી (૨). મ્હારી૦
કં'ગુ કર્મ સહેવાં અતિ સંકટ, વેઠું વેદના ઝાઝી (૨). મ્હારી૦
ક્યાં લગી રહીશું, શું નું મ્હીશું, પીડાઓ તાજી તાજી (૨). મ્હારી૦
ગભરામણાં ગોવિંદ ગરીબડાં, દયા દાખો, દાદાજી (૨). મ્હારી૦
સાવ સુધારો, શ્રીના સ્વામી, 'અનુ' માથે નિવાજી (૨). મ્હારી."
(એજન, પૃ. ૪૮૨)

આવાં સેંકડો પદો એ કલમમાંથી સરકી પડ્યાં જોવા મળે છે. જે જે તીર્થમાં ગયા ત્યાં શીઘ્રતાથી પદોનો પ્રવાહ વહ્યો છે એટલી તીવ્ર એમની વાણી રહી છે, એવી એમની ૧૦૮–૧૦૮ પદોની માળાઓ રચાયે ગઈ છે, વણથંભી. કવિનો અક્ષરમેળ છંદો ઉપર પણ સારો કાબૂ હતો અને ઉપજાતિ ભુજંગી તોટક વસંતતિલકા માલિની શાર્દૂલવિક્રીડિત મંદાક્રાંતા સ્રગ્ધરા વગેરે વૃત્તોમાં પણ અખ્યાબંધ કડીઓ એમના પદ્યગ્રંથોમાં વણાઈ ગેઈ છે, હરિગીત વગેરે માત્રામેળ છંદોની પણ વિપુલતા જોવા મળે છે. અનેક ગરબીઓ, અનેક લાવણીઓ, કેરબા, દિંડીઓ પણ એમણે લખી છે. આ બધાંમાં એમનું લક્ષ્ય તો 'હરિ, ઉર જ્ઞાન બની રહેજો,' 'ખરો વૈરાગ્ય, હરિ, આપો,' 'પ્રભુ એવી ભક્તિ દેજો,' 'હરિ, સત્સેવ વિષે ગખો'—આવી ભાવનાઓમાં જ હતું (એજન, પૃ. ૧૧૮૬–૮૭).

ભક્તકવિ તરીકેની એમની બીજી મહાન સેવા તો હરવ્યામી પદ્ધતિના ગદ્યપદ્યમય આખ્યાનોની છે. આ પ્રકારનાં 'આખ્યાન' અમદાવાદના ભક્ત બાપાલાલના જાણીતાં છે, શ્રી અનંતપ્રસાદજી તો શાસ્ત્રો, ઇતિહાસ અને ભક્તગાથાઓના જાણકાર હતા, કવિની આગવી પ્રતિભા ધરાવતા હતા, અને સ્વયંજ્ઞાની વિદ્વાન ભક્ત હતા, તેથી પ્રસંગને ઉચ્ચ પ્રકારની ચોટ આપી શકતા હતા અને એ પોતે જ જાતે આખ્યાનો વાદ્યો સાથે રજૂ કરીને. ૧૨૫ જેટલાં આવાં મોટાં આખ્યાનો આપીને એમણે વિક્રમ કર્યો છે. એમની આખ્યાનો ગાઈને વિવેચન અને નિરૂપણ સાથે રજૂ કરવાની પદ્ધતિ પણ ખૂબ આકર્ષક હતી. કારણ કે એમાં એમનું પોતાનું

હૃદય તાણાવાણાની જેમ વણાઇ રહેલું હતું; એમના હૃદયના ભાવ ઉમળકાથી બહાર નીકળી આવતા હતા. એમાં ઇતર ભક્તકવિઓની રચનાઓનાં તેમજ શાસ્ત્રો અને પુરાણોના અનેક શ્લોકોનાં અવતરણને તે તે કથનની પુષ્ટિમાં રજૂ કરીને પ્રસંગને ભારે માર્મિકતા અને સચોટતા લાવવાની એમની કળા હતી. વિષયવાક્ય તરીકે આરંભમાં બે ત્રણ પંક્તિઓ સંગીતમય રજૂ કરતા, જેવી કે:

'હે સજ્જનો ! શિર ધણી છે દિલ ધારો,

ભાવે નિજ દિન સંભારો' વગેરે—

એ પંક્તિઓ વચ્ચે વચ્ચે સંગીતના 'સમ'ની માફક ગદ્ય અને પદ્યોની રજૂઆત થવા સાથે ટપકી પડતી. અને દરેક આખ્યાનની આવી પંક્તિઓ નવી જ રહેતી. કલાકોના કલાકો સુધી અને લાંબાં આખ્યાનોમાં દિવસો સુધી આ રીતે શ્રોતાઓને એઓ અભિમુખ રાખવા શક્તિમાન થતા.

સાહિત્યની દૃષ્ટિએ પણ આ આખ્યાનો નમૂનેદાર છે. જૂનાં આખ્યાનોની માફક પદ્યમય કથાપ્રવાહ તો ચાલુ જ અને એમાં વચ્ચે વચ્ચે ગદ્યમય વિવરણ એક પ્રકારની મધુર જ શૈલી આપી જાય છે.

આ ઉપરાંત શ્રી. અનંતપ્રસાદજી આજની દૃષ્ટિએ પણ શુદ્ધ સાહિત્યકૃતિઓ આપ્યા વિના રહી શક્યા નહોતા, બે નાટકો અને પાંચ નવલકથાઓ પણ એમણે લખી છે. એમાં 'રાણકદેવી'એ ઐતિહાસિક નવલકથાએ 'ગુજરાતી સાહિત્યના ઇતિહાસ'માં પણ એમને યોગ્ય દરજ્જે સ્થાન આપવાનું કાર્ય કર્યું છે. એમણે પહેલી આવૃત્તિની પ્રસ્તાવનામાં જણાવ્યું છે તે પ્રમાણે "કરણઘેલાની લોકપ્રિયતાથી ઉશ્કેરાઇને તથા નાટકો અને નિબંધો કરતાં "નોવેલ્સ" આજકાલ આપણી ભાષામાં મારા જાણવા પ્રમાણે થોડાં લખાયેલાં છે માટે એવા પુસ્તકની ચાહના સુજ્ઞ દેશીઓમાં વધારે છે એવું ધારી, ગુજરાતી ભાષામાં એક "નોવેલ" લખવાની અંતઃકરણમાં ઉત્પન્ન થયેલી ઉકંઠા ઈશ્વરકૃપાથી આજ પાર પડી ............ ...(તા. ૨૦-૬-૧૮૮૩)"

બાવીસ વર્ષની આરંભની વયે લખાયેલી નવલકથા 'કરણઘેલો'ની પદ્ધતિએ લખાયેલી છે અને તદ્દન સ્વતંત્ર છે. ૧૫ પ્રકરણની વર્ણનપ્રચુર આ કૃતિમાં ૧લું પ્રકરણ ઉત્રાડનાં જ સિંધની સરહદ ઉપરના 'કચ્છી'ના કિલ્લાનું ભપકદાર અને ઝીણવટ ભરેલું મનોમોહક વર્ણન એ વાતનો તરત જ ખ્યાલ આપી દે છે. અલંકારોથી સમૃદ્ધ વાક્યખંડો સારીયે કથામાં વાચકને ગદ્યકવિતાનો આસ્વાદ આપે છે. કિલ્લાના અને આગંતુક પાત્રોના વર્ણન પછી. "ચંદ્રમા પોતાના પૂર્ણ પ્રકાશથી આખા શહેર ઉપર ધોળી ચાદર પાથરી શીતળતા વરસાવી રહ્યો હતો. બહારથી

તમરાંનો એકસરખો અવાજ; વખતે વખત જુદી જુદી દિશાઓમાં કૂતરાંનું ભસવું, નીચે ડેલીમાં બેઠેલ રાજપુતોની વાતો અને હુકાના ગડગડાટ, અને કોઈક ઠેકાણે ચાંદનીમાં ચારપાઇ નાખી નિરાંતે પડેલ ગીત ગાતા શખ્સના રાગ સિવાય બીજું કશું સંભળાતું નહોતું. તેમ અંદર પણ પંખાની ધુઘરીનો અવાજ તથા ડોસાનાં આંકડા કાઢવા ભુસવા તથા ટીપણું ઊખેળવાના ખડખડાટ સિવાય ચુપચાપ હતું." (પૃ. ૫)

સ્વભાવોક્તિઓ આ નવલકથાનું એક આગવું ભૂષણ બની રહે છે. એ યુગની 'કરણઘેલો' અને 'વનરાજ ચાવડો'એ બે નવલકથાઓની એ સમયે બોલબાલા હતી. 'સરસ્વતીચંદ્ર'નો પણ આદર્શ તો પ્રમાણમાં એ જ હતો. તેથી જ સ્વ. નવલરામે એ વખતની નવલકથાઓમાં 'રાણકદેવી'ને 'કરણઘેલો'થી બીજા જ નંબરની ગણવામાં એ જ રીતે સ્વારસ્ય ગણ્યું હતું. 'સરસ્વતીચંદ્ર' સાથે પણ સ્વ. નવલરામે 'રાણકદેવી'ની સરખામણી કરી હતી અને બીજા એ સમયના પ્રસિદ્ધ વિદ્વાનોએ પણ એને એક ઉત્તમ ગ્રંથ તરીકે માન્ય કર્યો હતો. ડેમી ૧૨ પેજી ૨૫૪માં નિરૂપાયેલો આ કથાગ્રંથ બાવીસ વર્ષના એક જુવાન નવલકથાકારની કલમમાંથી નીકળ્યો છે એ જેમ લેખકને પણ ગૌરવ અપાવનારો છે તેમ ગુજરાતી નવલકથા-સાહિત્યને પણ દીપાવનારો છે. આ નવલકથાની એ જમાનામાં જ બે આવૃત્તિ થઈ હતી એ ઓછું શોભાસ્પદ નથી જ. લેખકના હૃદયમાં ધર્મ અને નીતિનો આદર્શ હતો અને એ એમણે સતીના પાતિવ્રત્યનો હૃદયંગમ ચિતાર આપી મૂર્ત કરી આપ્યો છે. એક ઉચ્ચ પ્રકારના પ્રૌઢ ગદ્યકાર તરીકેનું સ્થાન લેખકને અપાવવાને આ એક માત્ર કૃતિ પણ પૂરતી છે.

શ્રી. અંનતપ્રસાદજીની વિશાળ સાહિત્યસેવાનો આપણે ત્યાં અભ્યાસ થયો જ નથી. નાની વયે જ એક ગદ્યકાર તરીકે, ઉચ્ચ પ્રકારના ભક્તિસાહિત્યના પીરસનાર તરીકે, આગળ વધતાં વધતાં એક ઉચ્ચ પ્રકારના હૃદયંગમ આખ્યાનકાર અને રામાનુજીય તત્ત્વજ્ઞાનના સમૃદ્ધ ગ્રંથોના અનુવાદક અને વિદ્વાન તરીકે એઓ ગુજરાતી સાહિત્યની ઉચ્ચ કક્ષાની સેવા આપી ગયા છે. એમનું પ્રદાન આમ અનેકદેશીય બની રહ્યું છે અને સમૃદ્ધ સાહિત્યકાર તરીકેની અને હજારો અનુયાયીઓને સમગ્ર ગુજરાત અને સૌરાષ્ટ્રમાં ભક્તિરસમાં તરબોળ કરી સન્માર્ગે દોરનાર ભક્તવર્ય તરીકેની એમની કૃતિઓના સર્વાંગીણ અભ્યાસની અપેક્ષા રાખી રહ્યું છે. એ અપેક્ષા સિદ્ધ થશે જ એવો મારો દૃઢ વિશ્વાસ છે.

૧૪–૭–૧૯૬૨, શનિવાર

મયૂર પ્રિન્ટરી, રાયપુર ચકલા, અમદાવાદ

કૃષ્ણજન

# કવિશ્રી દયારામ



નિરૂપક

શ્રી. જીવણલાલ છગનલાલ જોશી
એમ એ.




૧૮૬ મી જન્મ-જયંતી

તા ૧૦, ૧૧ સપ્ટેમ્બર, ૧૯૬૨
અમદાવાદ:

# કૃષ્ણભુજન કવિશ્રી દયારામ

આપણા જૂના ગુર્જર-સાહિત્યના ત્રણ અગ્રણી જ્યોતિર્ધરો નરસિંહ પ્રેમાનંદ અને દયારામ. નરસિંહ મહેતાએ ગુર્જરસાહિત્યને ઊર્મિથી ઊછળતા વિશિષ્ટ પદસાહિત્યથી સમૃદ્ધ કર્યું, પ્રેમાનંદે ગુર્જર-સાહિત્યને આખ્યાન સાહિત્યથી શોભતું કર્યું, દયારામે એ નંદનવનસમા ગુર્જર-સાહિત્યોદ્યાનને અનુપમ ગરબીસાહિત્યથી શણગારી વૃંદાવન સમોવડ બનાવ્યું.

નર્મદાના[1] સોહામણા આરે આવેલા અને અનુપમ પ્રાકૃતિક સૌંદર્યથી સુશોભિત ચાણોદમાં આવેલા ચંડિકાપુરી[2] મહેતા નામના છેક છેડેના વડીલો

૧ ચાણોદ અને કરનાળી પાસે રેવા (નર્મદા) અને ઓરસંગ અને ગુપ્ત રૂપે સરસ્વતીનો સંગમ થતો હોવાથી ચાણોદ દક્ષિણ પ્રયાગ તરીકે પ્રસિદ્ધ છે.

— दोहा —

" अति सुभ गुर्जर देसमधि, दछन प्रयाग रुचीर ॥
म्हा सरीत श्रीनर्मदा अति सुठि उत्तर तीर ॥ १ ॥
निपट निकट म्हा चंडिपुरि, विप्रनको सुठि थान ॥
ज्हा राजत हैं सदा श्रीशेषशायी भगवान ॥ ४ ॥ "

(સતસૈયા-સમાપ્તિવર્ણન)

જન્મભૂમિ :—

"ચંડીપુરી મહાપાવન, જન્મની ભૂમિ જો
નર્મદા નદી પવિત્ર, ધુરકી ઘૂમિ જો (૧૦૨)

(વ્રજમહિમાનો ગરબો—પ્રા. કા. મા. ગ્ર. ૧૩, પા. ૧૧)

ચંડીપુરીના ચાંદોદ, ચાદોદ, ચાણોદ—એ નામ પડયાં છે.

૨ કવિ નાનાલાલની પ્રેરણાથી સ્વ. મોતીસિંહજી મહીડાએ ચંડિકાપુરીનું નામ "દયારામપુરી" રાખ્યું હતું અને એ બાબતનું સરિયામ રસ્તા પર બોર્ડ પણ માર્યું છે. ચાણોદ દયારામને છાજે તેવું સ્મારક ક્યારે કરશે?

આર્જિત મકાનમાં[3], સં. ૧૮૩૩ના (શક ૧૬૯૯) ભાદરવા સુદિ ૧૧ ઉપરાંત ૧૨ (વામનદ્વાદશી) ને શનિવારે[4] સૂર્યોદય થયા પછીની ૪૧ ઘડી વીત્યા પછી,

૩ (જન્મસ્થાન) આ મકાનમાં હાલમાં શ્રીરામની મૂર્તિ વિરાજે છે અને એ સ્વામીઓના મહતેના કબજામા છે.

૪ જન્મસંવતાદિ અને જન્મકુંડળી દર્શાવતુ સ્વયંરચિત વ્રજભાષાનું કવિત્ત

कवित्त

" संवत अष्टादस तेतीस, शके सोलननानूं ॥
भादों अमल पछ तिथि द्वादशि जांनिये ॥
सनिवार नक्षत्र श्रवन योग अतिगंज ॥
रवि उदय गत घटी एकतालीस प्हेंचांनिये ॥
दुजे राहु, तीजे गुरु शुक्र उभय, चोथें बुध ॥
रवि पंचम, छट्टे सनि, सप्तम कुज मांनिये ॥
अष्टम केतु, नों ससि, यह विधि के जन्माछर ॥
कृष्णदास दयाराम ताके उर आंनिये ॥ १ ॥

' अथ जन्मलग्नमिदम् '




अथ जन्मपत्रिका

संवत १८३३ शाके १६९९ भाद्रपद सुदि ११ उपरांत १२ जन्मतिथि शनिवासरे उत्तराषाढा घटी ४१ उपरांत अतिगंज जन्मयोगे श्रीरवि उदयगत घटी ४१-४२ समये जन्म भाई दयाशंकरस्य ।

र ल
५ १
० २०

शनिमहादशायां जन्मयोगनी मंगला मध्ये जन्म ।

પિતા પ્રભુરામ ભટ્ટને ત્યાં માતા મહાલક્ષ્મી ઉર્ફે રાજકોરની કૂખે શ્રી. દયારામ-ભાઈનો[5] જન્મ થયો હતો.

એઓ જ્ઞાતે સાઠોદરા નાગર[6], અટકે ભટ્ટ, વેદ ઋગ્વેદ, ગોત્ર સાર્કરાક્ષ, શાખા સાંખ્યાયની, સૂત્ર આશ્વલાયન, શર્મન્ મિત્ર, પ્રવર પાંચ ભૃગુ, ચ્યવન, ઔરવત, આપ્નુવાન અને જમદગ્નિ.

શ્રી દેવકીનંદજી મહારાજે શ્રી દયારામભાઈને "श्रीकृष्णः शरणं मम"—એ અષ્ટાક્ષર[7] મંત્રનું દાન કર્યું હતું (સં.૧૮૩૭).

---

૫. રાગ ધવલધનાશ્રી.—
"રેવોરી સંગમ ચંડીપુરીમાં, શ્રીવંત ભટ દયારામજી;
રાજકોર મહાલક્ષ્મીસુત, પિતાશ્રી પ્રભુરામજી. (૬)"
(તત્ત્વપ્રબંધ; પા ૯૧, શ્રી દ. કૃ. કા. મ ભા. ૬ઠ્ઠો)

૬. "શ્રીનર્મદાતટ ચંડિપુરી શ્રીશેષશાઈ નિવાસ;
ત્હાંનો નિવાસ કવિજન શ્રીકૃષ્ણ કેરો દાસ. (૭)
શ્રીવંતભટ સાઠોદરા દ્વિજ જ્ઞાતિ નાગર વંશ;
પ્રભુરામસુત કવિ દયાશંકર નામ શ્રીહરિ અંશ (૮)
(રસિકવલ્લભ:—પદ ૧૦૯)

તા. ક:—શ્રી દયારામભાઈએ તત્ત્વપ્રબંધ (૧૩–૧૬ મા વરસની વયની રચના ગુ. ગ્રં.), અજામિલાખ્યાન (૩૦મા વરસની, ગુ ગ્રં.), સતસૈયા (૩૬મા વરસની વ્ર. ગ્રં.), વસ્તુવૃંદદીપિકા (૪૧મા વરસની વ્ર. ગ્રં.), ભાગવતાનુક્રમણિકા (૪૬મા વરસની ગુ. ગ્રં.), સારસારાવલિનું ભાષાંતર (૪૭મા વરસની ભાષાંતર ગ્રંથ), વ્રજવિલાસામૃત (૪૯ વરસની વ્ર. ગ્રં.), રસિકવલ્લભ (૫૧મા વરસની, ગુ. ગ્રં.)—આ સાલવારી ગ્રંથસર્જન તેમજ ભક્તિપોષણ વગેરે સાલ વગરના ગ્રંથોમાં જ્ઞાતિ પિતા અને ભટ્ટ અટક સ્પષ્ટ બતાવ્યાં છે. એમના પ્રગટ અને અપ્રગટ કોઈપણ ગ્રંથમાં 'પંડ્યા'ની અટક શોધ્યે પણ જડતી નથી. તેથી બૃ. કા. દો. ભા. ૫ ના કવિચરિત્રમાં અને એ પછી લખાયેલાં જીવનચરિત્રોમાં દયારામની જે પંડ્યાની અટક બતાવી છે તે દયારામભાઈનાં જ ઉપરનાં કથનોથી પ્રામાણિક પુરાવાના અભાવે ખોટી ઠરે છે.

૭. "દેવકીનંદન સદ્ગુરુ મ્હારા, 'દાની' ધી અનંતજી;
ગુરુશીખમળથી રચના થઈ છે, દાનાગી ભગવંતજી. (૬૫)
" (શ્રી. દ. કૃ કા. મ. મા: ભા. ૬–૫૮–૬૦).

શ્રી. દયારામભાઈનું બાળપણ માતતાતની સુખદ છાંયડીમાં પસાર થતું હતું. એમને આઠ વરસની વયે યજ્ઞોપવીત દેવામાં આવ્યું. એ સમયે એમના વિવાહની વાત ફેલાઈ. એમની દસ વરસની વયે એમના પિતાશ્રી હરિચરણ થયા. એમની બાર વરસની વયે એમનાં માતુશ્રી દેવલોક પામ્યાં. એઓશ્રી નબાપા અને નમાયા બન્યા. માતતાતના મરણ બાદ એઓશ્રી માસી દેવબા સાથે ચાણોદ-ડભોઈ આવજા કરવા લાગ્યા, જેમ તેમ દિવસો પસાર કરવા લાગ્યા; સુખેદુખે બાળપણ વિતાવવા લાગ્યા.

શ્રી. દયારામભાઈએ તેર વરસની અથવા સોળ વરસની વયે ધવલ ધનાશ્રી રાગમાં 'તત્ત્વપ્રબંધ'૮ નામનું શુદ્ધાદ્વૈત-સિદ્ધાંતની છણાવટ કરતું ૬૬ કડીનું પદ લખ્યું (સં. ૧૮૪૬-૪૯). સંભવ છે કે આની રચનામાં કોઈ મહાનુભાવ પાસે લીધેલી તાલીમ કારણભૂત હોય.

શ્રીમદ્વલ્લભાધીશે 'અણુભાષ્ય' લખ્યું, તેના પર શ્રીહરિરામજી મહાપ્રભુજીના શિષ્ય, ત્રિકાલદર્શી મહાત્મા, પેટલાદવાળા, ડાકોરનિવાસી શ્રી- ઇચ્છારામ ભટ્ટજીએ 'પ્રદીપ' નામની પાંડિત્યપ્રચુર ટીકા સંસ્કૃતમાં લખી છે. એવા 'મહત્પુરુષ'નો સમાગમ શ્રી. દયારામભાઈને એમની ૧૪ અથવા ૧૫ વરસની વયે ચાણોદ અને ડભોઈ વચ્ચે આવેલા 'તેનતળાવ' આગળ થયો હતો. ભટ્ટજી તેનતળાવની પાળે બેસી ભગવચ્ચર્યા કરતા હતા. ભટ્ટજી ચાણોદ જતા હતા. શ્રી. દયારામભાઈ ડભોઈ જતા હતા.

---

૮. " સંવત રાસી ગણુ યુગ રસ, શુભ શ્રાવણ માસજી,
 ૧ ૮ ૪ ૬
કૃષ્ણાષ્ટમી તિથ શુભવાસરે, કરિયું પદ પ્રકાશજી. (૬૦)
એહ સમયે પૂરણ થયું છે, પૂરણ 'તત્ત્વપ્રબંધ'જી,
 ૧૩
ગુણગ્રાહી જન આચરશે તો છૂટશે ભવના બંધજી. (૬૧)
 ×
ઉછરતી વય, ઉતકર્ષ કૃતિ, તેમાં જે ભાસે ખોટજી;
હરિજશરસ ગાવા કેરો, જાણજો સુજને છે કોડજી (૬૪)

તા. ક.—'રાસી'ને બદલે 'શશી' હોવો જોઈએ. હસ્તલિખિત પ્રતમાં 'રાસી' હોવાથી 'રાસી' રાખ્યો છે. દરેકની 'રાસી' એક હોય છે એ હિસાબે 'રાસી' શબ્દ વપરાયો હોય 'अंकानां वामतो गतिः'—એ સૂત્ર બાલ દયારામભાઈને એ વખતે અજ્ઞાત હોઈ શકે. 'રસ' નો અર્થ '૯' કરિયે તો સં. ૧૮૪૯ થાય. એ બેઉ દિવસે 'શુક્ર' સમાન છે.

શ્રી દયારામભાઈએ શ્રી ઇચ્છારામ ભટ્ટજીના સમાગમનું વર્ણન ધરલ ધનાશ્રી રાગના ગ્રંથાદિમા અને એમના અનુભવોનું વર્ણન 'અનુભવમંજરી'-મા કર્યું છે એમના જ હાથથી એક 'દોહરો'[૯] પણ જાણવામા આવ્યો છે

મામા-માસી લગ્નની છાની તૈયારી કરે છે એની ખબર પડતા જ શ્રી દયારામભાઈએ સીધો મથુરાનો પથ પકડ્યો વિશ્રામઘાટે આવી યમુનાપાન કર્યું. ગોકુલચંદ્રજીને પરસ્યાં રમણરેતીમા ધામા નાખ્યા ત્રણદિવસ અનશન વ્રત કીધું. પ્રભુગાન કર્યું. પ્રભુવિરહે ઝૂર્યાં ગધિસ્થામના[૧૦] રસદર્શન થયા.

ગિરિરાજની અને વ્રજની પરિક્રમા કરી. ભારતના તીર્થો ફરતા ચિત્રકૂટ થઈ કાશી અને ત્યાથી ભરૂચ આવ્યા. ત્યાથી દૂર દૂરના તીર્થોમા

---

૯. "યાશ જિતેન્દ્રિય શીઠ તુ, પથ્ય થશે તવ કામ,
શ્રીવલ્લભના નામથી, વચ શ્રીઇચ્છારામ (૧)
"एक समय श्रीभगवद्इच्छा दीने दरसन ॥
अपरसमांही विराजे बोले अति मन परसन ॥ १ ॥
श्रीइच्छारामजी श्रीइच्छारामजि बोले ॥
अपनों नाम आप उच्चारे, द्वारद न खोले ॥ २ ॥
सुनत वचन मैं गद्गद् भयो, बह्यो दृग पांनी ॥
करयो नमन कर जोरि विनय करि कहि यों वांनी ॥ ३ ॥
मोकुं मत छोडियो नाथ, विनति यह मेरि ॥
नहि छोडुं नहि छोडुं आप कहि त्रिवेरि ॥ ४ ॥
दोष दिखों मत मेरे प्रभु, प्रतिउत्तर दियो है ॥
तेरे दोष नहि निश्चै हम प्रथम कियो है ॥ ५ ॥ (४०)
(अनुभवमंजरी)'

શ્રી ઇચ્છારામ ભટ્ટજીના સમાગમનું વર્ણન ધરલ ધનાશ્રી રાગના ગ્રંથોમા, એમની આજ્ઞાનું વર્ણન દુહા અને 'અભિમાનત્યાગ'ની છતિઓમા અને ભાવસભર પ્રસંગોનું વર્ણન 'અનુભવમંજરી'માં જોવામા આવે છે

૧૦. "प्रभो एकदा श्रीयमुनातट रमन स्थलमें ॥
झांखी जुगलकिसोर मोहि दीनी यह पलमें ॥ १ ॥
श्रीवृषभानसुतासों कहियों कुंजविहारी ॥
आयों तेरो भाई सुखोविद का जु विच्यारी ॥ २ ॥
क्षुधित आदि ए पूछि लेनेको प्यारी ॥
नाथवचन सुनि त्योंहि पुछि मोहि किरतकुमारी ॥ ३ ॥'

ફરતા અંતે સૌથી છેલ્લાં શ્રીજીદ્વારા (શ્રીનાથદ્વારા) આવ્યા. ત્યારબાદ ફરી પાછી વ્રજની પરિક્રમા કરી. ભારતનું[11] આ પ્રથમ પગદંડી પર્યટન બાર વરસ જેટલા લાંબા ગાળાનું ૧૪ થી ૨૬ અથવા ૧૫ થી ૨૭ વરસની વયનું હતું (રસિકવલ્લભ—પદ બેથી દશ) (સં. ૧૮૪૭ થી ૧૮૫૯ અથવા ૧૮૪૮ થી ૧૮૬૦).

શ્રી દયારામભાઈ ભારતનાં તીર્થોએ ફરતા ફરતા જ્યારે ભરૂચ[12] આવ્યા ત્યારે એમણે સંસ્કૃત કવિ જયદેવકૃત ગીતગોવિંદ ગ્રંથ[13] ત્યાં રહી

---

कछुक खायगो कहि, तब मैं कहि 'सरने' आयो ॥
युगल पायपंकज पर मैं यों कहैं सिर नायो ॥ ४ ॥
तब दपती करि दया, युग्म पद कर सिर धारे ॥
श्रीमुख अपनों कह्यों दास, सब त्रास निवारे ॥ ५ ॥

(अनुभवमंजरी—प्रत्यक्षानुभव)

૧૧. સ્વ. નર્મદાશંકરના જણાવ્યા મુજબ શ્રી. દયારામભાઈ 'સોળ સત્તર' વરસની વયે પહેલવહેલા 'કાશી' ગયા નહોતા, સ્વ ઇચ્છારામ દેસાઈના જણાવ્યા મુજબ ૨૧ વરસ સુધી ચાણોદમાં રહ્યાં જ નહેતા, પહેલવહેલા 'શ્રીનાથજી' ગયા જ નહોતા; સ્વ. હરગોવિંદદાસ કાંટાવાળાના જણાવ્યા મુજબ ૧૫–૧૬ વરસની વયે ચાણોદ છોડી, ભરૂચ જઈ મામાની જગાએ ૧૦ વરસ સુધી ફરજા પર સરકારી નોકરી કરી જ નહોતી, પરંતુ શ્રી. દયારામભાઈએ 'રસિકવલ્લભ'નાં પદ ૨ થી ૧૦ માં જણાવ્યા પ્રમાણે એ સમયના ગાળામાં ભારતની યાત્રા કરી હતી.

૧૨. "પરશુરામ લોટેશ્વર તીર્થજી, 'ભૃગુક્ષેત્ર' ન્હાયો શુભ અર્થજી"
(રસિકવલ્લભ પદ નવમુ)

૧૩. "संवत १८५८ वर्षे फाल्गुन शुदि १३ भौमवासरे भृगकच्छ मध्ये चंडीग्रामवास्तव्य भट्ट प्रभुरामात्मज दयाशंकरेण लिखित श्रीगीतगोविंदाभिधानं माहाकाव्यं समाप्त ॥ शुभं भवतु ॥"

શ્રી. દયારામભાઈના મામા ફરજા પર નોકરી કરતા હોવાથી કાં તો એમને ત્યાં રહી એમણે આ ગ્રંથ ઉતાર્યો હોય, કાં તો એમના કોઈ મિત્રને ત્યાં. મિત્ર કરતા મામા માટેનું અનુમાન સબળ લાગે છે.

સાંપ્રદાયિક સ્તોત્રપાઠના[14] ગુટકામાં ઉતાર્યો (સં. ૧૮૫૮, ફાગણ સુદિ ૧૩, મંગળવાર. વય વર્ષ ૨૫).

શ્રી. દયારામભાઈ ભરૂચથી પછી ભારતનાં બાકીનાં તીર્થોએ ફરતા ફરતા સૌથી છેલ્લા શ્રીજીદ્વાર આવ્યા ત્યારે ત્યાં શ્રીવલ્લભજી મહારાજે[15] એમને શ્રીનાથજીની સાન્નિધ્યમાં બ્રહ્મસંબંધ આપી અનાથના સનાથ કર્યો; શ્રીમદનમોહનજીનું સ્વરૂપ પધરાવી આપ્યું (સં. ૧૮૫૯ અથવા ૧૮૬૦. વય ૨૬ કે ૨૭).

શ્રીવલ્લભજી (શ્રીવલ્લભલાલજી) વિશેના ઉલ્લેખો કેટલાયે મળી આવે છે. અહીં ફક્ત ખપ પૂરતો મહત્ત્વનો એક:

"શ્રી હરિ

શ્રીગુરુ ગોપીજન વલ્લભાય નમઃ હે માન મન તું નિરંતર ચિંતાઓ શી વાતનો કરે છે પુષ્ટીમાર્ગમાં તું આવ્યો શ્રીવલ્લભજી સરખા સમરથ ગુરુ મળ્યા છે, તેમની પરિપૂર્ણ કૃપા છે તેમણે તુને શ્રીનાથજીની સાન્નિધ્ય બ્રહ્મસંબંધ કરાવ્યા છે તે પ્રમાણે શ્રીનાથજી કૃપાળુ જણાવે છે ....."

ઉપરાંત:

श्रीवल्लभजि करुनावल, ग्रथ संप्रदासार:
सेव्य श्रिमदनमोहन है, दयाराम उर हार. (११८)
(संप्रदाय सार—द. कृ का म मा. मा १)

श्रीगुरु वल्लभलाल, जुगल पद करु प्रनामा,
तुम मोहि लीनों सरन, कृपा कीनी सुखधामा (१)
(अनुभवमंजरी—अप्रगट-मंगलाचरण)

"श्रीवल्लभजी सद्‌गुरों, कृपानिधान भरपूर.
श्रीमदाचार्यसिद्धात, सो स्थाप्यो मो ऊर. (४)"
(प्रमेयपचाव—अप्रगट ग्रंथ)

"श्रीगुरु वल्लभलाल, श्रीगिरिधर प्रबल प्रताप.
पुरन ग्रंथ करवाय. निजदास निवारयो ताप (६)
(वस्तुवृन्ददीपिका—द कृ का सं पा ૫૧૩ થી ૫૮૬)

૧૪ સાંપ્રદાયિક સ્તોત્રપાઠનો ગુટકો અમારી પાસે તે ને તે સ્વરૂપમાં સુરક્ષિત છે.

૧૫ શ્રી દયારામભાઈના હાથે લખાયેના છૂટક પાનિયામાથી ખપ પૂરતો ઉતારો. એ છૂટક પાનિયું તે ને તે સ્વરૂપમાં અમારી પાસે સુરક્ષિત છે.

ડાકોરવાળા શ્રીપ્રાગારામ ભટ્ટજીની ગાદીએ આવેના નારાયણદાસે જે પત્ર લખ્યો હતો તેના અંતમા પણ શ્રી. દયારામભાઈના ગુરુ શ્રીવલ્લભજી છે એ બાબતનો સ્પષ્ટ ઉલ્લેખ છે શ્રી દયારામભાઈની ૬૪ વરસની વય હતી ત્યારે આ પત્ર લખાયો હતો (સં. ૧૮૯૭, શ્રાવણ વદિ ૩)

"આ કષ્ટમા તો તમારે તમારા ગુરુ શ્રીવલ્લભજી મહારાજના ચરણોનું ધ્યાન કરવુ ઉચીત છે —શ્રીઆચારજી શ્રીરણછોડજી શ્રીનાથજી સર્વે છે તે ધ્યાનથી સર્વ સુખ છે તે તમે જાણો છો અમો તો તમારા છોકરાવત છીયે એને લખવા જોગ નથી "[૧૬]

શ્રી દયારામભાઈએ ૬૫ વરસની વયે જે વિલ કર્યું છે તેમા પણ શ્રીવ્રજભજી–શ્રીવ્રજમનાનજીનો એમના ગુરુ તરીકેનો ઉલ્લેખ છે એમની ગાદીએ જે ગોસ્વામી શ્રીત્રીકમરાયજી બિરાજતા હતા તેમને ત્યા ભેટ મોકલવાનો એમા સ્પષ્ટ ઉલ્લેખ છે

કવિશ્રી કાકરોલીવાળા ગો. શ્રી પુરુષોત્તમજીના સંપર્કમા પણ હતા.

"श्रीपुरुषोत्तमलाल रीझि भो गल दें बांही ।
श्रीमुख बोले सखा हमारे हौं शक नांही ॥ ३० ॥
और वचन इक कह्यौ, असंभव क्यों उच्चारूं ॥
तुमरी काव्य रसिक पर, मेरौ श्रीअंग वारू ॥ ३१ ॥"

× × × ×

"इकदा प्रत्यक्ष श्रीपुरुषोत्तमजी गोस्वामी ॥
हितसों इतने वचन कहे मोहि अंतरयामी ॥ ४९ ॥
द्रव्य काम लायक रखनो सग्रह न प्रयासा ॥
सब विधि संमरथ श्रीप्रभु रखनो दृढ विश्वासा ॥ ५० ॥
यहि एक करतव्य और कछु रह्यौ न करनौं ॥
तातें चिन्ता होहु लोककी हरि नहि हरनौं ॥ ५१ ॥
मेरौं सब प्रभु भलहि करेंगे यह भरोस दृढ ॥
अविश्वास कछु नां करनो, हैं यहि बाधक यह ॥ ५२ ॥
(अनुभवमंजरी—प्रसंग-३२)

(ગુરુદેવ શ્રીવલ્લભજી મહારાજની સન્મુખ બે હાથ જોડીને શ્રી દયારામભાઈ–જુવાન દયારામભાઈ બેઠા છે નાથદ્વારાના ચિતારાએ ચીતરેલુ એ

૧૬. આ પત્ર અમારી પાસે સુરક્ષિત છે.

પ્રાચીન ચિત્ર વંશપરંપરાથી અમારી પાસે છે. જુવાન દયારામભાઈ વિનયી અને દાસત્વથી સભર હતા એ વસ્તુ એ ચિત્ર પરથી સ્પષ્ટ થાય છે)

શ્રી. દયારામભાઈ વારંવાર રાજનગર (અમદાવાદ) પણ જતા માસના માસ સુધી ત્યાંના ગો. શ્રી છોટાજી મહારાજ પાસે રહેતા. માર્ગનું રહસ્ય સમજતા. શ્રી. છોટાજી મહારાજ શ્રી દયારામભાઈ તરફ લીલાની દૃષ્ટિએ— આધિદૈવિક દૃષ્ટિએ નિહાળતા. 'અનુભવમંજરી'માં લખાયેલા નીચેના પ્રસંગો એની સાખ પૂરે છે.

"इकदा इक वैष्णव दीने नटवरजी दरसन ॥
श्रीछोटाजी पुरुषोत्तमजी झुलवत परसन ॥
इतनेमें मैं गयो देखि दुउ गोसांई आगे ॥
भुज ग्रहेके ले गये, निकट प्रभु दरस करावे ॥
वह आज्ञा मोहि झुलाओ प्रभुको छांडि गहाई ॥
तुम अपरस हों, कृपा हमारे मनमें आई ॥ ५४ ॥

× × ×

"एक समय श्रीछोटाजी मोहि दरसन दीने ॥
जय महाराजाधिराजकी मैं कहि हित भीने ॥ ६४ ॥
प्रभु बोले, पग पूजन योग्य भयो प संता ॥
क्यों ज्यों वहु दीनता साचि है काहि भगवंता ॥ ६५ ॥

શ્રી. દયારામભાઈએ શ્રીવલ્લભજી મહારાજથી પાસે શ્રીનાથજીની સાન્નિધ્યમાં બ્રહ્મસંબંધ લીધા પછી ૨૭ કે ૨૮ વરસની વયે શ્રીનાથદ્વારામાં કે શ્રીજીદ્વારથી પાછાં ચાણોદ-ડભોઈ આવ્યા પછી પાકી મરજાદ લીધી હશે (સ. ૧૮૯૦-૧૮૯૧) ક્યાં લીધી ક્યારે લીધી, એનો સ્પષ્ટ ઉલ્લેખ મળતો નહિ હોવાથી ફક્ત અનુમાન કરવાનુ રહે છે

શ્રી દયારામભાઈએ ૨૯ વરસની વયે રાધાકૃષ્ણના પાત્રમા અરસપરસ પ્રેમપત્રો પાઠવતાં, ગુર્જરસાહિત્યમા પ્રથમ જ નિરૂપાતા પ્રેમપત્રોનું—'પત્ર લીલા'નુ[૧૭] ગુર્જર ગિરામાં, ડમે ઈમા, પદબંધ રસસર્જન કર્યું (સં. ૧૮૬૨)

૧૭. ' દયાશંકર દર્ભોત્તની સેવે, મૂળ ચાણોદ નિવાસ,
શક અષ્ટાદશ બાસઠમાંહિ, દયાપ્રીતમે પૂરી આશ સ્વામી (૯)
'પત્રલીલા' સ્વામિની શ્યામની, ગાય સુણે તેના કષ્ટ જાય.
શ્રીવલ્લભેશ વિઠ્ઠલેશ મહાપ્રભુ કરે કરુણા સુખદાય સ્વામી (૧૦)·
(પ્રા કા મા પ્ર. ૧૩, પા ૪૮)·

જોવાં મળે છે. માસ તિથિ પક્ષ વાર નથી તેથી અને આટલા જૂના સમયમા 'ડભોઈ'માં આવી રચના બીજી કૃતિઓની નથી મળતી હતી તેથી આ વર્ષ શ્રદ્ધેય નથી.

શ્રી. દયારામભાઈએ ૩૦ વર્ષની વયે શ્રી ઇચ્છારામ ભટ્ટજીની આજ્ઞાથી ભગવન્નામનો અતુલિત પ્રભાવ દર્શાવતા 'અજામિલાખ્યાન'ની[૧૮] રચના, ચાણોદમાં પોતાના મકાનમાં રહી સરળ વાણીમાં કરી (સં. ૧૮૬૩, ભાદરવા સુદિ પૂનમ, બુધવાર, શતભિષા નક્ષત્ર).

શ્રી. દયારામભાઈએ ૩૧ વરસની વયે ભારતનું સાત વરસના ગાળાનું બીજું પગદંડી પર્યટન શરૂ કર્યું (સં. ૧૮૬૪ થી ૧૮૭૧), વય—૩૧ થી ૩૮). (આ પર્યટન વિશેનો લિખિત ઉલ્લેખ શ્રી દયારામભાઈના ગ્રંથોદિમાં

---

૧૮. અજામિલાખ્યાનઃ—કડવાં : ૯. કડી : ૪૦૮. ચોપાઈ ૪૦૮.—રાગ : સામગ્રી, મેવાડો, દેશાખ, સિંધુડો, બીલડી, સોરઠ અને માલકોશ.

### અજામિલાખ્યાન

"સંવત અષ્ટાદશ ત્રેસટમાં, માસ ભાદ્રપદ સારજી;
શુક્લ પક્ષ શુભ તિથિ પૂર્ણિમા, શતભિષા બુધવારજી. (૧૭)
પૂરણ કથા તે દિવસે થઈ છે, શ્રીગુરુકૃષ્ણકૃપાયેજી;
અજામેલનું આખ્યાન કર્યું એ. મહદ પુરુષ આજ્ઞાએજી. (૧૮)
શ્રીહરિનામમાહાત્મ્ય જેમાં વર્ણવ્યું, શ્રીભાગવત અનુસારજી;
અન્ય પુરાણનાં વચન થકી પણ પુષ્ટિ કરી નિરધારજી. (૧૯)
ચોપાઈ ચતુર અષ્ટોત્તર શતનું, પ્રમાણ કર્યું શુભ સારજી;
પરમપુનિત પ્રતિપદ પરબ્રહ્મ, આખ્યાન કર્યું ઉચ્ચારજી. (૨૦)
ચંડીગ્રામ છે નામ જ્યાંહાં શ્રીશેષશાયી પ્રભુવાસજી;
ગુર્જર દેશ વિશે તે પુરીમાં વસે કવિ કૃષ્ણનો દાસજી. (૨૧)
શ્રીવંત ભટ્ટ શુભ વંશ વિષે, સુત પ્રભુરામનો કહાવેજી;
વલ્લભી વૈષ્ણવ, ભટ્ટ દયાશંકર નામે સરવ બોલાવેજી (૨૨)
જ્ઞાતિ નાગર સાઠોદરા બ્રાહ્મણ, તેણે શ્રીનાથકૃપાએજી,
એ ચરિત્ર મહાપવિત્ર રચિયું, હરી કૃષ્ણ નામ મહિમાએજી. (૨૩)"
(શ્રી દ. કૃ. કા. મ. મા ભા. ૧ લો).

શ્રી. દયારામભાઈએ 'મહદ પુરુષ' એ શબ્દો શ્રીઇચ્છારામ ભટ્ટજીને માટે વાપર્યા છે.

જાણતો નથી, પરંતુ વંશપરંપરાથી અમને જે જાણવા મળ્યું છે તેને આધારે અહીં ઉલ્લેખ કર્યો છે)

તદુપરાંત શ્રી. દયારામભાઈએ ૩૯ વરસની વયે 'સતસૈયા'નું સર્વાંગ-સુંદર સાહિત્યિક સર્જન વ્રજભાષામાં કર્યું છે અને ૪૧ વરસની વયે 'વસ્તુવૃંદ-દીપિકા' નામના કોશગ્રંથની વ્રજભાષામા સુભગ રચના કરી છે એમની ૩૦ થી ૩૯ વરસની વય સુધીના ગાળામાં એમનું કોઈપણ સાહિત્યિક સર્જન માલુમ પડતું નથી, તેથી સાધાર અનુમાન થાય છે કે એ વરસો, એ વય એમણે ભારતના બીજા પર્યટનમાં પસાર કરેલ હોય અને એ પર્યટન વખતે એમણે વ્રજભાષાના, બીજી પ્રાદેશિક ભાષાના અને સંસ્કૃત ભાષાના ગ્રંથોનો તેમજ ભારતીય સંગીતપદ્ધતિનો અને પુષ્ટિમાર્ગીય કીર્તનપદ્ધતિનો ઘણો જ સારો અભ્યાસ સાધ્યો હશે. ૩૯ વરસની વયે રચાયેલો સતસૈયા અને ૪૧ વરસની વયે રચાયેલી વસ્તુવૃંદદીપિકાનું સાહિત્યિક અને બહુશ્રુત સર્જન તેમજ એ સમયે અને એ પછી રચાયેલા સાહિત્યિક અને સંગીતમય પદાદિનું સર્જન આ અનુમાનને સમગ્ર અને સાધાર ટેકો આપે છે.

શ્રી દયારામભાઈએ ૪૨ થી ૪૪ વરસ સુધી શ્રીનાથદ્વારા–કાંકરોલીની અને વ્રજની યાત્રા કરી અને ઉત્તર ભારતનો પ્રવાસ ખેડ્યો (સં.૧૮૭૫ થી ૧૮૭૭).

સદર પ્રવાસ વખતે શ્રીનાથદ્વારાની ગાદીએ પ. પૂ. તિલકાયિત શ્રી. દામોદરજી (દાઉજી) મહારાજ (પ્રાકટ્ય સં. ૧૮૫૩) બિરાજતા હતા.

શ્રીદામોદરજી મહારાજ સાથે થયેલા વાર્તાલાપનો પ્રસંગ શ્રી દયારામભાઈએ 'અનુભવમંજરી'માં લખ્યો છે.

(સદર પ્રવાસ વખતે તિલકાયિતશ્રીની વય ૨૨–૨૪ હતી)

*શ્રી. દયારામભાઈએ ૪૬ વરસની વયે શ્રી ભાગવત-દશમ સ્કંધની* અનુક્રમણિકાનું ચાણોદમાં રહી વ્રજભાષામાં વિવિધ છંદોમાં સર્જન કર્યું (સં ૧૮૭૯, ફાગણ વદિ ૨).

શ્રી. દયારામભાઈએ ૪૭ વરસની વયે શ્રીવિઠ્ઠલેશજીની આજ્ઞાથી, ડભોઈમાં, ગારોળાવગામાં આવેલા સખી ગ્રામ ગાલીના મકાનમાં, 'સુરમ રાવથી'નું ગુર્જરગિરામાં ભાષાંતર કર્યું (સં. ૧૮૮૦, શ્રાવણ સુદિ ૧૨ (પવિત્રા બારશ) રવિવાર)

શ્રી. દયારામભાઈને ૪૭ વરસની વયે મહાકારણિક શ્રીવલ્લભાધીશનાં પ્રથમ સાક્ષાત્ દર્શન થયા, એમની સાથે વાર્તાલાપ થયો, એમનો ભાવસુભગ આશીર્વાદ મળ્યો (સં. ૧૮૮૦, ભાદરવા સુદ બીજ, ખરેડિયે)

'प्रथम रसदर्शन'

"इकदा शक अष्टादस अट्ठेसीमें निज लहि विभु ॥
भादों सुदि द्वितिया प्रभात दरसे, श्रीमहाप्रभु ॥ १८१ ॥
मैं बर माग्यों श्रीवल्लभ लखिके अति परसन ॥
श्रीजीके साक्षात मोहि करवैये दरसन ॥ १८२ ॥
तब हसि बोले यह अभिलाख तोहि बौ दिनकों ॥
अब अगहन लग सफल होयगो तेरे मनकों ॥ १८३ ॥
तब मैं कहि निज बल सब मोतें कछु न सरेंगों ॥
तब आपुन कहि ठीक जीव सो कहा करेंगों ॥ १८४ ॥
तब हों लाग्यों पाय पदकमल हग सिर धारे ॥
फिर मम कंध बिराजे अपने जन प्रभु प्यारे ॥ १८५ ॥
देखि मनोरथ सिद्ध करू हुं के नहि निजबल ॥
बहुत कृपा करि निज जानी कीनों निरमल ॥ १८६ ॥
(अनुभवमंजरी—प्रसंग—८३, पान न ४७ गुटको न १)

એ પછી ૪૮ વરસની વયે બીજા સાક્ષાત્ દર્શન થયાં (સં. ૧૮૮૧, માગશર સુદિ ૬ પરોઢિયે)

'द्वितीय रसदर्शन'

'तीन मास दिन च्यार पिछे फिर दीने दरसन ॥
प्रात समें श्रीमहाप्रभु यों बोले अति परसन ॥ १८७ ॥
अब श्रीजीकी प्राप्ति होनमें नहि कछु देरी ॥
पर्यो जो प्रभुमें प्रीति प्रगटी तोहि घनेरी ॥ १८८ ॥
तब में कर जोरी कहि आश्रय मात्र आदि प्रभु ॥
जो मानो सो सत्य कृपाल कृष्ण महाविभु ॥ १८९ ॥

સહજ અનુમાન થાય છે. તદુપરાંત ભરૂચના મરજાદી ભજિયા પારેખવાળા હરિવલ્લભ કુબેરને ત્યાં પણ અવારનવાર ઊતરતા હોવાથી એમને ત્યાં રહી સદર ગ્રંથની રચના પણ કરી હોય (જુઓ—જૂનું નર્મગદ્ય—પા. ૪૮૧). તેમજ ભરૂચના લાડ વાણિયા મનોરદાસને ત્યાં રહી રચના પણ કરી હોય (જુઓ—બૃ કા. દો. ભા. ૫, પા. ૪૫) આ ફક્ત અનુમાન છે. કોને ઘેર થઈ હશે, બંનેને ઘેર કે એકને ઘેર—એ ચોક્કસ પ્રમાણ વગર ચોક્કસ કહી શકાય નહિ, પરંતુ ભરૂચમાં રચના થઇ છે એ તો ચોક્કસ જ છે. " ભૃગુપુર રચના સાર " એ ચરણ સાચી સાખ પૂરે છે.

૫૧ વરસની વયે શુદ્ધાદ્વૈત સિદ્ધાંતને સચોટ સમજાવતા, પુષ્ટિમાર્ગના નિગૂઢ રહસ્યનું સાંગોપાંગ નિરૂપણ કરતા 'રસિકવલ્લભ'નું ડભોઈમાં, ગુર્જર ગિરામાં એમણે સર્જન કર્યું (સં. ૧૮૮૪, શ્રાવણ સુદિ એકાદશી (પવિતરાં એકાદશી) ગુરુવાર).

શ્રી. દયારામભાઈને એમની ૫૭ વરસની વયે અમદાવાદના ભક્તકવિ માધવરામ વ્યાસ સાથે શુદ્ધાદ્વૈત–સિદ્ધાંતની છણાવટ કરતો, પુષ્ટિમાર્ગની અનુપમ ભાવનાને નિરૂપતો, કૃપામાર્ગના નિગૂઢ રહસ્યને સ્ફુટ કરતો પદ્યાત્મક પત્રવહેવાર [૧૯]અમદાવાદ (રાજનગર) અને ડભોઈથી થયો હતો (સં ૧૮૮૬ (? ૧૮૮૭) ચૈત્ર વદિ ત્રીજ, ગુરુવાર).

શ્રી દયારામભાઈ ૫૭ વરસની વયે ડભોઈથી વ્રજયાત્રા કરવા જાય છે એ વિશેનું સૂચન :

" સંવત ૧૮૮૬ ના વરખે વૈશાખ વદી ૧૦ ભાઈ દયાશંકર શ્રીવ્રજયાત્રા

૧૯. પત્રથી એટલું જ જાણવા મળે છે કે માધવરામ વ્યાસ અમદાવાદ-(રાજનગર) માં રહેતા હતા; પરંતુ કયે ઠેકાણે રહેતા હતા એનો ઉલ્લેખ પત્રવહેવારમાં ક્યાંયે જણાતો નથી તેથી એમના વિશે વધુ સંશોધન થવું ઘણું જ મુશ્કેલ છે. જો ઉલ્લેખ થયો હોત તો સંશોધનથી વધારે જાણવાનું મળત, સંશોધકને વધારે આનંદ થાત.

પત્રવહેવારથી એ પણ સ્પષ્ટ માલૂમ પડે છે કે સદર પત્રવહેવાર વખતે શ્રી. દયારામભાઈ ડભોઈમાં રહેતા હતા. એઓશ્રી ડભોઈમાં ઝારોળા-વગામાં આવેલા સખીદાસ ગાંધીના મકાનમાં ઘણાં વરસોથી રહેતા હોવાથી સદર પત્રવહેવાર વખતે પણ એ જ વગામાં અને એ જ મકાનમાં રહેતા હશે એમ સહજ અનુમાન થઈ શકે એમ છે.

ફરવા ગયા ત્યારે લુગડાં તથા વાસણ તા. બીજી જે વસ્તુ બેન એનજીને ઘેર મુંગી તેની ઈયાદ." ત્રીકમ મેના મારફત છે"

(આ પાનિયામાં આવેલી યાદી પરથી સ્પષ્ટ મલૂમ પડે છે કે શ્રી. દયારામભાઈને ઘરબાર વગેરેની કોઈ ઉપાધિ નહોતી. એમને આર્થિક સ્થિતિનો કોઇ પ્રશ્ન જ નહોતો. વાસણ-કૂસણ અને કપડાંલત્તામાં જે કાંઈ તે માત્ર ખપપૂરતું જ હતું, એક ઘણી જ સાધારણ સ્થિતિના માણસ પાસે હોય એવું.)

(શ્રી દયારામભાઈના હાથે લખાયેલું આ છૂટક પાનિયુ તે ને તે સ્વરૂપમાં અમારી પાસે સુરક્ષિત છે)

આ યાદીમા 'અનુભવમંજરી'નો ઉલ્લેખ નીચે પ્રમાણે આવે છે:

"અનુભવમંજરીનું પુસ્તક ના ૧) મુખ્મળના પુસ્તું બચકામાં બાંધ્યુ છે."

(આ પુસ્તક તે ને તે સ્વરૂપમાં અમારી પાસે સુરક્ષિત છે.)

શ્રીનાથજીના પ્રત્યક્ષ દર્શન થયાનો 'અનુભવમંજરી'માનો પ્રસંગ ધ્યાન ખેંચે છે:

**"एक समय श्रीजी सुंदर दीने मोहि दरसन ॥**
**फिरि उपवस्त्र ओढिकें मो ढिग बैठे परसन ॥ ३६३ ॥**
**(प्रसंग—१४०)**

**कब आये मोहि बूझी दामोदरजी स्वामी ॥**
**परसों आया हूं माहाप्रभु मैं कहि सिर नामी ॥ ३६४ ॥**
**गाय बडौदातें पचीस हती आवनकी ॥**
**सो न आई क्यों ? मैं कहि मो न खबरि गोधनकी । ३६५॥**
**ह्वें दोना प्रभु म्हाप्रसाद भरि मोकुं दीने ॥**
**मैं बडभाग्य मानिकें आदर सहित सु लीने ॥ ३६६ ॥**
**(अनुभवमंजरी—प्रसंग १४०–१४१)**

શ્રી દયારામભાઈએ ૪૨ થી ૪૪ વરસની વયે કરેલા ઉત્તર ભારતના પર્યટનમા કે ૫૩ વરસની વયે કરેલી વ્રજયાત્રા વખતે એમને ઉપરના પ્રસંગો સાંપડ્યા હશે એમ અનુમાન થઈ શકે, એમા પણ વ્રજયાત્રાના વખતને માટે સવિશેષ.

ઉત્તર ભારતના પર્યટન વખતે, ઉપર એક સ્થળે બતાવ્યા પ્રમાણે, પૂ. પૂ. તિલકાયિતશ્રી દામોદરજી (દાઉજી)ની વય ૨૨–૨૪ અને વ્રજયાત્રા વખતે ૩૩ વરસની હતી.

શ્રી. દયારામભાઈએ ૫૬ વરસની વયે પુષ્ટિમાર્ગના નિગૂઢ રહસ્યને સ્ફુટ કરતા "પુષ્ટિપથરહસ્ય" નું ડભોઈમાં સર્જન કર્યું.

ગ્રંથ પૂરો થયા પછી શ્રી. દયારામભાઈએ આ પ્રમાણે લખ્યું છે—

"इति कृष्णभक्त श्रीवल्लभदासानुदास कवि दयारामविरचित पुष्टीपंथरहस्य ग्रंथ संपूर्ण ॥ शुभं भवतु॥ स्वंत् १८८९ नाः आश्वीन वद २"

પુષ્ટિપથરહસ્ય ગ્રંથ, અત્યાર સુધીના સંશોધન મુજબ, શ્રી દયારામભાઈના સવતવાર ગ્રંથ-સર્જનમા અંતિમ છે. ૫૬ વરસની વય પછીનું સવતવાર ગ્રંથ-સર્જન મળતુ નથી. ભવિષ્યમાં પૂરતા સશોધન પછી મળે ત્યારે ખરું.

શ્રી. દયારામભાઈને એમની ૬૦ વરસની વયે એમના સંપૂર્ણ કૃપાપાત્ર અને પટ્ટ શિષ્ય થવા સર્જાયેલા ૧૩ વરસના જોશી રણછોડનો ભેટો અને પરિચય એમને ત્યા ડભોઈમાં, ઝારોળાવગામા આવેલા શ્રીદ્વારકાનાથજીના મંદિરની પાસે આવેલા સખીદાસ ગાંધીના મકાનમા, મહાકારુણિક શ્રી વલ્લભાધીશના પ્રાકટ્યમહોત્સવને દિવસે રાતના જાગરણ વખતે થયો હતો (સં. ૧૮૯૩, ચૈત્ર વદિ ૧૧)

શ્રી દયારામભાઈ ૬૪ વરસની વયે ગંભીર માંદગીના બિછાને પટકાયા હતા એની ખબર પડતા જ, એ બાબતનો પત્ર આવતાં જ, ત્રિકાળદર્શી મહાત્મા શ્રી ઈચ્છારામ ભટ્ટજીની ગાદીએ આવેલા શ્રી. નારાયણદાસે પોતાનો પૂજ્યભાવ દર્શાવતો, ઓસડ ઉપચાર બતાવતો તેમજ શ્રી દયારામભાઈના ગુરુદેવ શ્રીવલ્લભજી મહારાજનો ઉલ્લેખ કરતો પત્ર ડાકોરથી લખ્યો હતો (સં. ૧૮૯૭, શ્રાવણ વદિ ૩)

પત્રની શરૂઆત —

'શ્રીરણછોડજી સત્ય છે'

"પરમ ભગવદી પીતાસરુપ અષ્ટકાવ્યની ઉપમાને યોગ્ય શ્રીમાહાપ્રભુજીના પરમ કૃપાપાત્ર શ્રીદયારામજી જોગ્ય શ્રીડાકોરથી લી નારાયણદાસના ઘણા કરીને પ્રેમસહીતે જેશ્રીકૃષ્ણ અપરંચ તમારો પત્ર આવ્યો શરીરને કષ્ટપ્રથમ સાંભળ્યું હતું તેથી ઘણી ચીંતા થાતી હતી ને વલી પત્ર વાંચાથી ઘણી જ ચીંતા થઈ તે કાંઈ લખવામાં આવતી નથી."

પત્ર લખ્યા સંવત આ પ્રમાણે છે.—

"પછે તો સર્વે કરતા સુખના થીપતી છે તમારાથી કાંઈ અજાંણૂ નથી તમારા સતસંગને ચીશે ચીત તો ઘણૂ રે છે હરીઈછાથી સુખ થયે મેલાપ થાય તો ઘણૂ મનને વીશ્રામ થાય તમારા શરીર-ને સુખ થયાના સમાચાર લખવા જે ચીંતા ઘણી રેહે છે તે નીવૃત થાય ઘણૂ શુ લખવુ મીતી સંવત ૧૮૯૭ ના શ્રાવણ વદ ૨"

પત્રની પાછળ આ પ્રમાણેનું લખાણ છે —

"આ કષ્ટમાં તો તમારે તમારા ગુરુ શ્રીવલ્લભજી માહારાજ-ના ચરણોનું ધ્યાન કરવું ઉચીત છે—શ્રીઆચારજી શ્રીરણછોડજી શ્રીનાથજી સર્વે છે તે ધાનથી સર્વ સુખ છે તે તમે જાણો છો અમો તો તમારા છોકરાવત છીયે એટલે લખવા જોગ નથી.

શ્રી દયારામભાઈ ૬૫ વરસની વયે, ડભોઈમાં, ઝારોળા વગામાં આવેલા શ્રી દ્વારકાનાથજીના મંદિરની પાસે આવેલા સખીદાસ ગાંધીના મકાનમાં મરણાસન્ન માદગીને બિછાને પટકાયા, તે વખતે એમણે વિલ[20] કર્યું (સં. ૧૯૯૨).

- (આ વિલમાં પણ શ્રી દયારામભાઈના ગુરુ શ્રીવલ્લભજી–શ્રીવલ્લભલાલજી મહારાજનો સ્પષ્ટ ઉલ્લેખ છે.)

શ્રી દયારામભાઈને એમની આશરે ૧૭-૧૮ વરસની વયે વડોદરાના હરિભક્તિને ત્યાં બાવાજી સાથે ઉસ્તાદ સાથે વાતવાતમાં, નજીવી બાબત માટે સંગીતની સ્પર્ધા જામી હતી. એમાં એમનો અંતે વિજય થયો હતો. એમણે બાવાજીને સોનાનો અછોડો બક્ષિસ આપ્યો હતો, પારકે ઘેર રહેતા હતા, ઘણા જ ગરીબ હતા છતા.

આ સંગીતની સ્પર્ધા, વડોદરામા, ઘડિયાળી પોળમાં, અંબા માતા પાસે, હરિભક્તિની હવેલીમા થયાનુ પરંપરાથી જાણવામાં આવ્યુ છે

---

૨૦ આ વિલની પ્રાચીન પ્રત પૂ. કાકાશ્રી નાથાભાઈ ગિરિજાશંકર જોશી-સંગૃહીત હસ્તલિખિત સંગ્રહમાં સુરક્ષિત છે

આ સંગ્રહ, ડભોઈમા, સાઠોદરા વગામા આવેલા મોસાળના મકાનમાં ફૂરજાવાળાની હવેલીમા દયારામ સ્મારક મંદિરમા-સુરક્ષિત છે.

જ્ઞાનેશુ માટેની એમાથી તારવ જોડેલા, એમા પાછી સંગીતની સ્પર્ધા, એમાં વળી ઉન્માદ સાથે, એક પ્રખર તત્ત્વની સાથે, એમા પાછો વિજય, એમા વળી નક્રિય, માયા મનની, ઉમદા હૃદયની, ઉદાર દિલની—આ બધુ આપણને એમના પ્રશંસક અને પૂજક બનાવે છે

—શ્રી. દયારામભાઈની ૭૨ વર્ષની વય હતી ત્યારે એમની આજ્ઞાથી અને એમના આશીર્વાદથી એમના સદ્‌શિષ્યના પ્રયાગર્થે સમસ્ત ગુજરાતમા ફરતા એમના પટ્ટશિષ્ય જોશી રણછોડભાઈએ એમની ખબરઅંતર પૂછતો, પોતાનો પૂજ્યભાવ દર્શાવતો પત્ર મુંબઈથી લખ્યો હતો

"पत्र"

श्रीबालकृष्णजी आगल सुख करु छु

श्रीमद्गोवर्धनोद्धरणधीर परमप्रीय परमकृपालु गुरुजी श्री ५ भाईश्री दयारामभाईनी सेवाम आज्ञाधारक चरणरज रणछोडना श्रीसुमर्ण डडवत् श्रीमुंबइथी जत अत्रे आपना कृपालताथी कुशल छे ने आपनी कुसलता सुद्दर नीरंतर चाहु छु ने परतु लखवा कारण ए छे के कृपानाथ आप जेहेवी रीते पोतानो जाणी कृपा राखो छो ते प्रमाणे पोतानो बालक जाणी कृपा राखसो ज एम म्हारा मनने नीश्च ज छे बीजु बाई जीवकोर नी साथे डाढम न ३ अनास न २ मोकलो छे ते मगावी लेज्यो ने कृपा करी भाइ दोलत पासे पोहोंचानो जुवाप लखावज्यो ने भाइ साहेब अहींना माहारा स्नेही ठाकुरदासजी त लाला अमेराम त चीमनलालजी त शास्त्री प्रभुसकर व सरवे मडलना श्रीसुमरण घणा घणा करी वाचवा प ज वीनती सवत् १९०५ना मागसीर वद १०"

શ્રી દયારામભાઈને એમની ૭૩ વરસની વયે શ્રીનાથજીના સાક્ષાત્ દર્શન થયા. વાતચીતમા આયુષ્ય પૂછ્યું જવાબ મળ્યો "બે ત્રણ વરસ જ બાકી છે' (સં ૧૯૦૬)

' एक समय प्रभु निरासरन मोकूं दै हाखी ॥
पास बोलाई गह्यो पानि करुना भरि आखी ॥ ४२४ ॥
दीनों वर यह अति प्यारे हम होऊँ तोकूं ॥
पुए प्रेम अचलीत भक्ति मैं कहि दै मोकूं ॥ ४२५ ॥

तब प्रभु कहि। हां हां दीनी, फिर बोले। रासा ॥
अब तू थोरेक दिनमें आवेंगो हम पासा ॥ ४२६ ॥
तब मैं कहि अब आयुरदा कितनो मम स्वामी ॥
तब कहि बरस दोय तीनकर्को; अंतरयामी ॥ ४२७ ॥

(अनुभवमंजरी—प्रसंग १६०)

श्री. દયારામભાઈની ७४ વરસની વય હતી ત્યારે ભોગીલાલ ઉત્તમરામે શ્રી. દયારામભાઈની કવિતાનો ગ્રંથ મગાવતો પત્ર ડભોઈ લખ્યો હતો (સં. १९०७, ફાગણ વદિ ', રવિવાર):

"पत्र"

"स्वस्ति श्रीडभोइ माहाश्री शुभ स्थले पुन्य पावन विवेकना समूद्र धर्मधुरधर महिमाप्रसिध निगमअर्थप्रविण सुर्यनी पेरे उदोतकारि चंद्रनि पेरे शितल्लता वैष्णवना कल्पतरू श्रीनाथजीना कृपापात्र गुजरधरना भगवदिमां शिरोमणी अहेवि अनतकोटी सुभ उत्तम उपमालायक तिर्थस्वरूप मरबि सिरछत्र भगवदि 'श्रीदयाशंकरभाई' दिन दिन प्रताप सिवाये अेतान श्री जोसि कुबेघिला भगवदीना चरणरज केहेवा मात्र भोगिलाल उत्तमरामना श्रीस्मर्ण वांचजो अत्रावि कुसलास्तु आपनि जसकिरति सदा निरंतर चाहिये छीये ने अम्यो तो रंक वैष्णव छिये पण भगवदि व्रीजनाथ धरणीधर थया तेज अमारा वडाउवा ने तेमना स्थलमां श्रीठाकोरजी श्रीगिरधारीजी अमारे बिराजे छे ने व्रीजनाथनी वांणि अेक लाप ने पांनरिस हजार पद कवां छे अे रिते तमारि कृपा छे पण लखवानु हांसल थ छे जे आपनि कवितानु पुस्तक १ कृपा करिने अमारा मदिरमां मोकल्वु अेटलो घणोक अभिलाष छे माटे कृपा करिने अमारा गांमना मेहेता रलुभाइ जेठाभाइ डभोइनिवासी छे तेमनी साथे कागल लपीने पुस्तक अमारी उपर कृपा करी मोकलजो ने कागलमां लपयुं पुस्तक रापजो अे रीते लपवु फरीथी लपवानु हांसल दे छे जे पुस्तक आपी देवानु न होय तो अमो पुस्तक उतारीने तमने पोचाडिशु अे रिते अभिलाष छे माटे कृपा करिने पुस्तक मोकलवु सुज्ञेषु किमधिकं ॥ आपनि पासे भगवदि समागममां होय

तेमने अमारो श्रीसगरण केहेवो ॥ दोहरो ॥ कागद थोरो हेत घनो मोहोसे लखो न जाय ॥ रतनागर सागर भरो गागर कम समाय ॥ १ ॥ दिन दुनो भोर थाण रप खइ मुक्तिने जोये ॥ 'भोगी' दीनता घरण ने वेगे पडो छु दुर ॥ २ ॥ मीती सवत् १९०७ ना फाल्गुन वदि ५ रवेउ ॥ पत्रनो अभिप्राय छु माटे लखजो अमारा गामना मुखी पटल गोवाल्जी कासीदास ता पा वाजीभाइ धर्मदासनो डडवत सेवामा अंगीकृत्य करवो [21]

આ પત્રમા શ્રી. દયારામભાઈની સાર્વત્રિક પ્રતિષ્ઠા અને સાર્વભૌમ મહત્તાના દર્શન થાય છે

એમની ૭૫ વરસની વય હતી ત્યારે રાજપીપળાથી (નાદોદથી) નદ કુવરબાએ સૂકો મેવો અને ધોતીજોટો મોકલી પોતાનો પૂજ્યભાવ દર્શાવતો પત્ર ડભોઈ લખ્યો હતો (સં ૧૯૦૮, પોષ સુદિ ૪ શુક્રવાર)

પત્ર

'સ્વસ્તિ શ્રી ડભોઇ માહાશુભ સ્થાને સમનગુણસપન્ન અનેક શુભ ઉપમા સહીત પરમ વૈસ્નવ ભટજી શ્રીદેયારામજી પોગડપ્રનાપ સ્વસ્થાન રાજપીપના નાદોદથી અખડ ભોભાગવતા બાઇ નન્દકુળબાના જય શ્રીકૃષ્ણ વાચવા અત્ર અહી કુશળ છે તમારી કુશળતાના પત્ર લખવા પ્રતુ લખવા કારણ એ છે જે અહીથી હલકારા રણછોડ સાથે સામાન મોકલો છે તે તપાસી લેવો

| | |
|---|---|
| ધોતી જોટો ૧ | બદામ શે ૫ |
| | દરાક્ષ શે. ૧ |

સદરહુ પ્રમાણે પહોચશે આ તરફનુ કામકાજ લખવુ મીતી સવત ૧૯૦૮ ના પોશ સુદી ૪ શુક્રવાર"

[22]શ્રી દયારામભાઈએ ૭૬ વરસની વયે પરમપૂનિત પુણ્યશ્લોક ક્ષરદેહનો

૨૧ આ પત્રની પ્રાચીન પ્રતિ અમારી પાસે તે ને તે સ્વરૂપમા સુરક્ષિત છે

૨૨ વડોદરાનરેશ સયાજીરાવ બીજા વડોદરાના ફત્તેસિંગ મુનાલિક, વડોદરાના (વાડી જિલ્લાના) ગોપાળરાવ મહેરાળ અમદાવાદના ભક્તકવિ માધવરામ વ્યાસ અને કૃષ્ણારામ મહારાજ પેટલાદની નાગરણ બાઈ ચૂ.

ડભોઈમાં આરોળાવગામાં આવેલા શ્રીદ્વારકાનાથજીના મંદિરની પાસેના સખી-દાસ ગાંધીના મકાનમાં સદાને માટે ત્યાગ કરી, હોંશે હોંશે નિત્યલીલામાં પ્રવેશ કર્યો (સં. ૧૯૦૯ મહા વદિ પાંચમ).

શ્રી. દયારામભાઈનું જીવન અયાચક અને અવ્યાવૃત્ત હતું. એમની જીવનનાવના સુકાની શ્રીકૃષ્ણચંદ્ર હતા.

શ્રી. દયારામભાઈને ત્યાં દરરોજ ભગવન્મંડલી ભરાતી, ભગવાન્નામ લેવાતું, ભગવદ્વાર્તા થતી. વાર્તામાં સંસ્કૃત અને ભાષાના ગ્રંથોનું તેમજ વાર્તાગ્રંથોનું વાચન થતું. સિદ્ધાંતાત્મક, ભાવાત્મક, સ્તોત્રાત્મક, પ્રમેયાત્મક અને ફલાત્મક (વાર્તાસાહિત્ય) સાહિત્ય રોજ વંચાતાં. વાચન પછી ચર્ચા થતી. ચર્ચામાં રસિકો ભાગ લેતા ચર્ચા વાચનના ચવર્ણરૂપે થતી. ચર્ચા પછી ભગવન્નામ-ધ્વનિઓ ગવાતી. પટ્ટ શિષ્ય જોશી રણછોડભાઈ નામધ્વનિઓ ગવડાવતા. દર એકાદશીએ જાગરણ થતું. સાંપ્રદાયિક ઉત્સવોની ઉજવણીમાં ઓર આનંદ આવતો. જન્માષ્ટમી અને શ્રીવલ્લભાચાર્યજીના મહોત્સવ વખતે તો અવધિજ આવતી.

શ્રી. દયારામભાઈનું સારુંયે જીવન દેશાટનમાં અને અભ્યાસમાં, સાહિત્ય-સર્જનમાં અને ભગવદ્ભજનમાં, ભગવદ્ગુણગાનમાં અને ભગવત્સેવામાં સુખેથી પસાર થયું હતું. "शुद्धा प्रेमणातिदुर्लभाः" "कोटिष्वपि सुदुर्लभ"—એ કોટિના શ્રી. દયારામભાઈ હતા.

શ્રી. દયારામભાઈના ચાણોદ ડભોઈમાં ઘણા શિષ્યો હતા, તેમાં અંતિમ અને મુખ્ય પટ્ટ શિષ્ય જોશી રણછોડભાઈ હતા. બીજા આગળ પડતા શિષ્યો તે રણછોડભાઈના નાનાભાઈ જોશી ગિરિજાશંકર, ઘેલાભાઈ દુર્લભદાસ અમીન, વસંતરામ અને રતનબાઈ સોનારણ.

આમાં રણછોડભાઈ પોતાની તેર વર્ષની વયે અને શ્રી. દયારામભાઈની સાઠ વર્ષની ઉંમરે શ્રી. દયારામભાઈનાં સંપર્કમાં આવ્યા. ગિરિજાશંકરભાઈની

પેટલાદની નાગરણ ઉમાગવરી, સ્વામિનારાયણ સંપ્રદાયના સાધુવરો, શ્રીનાથ-દ્વારાના તિલકાયિત અને સમકાલીન ગોસ્વામી બાળકો સાથે (અનુભવમંજરી'માં લખાયેલા પ્રસંગો મુજબ) શ્રી. દયારામભાઈને ક્યારે, કયે સમયે, કઈ ઉંમરે પ્રસંગો સાપડ્યા હતા એની ચોક્કસ માહિતી મળતી નહિ હોવાથી એ પ્રસંગોને સાલવારી જીવનદર્શનમાં સ્થાન આપવાનું સાહસ કર્યું નથી. એ બાબતની ચોક્કસ બાતમી મળ્યે સ્થાન આપવાની તીવ્ર ઇચ્છા છે. એને માટે પ્રયત્ન ચાલુ છે ભવિષ્યમાં સંશોધનથી જે વધારો ઘટાડો થાય તે ખરો.

એ સમયે દસ વર્ષની ઉંમર હતી. ત્રેપનમે વર્ષે શ્રી. દયારામભાઈ યાત્રામાં ગયા ત્યારે રતનબાઈની વય અઢાર વર્ષની હતી. ( આ છેલ્લું વિધાન નર્મદાશંકરનું છે.)

સંગીત—શ્રી. દયારામભાઈએ નાથદ્વારા અને કાંકરોલી, ગોકુલ અને વૃંદાવન, મથુરા અને જતીપુરા, લાહોર અને આગ્રા, બનારસ અને દિલ્હી વગેરે એ સમયનાં કીર્તનગૃથજોમાં અને સંગીતધામામાં રહી પુષ્ટિમાર્ગીય કીર્તન-પદ્ધતિનો અને ભારતીય સંગીતપદ્ધતિનો સારો પરિચય સાધ્યો હતો. એમને વિવિધ પ્રકારનાં વાજિંત્રો વગાડવાનો પણ ભારે શોખ હતો.

વડોદરાનરેશ સયાજીરાવ બીજા અને ફત્તેસિંગ સુનાલિક, વડોદરાના હરિભક્તિ અને શ્રીમંતો, વડોદરાના સરદારો અને સંગીતકારો, વડોદરાના સાહિત્યકારો અને વડોદરાનો જનસમાજ, અમદાવાદના કવિ માધવરામ વ્યાસ અને કૃષ્ણારામ મહારાજ, અમદાવાદના શ્રીમંતો અને કલાકારો, અમદાવાદનો વિદ્વદ્વર્ગ અને અમદાવાદની જનતા, સુરતનો શ્રીમંતવર્ગ અને વિદ્વદ્વર્ગ, સુરતના રસિકજન અને સુરતની જનતા, ભરૂચનો ભાવુકવર્ગ અને જનસમાજ, નડિયાદનો વિદ્વદ્વર્ગ અને પેટલાદના નાગરો વગેરેએ શ્રી. દયારામભાઈના કાર્યક્રમ વારંવાર ગોઠવ્યા હતા. વડોદરા અને ડાકોર, ચાણોદ અને ડભોઈ વારંવાર આવા કાર્યક્રમો ગોઠવતાં.

પોશાક—શ્રી. દયારામભાઈ જે ઠેકાણે અને જે સમયે જેવો જોઈએ તેવો જ પોશાક પહેરતા. શ્રીનાથદ્વારા અને કાંકરોલીમાં, ગોકુલ અને વૃંદાવનમાં, વ્રજમાં અને ઉત્તર-મધ્ય ભારતના પર્યટનમાં વ્રજવાસી પોશાક પહેરતા ચાણોદ અને ડભોઈમાં, વડોદરા અને અમદાવાદમા, સુરત અને ભરૂચમાં, ડાકોર અને ઉમરેઠમાં, નડિયાદ અને પેટલાદમાં, સમસ્ત ગુજરાતમાં ગુજરાતી પોશાક પહેરતા. દક્ષિણ ભારતના પ્રવાસમાં ગુજરાતી અને વ્રજ બને પોશાક પહેરતા. વ્રજમાં વ્રજવાસી પાઘ, ગુજરાતમા સાડીદરિયા પાઘડી.

સફેદ બાસ્તા જેવા અમદાવાદી કોરનાં અને નાગપુરી ધોતિયાં, બનારસી અને માહેશ્વરી ધોતિયાં, તમતસનું અંગરખું અને મુલાયમ બંડી, લાલચટક સાડીદરિયા પાઘડી અને લાલગુલાબી વ્રજવાસી પાઘ કિરમજી રંગનો અને લાલ ગુલાબી સાફો, કેસરી અને સફેદ દુપટ્ટો,—આ હતો એમનો માનીતો પોશાક.

ધોતિયું ચારે છેડે ચીપીને બને બાજુ પાટલીબંધ પહેરતા. પાઘડી સહેજ વાંકી મૂકતા. બંડી અને અંગરખું સહેજ ખુલ્લું પહેરતા દુપટ્ટો

શ્રીજીને ગડીબંધ છાતીથી ખેંચે નાખતા. મન થઈ આવે ત્યારે, ઉત્સવ આવે ત્યારે, તહેવાર આવે ત્યારે વ્રજવાસી પોશાક પહેરતા, વ્રજવાસી પાઘ બાંધતા. ચાણોદ ડભોઈમાં ફરવા નીકળે ત્યારે જુદી જુદી રીતે ફેંટો બાંધતા. એ પણ મરજી મુજબ, પ્રસન્નતા પ્રમાણે. ગુજરાતમાં તો સાફોદરિયા પાઘડી પહેરતા. અવારનવાર વ્રજવાસી પાઘ બાંધતા.

કપડાં લત્તાને ઋતુ અનુસાર પ્રસાદી અત્તરનો હાથ મારેલો જ હોય. બહાર નીકળે ત્યારે હેરમ ફેર્યા જ કરે. જેવી હેરમ અક્ષરદેહની, તેવી ક્ષરદેહના, અને તેવી જ પોશાકની. જેવા શરીરે સુઘડ અને નાજુક, નમણા અને નીરોગી તેવા જ કપડે લત્તે સ્વચ્છ અને સાદા, સુભગ અને શોખીન.

**ખાસિયત**—શોખીન તો એટલા બધા કે દરરોજના પચાસ પાન જોઈએ. પાનમાં વાપરવાં માટે ચૂનો કાથામાં માખણ બરાસ અને ગુલાબજળ પડે જ. સોપારી અને એલાયચી, વળિયારી અને લવીંગ સાથે પાન બને. એવાં પાન પ્રભુને ધરાય, વૈષ્ણવોને અપાય, પછી જ ઉપયોગમાં લેવાય. એવાં કે મોઢું સુકાય જ નહીં. સદાએ હોઠ લાલચોળ રહે. પરંપરાથી અમે સાંભળ્યું છે કે પાન ચાવીને રસ ગળે ઉતારે ત્યારે એ નર્યો દેખાય. એવી હતી નાજુકાઈ શરીરની, એવો હતો બાંધો શરીરનો. એવું હતું બંધારણ દેહનું.

તેલ-ફુલેલનું માલીશ કરીને, અત્તરનો હાથ મારીને સ્નાન કરવાનું. એ પણ પ્રભુના સુખ માટે, મોજશોખ માટે નહિ જ. જેવી ઋતુ તેવું અત્તર. ઉનાળામાં પીવાના પાણીમાં ગુલાબના અત્તરનાં ટીપાં પડે, અત્તરની પારાવળી સળી ફરે. પહેલું પ્રભુને સમર્પણ, પછી વૈષ્ણવને અર્પણ, પછી એનો ઉપયોગ. પ્રભુના સુખનો જ વિચાર. પ્રભુના પ્રસાદનો જ ઉપભોગ. પ્રભુના સમર્પણનો જ ખ્યાલ. સાચી સોહાગણનાં જ લક્ષણ. સાચી વિજોગણનું જીવન.

રસોઈના પણ એવા જ રસિયા. જાતજાતની સામગ્રી જાતે જ બનાવે. ઉત્સવમાં જે જોઈએ તે ખાસ બનાવે. તહેવારમાં જોઈએ તે જરૂર બનાવે. બાધાવસ્ત્રાદિની સેવા જાતે કરે. ઋતુ અનુસાર વસ્ત્રવાઘાદિ ધરે. જલની, ખંડારીની, વાંસણસફાઈની સેવા જાતે કરે. રસોઈમાં એક્કા, સેવામાં એક્કા, સાથે સાથે રસજ્ઞ અને મર્મજ્ઞ.

**જીવનચર્યા**—સામગ્રી સિદ્ધ કરવી, પ્રભુને ભોગ ધરવો, દરરોજ એ ત્રણ જણને મહાપ્રસાદ લેવડાવવો. એ પણ એક જ વખત. ઉત્સવના દિવસોમાં,

તહેવારના દિવસોમાં, પાંચ પચીસ પચાસ કે સો પ્રસાદ લેનાર હોય જ.-જેવો ઉત્સવ, જેવો તહેવાર તેવાં પ્રસાદ લેનાર.

રાતનાં ભોજન કરવાનું નહિ. કેસર અને સાકર નાખેલું, ઇલાયચી અને બદામ નાખેલું, સહેજ ઘીના સંમિશ્રણવાળું સાધારણ ગરમ એવા શેર-—શેર દૂધનું પાન એ જ એમનું રાતનું ભોજન-ધરમૂળથી એ જ ધાટી—પહેલેથી જ એ જ ટેવ.

પરોઢિયે વહેલા ઊઠવું, સ્નાન સંધ્યાદિથી પરવારવું, ૭ થી ૧૧ સુધી—મંગલાથી તે રાજભોગ સુધીની સેવા પહોંચી, વૈષ્ણવ અભ્યાગત કે અતિથિને પ્રસાદ લેવડાવી લેવો. એકાદ કલાક આરામ કર્યા પછી એકાંતમાં ઓરડામાં, બંધબારણે ગ્રંથસર્જન કરવું, પદાદિ રચવાં. ૪ થી ૭ સુધી—ઉત્થાપનથી શયન સુધીની સેવા પહોંચવી. વૈષ્ણવોને પ્રસાદ લેવડાવવો. ૯ થી ૧૧ સુધી ભગવદ્‌વાર્તા કરવી, ભગવચ્ચર્ચા કરવી, ભગવન્નામધ્વનિઓ ગાવી,-પછી સ્ફુરે તે લખવું, સરે તે રચવું, આવે તે બોલવું. દૂધ પી ભગવન્નામ લેતાં લેતાં, ભગવલ્લીલાનું ધ્યાન ધરતાં ધરતાં સૂઈ જવું.

૬૫ વરની વય પછી, જીવલેણ માંદગી ભોગવ્યા પછી એમની દિન-ચર્યામાં ભારોભાર ફેરફાર થયો હતો. બપોરના બાર વાગતાં સુધી ઝાડા પિશાબની હાજતે કલાકે કલાકે જવું પડતું. એમાં વળી જીર્ણ જ્વરે ઘર ઘાલ્યું હતું. બાર વાગ્યા પછી સ્નાન કરતા. સામગ્રી સિદ્ધ કરતા, સેવા કરતા, ભોગ ધરતા, નહિ જેવો પ્રસાદ લેતા. હાજર રહેનારને લેવડાવતા—હાજરમાં રતનબાઈ અને રણછોડભાઈ તો હોય જ, ધેલાભાઈ અને વસંતરામ તો ખરા જ. એ વગર જે હોય તેમને પણ કોઈને ના નહિ. કોઈને બોલાવવાના નહિ. કોઈને આમંત્રણ નહિ.

ઘરબાર વગરના છતાં હાડ બાદશાહી. સાહ્યબી રાજા મહારાજાના જેવી. પારકે ઘેર છતાં સ્વતંત્ર. બધાં જ એમના કહ્યાગરાં. બધાં જ પડતો બોલ ઉપાડે. પૈસે ટકે ખાલી છતાં દરિયાવ દિલના-ગમે તે આપી દે. પાસે હોય તે આપી દે. પડ્યું હોય તે આપી દે. પહેર્યું હોય તે આપી દે. કિંમતનો વિચાર જ નહિ.

સગે વહાલે ખાલી છતાં શિષ્યો અને પૂજકોથી, લહિયા અને ગ્રંથ-સ્નેહીથી સદાએ વીંટળાયેલા.

**કાવ્યસર્જનઃ**—શ્રી. દયારામભાઈનું સાહિત્ય આશરે ૬૦ રાગ અને ૧૫ તાલમાં, ૬૦ છંદ અને ૭ ભાષામાં—ગુજરાતી[૧] અને વ્રજ,[૨] ઉર્દૂ[૩] અને પંજાબી,[૪] મારવાડી[૫] અને મરાઠી[૬] તેમજ સંસ્કૃત[૭] ભાષામાં જોવામાં આવે છે. પરંતુ 'રસિકરંજન'માં **'गिरिधर मुज्यो प्रान'**—એ ચરણથી શરૂ થતા બાર ભાષાના—અગિયાર ભાષાના છપ્પાથી સ્પષ્ટ માલૂમ પડે છે કે એઓશ્રી અગિયાર-બાર ભાષાના જાણકાર હોવા જોઈએ. એમણે ગુજરાતીમાં નાના મોટા થઈ, પ્રગટ અને અપ્રગટ મળી આશરે બસો અને વ્રજભાષામાં આશરે સો ગ્રંથ લખ્યા છે. તદુપરાંત ગુજરાતી ભાષામાં ગરબી અને ગરબા, પદ અને ધોળ, વગેરે; વ્રજભાષામાં પદ અને ધ્રુપદ, ધમાર અને ખ્યાલ—વગેરે; મરાઠી ભાષામાં પ્રબંધ અને લાવણી, નરસિંહ મહેતાની હૂંડી વગેરે; ઉર્દૂમાં રેખતા, પીસતા અને ગઝલ; મારવાડી અને પંજાબીમાં પદ, ખ્યાલ અને ઠુમરી; તેમજ સંસ્કૃતમાં સ્તોત્ર—આ બધાં તો જુદાં જ. બેચાર ભાષાના સંમિશ્રણવાળાં અને દૃષ્ટકૂટાદિ પદાદિનો ઉમેરો તો જુદો જ.

ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં એક એ મોટી નોંધપાત્ર બિના છે કે શ્રી. દયારામભાઈના પોતાના હસ્તાક્ષરોમાં એમની અંખ્યાબંધ રચનાઓ લખાયેલી સચવાઈ રહી છે. એમની આ અસલ હાથપ્રતોમાં એમના સુંદર હસ્તાક્ષરોમાં એમની સુઘડતા, ઉચ્ચારણને અનુકૂળ જોડણી-પદ્ધતિ, વિશિષ્ટ લેખનપદ્ધતિ, ઉપરાંત વ્રજ અને નાગરી અસરની ભાષા-લઢણ સચવાઈ રહે છે. એમની છપાયેલી રચનાઓનાં પણ નવાં સંપાદનોની, તેટલી જ ન છપાયેલી રચનાઓનાં સંપાદનોની જરૂરિયાત આનાથી સમજાય છે.

સામાન્ય રીતે બીજા કોઈપણ જૂના ગુજરાતી કવિઓને હાથે બનેલું જાણવામાં નથી તેવું પોતાના જીવનના મહત્ત્વના પ્રસંગોની નોંધ સેતું વ્રજભાષામાં થયેલું એમનું આત્મચરિત આપતું ઉચ્ચ કોટિનું સર્જન 'અનુભવમંજરી' એમના જ હસ્તાક્ષરોમાં સચવાઈ રહ્યું છે. 'રસિકરંજન'નો વ્રજભાષામાં શુદ્ધાદ્વૈત વેદાંત અને પુષ્ટિમાર્ગનું નિરૂપણ આપતો—આ પૂર્વે છપાઈ ચૂકેલો ગ્રંથ—અનેક છંદોમાં રચાયેલો છે તે પણ એમના હસ્તાક્ષરોમાં સચવાઈ રહ્યો છે.

શ્રી. દયારામભાઈ પહેલાં જોઈશું તો સૂરદાસ વગેરેએ વ્રજમંડળમાં ભક્તિરસની સરિતા વહેવડાવી હતી, વિદ્યાપતિ અને ચંડીદાસ બિહાર અને બંગાળમાં ભક્તિરસનું પાન કરાવતા હતા, નામદેવ તુકારામ વગેરેએ મહા-

રાષ્ટ્રમાં ભક્તિરસને અજબ રીતે બદલાવ્યો હતો, સૌરાષ્ટ્ર ગુજરાત અને રાજસ્થાનમાં ભક્તપ્રવર નરસિંહ-મહેતા અને રાજરાણી મીરાં,-પ્રેમ દીવાની મીરાં એ જ સાધી રહ્યાં હતાં સમસ્ત ભારતમાં ભક્તિરસ પ્રસરી રહ્યો હતો સૌ કોઈ ભક્તિરસે ભીંજાયેલા હતાં. શ્રી. દયારામભાઈ એ આ બધાંનો અભ્યાસ કર્યો. પોતાની આગવી પ્રતિભાથી ભક્તિરસનું અનોખું નિરૂપણ કર્યું. પોતાની અદ્વિતીય—કવિત્વશક્તિથી શૃંગાર રસનું અનુપમ સર્જન કર્યું. પોતાની અસાધારણ અવલોકન શક્તિથી પ્રેમરસનું અજોડ ચિત્રણ કર્યું.

સ્નેહાળ હૃદય, મનોહર મુખડું, અનુપમ ઓજસ, અજોડ પ્રભુત્વ, સોહામણું સ્વરૂપ, કોકિલ કંઠ, અરુણ અધર, ગૌર વર્ણ, શુભ્નાસિકા, ચપળ નેત્ર, આજાનબાહુ, ભવ્યાકૃતિ, વિશાળ લલાટ, રસમસતુ સૌંદર્ય, ભાવભર્યું લાવણ્ય, અગાધ પાંડિત્ય, દીનમણિ દીનતા, અદ્વિતીય ચાતુર્ય, અસાધારણ અવલોકનશક્તિ, ઊંડેરું જ્ઞાન, કુશાગ્ર બુદ્ધિ, વિવિધભાષાવિશારદતા, અજોડ સંગીતનૈપુણ્ય, શબ્દમાધુર્ય, પદલાલિત્ય, રસભરી રસિકતા, ભાવભરી ભભક, ઊંડેરી કલ્પના, આબેહૂબ ચિતાર, સાંગોપાંગ છણાવટ, મહામોંઘેરા મહેણાં, મરળ ભાષા, સચોટ શિક્ષા, સલૂણી વાણી, સ્પષ્ટ કથન, અપરિમિત ગેયતા, મનોહર છંદોબદ્ધતા, વિદગ્ધતા, ગોપીભાવ, ગોપીજીવન—આ બધું એક આપણને શ્રી દયારામભાઈના પ્રેમી, પ્રશંસક, પૂજક, અને ભક્ત બનાવે છે

**શ્રી દયારામભાઈનું વંશવૃક્ષઃ-**

મૂળ પુરુષ રાઘવજી ભટ્ટ

ગોકુલજી ભટ્ટ

આણંદરામ ભટ્ટ

નરભેરામ ભટ્ટ

પ્રભુરામ ભટ્ટ

**દયારામ ભટ્ટ**

× × ×

**શ્રી. દયારામભાઈના પટ્ટ શિષ્ય જોશી રણછોડભાઈનું વંશ વૃક્ષ —**

મદનજી જોશી
|
હરિભાઈ
|
રણછોડભાઈ
|
હિંમતલાલ
|
છગનલાલ
|
જીવણલાલ
|
કૃષ્ણદાસ

× × ×

**શ્રી. દયારામભાઈનાં વાજિંત્રો —**

(૧) તંબૂરા પાંચ.
(૨) તબલા (વિવિધ માપનાં દસબાર જોડી, તબલા તરંગની–દૃષ્ટિ)
(૩) મૃદંગ બે—એક મોટી, એક નાની.
(૪) સારંગી.
(૫) બીન.
(૬) સુરમંડળ
(૭) સતાર.
(૮) જલતરંગ
(૯) ચંગ.
(૧૦) કરતાલ

× × ×

શ્રી. દયારામભાઈના અવશિષ્ટ વાજિંત્રો —

(૧) તંબૂરા બે (૨) તબલા બે જોડી. (૩) મૃદંગ (નાની).

× × ×

શ્રી દયારામભાઈના પ્રધાન શિષ્યો —

(૧) રતનબાઈ, (૨) પટ્ટ શિષ્ય જોશી રણછોડભાઈ, (૩) અમીન ઘેનાભાઈ, (૪) વસંતરામ, (૫) ગિરિજાશંકર જોશી.

× × ×

**શ્રી દયારામભાઇનાં સંસ્મરણોઃ–**

ડભોઈ

(૧) સ્ટેશનથી તે કચેરી સુધીના સરિયામ રસ્તાને 'દયારામ રોડ' નામ શ્રીમંત સરકાર સયાજીરાવ (ત્રીજા) મહારાજાની આજ્ઞાથી આપવામાં આવ્યું છે

(૨) દયારામ સ્મારક મંદિર
(૩) દયારામ બાળ પુસ્તકાલય
(૪) દયારામ મહિલા પુસ્તકાલય
(૫) દયારામભાઈની કાલ્પનિક પ્રતિમા
(સાઠોદરા વગામાં)

(૬) શ્રી દયારામ શારદા મંદિર (વીસાવાડ વગામાં)

ચાણોદ

(૭) દયારામપુરી

ના. ક —ચાણોદ અને ડભોઈ દયારામને છાજે તેવું સ્મારક ક્યારે કરશે? ગુજરાત સરકાર સાથ આપશે કે, જ્યારે ભારત સરકાર સુર તુલસી પ્રેમચંદ વગેરેના સ્મારક માટે કટિબદ્ધ છે ત્યારે?



મુદ્રક - કાન્તિલાલ ડાહ્યાભાઈ પટેલ, મગન મુદ્રણાલય, રતનપોળ–અમદાવાદ